# શેઠ મુળરાજ ખટાઉ



| જન્મ | સ્વર્ગવાસ. |
| --- | --- |
| તા ૨૮ ઓગષ્ટ સન ૧૮૬૮ | તા. ૨૫ માર્ચ સન ૧૯૩૦ |

# ઉપોદ્‌ઘાત

પ્રભુ શ્રીકૃષ્ણકૃપાથી શ્રીગીતામૃત પ્રસાદ જ્ઞાનયોગ ષટ્‌ક બહાર પડી કૃતાર્થતા થઈ. કારણ મનુષ્યશરીરનું આયુષ્ય જેમાં વિષયોનો અધ્યાસ છુટી શરીર સંઘાત વિશ્વના આદ્ય પરમ પુરૂષ અર્થે વિનિયોગ થાય. તેજ સાર્થકતા છે. જ્યાં શ્રી તુકારામ મહારાજ કહે છે કે, दिले हात पाय कान मुख बोलावया वचन जेणें तूं जोडसी नारायण ( અર્થ ) હાથ પગ કાન મુખ બોલવાના વચનો જેના વડે હે નારાયણ તારી પ્રાપ્તિ થાય તોજ આપણે આપણા જનક પિતાના કૃતજ્ઞ પુત્રો છીએ. નહિ તો વિષયો ઇન્દ્રિઓના નાદમાં પડી જે આયુષ્ય વ્યતીત કર્યો તો કૃતઘ્ન થઈ એ છીએ. જ્યાં ગાર્ગીના પ્રશ્નમાં યાજ્ઞવલ્કય ઋષિએ કહ્યું છે ગાર્ગી પૂછે છે. कः कृपणः અર્થાત્ કંજુસ કોણ યાજ્ઞવલ્કય यो वा एतक्षरं गार्ग्यविदित्वा अस्मात् लोकात् प्रैति सः कृपणः હે ગાર્ગિ અક્ષર પરમાત્માને જાણ્યા વિના આ શરીર છુટી જાય તેને કંજુસ જાણવો અર્થાત્ તેણે પુનરપિ જન્મ પુનરપિ મરણની ટપ ટપ છોડી નહિ એમ કૃપણ થયો માટે ગીતાનું અધ્યયન મને ગુરૂ કૃપાએ થયું હતું તે તેમનીસેવા; ઇષ્ટ મૂર્તિ શ્રીકૃષ્ણની સેવા; તેમજ જીવનની સાર્થકતા રૂપે જનસમાજમાં આ ગીતા બહાર સહજ પડી તે કૃષ્ણકૃપાથીજ છે. અસ્તુ.

વિશેષ હવે આ પુસ્તકો બહાર આવવાને માટે પૂર્ણ સહાયતા પૂજ્ય માતુશ્રી તુલ્ય શ્રી શુંદરબાઈ હંસરાજની છે. મેં મારા આયુષ્યમાં ૨૩ મા વર્ષથી ગીતા પાઠશાળાના શ્રવણના મનનરૂપે મારી સ્મરણ પોથીમાં પાંચ વર્ષ સુધી નિયમિત જઇ લખી રાખી હતી અને તે વિના મૂલ્ય જનતાને લાભાર્થે બહાર પાડવી એ સંકલ્પ હતો. તે કેટલાક આર્થિક સંજોગો વિરૂદ્ધ જવાથી એમને એમ વર્ષો સુધી અર્થાત્ આગીતા મારા ૪૦ માં વર્ષ સુધી પડી રહી છતાં ગુરૂ આજ્ઞાથી મને પ્રવચનોમાં તેનો ઉપયોગ થતો હતો પણ સત્યસંકલ્પના દાતા પ્રભુ હોવાથી પૂજ્ય શ્રીશુંદરબાઈના હૃદયમાં તે સંકલ્પ પૂર્તિની ઇચ્છા ઉઠી અને તેમણે પણ વિના મૂલ્યેજ પ્રથમ પટ્‌ક બહાર પાડયો. જેમાં જનતાએ પૂર્ણ રૂચી બતાવી મને ઉત્સાહમાં પ્રેરણા કરી જેને અંગે બીજા બે ષટ્‌કો પણ બહાર પડ્યા. હવે પ્રશ્ન એ છે કે, શ્રીભગવદ્‌ગીતા ઉપર તો અનેક ટીકા થઇ છે. તો આ વિશેષ ટીકાની અગત્ય શી ? ત્યાં ઉત્તર એજ છે કે મેં ટીકા રૂપે આ લખીજ નથી. પૂર્વે કહ્યું તેમ ગુરૂસેવા, ઇષ્ટસેવા, અને જીવનસાર્થકતા વિના કાંઇજ ઉદ્દેશ નથી. પૂજ્ય શ્રી નરહરી શાસ્ત્રી મહારાજની અમૃતમય વાણી જનતામાં અતિ પ્રિય હતી. તેથીજ આ પુસ્તક લોકોને પ્રિય

થયું છે જેમણે તેમનું શ્રવણ કર્યું છે, તેમને આ ગીતા વાચન તેમની વાણીની ધ્વનિની સ્મૃતિ થતી હશેજ તેઓ ગીતાના કઠણ અર્થો અત્યંત સહેલા કરી ગૃહસ્થાશ્રમમાં આબાલ વૃદ્ધોને આચારમાં ઉતારી શકે તેવા સુગમ અર્થ સમજાવતા હતા. જેમાં પાંચ વર્ષના બાલકથી લઈ વૃદ્ધને પણ મૂળ ગીતા કંઠ કરાવવા હતા. અને હમેશ કહેતાં કે " गीता सुगीता कर्तव्या किमर्थशास्त्रसंग्रहः " જેનો અનુભવ પૂર્ણ મને થયો છે. અને વાંચનાર પાસે પણ મને પ્રતિમો બદલા તરીકે એજ માંગું છું કે, તેમણે પણ આ ભગવદ્વચનોની પૂર્ણપણે આચારમાં ઉતારવાનો પ્રયાસ કરવો.

હવે ભગવદ્ગીતા એટલે આપણા સ્વરૂપમાં સહજ ઉઠતો ધ્વની સુલં મે સ્યાત્ તે ધ્વની ને અંગે આપણે જે જે સુખને પકડીએ છીએ તે પરિણામે આદિ અંતવાળા હોવાથી દુઃખ રૂપ થાય છે. જ્યારે આ ગીતામૃત પ્રસાદ આપણને અખંડ અવિનાશ અને સહજ સુખની ગાદી ઉપર બેસાડે છે. જે સ્વરૂપનું વિસ્મરણ થયું છે તેનું અખંડ સ્મરણ આપે છે. જેનો અર્થ અતિ ગંભીર છે જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે नातरी सर्व सुखाची आदि। जे प्रमेय महानिधी ॥ नाना नवरस सुधाब्धि। परिपूर्ण हे ॥ कीं परम धाम प्रगट। सर्व विद्यांचें मूळपीठ। शास्त्रां विशिष्ट। अशेषांचें ॥ नातरी सकळ धर्मांचें माहेर ॥ सज्जनांचें जिव्हार। लावण्यरत्नभांडार। शारदेचें ॥ नाना कथारूपें भारती। प्रगटली असे त्रिजगतीं ॥ आविष्कारोनि महामति। व्यासाचिये ॥ સર્વ સુખોના આદિ જે પ્રમેય મહાનિધિ અને સર્વ નવ રસોના પૂર્ણ ભરેલો અમૃત સિંધુ જ છે. જે પરમ ધામને પ્રગટ કરે છે. સર્વ વિદ્યાઓની મૂળ પીઠ જેમાં અશેષ શાસ્ત્રોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વળી સર્વ ધર્મોનો ઉત્પાદક સજ્જનોની પ્રાણ રૂપ તેમજ સરસ્વતીના લાવણ્યનું સ્થાન તે વ્યાસની મહામતીમાંથી ઉત્પન્ન થઈ ભારતમાં કથારૂપે ત્રિજગતમાં પ્રગટ થઈ જેનો અર્થ એટલો વિશદ છે કે જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે तया गीतार्थाची थोरी। स्वयें शंभु विवरी ॥ जेथ भवानी प्रश्नु करी। चमत्कारोनी ॥ तेथ हरू म्हणे नेणिजे ॥ देवी जैसें कां स्वरूप तुझें ॥ तैसें हें नित्य नूतन देखिजे गीतातत्व ॥ આ ગીતાના અર્થની ઉત્તમતા પોતે શંભુજ વર્ણન કરે છે. જ્યાં ગીતાના અર્થમાં ચમત્કાર લાગવાથી ભવાનીએ પ્રશ્ન પૂછયો હતો તેના ઉત્તરમાં શંકર બોલ્યા કે હે દેવી તારૂં સ્વરૂપ જેમ નિત્ય નવું છે. તેમ ગીતાનું તત્વ પણ પણ નિત્ય નવું છે. જેથી શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. हे वेदार्थसागरू। जया निद्रिताचा घोरू। तो स्वयें सर्वेश्वरू। अनुवादला ॥ ऐसें जें अगाध ॥ जेथ वेडावती वेद ॥ तेथ अल्प मति मंद। काय होये ॥ हें अपार कैसेनि कवळावें ॥ महा तेज कवणें धवळावें ॥ गगन मुठीं सुवावें ॥ मशका केवीं ॥ વેદાર્થના સાગરરૂપ પરમાત્માના નિશ્વાસરૂપ જે પોતે જ સર્વેશ્વરે અનુવાદ કર્યો. એવી જે અગાધ જયા વેદોની મતી પણ કુંઠિત થઇ જાય ત્યાં અલ્પમતિ મંદ હું તે કોણ ? આ અપાર છે. તેને કેમ પકડવો સૂર્યના મહાતેજને કેમ તેજસ્વી કરવો. ગગનને મુઠીમાં

કેમ સમાવવે જેમ પક્ષીઓ તેના પારને પામતા નથી, તેમ હું પણ પાર પામતો નથી. જ્યારે વિષ્ણુ અવતાર સાક્ષાત્ જ્ઞાનેશ્વર મહારાજ એમ કહે છે તો હું તો સંતોની દાસાનુદાસા છું. तद्भृत्यस्यानुभृत्या છું ત્યાં અલ્પમતિ શું પહોંચે.

માત્ર પુજ્ય નરહરિ શ્રીગુરૂના પ્રસાદથી જે બુદ્ધિમાં વિવેક થયો તેનો આનંદ સહજ બહાર પડયો. માટે વાંચનારે જો અર્થ ગાંભીર્યતામાં દોષ જણાય તો મને બાલ જાણી ક્ષમા કરવી. હવે તૃતીય ભાગ સમાપ્ત થતાં જે અદ્વિતીય મહાપુરૂષના સમાગમનો લાભ કે જેમનાં વડે અંતર સુખ શાન્તિ તત્વનો સૂક્ષ્મતાનો બોધ પ્રભુના પ્રેમ સ્વરૂપનાં પ્રત્યક્ષતા તથા શ્રીકૃષ્ણ ચારીત્રનાં પરમ રહસ્યનું જ્ઞાન જ્યાં શ્રી એકનાથ મહારાજ કહે છે કે ॐ तत्सदाकार श्रीकृष्णलीला તેનો ઉદ્‌બોધનો લાભ થયો તે મહાપુરૂષ સંતશિરોમણી સદ્‌ગુરૂ દાદામહારાજ સાતારકારના ચરણોમાં પણ મારાં વારંવાર શિરસાષ્ટાંગ દંડવતો છે.

છેવટમાં ચિં. વ્હાલો બન્ધુ ધર્મસિંહ કે જેની મને સર્વ પ્રકારે સહાયતા છે. તેણે મારો અભ્યુદય પણ સાધ્યો તેમજ પરમ પદમાં પણ સહાયતા રાખી તેને પૂર્ણ પ્રેમે અનેક આશિષો. પ્રભુ તેને સર્વ પ્રકારે સુખી રાખી અને મારાં પુણ્યનો ભાગી બનાવે. અસ્તુ.

સૌ. વેલાંબાઈ દ્વારકાદાસ.

# અર્પણપત્રિકા

श्रीकृष्ण गोविंद हरे मुरारे । हे नाथ नारायण वासुदेव ॥

મારા સહિત ત્રૈલોક્યના પરમ પ્રેમના પુંજી રૂપ પરમ પરમાત્મા શ્રી યુગલ સ્વરૂપ રાધા કૃષ્ણ ચરણારવિન્દે સમર્પયામિ.

वामांसस्थलचुम्बिकुण्डलरुचा जातोत्तरीयच्छविं

वशीगीतिभवत्रिभगवपुप मूलास्यलीलापरम् ॥

किंचित्स्रस्तशिखण्डशेखरमनिस्निग्धालिनीलालकम् ।

राधादिप्रमदाशतावृतमह वन्दे किशोराकृतिम् ॥

જેમણે સુંદર કુંડલો પહેર્યાં છે, જે ડાબી બાજુના ખભાને અડકે છે, જેમાં અપરપાર તેજ છે જેમનું ત્રિભગી શરીર છે અને હાથમાં વંશી લઇને ગીત ગાએ છે. છે જેમની ભ્રકુટીની લીલામાંથી જ સમગ્ર જગત ઉત્પન્ન થાય છે, જેમના માથા ઉપર મોરપીછા સહજ આડું થયું છે, જેમના મુખારવિંદમાં સુંદર હાસ્ય છે. અને જે પરમાત્મા રાધાદિ પ્રમદાઓથી વિંટાઇને ઉભા છે તે કીશોરાકૃતીને નમસ્કાર છે બાલ્યાવસ્થામાં જ જે, દિવસથી કાંઇક સમજ આવવા માડી ત્યારથીજ હૃદયની સર્વ ઊર્મિઓ આપના ચરણમાં સહુજ વહેવા માંડી છે. તેઅદ્યાપિ આપની જ કૃપાથી અખડ વહ્યા કરે છે. જેના પ્રતાપે અંતર સુખ જ્ઞાન બોધ ઉંચ પ્રેમ ઇત્યાદિ અલૌકિક સુખાનુભવ થાય છે. માટે જે જ્ઞાનનો ઉગમ જ્યાથી થયો છે, તેજ મધુર કોમલ પરમ પ્રેમાસ્પદ ચરણકમલોમા કિંચિત સેવા સમર્પું છું. હે પ્રભો ! વસ્તુત બુદ્ધિના પ્રકાશ સ્વરૂપ આપ જ છો. માટે આપની કૃપારૂપ દદામિ બુદ્ધિ યોગં તં માંથી જે, જે, સ્ફુરણ થયું. તે જેમ સૂર્યને પ્રભા મળે તેમજ છે. છતાં આપતો श्रुतिमपरे स्मृतिमपरे भारतमपरे भजन्तु भवभीता ॥ છો માટે સહજ ઉઠતો અસ્મદ્ પદ બહિર્વિષયોમા ન રમતાં આપનાં જ ચરણારવિન્દમાં આ જીવન રમયો, તે હે નાથ ! આપનીજ કૃપા છે. અને આપછી પણ જન્મો આવે તો આપના ચરણાંધ્રિમાં અખડ વિરહ પ્રેમ યુક્ત થાય એજ માંગણી. અસ્તુ.

દર્શનાભિલાષીને

દર્શન દ્યો પ્રભુ લાલનંદના એજ પ્રાર્થના સાથે

नमो नमस्तेऽस्तु सहस्रकृत्व पुनश्च भूयोऽपि नमोनमस्ते ॥

हे देव हे दयित हे भुवनैकबन्धो हे कृष्ण हे चपल हे करुणैकसिन्धो ।

हे नाथ हे रमण हे नयनाभिराम हा, हा, कदान भवितासि पदं दशोर्मे ॥

ॐ

# श्रीमद्भगवद्गीता

## अध्याय १३ मो

### ज्ञानयोग

श्रीभगवानुवाच—

इदं शरीरं कौन्तेय ! क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

ભક્તિના ફળશરૂપ બારમો અધ્યાય સમાપ્ત થયો. હવે તેરમા અધ્યાયનો આરંભ કરતાં ભગવાન્ બોલે છે. હે कौन्तेय ! इदं शरीरं क्षेत्रं इति अभिधीयते આ શરીર છે તે ક્ષેત્ર એમ કહેવાય છે यः एतत् वेत्ति तं क्षेत्रज्ञः इति तद्विदः प्राहुः ॥ તેને જે કોઈ જાણે તે ક્ષેત્રજ્ઞ એમ કહેવાય છે.

આ અધ્યાયથી પ્રકરણ બદલાયું છે. ભક્તિયોગના અંતમાં પ્રભુ મનુષ્ય શરીરનો ઊહાપોહ કરી સુંદર દૃષ્ટિ આપે છે. જેમાં પ્રથમ બે વિભાગ પાડ્યા–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ. શરીર તે ક્ષેત્ર અને આત્મા ક્ષેત્રજ્ઞ, એમ પ્રથમ સમજવાને સુગમ પડે, માટે પ્રભુએ ભેદ પાડયો. અને જડ ચૈતન્યની ગ્રન્થીરૂપ શરીર અને આત્માનો સંબંધ બતાવ્યો. પ્રથમ આપણે ક્ષેત્ર શબ્દની વ્યુત્પત્તિ કરીએ. તેનાં ચાર નામ છે. કાઢી નાખવું સર્વ કરતાં પહેલાં આપણે જેને વ્યવહારમાં વાપરીએ છીએ, તે અન્ન ઉત્પન્ન જે જમીનમાં થાય, તેને ક્ષેત્ર કહેવાય. જેનું ગુજરાતીમાં અપભ્રંશ થઈ ખેતર એ નામ પડયું. અને તેના માલીકને ખેડુત કહીએ છીએ. તેને જ શાસ્ત્રમાં ક્ષેત્રજ્ઞ એમ કહુવાય છે. બીજો અર્થ નાશીકાદિક પુણ્યતીર્થોને પણ ક્ષેત્ર એમ કહેવાય છે. ત્રીજો અર્થ સ્ત્રીના શરીરને ક્ષેત્ર એમ કહેવાય છે, અને પુરૂષ ક્ષેત્રજ્ઞ છે. ચોથો અને પ્રસ્તુત અર્થ—આ અધ્યાયમાં પ્રભુએ સર્વ શરીરોને ક્ષેત્ર અને જીવાત્માને ક્ષેત્રજ્ઞ કહ્યો છે. જેમાં કહ્યું છે કે આમ ઉભયના જ્ઞાન ને સ્વરૂપ સાથે જાણે તે જ ખરો ક્ષેત્રજ્ઞ છે. માટે પ્રભુએ શરીર અને આત્માનું રૂપ આ અધ્યાયમાં વર્ણવી અધ્યાયનું નામ જ વેદવ્યાસે ક્ષેત્રક્ષેત્રજ્ઞ અધ્યાય એમ રાખ્યું છે. હવે શરીરરૂપી ક્ષેત્ર તે પ્રકૃતિનું કાર્ય છે, જે આત્માના જ્ઞાન માટેનું અધિષ્ઠાન છે. ક્ષેત્ર વિના ક્ષેત્રજ્ઞનું જ્ઞાન સંભવતું નથી, તેમજ ક્ષેત્રજ્ઞ, આત્મા વિના પણ શરીર રૂપી ક્ષેત્રનું જ્ઞાન સંભવતું નથી.

એમ અન્યોન્યાશ્રય ઉભય છે. માટે ઉભયના પૂર્ણ જ્ઞાનની આવશ્યકતા છે. વસ્તુસ્થિતિ જોતાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો યોગ જ થનો નથી. જેમ ખેતર અને ખેડુતનો અભિન્ન યોગ નથી, તેમ આ જડ ચૈતન્યનો અભિન્ન યોગ નથી. અભિન્ન યોગનો વિયોગ સંભવનો નથી જ્યારે શરીર મૃત છે અને આત્મા અમર છે. માટે તેમાં રહેવા છતાં તે સાક્ષીવત્ રહ્યો છે. જેમ ઘર અને ઘરધણી પૃથક્ છે, તેમ શરીર અને આત્મા પરસ્પર સર્વ પ્રકારે ભિન્ન સ્વભાવનાં છે તેથી આત્મા શરીરના ગુણ ધર્મોથી વસ્તુન લેપાતો નથી. આનું નામ દેહ, પુરી, શરીર, અધિષ્ઠાન ઈત્યાદિ નામ છતાં પ્રભુએ ક્ષેત્ર નામ નાખ્યું છે, તેનું કારણ પ્રભુના મુખારવિન્દની ગીતામૃત હોવાથી તેમા વિશેષ ભાવની સુચના છે. પૂર્વના કાળમા જેમ શરીરરૂપી ક્ષેત્રને જાણનારા ઘણા હતા, તેમ જમીનરૂપી ક્ષેત્રના જાણનારા પણ ઘણા હતા. જેનું નામ કૃષિકાર હતું. તેમા તેઓ તજ્ઞ હોવાથી તેમને ત્યા અનાજ વિપુલ હતું, અને વિપુલ હોવાથી હૃદય ઉદાર હતુ. અને તેને અંગેજ કૃષિ ગોરક્ષ, વાણીજ્ય સારી રીતે રક્ષણ થતુ વર્તમાન કાળમા આત્મજ્ઞાનનો દુષ્કાળ જેમ તેમ કૃષિ જ્ઞાનનો પણ દુષ્કાળ થયો. પૂર્વે ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ ચાકરી હતી જ્યારે છેવટનુ તત્ર ઉપર આવી બ્રાહ્મણ વર્ગ કે જે વિશ્વમા પૂજ્ય ગણાય, તેજ ચાકરી કરે છે, એમ દૃશ્ય ક્ષેત્રનું જ્ઞાન નષ્ટ થયું. તેમ શરીર ક્ષેત્રનું જ્ઞાન નષ્ટ થવાથી તેમાં જ તાદાત્મ્ય ભાવ થઈ જવાથી તેને કેમ વાપરવો, તે બારામાં જ અજ્ઞાન છે, તેને જેમ વાપરો તેમ તે છે. તે બારામા તુકારામ મહારાજ અભગમાં કહે છે शरीर दु:खा चें कोठार ॥ शरीर रोगाचें भांडार ॥ शरीर दुर्गंधीची धार ॥ नाहीं अपवित्र शरीर ऐसें ॥ १ ॥ शरीर उत्तम चांगलें ॥ शरीर सुखाचें घोसुलें ॥ शरीरें साध्य होय केलें ॥ २ ॥ शरीरें साधलें परब्रह्म ॥ शरीर विटाळा चें आळें ॥ माया मोह पाश जाळें शरीर काळें व्यापिलें ॥ ३ ॥ शरीरसकळही शुद्ध ॥ शरीर निर्धांचाही निध ॥ शरीर तुटे भवबंध ॥ वसे मध्यमार्गी देव शरीरा ॥ ४ ॥ शरीर अनित्येचा बाधा ॥ शरीर अवगुणाचा रांधा ॥ शरीरीं वमे बहुत बाधा ॥ नाहीं गुण सुद्धां एक शरीरीं ॥ ५ ॥ शरीरीं दु:ख नेदावा भोग ॥ न द्यावें सुख नकरी त्याग ॥ शरीर चोखटेन चांग ॥ तुका ह्मणे वेग करी हरी भजनीं ॥ ६ ॥ અર્થ સુગમ છે. એમ શરીરનું સુંદર જ્ઞાન કરી લેવુ જોઇએ તોજ અંત:કરણની બેઠક સુદર થાય ત્યારેજ સેવા ધર્મ હૃદયમા પ્રગટે તે ધર્મ આચરવો ઘણો કઠણ છે. જ્યાં ભરથરી લખે છે–मौनान्मूकः प्रवचनपटुश्चाटुलो जल्पको वा ॥ धृष्ट पार्श्वे वसति च तदा दूरतश्चाप्रगल्भ ॥ क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः ॥ सेवाधर्म परमगहनो योगिनामप्यगम्य ॥ મૌન રહે તો મુગો કહેવાય. બોલે તો વાચાળ કહેવાય ધૈર્યશાળી હોય તો કઠણ કહેવાય. નરમ હોય તો મૂર્ખ કહેવાય. પાસે રહે તો ગરજુ ગણાય. દૂર રહે તો ગીજાગી કહેવાય. શાન્ત હોય તો ડરપોક કહેવાય. સહન ન કરે તો ઉદ્ધત ગણાય એવા સેવાધર્મ યોગિઓને પણ આચારવો કઠણ છે. તે સેવાધર્મ ભક્ત હૃદયમા જ્ઞાનેશ્વર મહારાજની ઉકતી પ્રમાણે સેવકૈઃ વાણે સહજ આખા વિશ્વના સેવક થઇને રહે, એજ આ મનુષ્ય શરીરરૂપી ક્ષેત્રનો

સુંદર વિનિયોગ છે. એ ક્ષેત્ર શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે થાય છે. એમાં ધાતુ બે છે. એક ક્ષી અને બીજો ત્રી પોતાનો નાશ બીજાનું રક્ષણ કરવું તે તેનો ધર્મ છે. જેમકે ક્ષીયતે એટલે નાશ થવું. અને ત્રાયતે રક્ષણ કરવું. જેમ પાણીને દુધ ભેળાં ચુલા ઉપર મુકયાં હોય, તો પાણી બળીને દુધનું રક્ષણ કરે છે. તેમજ ક્ષેત્ર—ખેતર પણ પોતે ખેડાઈને ઘણાને અનાજ આપે છે. તીર્થો પણ બીજાને પવિત્ર કરી પોતે અપવિત્ર થાય છે. સ્ત્રી પણ પોતે ક્ષીણ થઈ પતિના કુળમાં પુત્રજન્મ આપી રક્ષણ કરે છે. જે મનુષ્ય આ માતાના ગુણને ન જાણે તેને માટે ભરથરી—કહે છે : मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयं ॥ માતાનાં યૌવનનો નાશ કરનાર કુહાડારૂપ જ છે. તેમ આ શરીર ધર્મનાં સાધનરૂપ છે. शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥ તે શુક્ર શોણિતથી બનેલું હોવાથી ક્ષીયતે અને ત્રાયતે ઉભય ધર્મ તેમાં છે. ક્ષેત્રજ્ઞનું રક્ષણ કરી ક્ષેત્ર પોતે નાશ પામે છે. એ ધર્મ મનુષ્ય શરીરનું જ છે તેમાં ઉત્તમ ગુણ ઉઘાડે તે જ્ઞ—કહેતાં જાણકાર છે, જેમ જમીનમાં ખેડી ઉગ કર્યાં ઉત્તમોત્તમ ફળ પાકે છે. નહિં તો સહજ સ્વભાવથી ઘાસ પાકે છે. તેમ પુરૂષાર્થથી નરનો નારાયણ થાય છે અને નહિં તો જડ પથ્થરા સુધીની ગતિ આ ક્ષેત્ર વડેજ થાય છે. માટે બિંબરૂપ-પરમાત્માનું જ્ઞાન કરી પોતે પ્રતિબિંબરૂપ થઈ રહે, તેને જ ભગવાને ક્ષેત્રજ્ઞ એમ કહ્યુ છે. પશુકી પની આબને ॥ નરસે કચ્છું ન હોય ॥ નર એસી કરણી કરે નરકો નારાયણ હોય.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ! ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

પરમાત્માએ અર્જુન પ્રત્યે ભગવદ્ગીતામૃત જે કથન કર્યું, તેનો શ્રીવેદવ્યાસે ત્રીકાંડ કર્યો પ્રથમ ષટ્ક કર્મયોગ, દ્વિતીય ઉપાસના કાન્ડ અને તૃતીય ષટ્ક જ્ઞાનકાંડ. જેમાં કેટલાએક કર્મનેજ પરમ ધ્યેય સમજીને ચાલ્યા, ને ત્યાંજ તેમની ગતિ થવાથી જ્ઞાનની નિંદા કરવા લાગ્યા, તેમજ ભક્તિ માર્ગી જ્ઞાનીની અને જ્ઞાની ભક્તિ માર્ગની નિંદા કરવા લાગ્યા. વસ્તુતઃ ત્રણેનો પૂર્ણ પ્રકાશ ત્યાંજ સાક્ષાત્કારનો પરોક્ષ અનુભવ માટે પ્રભુએ પ્રથમ કહ્યું છે ? सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ ઈત્યાદિ કર્મકાન્ડનો પર્યાવસન જેમ જ્ઞાનમાં તેમજ જ્ઞાનનો પરા ભક્તિમાં સમાપ્તિ કરી છે, भक्त्या मां अभिजानाति यावान्यश्चास्मि तत्वतः॥ ततो मां तत्वतः ज्ञात्वा विशते तदन्तरम् ॥ ભકિતથી મારા તત્વતઃ સ્વરૂપનું જ્ઞાન થઈ ભક્ત મદ્રૂપ થાય છે. છેવટે કહ્યુ છે કે ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥ समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ બ્રહ્મસ્વરૂપ થએલો યોગી પ્રસન્નાત્મા થઈ ઇચ્છા શોકનો નાશ કરી સર્વ પ્રાણીઓમાં સમ થઇ મારી પરા ભક્તિને પામે છે, એમ કર્મ ઉપાસના અને જ્ઞાન ત્રણેની પરાકાષ્ઠા. તેજ પરમાત્મા તત્વનો સાક્ષાત્કાર. માટે આ શ્લોકમાં ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે મારૂંજ જ્ઞાન છે એમ પ્રભુ કહે છે. हे भारत હે ભરત વંશોત્પન્ન અર્જુન सर्वक्षेत्रेषु च क्षेत्रज्ञं अपि मां विद्धि તથા સર્વ ક્ષેત્રોમાં પણ ક્ષેત્રજ્ઞ મને જાણ यत् क्षेत्रक्षेत्रयोः ज्ञानं

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન तत् ज्ञानं अस्ति તેજ જ્ઞાન છે. मम मतं अस्ति એમ મારો મત છે.

આવી રીતે ભગવાન અર્જુનને કહે છે. સર્વ શરીરોમાં ક્ષેત્રજ્ઞ હું છું. અને ઉભયનું જે જ્ઞાન તેજ જ્ઞાન છે. આમ મારૂં મત છે. વસ્તુસ્થિતિ તપાસતાંપ્રભુએ ક્ષેત્ર શબ્દ મનુષ્ય શરીર માટેજ વાપર્યો છે. કારણ ઇતર યોનિઓ ભોગાયતન છે જ્યારે મનુષ્ય શરીરજ ક્ષેત્ર રૂપ પુણ્ય પાપરૂપી કર્મના વિપાકનું અધિષ્ઠાન છે. ત્યાં જો પ્રમાદ સેવાયો તો પ્રભુ કહે છે. तान् अहं द्विषतः क्रूरान् ... आसुरी ष्वेव योनिषु ॥ आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥ તેઓને જન્માન્તરોમા મૂઢ યોનિમાં નાખું છું. માટે શરીરરૂપી ક્ષેત્રને ખેડીને જે સ્વરૂપ જ્ઞાનરૂપી ઉત્તમોત્તમ ફળ પ્રાપ્ત કરવું. તેજ તેનો વાસ્તવિક વિનિયોગ છે.|આ ક્ષેત્રરૂપી શરીરને શ્રીજ્ઞાનેશ્વર મહારાજે પોતાના અભંગમાં આલંકારિક સુંદર ઉપમા આપીછે. અભંગ—सुंढाळ गळाचें मोती ॥ अष्टे अंगें लवे ज्योती ॥ जया होय ॥ प्राप्ति तोची लाभे ॥ हातीचें निधानजाये मंग तूं करसी काय ॥ पोळलियावरी हाय निवउ पाहे॥अमृतें भोजन घडे ॥ कांजी यातें चूळ जोडे । मग तये चरफडे ॥ मिती नाही ॥ अगा आला नाहिं घावो । तंव टाकीयेक टावो ॥ बाप रुकमा देवींवर विट्ठलु नाहीं ॥ મનુષ્ય શરીરરૂપી અથવા પ્રકૃતિનું સુંદર મોતી મળ્યું છે. તે પ્રાપ્ત થયું, તે પરમ લાભ છે આયુષ્ય છે ત્યાં સુધી ઈશ્વર ભજન રૂપી અમૃત ભોજન કરવાને માટે સોનાના થાળ રૂપ આ શરીર છે. તેમ જો ન કરતાં વિષયરૂપી કાંજી રાંધીએ, તો તેનું પરિણામ અધમોધમ ગતિ થાય માટે જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. કે જ્યાં સુધી. કાળરૂપી ઘા અંગ ઉપર આવ્યો નથી ત્યાં સુધી વિઠ્ઠલ વરને વરીલે. જ્યારે હાથમાંનું ધન જો ગયું તો પછી, જેમ ભરતને મૃગ શરીરમાં મનુષ્ય શરીરની વાટ જોવી પડી પણ તેવો જ્ઞાતા હોવાથી તેમને તર્ત બ્રાહ્મણ દેહમળ્યો, પરંતુ એમ તર્ત મળવો દુર્લભ છે. માટે આ ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞને જાણવો એજ તરણોપાય છે અને તેજ જ્ઞાન છે. સામાન્ય ચાવાર્ક મતમાં "દેહ તેજ હું" એમ માની આયુષ્ય ક્રમણની ગતિ છે. છતાં સૂક્ષ્મ રીતે વ્યવહારમાં પણ વાણી વાપરતાં આપણે મારૂં શરીર એમ બોલીયેછીયે હું શરીર એમ બોલતા નથી. એજ અનુભવથી શાસ્ત્રકારોનું જે મત घट्टात् घट्टद्रष्टा भिन्न ઘટથકી જેમ ઘટનો દ્રષ્ટા ભિન્ન છે. તેમજ દ્રશ્ય શરીર, તેથી તથા જગતથી દ્રષ્ટા ભિન્ન છે. તો પણ જેમ ખેડુત ક્ષેત્રનાં અન્નાદિકના ઉત્તપત્તિથી આનંદિત થાય છે. અને ક્ષેત્રજો રસન છો ડે અર્થાત્ અનાજ ન પાકેતો દુઃખી થાય છે. તેમજ માનવી શરીરનાં દ્વન્દ્વોપના સંઘાતથી સુખી દુઃખી થઈ સ્વરૂપને ભુલી જાય છે. અને कथाऽहं का च मे शक्ति નું વિસ્મરણ થાય છે. તેને જ મોહ અવિદ્યા ઇત્યાદિક સંબોધન છે. તેને જે ઓળખે છે. તેજ સ્વરૂપ જ્ઞાનનો અધિકારી છે, અને જ્ઞાની પણ તેજ છે. વળી આ શ્લોકમાં ભગવાન્ કહે છે કે, સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ મને જાણ. પ્રથમ શ્લોક સાંભળતાં આપણા મનમાં આવે કે ક્ષેત્ર તે શરીર અને ક્ષેત્રજ્ઞ તે હું, તેમજ અર્જુનને પણ લાગ્યું. જ્યારે બીજા શ્લોકમાં ભગવાન્

કથન કરે છે કે, પ્રત્યેક શરીરમાં ક્ષેત્રજ્ઞ હું છું. ત્યારે અર્જુન વિસ્મય થયો કે શરીર તે ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ તે આપ ત્યારે હું તે કોણ ? જ્યાં વસ્તુસ્થિતિ જ એવી છે કે, પ્રકૃતિનું કાર્ય તે શરીર અને ચૈતન્ય તે પ્રભુ ત્યારે આપણે કોણ એ પ્રશ્ન ઉઠે, તે ઉઠે ત્યારે જ જિજ્ઞાસુ થાય. અને શાસ્ત્રને શરણે આવી, પોતાને શોધવા લાગે. ત્યારે પ્રથમ પોતામાંથી ષડ્વિકાર ગ્રન્થી છુટી અને नित्यं शाश्वतं अयं पुराणो એમ બોધ થાય તેજ પ્રભુનું સ્વરૂપ છે. એમ અંતિમ સિદ્ધાંત છે. જ્યારે ષડ્ શાસ્ત્રમાં કપિલ દર્શન સિદ્ધાંતમાં પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન આત્મા છે. માટે ભિન્ન ભિન્ન સુખ દુઃખ ભોગવે છે. તે જીવાત્માનું સ્વરૂપ છે, એમ માન્યું છે. વસ્તુતઃ તેમ નથી. જીવાત્મા પોતાને પરમાત્માથી ભિન્ન માને છે તેથી જ સુખી દુઃખી છે. પરંતુ પોતાના અહંકારના અસ્તિત્વ તરફ લક્ષ બિન્દુ જાય, તો જેમ જ્ઞાનેશ્વર, મહારાજ કહે છે કે, अर्जुनपणा न घेतां ॥ मी असा जें पंडुसुता ॥ उठतसे जे तत्वत्तः ॥ ते तयांचें रूप॥ અર્જુનરૂપી અહંકાર ગ્રહણ ન કરી સહજ સ્વભાવમાં હું એમ સ્મૃતિતેજ પરમાત્મા સ્વરૂપ છે. માટે ખરી રીતે જોતાં ક્ષેત્રજ્ઞ પ્રભુજ છે. આ શરીરનો એક રૂવાટો પણ આપણને ઉત્પન્ન કરતાં આવડતો નથી. તો જેનાં કર્તા આપણે નહિ તેના માલેક ક્યાંથી ? પ્રભુએ પોતાની (પ્રોપર્ટી) આપણને કૃપા કરીને ઉત્તમોત્તમ ગુણોરૂપી બીજવાવી તેને પામવાને માટે જ થાપણરૂપે આપી છે. જે અતિ સુંદર નગરી છે. બીજા શ્લોકમાં કહે છે.

> तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत् ।
> स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥
> ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।
> ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

ગત બે શ્લોકોમાં ભગવાને અર્જુન પ્રત્યે શરીરને ક્ષેત્ર અને જીવાત્માને ક્ષેત્રજ્ઞ કહ્યો. પછી બોલ્યા ક્ષેત્રજ્ઞ તે હુંજ છું. અને સર્વ શરીરો પૃથક્ દેખાતા છતાં સર્વમાં હું એકલોજ ક્ષેત્રજ્ઞરૂપ છું. કારણ આપણે શરીરથી ભિન્ન દ્રષ્ટા ખરા, પરંતુ ક્ષેત્રજ્ઞ નહિ. જેમ સૂર્યના સૌ કોઈ દ્રષ્ટા છે. છતાં જ્ઞાતા એકલા ભાષ્યાચાર્ય છે. તેમ જ્ઞાતા છતાં તેમાં કર્તા નહિ તેમજ શરીરના દ્રષ્ટા થઇએ, શાસ્ત્રજ્ઞાનથી જ્ઞાતા થઇએ, પરંતુ કર્તા એકલા શ્રીહરિજ છે. માટે તો ઇન્દ્રિયોનો ભોગ આપણને પરંતુ અતીન્દ્રયનું જ્ઞાન નહિ. માત્ર પતંજલિ જેવા યોગી પુરૂષોએ તેનું જ્ઞાન કમાવી લીધું છે. અને અર્થ, કામ, ધર્મ, અને મોક્ષને પણ તેવા તજ્ઞ ઋષિ મુનિઓ જાણતા હતા. તેમનેજ આ મનુષ્ય શરીરની વાસ્તવિક યોગ્યતાની કીંમત હતી. પ્રભુ શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે આજના બે શ્લોકોમાં કહે છે. तत् क्षेत्रं यत् च यादृक् च તે ક્ષેત્ર કયું અને કેવા પ્રકારનું यद्विकारि यतः च यत् च કયા કયા વિકારોથી યુક્ત એવું તે જે કારણનું કાર્ય છે. यत् प्रभावः तत् मे समासेन शृणु જેવા પ્રભાવવાળું છે, તે મારા મુખથી સંક્ષેપમાં શ્રવણ કર. ऋषिभिः बहुधा गीतं વસિષ્ઠાદિક ઋષિઓએ જેને ઘણે

પ્રકારે ગાયું છે. विविधैः छंदोभिः पृथक् गीतं નાના પ્રકારના છંદોથી વેદોએ ગાયેલું हेतुमद्भिः विनिश्चितैः ब्रह्मसूत्रपदैः एव बहुधा ( गीतं ) યુક્તિ યુક્ત નિશ્ચય જેમાં છે, તે બ્રહ્મસૂત્રે પણ અનેક પ્રકારે ગાયું છે.

એમ અન્વયાર્થમાં સંક્ષેપમાં જે જોયું, તેનો વિસ્તારથી નિરીક્ષણ કર્તા શરીર-રૂપી જે ક્ષેત્ર જેને આપણે સ્વાધીન માનીયે છીયે. અને પોતાનું સમજીયે છીયે. તેનું સમર્થન કર્તા એ કોનું છે, તે નક્કીજ થતું નથી. આપણા શરીરમાં અનંત જીવો. છે. તેનું વસ્તીસ્થાન પણ એજ છે, તો તેથી, પશુઆ પણ સાથે આ નામાલીક છે. માતપિતા માલીક છે. અન્નદાતા માલીક છે. આ બારામાં શ્રીમદ્ ભાગવતમાં ઉહા-પોહ કર્તા શરીર પ્રભુનું છે, એમ અંતે નક્કી થયું છે. જેમકે देहः किं अन्नदातुः स्वं निषेक्तु र्मातुरेवा मातुः पितुर्वा बलिनः क्रेतुरग्नेः शुनोऽपि वा ॥ દેહને આપણે કહીએ મારો, તેનો અન્નદાતા કહે મારા વડે પોષણ થાય છે, માટે હું ધણી. પછી મા કહે નવમાસ ગર્ભમાં રાખનાર હું હોવાથી હું માલીક છું. પિતા કહે હું જનક હોવાથી મારો તે છે. માટેજ તે મારા ભાગ્યને ભોગવનાર છે. જ્યારે માનો બાપ કહે છે કે, પુત્રીનો જ્યેષ્ઠ પુત્ર ઉપર મારો હક્ક છે. જ્યારે બળીયન પુરૂષ જે ગામમાં હોય તે કહે, મારો જીવાડ્યો જીવે છે, તેથી મારો હક્ક છે. મૃત્યુદેવતા કહે મારો અગ્નિ કહે મારો ભક્ષ. છેવટે કૃતુ કહેતાં જીવાત્મા અગ્નિને સ્વાધીન જુવે ત્યારે मनः षष्ठानि इन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति લિંગ શરીરને લઈને ભાગી જાયે છે. જેના વડેજ वासनाकाम कर्माणि देहा भोगाश्च वासना ॥ इति संसृति चक्रंतु सततं परिवर्तते એમ સામાન્ય જીવોનું થાય છે. તે ચક્ર ક્ષેત્રજ્ઞ પુરૂષનું થતું નથી, માટે પ્રભુ ઉપરોક્ત શ્લોકમાં કહે છે. હે અર્જુન! ક્ષેત્ર કે જે જડવર્ગ છે. પોતાના સ્વરૂપમાં જેવો સ્વભાવવાળો છે, વળી જેવા. ઇચ્છાદિક ધર્મવાળો છે તથા જેવા ઈંદ્રિયા-દિક વિકારવાળો છે. વળી જે ક્ષેત્ર રૂપી કારણથી જે કાર્ય ઉત્પન્ન થાય છે. તેનું ક્ષેત્રજ્ઞના પ્રભાવનું યથાત્મ સ્વરૂપ સંક્ષેપમાં મારાવડે જાણ. અત્રે પ્રભુ સંક્ષેપમાં જાણ બોલ્યા ત્યાં અર્જુનના મનમાં આવે કે, સંક્ષેપમાં સંજ્ઞા ભાષા જાણવા સમર્થ કેમ થાઉં ? માટે બીજા શ્લોકમાં ભગવાન્ કહે છે કે, વસિષ્ઠાદિક ઋષિઓ એ તેમજ વેદાદિકમાં શ્રુતિઓએ છંદસ વડે આજ આત્માના બારામાં અનેક પ્રકારે ગાયું છે. વળી જેમણે આરણ્ય સેવીને વેદોના સૂક્ષ્મ અર્થના યુક્તિ પ્રયુક્તિથી આત્માનો સાક્ષાત્કાર કરીને નારદ સનતકુમારાદિક ઋષિઓએ વિવિધૈઃ રાગ રાગણી-ઓથી ગાયો છે. અને વેદવ્યાસે अथातो ब्रह्म जिज्ञासा कर्तव्या થી આરંભી अनावृत्तिशब्दात् ॥ अनावृत्तिशब्दात् એમ બ્રહ્મસૂત્રનાં પદો રચીને આ વિશ્વ ઉપર અનંત ઉપકાર કર્યો છે. જેમાં ઉદ્દાલક ઋષિએ ऐतदात्म्य इदम् सर्व सः आत्मा तत्त्वमसि श्वेतकेतो કહીને ક્ષેત્રનું તેમજ ક્ષેત્રજ્ઞનું બ્રહ્મ રૂપતા સ્થાપિત કરી છે. જ્યાં શ્રુતિ બોલી છે કે, सत्यं ज्ञानं अनतं ब्रह्म એકજ સત્ય જ્ઞાનજ અનંત રૂપે દેખાય છે. તે સ્વરૂપ લક્ષણ છે. તેમજ તટસ્થ લક્ષણ यतो वा इमानि भूतानि जायंते येन जानानि जीवंति यत्प्रयत्यभिसंविशन्ति तद्ब्रह्म ॥ જેથી ભૂતોની ઉત્પત્તિ સ્થિતિ

કાર્ય અને વાયુ કારણ, વાયુ કાર્ય અને આકાશ કારણ, જેનું આદિકારણ આત્મા એ પંચમહાભૂતોએ પિંડ બ્રહ્માંડ બંધાયલું છે. તેના બંધાવવા પછી જે ઉઠે તે અહંકાર. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ तैसे पाचांही गांठी पडे ॥ जैं देहाकारू उवडे ॥ तैं नाचवी चौहूं कडे । तो अहंकारू गा ॥ नवल अहंकाराची गोठी ॥ विशेषें न लागे अज्ञानाचे पाठीं । सज्ञानाचे झोंबे कंठी ॥ नाना संकटीं नाचवी ॥ જ્યારે પચ ભૂતના શરીરની ગાંઠ બંધાય અને દેહાકાર દશ્યમાન થાય, ત્યારે તેને ચાર બાજુ નચાવે, તેજ અહંકાર એની રીત નવાઈ ભરેલી. છે. અજ્ઞાનીઓમાં તે વિશેષ ઘર કરતી નથી. જ્ઞાનીઓને જ તે પોતાના સ્વાધીન રાખે છે. તે અહંકાર અને તેનો અધ્યાસ રૂપ જે તત્વ વસ્તુ માત્રની નિર્ણય કરવાવાળી તે બુદ્ધિ જેના બારામાં પણ જ્ઞાનોબારાય સુંદર વર્ણન કરતાં કહે છે. नागोवा तरी कंदर्पाचेनि बळें । इन्द्रियवृत्तिचेनि मेळे ॥ विभांडूनि येती पाळे ॥ विषयांचे ॥ तों सुखदुःखांचा नागोवा ॥ जेथ उगाणो लागे जीवा ॥ तें दोहींसी वरवा पाडु जे धरी ॥ हें सुख हें दुःख हें पुण्य हें दोष ॥ काहें मेळे हें चोख ॥ पेसें जे नीवडी ॥ जैं अधमोत्तम सुझे ॥ जे साने थोर बुझे । जया दीठी पार खेजे विषयी जीवें ॥ जे तेज तत्वाचें । आदी जे सत्वगुणाची वृद्धी ॥ जे आत्मया जीवाची संधी वसवीत असे ॥ (અર્થ) કામનાનું જોર અહંકારથી ઉત્પન્ન થાય ત્યારે ઇન્દ્રિયોની સહાયતાથી વિષયોના સમુદાયને જીતે અને સુખ દુઃખના તડાકામાં જીવ સપડાય ત્યારે સુખ દુઃખમાં વિશેષ લાભ સેમાં જે એ છે વૃત્તિ નિશ્ચય કરે છે. અને આ સુખ; આ દુઃખ; આ પુણ્ય; આ દોષ; આ પવિત્ર, આ અપવિત્ર, આ અધમ, આ ઉત્તમ એમ જે નિશ્ચય કરે તે તેજ તત્વની આદિ સ્વરૂપ સત્વ ગુણને વૃદ્ધિ કરનાર અને આત્મા જીવની સધિ કરનાર જે તત્વ તેજ બુદ્ધી છે. હવે અવ્યક્તનું સ્વરૂપ શ્રુતિમાં કથન કર્યું છે, કે પરમાત્માને પ્રથમ જે ઇક્ષણા 'એકો અહં બહુ સ્યામ' પ્રજાએતીતિ તેજ—મહત કહેતાં અવ્યક્ત અને ત્યાં સંકલ્પ તે બુદ્ધિ જેનું સ્થૂલ રૂપ તે પંચ મહાભૂતો, ઇન્દ્રિયો અને તન્માત્રા તે અવ્યક્ત વ્યક્તરૂપે ત્રિગુણાત્મક થઈ સમગ્ર સૃષ્ટિ ઉત્પન્ન કરી. તેને જ શ્રુતિમાં માયા એમ સંજ્ઞા આપી છે. मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् । ते ध्यानयोगानुगत अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ માયા તે પરમેશ્વરની શક્તિ છે. તેને જ પરમાત્માએ અત્રે અવ્યક્ત કહી છે. જેને યોગીઓ ધ્યાનયોગથી પરમાત્માની આત્મશકિતરૂપે તેમના જ ગુણવાળી જાણે છે. જ્યાં સમગ્ર વિશ્વબીજ રૂપમાં પડ્યું છે. જેમ વૃક્ષ બીજમાં વસે છે, તેમ માયા રૂપી બીજમાં વિશ્વ પડ્યું છે. માટે વ્યક્ત તે વિશ્વ અને અવ્યક્ત તે માયા. હવે નીચેનાં ચરણમાં બોલ્યા છે કે, ૧૦ ઇન્દ્રિયો અને એકંચ એટલે મનને ગ્રહણ કર્યું છે. શ્રોત, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે. તથા વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ, એમ પાંચ કર્મેન્દ્રિય છે. અને દશ ઇન્દ્રિયોના જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ વિષયો છે જેને અત્રે ગોચરાઃ કહેવામાં આવ્યું છે. જેમાં મન એ સર્વોપરી છે. मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ॥

કહેવાય છે. જેનું સ્વરૂપ જ્ઞાનેશ્વર મહારાજ લખે છે. તે બુદ્ધીસી વાહેરી ॥ अहंकाराच्या उरावरी । पैशा ठायीं मांजारी । वळीयावलें ॥ वायां मन हे नाव । एन्हवीं कल्पनाची सावेव । जयाचेनि संगे जीव । दशा वस्तु ॥ द्वैत जेथ उठी । अविद्या जेणे लाठी । जें इन्द्रियातें लोटी । विषया माझारी ॥ जें संकल्पें सृष्टी घडी । सवेंची विकल्पूनि मोडी । मनी रथांच्या उतरडीं । उतरी रची ॥ જે બુદ્ધિને બહાર અને અહંકારના ઊર ઉપર બળીઓ થઈ બેસે છે. વ્યર્થ મન એમ સંબોધન છે. વસ્તુતઃ કલ્પનાઓનું મૂળ અને જીવદશાજ આ મનના સંગે આવે છે. એને લઈને દ્વૈત ઉઠે છે. અવિદ્યા પણ તેનાથીજ જોરમાં આવે છે. અને ઇન્દ્રિયોને વિષય પ્રત્યે આ મન જ દોરે છે. વળી સંકલ્પથી સૃષ્ટિ ઉભી કરે છે તેમ ભાંગી પણ નાખે છે. એવા મનોરથો કરવાવાળો તે મનજીભાઈ છે. હવે નીચેના શ્લોકમાં જે ઇચ્છા એમ આવ્યું. તેને સ્પૃહા, કામ, અને ઇચ્છા, ત્રણ નામ સંબોધન છે. સુખની પ્રાપ્તિ અને તેના સાધનમાં જે ચિત્તની વૃત્તિવિશેષ તેજ ઇચ્છા. હવે તેનીજ રીતે દુઃખ અને દુઃખનાં સાધનોમાં અભાવરૂપ વૃત્તિવિશેષ, તેજ ક્રોધ કિંવા દ્વેષ પણ કહેવાય છે. જેનાથી અંતઃકરણમાં નિરૂપાધિક આનંદ થાય, તે સુખનું સ્વરૂપ છે અને તેથી જે ઉલટું તે દુઃખનું સ્વરૂપ છે. પંચ મહાભૂત, ઇન્દ્રિયો સહિત જે શરીર તેને સંઘાત કહેવાય છે. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. आणि जीवेंसी पांडवा ॥ या छत्तीसांचा मेळावा ॥ तो हा येथ जाणावा ॥ संघातु पैं ॥ જીવની સાથે છત્રીસ તત્વોનો જે મેળાપ થાય તે સંઘાત. હવે ચેતના જેના બારામાં શ્રુતિ છે કે, कामः संकल्पो-विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ॥ કામ; સંકલ્પ સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા, વૃત્તિજ્ઞાન, એ સર્વ મનરૂપ છે. જ્યારે સ્વરૂપ જ્ઞાનનું જે ભાન થાય છે, તે પ્રમારૂપ ચિત્તની વિશેષવૃત્તિ તે ચેતના છે. જેને જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. आतां असंगा साक्षीभूतां ॥ देहीं चैतन्याची जो सत्ता ॥ ते नाम पांडुसुता चेतना येथें ॥ जें नखोनि केशवरी ॥ उभी जागें शरीरी ॥ जें तीही अवस्था तरीं ॥ पालटेना ॥ જે અસંગ સાક્ષી ચૈતન્યની સત્તા જે દેહમાં નખથી કેશ સુધી વ્યાપી રહી છે અને ત્રણે અવસ્થામાં પાલટે નહિ તે ચેતના અને ઇન્દ્રિયોના સ્વભાવને સ્થિત કરવાવાળી તે ધૃતિ છે. એમ ક્ષેત્રરૂપ વિકારી શરીરનો સમુદાય કહેવામાં આવ્યો છે.

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

આ અધ્યાયમાં શરીરને ક્ષેત્રની ઉપમા આપી તેને નિઃશ્રેયસ્ સુધીનું સાધન માની તે ક્ષેત્રમાં કેવા પ્રકારનાં બીજ વવાય તો નિઃશ્રેયસનું સાધન બને તે બારામાં આ શ્લોક છે. જેમાં નવ બીજક પ્રતિપદે છે. જેને પરમાત્માએ કથન કર્યા છે અને પ્રત્યેક મનનીય છે. જેનો અન્વય अमानित्वं अदंभित्वं अहिंसा क्षांतिः आर्जवं અમાનિપણું અદંભ અહિંસા ક્ષાન્તિ આર્જવ आचार्योपासनं આચાર્યની ઉપાસના કરવી તે शौच स्थैर्य आत्मविनिग्रहः શુદ્ધતા સ્થૈર્યતા આત્માનો નિગ્રહઃ,

ઇત્યાદિક ગુણો દૈવી છે. જેના ઉપર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે ૪૦૦ થી ૫૦૦ ઓવી-ઓ લખી છે. સર્વથી પહેલું ઉત્તમોત્તમ બીજ તે અમાનિત્વં મનુષ્ય પ્રાણીને સહજ સ્વભાવ તે મિથ્યા માન સહજ ગર્વ જ્યારે આત્મજ્ઞાન આવે ત્યારે તેજ ગલિત થઈ સહજ નિર્માનમોહા થાય જ્યારે પોતે સ્તોત્યરૂપ થાય ત્યારે જગત્ તેમને માન આપે અને પોતે અમાનિ થાય. આપણો સ્વભાવ જગત્ પાસેથી પરાણે માન લેવાનો. જેમાંથી અપમાન ઉત્પન્ન થાય. જ્યારે તેમને તેનાથી કાંઇપણ અર્થ નહિ જગતનાં માનાપમાનની પરે સ્થિતિ ઉપર આરૂઢ થવાથી જેમને અહંકાર જ પ્રભુસ્વરૂપમાં વહન કરતા રહે જેથી પરમાત્માથી પૃથક્ માન તેમને હોતું નથી. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. पूज्यता डोळां न देखावी ॥ स्वकीर्ति कानीं नायकावी ॥ हा अमुका ऐसी नोहावी ॥ चीसेची लोकां ॥ આપણને લોકો પૂજ્ય ગણે તેની ઇચ્છા નહિ સ્તુતિ સાભળવાની ઇચ્છા નહિ હું આવો ગુણયુક્ત છું, એમ હોવાથી લોકોનો સત્કાર અને નમસ્કાર. તેમને મરણ તુલ્ય લાગે છે. એમ રાગ, દ્વેષ જેણે જીત્યા તે મહાપુરૂષ पांडित्यं निर्वेद्यं बाल्येन तिष्ठेरन् ॥ જેવા હોય છે. માન કમાવ્યા પછી પરમ પુરૂષાર્થ તેનો, કે નિર્માન રહેવું. આ બારામાં કવિ મુરારિ— અને ભવભૂતિ જેવો એકસમયાવચ્છેદે હૈયાત હતા. જેમાં ભવભૂતિ નિર્માન હતા અને મુરારિ ગર્વિષ્ઠ હતા; માટે લોકો એમ કહેતા मुरारि पदचीं चेत्ता भवभूतेस्तु का कथा ॥ મુરારિનાં ગર્વિષ્ઠપણા પાસે ભવભૂતિની શી કથા ? અર્થાત્ વિદ્યામાં જે ઇર્ષા તે પરિણામે લાભકારક છે. તેમ પ્રથમ માન કમાવું અને પછી મુકવું તેજ પરમ પુરૂષાર્થ છે. બીજો જે ગુણ કથન કરવામાં આવ્યો તે અદંભિત્વ છે. જેનું મન, વાણી, કર્મ, જેનું અભિન્ન તે અદંભિત્વ કહેવાય. જેમ કે मनस्यन्यत् वचस्यन्यत् ॥ कर्माणि अन्यत् दुरात्मनः ॥ मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनः ॥ પ્રાયશઃ દંભના બારામાં વ્યાખ્યા કર્યા વિનાજ દૃષ્ટિએ જ્યાં, ત્યાં, પાન તંબાકુની દુકાનથી આરંભી આચાર્યોની શાળા પર્યન્ત તેનોજ વિપાક દૃષ્ટે પડે છે. માટેજ પ્રભુ ધર્મથી ચ્યૂત, કાળ, તેજ કળિધર્મ છે. જ્યારે મહાપુરૂષો મિથ્યા દંભ તો રાખે નહિ. છતાં જે ગુણો હોય તેને પણ ગુપ્ત રાખે. જ્યાં જ્ઞાને-શ્વર મહારાજની ઓવીઓ છે. सडाणे आळा पान्हा ॥ पळवी जेहवीं अर्जुना ॥ कां लपवी पण्यांगना वडीलपण ॥ आढ्यू आतुडें आडवीं ॥ मग आच्यातें जेहवी हारी ॥ नातरी कुळवधू लपवी ॥ अवयवांतें ॥ જેમ મસ્તાન ગાય આ-વેલા દુધનો પાહનો છુપાવે છે. અથવા તો વેશ્યા જેમ વૃદ્ધાવસ્થા ગુપ્ત રાખે છે. વગડામા શ્રીમંતને ચોર મળતાં જેમ દ્રવ્ય છુપાવે છે અને કુળવધુ જેમ પોતાનાં અવયવો છુપાવે છે. તેમજ મહાત્મા પુરૂષો ગુણોને છુપાવે છે. ત્રીજો ધર્મ આવ્યો અહિંસા, આ અત્યંત કઠણ છે. કારણ જીવો જીવસ્ય ભક્ષણું થીજ પ્રાણરક્ષા છે. ડગલે, પગલે, સુપ્ત ચૈતન્ય, કિંવા પ્રબોધ ચૈતન્યની હિંસા તેજ આપણી જીવન કળા છે. આ અહિંસા તત્વ શાસ્ત્રકારોના મતમાં તેમ જ ખાસ કરીને ભગવદ્-ગીતાના મતમાં હિંસાયુક્ત જે અહિંસા તે અહિંસા છે. જ્યાં ભગવાન્ બોલ્યા છે કે, ॥ यस्य नाऽहङ्कृतो भावो बुद्धिर्यस्य नलिप्यते ॥ हत्वापि स इमांल्लो-

काम्न हंति न निबध्यते ॥ જેને નિરહંકારપણું આવ્યું છે, તે આખા વિશ્વનું શંકરની પેઠે હણી નાખે તો પણ બંધાતો નથી તેજ તત્વ ઉપર શ્રીહનુમાનજીએ તેમજ ભીષ્મ પિતામહે રામ રાવણ, યુદ્ધમાં તેમ જ મહાભારત યુદ્ધમાં હિંસા કરીને અહિંસા ધર્મ પાળ્યો હતો. બીજા અહિંસા ધર્મ માટે શ્રીજ્ઞાનેશ્વર મહારાજ લખે છે. कां जे भूतिं वस्तु आहे ॥ तियेरूपी शके विपायें ॥ ह्मणोनि वस्तु पाहे न पाहे ॥ वहुत करुनि ॥ एसाही कोण एक वेळे ॥ भीतरले कृपेचेनी वळें ॥ उघडोनि डोळें ॥ दृष्टीं घाली ॥ तरी चंद्रबिंबोनि धार ॥ निघतां नहवती गोचर ॥ परी एकसरें चकोरां निदातीं होईं ॥ तैसें प्राणी यासीं होय ॥ जरीतीं कहीं वाघु वाठें ॥ तया अवलोकनाचीं सोयें कूर्मिही नेणे ॥ પ્રત્યેક પ્રાણીમાં બ્રહ્મ ભરેલું છે. તેને કદાચિત્ ત્રાસ થશે. યાને પોતાની ભ્રૂકુટી યુક્ત દૃષ્ટિ કોઈ પર નાંખે નહિં. છતાં પણ અંદરની કૃપાયુક્ત દૃષ્ટિ તેમની જેમના ઉપર પડે તો જેમ ચંદ્રબિંબમાં અમૃત ઝરે છે, તે ચકોર ભોગવે છે, તેમ ભાગ્યશાળી જીવો તે મહાત્મા પુરૂષોની કૃપા દૃષ્ટિ ભોગેવે છે. જેમ કાચબીને ખબર નથી કે મારી દૃષ્ટિથી જ મારાં પીલાઓ ઉછરે છે. તેમ ભકતો જાણતા નથી કે તેમની કૃપાદૃષ્ટિથી જ જગતમાં ભકિતની પ્રેરણા થાય છે. હવે ચોથો ધર્મ તે શાન્તિ આવી. જ્યારે આત્મારામ થાય ત્યારે નિષ્કામ થાય અને નિષ્કામ થાય ત્યારે અંતઃકરણ શાન્ત થાય. પછી આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ત્રિવિધ તાપથી તપે નહિં. વાયુ વિનાની જેવી ગંગાજી શાન્ત પવિત્ર તેવા જ સાધુ પુરૂષોનાં અંતઃકરણ શાન્ત હોય. અને ત્યારે આર્જવ કહેતાં સરલ સ્વભાવ તેજસ્વિતા સાથેનો સરલ સ્વભાવ ધર્મ રાજા જેવો તે આર્જવ. પરંતુ નમાલ્લાપણું ને સરલતા તે મુર્ખાઈના લક્ષણ. શાન્તિનું મુખ્ય લક્ષણ ગુરૂ વસિષ્ઠમાં વર્ણવેલું છે. જેમનાં ૧૦૦ પુત્રો વિશ્વામિત્રે માર્યા તથાપિ શાન્તિ ઢળી નહિં તે ખરા શાન્ત છે. હવે નીચેનાં ચરણમાં આચાર્યોપાસના આવ્યું. જેના ઉપર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે કમાલત કરી છે. છતાં આપણે મુખ્ય તેમની ઓવીઓ લેશું. આ બારામાં ગુરૂ જેવો આપ્ત ઇષ્ટ કોઈ છે જ નહિં. અન્યો જ્યારે સંસાર આપે છે, ત્યારે ગુરૂ પ્રભુ ભેટ કરાવે છે. માટે આચાર્યોપાસના એ મહત્ લક્ષણ છે. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. परि गुरू आज्ञा घरीलें ॥ देहगांवी असें एकलें ॥ वांसरूं घा लाविलें ॥ दावीं जैसें ॥ ह्मणे कें हे बीरडें फीटेल ॥ कें तो स्वामी भेटेल ॥ युगाहुनि चडिल ॥ निमिष मानी ॥ पेसीया गुरू ग्रामींच या आले ॥ कां गुरुस्वयें गुरूनीचीं घाडीलें ॥ तरी गतायुष्या जोडलें ॥ आयुष्य जैसें ॥ જેમ ગાય છુટેલી હોય-અને વાછડો બાંધેલી હોય છતાં વાછરડાનું ધ્યાન ગાયમાં પરોવાયલું હોય છે તેમ જેનાં અંતઃકરણમાં થાય કે ક્યારે ગુરૂ રૂપ સ્વામી મળશે અને ભવરોગ મારો ટળશે. ગુરૂને મળવા માટે એક નિમિષને યુગ જેવો વિરહ થાય. અને તેમની ભેટ થાય ત્યારે જાણે આયુષ્ય આવ્યું એમ લાગે. એમ જેને ગુરૂ તેજ પરમ ભાગ્યનિધિ લાગે તેજ આચાર્ય ઉપાસના કરે, તેજ પવિત્ર હોય, સ્થિર હોય અને ઇન્દ્રિયોનું નિગ્રહ તેમનાં માં હોય. બીજા શ્લોકમાં કહે છે.

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

નવગુણો રૂપી બીજનું ગત શ્લોકમાં વર્ણન આવ્યું. આ શ્લોકમાં ત્રણ બીજનું વર્ણન છે જેમકે इन्द्रियार्थेषु वैराग्यं अनहंकार एव च ઇન્દ્રિયોના અર્થમાં વૈરાગ્ય જેને હોય, વળી નિરંકારવૃત્તિવાળો હોય जन्ममृत्युजराव्याधिदुःखदोषाऽनुदर्शनम् ॥ જન્મ મૃત્યુ જરા વ્યાધિ રૂપી દુઃખોમાં દોષોનું અનુદર્શન કરતા રહેવું. એમ ત્રણ ગુણોનું વર્ણન આ શ્લોકમાં છે.

બ્રહ્મા ઇન્દ્રાદિક, જેની ઇચ્છા કરે છે. તેનું નામ વૈરાગ્ય. જે આવવું મહા કઠણ. જ્યારે મહાત્મા પુરૂષોને તે હસ્તામલકવત્ છે. આપણે ભાગ્યના બારામાં ગોથા ખાઇએ છીએ. કોઈ લક્ષ્મીને પરમ ભાગ્ય માને છે. કોઈ સ્ત્રીને પરમ ભાગ્ય માને છે. કોઈ પુત્રને પરમ ભાગ્ય માને છે. જ્યારે શાસ્ત્રકારને પુછવા ગયા કે ખરૂં ભાગ્ય શું તે તો કહે ? भाग्यं परं विषयेषु वैराग्यम् આ શ્લોકનાં પ્રથમ ચરણમાં બોલ્યા છે કે- ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યં તે ભાગ્ય. ઇન્દ્રિયોના અર્થોનો ખાસ નામ-નિર્દેશ કર્યો ત્યાં વેદવ્યાસનું તાત્પર્ય કાંઈ પણ વિશેષ છે. જેનો ભાવ એમ સૂચવે છે કે- સામાન્ય રીતે મનુષ્ય પ્રાણી સહજ વૈરાગ્યવાન્ તો છે જ. જેમકે સંસારમાં રાગી અને પરમાર્થમાં વૈરાગી. તે વૈરાગ્ય ઉલટું હોવાથી પ્રભુએ અત્રે ખાસ કહ્યું છે કે— ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્ય મનુષ્ય પ્રાણી જેમ કીડીઓ ખાંડ ઉપર તુટી પડે છે તેમજ વિષયો ઉપર તુટી પડે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આમાં મૃગ, હાથી, પતંગ, મીન, ભ્રમરવત્ પોતાનો નાશ કરી લીએ છે. જેમ છાણનાં જંતુ છાણમાંજ ઉત્પન્ન થઈ તેમાંજ તેમનો વિનાશ થાય છે. તેમજ વિષય લોલુપ જીવોનું વિષયમાં પર્યવસાન થઈ લિંગ શરીરમાં વિષયોની વસના રહી જવાથી પુનઃજન્મ વિષય ભોગનાં જ આવે છે. જ્યાં શંકરાચાર્ય ચર્પટપંજરિકામાં લખે છે કે— बालस्तावत् क्रीडासक्तः तरुणस्तावत् तरुणीरक्तः वृद्धस्तावच्चिंतामग्नः परेब्रह्मणि कोऽपि न लग्नः એમ સંસારયાત્રાની સમાપ્તિ સામાન્ય જીવોની થાય છે. માટે આપણા ઋષિ મુનિઓએ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા માટે જે ચાર આશ્રમ નક્કી કરી મુકયા હતા ત્યાં ૭ મે ૮ મે વર્ષેજ બાલકને યજ્ઞોપવીત આપી પિતાએ જે ગુરૂ ગૃહમાં મોકલવો તે પોતાનો હક્ક ઉઠાડી આચાર્યને સોંપવો, ત્યાંજ વૈરાગ્યનું પ્રથમ પગથીઉં છે. ત્યાં પણ રાજાના કુંવરથી આરંભીને રંક સુધી સઉ કોઈનાં બાળકોને મધુકરી સાથે લેવા મોકલતા અને બ્રહ્મચારીઓના આશ્રમ પણ શહેરીઓના કરતાં પૃથક્ વનમાં રહેતા, જ્યારે ગુરૂ આજ્ઞા થાય ત્યારે જ ગૃહસ્થાશ્રમ મંડાતો. ત્યાં પણ धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ એમ અર્થ કામ પાળતા હોવાથી ગૃહસ્થાશ્રમ પણ વૈરાગ્યભાવના યુક્ત રહેવાથી સ્વભાવથી જ ૫૧ મે વર્ષે વાનપ્રસ્થાશ્રમ લેવાની ઈચ્છા થઈ જતી હતી જ્યારે વાન પ્રસ્થાશ્રમમાં વિષયોનો સંગ અને તેમનાં સંગીનું સંગ છુટવામાટે संग सर्वात्मना हेयं ॥ स चेत्यक्तुं न शक्यते ॥ स सद्भिः स कर्तव्यः साधुसंगो हि भेषजम् ॥ સાધુઓનો સંગ

રાખવાથી અંતઃકરણમાં પૂર્ણ વૈરાગ્ય આણી મોક્ષપ્રદ વૃત્તિ થતી હતી. જ્યાં ભર થરી રાજા લખે છે ॥ यदासीदज्ञानं स्मरतिमिरसंस्कारजनितं ॥ तदा दृष्टं नारीमयमिदमशेषं जगदपि ॥ इदानीमस्माकं बहुतरविवेकाञ्जनजुषां ॥ समीभूत दृष्टि स्त्रिभुवनमपि ब्रह्म मनुते ॥ જ્યાં સુધી અજ્ઞાન હતું ત્યાં સુધી કામદેવનો સંસ્કાર મન ઉપર રાજ્ય કરતો ત્યારે સમગ્ર સંસાર સ્રીમય દેખાતુ જ્યારે વિવેક રૂપી અંજન દૃષ્ટિમાં આંજયું ત્યારે શત્રુ મિત્રમાં સમાન થયેલી અમારી દૃષ્ટિ બ્રહ્મમય જગતને જોવા લાગીઃ એમ વિષયની અનિત્યતા અને શરીરની નશ્વરતા લક્ષમાં આવે ત્યારે જ વૈરાગ્ય ગણાય જ્યારે જ્ઞાનોત્તર ભક્તિ ઉત્પન્ન થાય ત્યારે જ પર વૈરાગ્ય આવે. એ વૈરાગ્ય આવવા માટે બીજો ચરણ છે કે ? जन्म, मृत्यु, जरा, व्याधि, दुःख, दोषानुदर्शनम् ॥ જન્મ મૃત્યુ જરા વ્યાધિમાં દુઃખોનું અનુદર્શન કરતાં રહેવું. એમ અનુદર્શન જેમણે કર્યું તેમણે જ છ દર્શનો રચ્યા. જેનાં નામ ગૌતમનું ન્યાયકણાદનું વૈશેષિક, કપિલનું નિરીશ્વર સાંખ્ય, અને પતંજલિનું સેશ્વર સાંખ્ય, જૈમિનિનું પૂર્વમીમાંસા અને વેદવ્યાસનું ઉત્તરમીમાંસા કહેતાં વેદાંત સિદ્ધાંત તે શાસ્રોનાં દર્શનોનાં અનુદર્શન કરતા રહેવું. જ્યાં વેદ વ્યાસનો પરમ સિદ્ધાંત છે કે– सर्वं खल्विदं ब्रह्म તેનું અનુચિંતન કરતા રહેવાથી જન્મ; મૃત્યુ; જરા; વ્યાધિમાં દુઃખોનું અનુદર્શન મેળેજ.થઈ જાય બાલક ગર્ભમાં કેવો ઉંધે મથે માતાના મળમૂત્રમાં પડયો રહે છે તેનું વર્ણન શ્રીમદ્ ભાગવતમાં તેમજ ગર્ભોપનિષદમાં સારી રીતે છે. જ્યાં બાલક ઉંધે માથે હોવાથી પ્રભુની સ્તુતિ બહાર નીકળવા માટે કરે છે. અને ત્યાં સોહમ્, સોહમ્ કરતો જીવ બહાર નીકળતાં જ કોહમ્ બોલે છે. જેથી ઉં આ એ શબ્દનો ધ્વનિ પડે છે કે- તું ત્યાં અને હું યાં એમ માગાના આવરણમાં ભુલી જાય છે. વળી જેમાંથી બહાર આવે છે. તે માતાનો મૂત્રાશય છે. તે જન્મ વખતે બાલકનાં સુખ ઉપર તેનાં બિન્દુઓ હોય છે. માટે તેનું પણ ચિંતન કરતાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ પુનઃ જન્મનો અભાવ થવાના માર્ગમાં લાગે છે. તેમજ મૃત્યુની પણ ભાવના કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. દરદિન પોતાના મૃત્યુની કલ્પના ઠાઠડી બાંધી લોકો પોતાને ચિતા ઉપર સુવાડે છે. ત્યાં સુધી કરવાથી તેનો ભય નીકળી જાય છે. હવે આવી જરા. જે અવસ્થા મહાપરાધીન અવસ્થા છે. જે બારામાં રાજા ભરથરી ગાથા ગાય છે– गात्रं संकुलितं गतिर्विगलिता भ्रष्टा च दंतावलिर्दृष्टिर्नश्यति वर्धते च बधिरता वक्त्रं च लालायते ॥ वाक्यं नाद्रियते च बांधवजनो ॥ भार्या न शुश्रूषते ॥ हा कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्यमित्रायते ॥ શરીર સંકોચાઈ ગયું–દુર્બળું પડી ગયું, ચાલી શકાય નહિં, દાતની પંક્તિ પડી ગઈ, દૃષ્ટિનો નાશ થયો. બહેરાપણું વધી ગયું, મોઢામાંથી લાળ પડવા લાગી, સંબંધીઓ બોલવાને માન આપતા નથી. સ્રી સેવા કરતી નથી, પુત્રો પણ વૃદ્ધની સાથે શત્રુની પેઠે વર્તે છે. માટે વૃદ્ધાવસ્થામાં ઘર ન સેવતાં તીર્થમાં જઈને રહેવું અને તે બારામાં વૈરાગ્ય રાખવું. વળી વ્યાધિ કહેતાં ત્રિવિધતાપ આધિ વ્યાધિ ઉપાધિનું અનુદર્શન કરતાં રહેવું. જેમાં આપણે સુખ સમજીએ છીએ, તે પરિણામે દુઃખરૂપ હોવાથી પરિણામી દૃષ્ટિ ઉત્પન્ન થાય ત્યારે જ

વૈરાગ્ય આવે. એમ જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિમાં દુઃખોનું અનુદર્શન તેજ પરમાનંદ સુખની પ્રાપ્તિ :

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ॥
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

અમાનિત્વમથી આરંભી શરીરરૂપી ક્ષેત્રમાં ઉત્તમ પ્રકારે બીજ વાવવા. તે બીજનો નામનિર્દેશ કરતાં, કરતાં નવમાં શ્લોકમાં મનુષ્યશરીરનું અંતિમ જે પરમાત્માની પ્રીતિ તેનું વર્ણન કરવા માટે તેનું પૂર્વ રૂપનું વર્ણન કરે છે. જેમ કે? असक्तिः पुत्रदारगृहादिषु अनभिष्वंगः વિષયો ઉપર અપ્રીતિ તેમ જ પુત્ર, સ્ત્રી, ઘરમાં આસકિત રાખવી નહિં. इष्टानिष्टोपपत्तिषु नित्यं समचित्तत्वम् સારી અને નરતી પ્રાપ્તિમાં સમચિત્ત રાખવું.

એમ ઉપરની લીટીમાં બદ્ધતાના બારામાં મુખ્ય લક્ષણ– અસકિત અને અભિષ્વંગ બતાવ્યા. તેતે સંગનું અધિષ્ઠાન પણ પ્રભુ સ્વયં દર્શાવે છે. જેમ કે પુત્ર, સ્ત્રી, ઘર, વિગેરે પ્રથમ સંગ સ્વદેહ સાથે છે. અત્રે સંગનો અર્થ યોગ કરવો નહિ. યોગ એટલે જાણવું. અને સંગ એટલે તદ્રૂપ થાવું. યોગ કરતાં સંગ મહા અનર્થકારી છે. યોગનો વિયોગ થાય. પરંતુ સંગનો વિસંગ કઠણ. કારણ ત્યાં મમતાખ્ય સમ્બંધ જોડાય છે. માટેજ દેહ તે હું. અને મારૂં, એમ, આપણે બોલીયે છીયે. શાસ્ત્રમાં ત્રિવિધ સંગનું વર્ણન છે. એક મિથ્યાત્મા, એક ગૌણાત્મા, અને એક મુખ્યાત્મા, શરીર અનિત્ય, અશુચિ, અને દુઃખરૂપ છતાં ત્યાં નિત્ય; શુચી, સુખરૂપ માનવું. તે મિથ્યાત્મ, પુત્ર દાર પ્રત્યે અહમ્ મમ સમ્બધ તે ગૌણાત્મ થયો. અને શરીરને હું એમ જે માનવું, તે મુખ્યાત્મ સમ્બંધ થયો. વસ્તુતઃ આત્મા પોતે સુખસ્વરૂપ છે. છતાં કુત્તરો મોઢામાં હાડકું રાખી, પોતાનું લોહી તેનાથી ઝરવા માંડે, તેને ચાટીને તૃપ્તિ માને તેમ પોતાથી વ્યતિરિક્ત અન્યમાંથી સુખ કહાડવા મંથન કરે છે. જેનું નામ નીશાન ખબર નહિ. તેવી કન્યા સાથે લગ્ન કરી મમત્વ બાંધી. તેના માટે ઘર કરી તેમાંથી પુત્ર ઉત્પન્ન કરી. તેમનાં સુખે સુખી અને તેમનાં દુઃખે દુઃખી થઈ, સ્વસ્વરૂપની ખ્યાતિ છુટી જાય છે. અને ત્યાંજ त्वमजीवितं त्वमसि मे हृदयं द्वितीयम्. ઇત્યાદિક જે વૃત્તિવિશેષ તેનુંજ નામ અભિષ્વંગ છે. સંગની તે પરાકાષ્ઠા છે. જેની ઉત્કૃષ્ટ અવસ્થા દિવસે દિવસે મૂઢ બનાવી પશુત્વ લાવે છે. જ્યાં દષ્ટાંત– એક શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ હતો, તેને પોતાનો આગામી જન્મ ખબર હતો. તેથી પુત્રને કહી રાખ્યું હતું કે, હું બીજા જન્મમાં ભુંડ થઇશ. અને જ્યાં મારી ભુંડણ સાથે રમમાણ હોઈ તારે ત્યાં આવું. તો તારે કાંઇપણ વિચાર કર્યા વિના મને મારી નાંખવો. એટલે હું ઉત્તમ ગતિને પામીશ. વસ્તુસ્થતિ તેજ પ્રમાણે આવીને ઉભી રહી. ત્યારે પુત્રે ભુંડ પિતાને તેનાજ ઉદ્ગારો સંભારી મારવા માંડ્યો તો ત્યાં ભુંડ મનુષ્ય વાણીમાં બોલ્યો :- હું આજન્મમાં પણ સુખી છું. માટે મને માર નહિ. એમ અભિષ્વંગની અતિ કઠણાઇથી છુટવાની છે. માટે સાધુ, સતો, પ્રભુ પાસે પ્રેમ માંગી, અસક્તિ અને અભિષ્વંગમાંથી છુટે છે. જેમ

શ્રીતુકારામ મહારાજ કહે છે કે, ॥ जाणोनि नेणतें करीं माझें मन ॥ तुजी प्रेम खुण देउनीयां मग मी संसारीं असेन वर्तन ॥ जैसे जला आंत पद्मपत्र ॥ એમ કમલ પત્રવત્ તેવો સંસારમાં રહે છે. નરસિંહ મહેતાના જીવન ચરિત્ર નિરીક્ષણ કરતાં મહેતા અખંડ પ્રભુ ગુણ ગાનમાં મસ્ત રહી, અનભિષ્વંગ પુત્ર દાર ગૃહાદિષુ ઉપર હતા. રામદાસ સ્વામી પરણતાંજ સાવધાન થઈ ભાગી છુટ્યા હતાઃ એમ સાધુ સંતોની ચિત્તવૃત્તિઓનું વહન પ્રભુપ્રેમમાં થવાથી, સંસારમાં વૈરાગ્ય અને પ્રભુમાં રાગ થાય છે. ગૃહસ્થાશ્રમમાં ત્રિકાળ જો સ્વસ્વરૂપનું ચિંતન થાય તો ઘરમાં રહેવા છતાં પણ કાગળ જેમ પરબીડીઆમાં રહે છે, તેમ તે સંસારમાં અલિપ્ત રહે છે. તેમ જેનાથી ,નબને તેને પ્રભુ આજ્ઞા પ્રમાણે પ્રૌઢ ઉમરે તીર્થવાસ વા વનવાસ કરી શાસ્ત્રાભ્યાસથી મનમાં વૈરાગ્ય ઉત્પન્ન કરી પુત્ર દાર ઘર વિષે વૈરાગ્ય લાવવો એમ પુરૂષાર્થ સાધવો જેની વ્યુતપત્તિ છે, કે પુરૂષ, અર્થ; સાધવો અર્થાત સ્વરૂપનું જ્ઞાન કરી લેવું. તે થવાને માટે સંગ રૂપી મમત્વને અસંગરૂપી વૈરાગ્ય શસ્ત્રનો જ ઉપયોગ છે. જેમાં કેટલાક ઋષિઓ યોગ વડે તે સાધે છે. કેટલાક જ્ઞાન વડે અને કેટલાક પ્રભુ પ્રેમવડે સાધે છે. જ્યાં યોગવાસિષ્ઠમાં કહ્યું છે કેઃ द्वौ क्रमौ चित्तनाशस्य ॥ ज्ञानयोगेन च राघव ॥ योगेन वृत्तिनिरोधास्थे ॥ ज्ञानेन सम्यक् वेक्षणा ॥ ચિત્તવૃત્તિને બે પ્રકારે વશ કરવી. યોગથી વૃત્તિનો નિરોધ અને જ્ઞાનથી સ્વરૂપ પ્રાપ્તિ તેમજ પ્રભુ પ્રેમથી સંસારમાં વિરાગ લાવવો એમ થવા પછી ઇષ્ટ પદાર્થ ઉપર અને અનિષ્ટ પદાર્થ ઉપર સહજ જ સમચિત્ત થઈ જાય જ્યાં વૃત્તિનો નિરોધ નથી જ્ઞાનનો અભ્યાસ નથી ત્યાં જ ઇષ્ટ અનિષ્ટ ઉપપત્તિ અનર્થકારી છે. પરંતુ જ્ઞાનયોગ સાથે ભક્તિયોગ થાય કે સ્વભાવમાંજ વૈરાગ્યયુક્ત અંતઃકરણ થાય ત્યાં દૃષ્ટિ અનિષ્ટ સરખું જ થાય. તેમ થવા માટે શું થવું જોઈએ તે નીચેનાજ શ્લોકમાં ભગવાન્ કહે છે.

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

ગત શ્લોકમાં અસક્તિને અભિષ્વંગ પુત્ર દાર ગૃહાદિષુ બતાવ્યો તેવો પર વૈરાગ્ય જેના ચિત્તમાં પરિપકવ થયો તેને પરિણામી પ્રભુમાં અનન્ય ભક્તિ થાય. જેનું વર્ણન આ શ્લોકમાં કહે છે. मयि च अनन्ययोगेन अव्यभिचारिणी भक्तिः મારામાં જેને અનન્ય યોગ થયો તેની ભકિત અવ્યભિચારિણી હોય विविक्तदेशसेवित्वं जनसंसदि अरतिः તેઓ એકાન્તમાં તીર્થસ્થાનનું સેવન કરીને મનુષ્યોના સમાજમાં પ્રીતિ રહિત હોય છે.

ભકિતનું સ્વરૂપ શ્રી શંકરાચાર્ય દ્વિધા વર્ણવે છે. જ્યાં કહે છે કે स्थूला क्षूक्ष्मा चेति द्वेधा हरिभक्तिरुद्दिष्टा ॥ प्रारम्भे स्थूला स्यात् ॥ सूक्ष्मा तस्याः सकाशाच्च ॥ સ્થૂલા અને સૂક્ષ્મા એમ બે પ્રકાર તેનાં છે. જેમાં આરંભે સ્થૂલ ભક્તિ થાય છે. અને અંતમાં પરિણામે સૂક્ષ્મ ભકિત થાય છે. જેનું વર્ણન શ્રીશંકર ભગવાન્ કહે છે. स्वाश्रमधर्माचरणं कृष्णप्रतिमार्चनोत्सवो नित्यम् ॥ विविधो-

पचारकरणैर्हरिदासैः संगमः शश्वत् પોતાના સ્વાશ્રમ પ્રમાણે ધર્માનુચરણ કરતાં શ્રીકૃષ્ણ પ્રતિમાનું સ્થાપન કરી ષોડશોપચાર વડે પૂજન કરી તેમના દાસોના સંગમાં રહેવું અને ગુણાનુવાદ ગાવા તે સ્થૂલ ભકિત. એજ થતાં થતાં જ્યારે સાક્ષાત્કાર થાય ત્યારે ઉપરોક્ત ભકિત થાય. જ્યાં શંકર ભગવાન કહે છે. जन्तुषु भगवद्भावं भवानि भूतानि पश्यति क्रमशः ॥ एतादृशी दशा चेत्तदेव हरिदासवर्यं स्यात् ॥ પ્રાણી માત્રમાં મારો ભાવ પ્રગટ થઇને પરમ ભકિત થાય છે. તેજ ઉપર વર્ણવી છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કથન કરે છે:

जो अनन्य यापरि मी जाहाला ही माँतें वरी ॥ तोचों तो मूर्तधारी ॥ ज्ञान पेंगा ॥ किंबहुना निकट निज जयाचें जहालें मज तेणे आपण पायां आह्मा सेज एकी केली ॥ रिगतां वलभा पुढें ॥ नाहीं आंगीं जींचीं सांकडें ॥ तिये कान्तेचेनी पाडे ॥ एक सरला जो ॥ જેમની અનન્યતા એવી કે મારા રૂપ થયેલો હોય. અને મૂર્ત ધારી જ્ઞાન જેવોજ હોય. એટલે તેનું નિજત્વ મારી સાથે નિકટ થયું કે મારી અને તેની સેજ એક થઈ. પછી જેમ પતિ પાસે જવાને વલ્લભા શરમાતી નથી તેમ ભક્ત કાન્ત થઇને મારી ભક્તિ કરે છે, તેનુંજ નામ અવ્યભિચારિણી ભક્તિ વ્યભિચારી ભક્તિ તે, કે જેમ આપણને આપણા ઘરમાં નોકર ઘોડો, ગાય, કુતરો, પોપટ, સ્ત્રી, ધન, પુત્ર ઉપર પ્રીતિ હોય. તેમજ પરમાત્મામાં પણ પ્રીતિ જ્યારે અવ્યભિચારિણી ભક્તિ ત્યારેજ કહેવાય કે જેનું અખંડ ચિત્ત પ્રભુમાંજ રમતું હોય. જળ વિના જેવું માછલું, તેવું ક્ષણેક પણ જે પ્રભુ સ્મરણ વિના રહી શકેજ નહિ. ચતરભુજ દાસ નામે એક શ્રીજી ભક્ત હતા. તેમને શ્રીનાથજીના દર્શનનો નિયમ હતો. પૂર્વે કાળમાં સુતકમાં દર્શન થતા નહિ, તેમ. તેમને સુતકમાં દર્શનનો અટકાવ થવાથી, આત્યંતિક વિરહ થઇ પર્વત ઉપર જઇ પ્રભુના નામની કરૂણા રસિક ભાષાથી કહેવા લાગ્યા કે, દર્શનકો નયના તપેલાલ। મુખ બોલવેકો વચન। મીલવેકો હૃદયોપે મેરે જીવકે જીવન પ્રાણ શ્રીગોવર્ધનવાસી સાંવરે પ્રીયા તુમ બિન હારે શ્રીજી તુમ બીન રહ્યો નવ જાયે। એમ જ્યારે વિરહાનલ પ્રગટે ત્યારેજ અવ્યભિચારિણી ભક્તિ થાય.. જ્યાં શ્રીતુકારામ મહારાજ કહે છે ॥ आंत हरि बाहेर हरी ॥ हरिनें घर कोंडीलें ॥ हरिनें कामा घातला चोरा ॥ चित्त वरा मुकवीला ॥ हरिनें जीवें केलें सारीं ॥ पडीलें तुटी सकलांसी ॥ तुका ह्मणे वेगळा नव्हवे हरि ॥ भोंवं भोवताला ॥ અંદર બહાર મારા હૃદયમાં જ્યાં ત્યાં હરિજ ભર્યા છે. એણે મારા ચિત્તમાં એવો વાસ કર્યો કે, સંસાર કામનો મને વીસર પડ્યો. જેની મારા જીવનમાં જીવન થઈ, રહેવાથી સર્વથી હું મુક્ત થયો છું. એમ સજાતીય વૃત્તિનો પ્રવાહ અખંડ પરમાત્મામાં વહે. તેજ વાસ્તવિક ભક્ત છે. બીજા ચરણમાં કહે છે. વિવિક્ત દેશ સેવિત્વ. જે સ્થાનમાં સાધુ સંતો રહેતા હોય જ્યાં પ્રભુની કથા વાર્તા ચાલતી હોય ત્યાં ભકત સમાગમમાં રહેવું અથવા તો એકાંતમાં રહીને પ્રભુસ્મરણ કરવું જેથી ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન થવાનું કારણ રહે નહિ. ચોથા ચરણમાં કહે છે. अरतिः जनः संसदि

જનસમાજમાં અરતિ રાખવી કારણ મનુષ્યોનો સ્વભાવ કે સાથે મળીને પરનિંદા કરવી. કલબોનો અર્થ જ એ કે ભેળા મળીને ગ્રામ્ય વાર્તાલાપ કરવો. જ્યાં બીડીના યજ્ઞરૂપી ધુમાડા નીકળતા હોય, જુગાર, રમાતો હોય, જેથી, રાગ, દ્વેષ, સહજ ચાલતો હોય ત્યાં ભગવાન્ શંકર પણ કહે છે. ॥ ग्राम्यकथासूद्वेग. ॥ सुतीर्थगमनेषु तात्पर्यम् यदुपतिकथावियोगे ॥ व्यर्थगता आयुरिति चिन्ता ॥ ભકતને ગ્રામકથાઓ ગમતી નથી, સુતીર્થમાં રહેવું ગમે છે અને પરમાત્માની કથાનો વિયોગ થાય તો આયુષ્ય વ્યર્થ જાય છે એમ ભાસવા માંડે છે. બીજા શ્લોકમાં કહે છે

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

શ્લોકમાં ભકિત વિભકત નાહિં અનન્ય રહીને કરવી એમ આવ્યુ. હવે તેમ દઢ થવા માટે આજના શ્લોકમાં જ્ઞાનનિષ્ઠાનું કથન છે. अध्यात्मनित्यत्व સ્વરૂપના બોધમાં અખંડ રહેવું तत्त्वज्ञानार्थदर्शनं તત્ત્વજ્ઞાનનું દર્શન કરતાં રહેવું एतत् ज्ञानं इति प्रोक्तं તેને જ જ્ઞાન એમ કહેવામાં આવ્યું છે. अतः अन्यथा यत तत् अज्ञानं તેના કરતાં જે બીજું સર્વ જ્ઞાન તે અજ્ઞાન છે.

એમ આ શ્લોકમાં પ્રભુ કથન કરી સ્વરૂપ ચિંતન સાથે ભક્તિનો સંબંધ બતાવ્યો એમ ઉત્તરોત્તર ઉત્તમ બીજનુ વર્ણન, પ્રભુ કરતાં કરતાં જ્ઞાન નિષ્ઠાસુધી આવ્યા. પૂર્વેજ ભગવાને બીજા અધ્યાયમાં અધ્યાત્મજ્ઞાનનું કથન કર્યું હતું છતાં જીવનો સ્વભાવ ભુલી જવું તેમ અર્જુન પણ ભુલી જવાથી પુનઃ પુન ભગવાન્ કથન કરે છે. જ્યાં સુધી સ્વરૂપ જ્ઞાનની અખંડ સ્મૃતિ રહે નહિ. ત્યાં સુધી आवृत्तिरसकृत् उपदेशात् ફરી ફરીને ઉપદેશ કરવો એમ શાસ્ત્રની આજ્ઞા છે. તે પ્રમાણે ફરીને ભગવાન અધ્યાત્મજ્ઞાનનું વર્ણન કરે છે. અને કહે છે. કે પરમ પદની આકાંક્ષા હોય તો અધ્યાત્મજ્ઞાનનીજ અપેક્ષા કર અને તેનાં સાક્ષાત્કાર કરીલે અત્રે સાક્ષાત્કારનો અર્થ પ્રાપ્ત વસ્તુનો જ આહ્‌લાદ ભોગવવો કારણ જ્ઞાનને આપણે અભિન્ન છીએ. જેનાથી ભિન્ન ત્યાં દેશ કાળ વસ્તુનો પરિચ્છેદ છે પરંતુ આત્મા સાથે આપણો નિત્ય યોગ છે. તે સર્વ ગત અને નિત્ય આત્મા સ્વગત છે. સર્વ કાળમાં અખંડ છે વસ્તુતઃ આપણે તેજ છીએ અને સર્વ પદાર્થો ઉપર સત્તા આત્માની જ છે. છતાં સિંહ નો બાળક મૃગોનાં ટોળામાં ભળી જઈ પોતાને મૃગ માની બેસે છે. અને તેનો સ્વભાવ તેમાં આવે છે. તેમ જ આપણામાં પણ શરીરના ષડ્ વિકારો અસ્મત્ પદે માન્ય થઈ જડ ઘાલી બેઠા છે. જ્યારે સદ્‌ગુરૂનો ભેટો થાય ત્યારે તેની કૃપાથી જ જ્ઞાન આવે. તે જ્ઞાનના સ્વરૂપનું વર્ણન શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કરે છે ॥ तरी परमात्मा पैसें । जें एक वस्तु असे ॥ तें जया दीसे ॥ ज्ञानास्तव ॥ ते एक वांचूनि आनें । जिये भवस्वर्गादि ज्ञानें । तें अज्ञान ऐसा मनें । निश्चयो केला ॥ स्वर्गा जाणें हे सांडी । भवविषयीं कान झाडी ॥ दे अध्यात्मज्ञानीं बुडी ॥ सद्भावाची ॥ यालागीं ज्ञानें निर्धोखें ॥ दाविलें ज्ञेय देखे ॥ तैसेंचि उन्मेखे । आर्थीलाजो ॥ म्हणोनि ज्ञान जेतुलें दावी । तेतुली वस्तुची आघवी ॥ तें देखे एरी न्यामी बुद्धि चोरा ॥ पैंगाना-

चोयें प्रमेसवें ॥ जयाची मती ज्ञेयीं पावे ॥ तो ह्रात धरणीया शीवे ।परतत्त्वाते ॥ પરમાત્મા એવી જે એક વસ્તુ છે, તે જેને દેખાય તે જ્ઞાન. તેમ થવા પછી સ્વર્ગાદિક અપવર્ગ તેમ જ સંસારાદિ પ્રેયસ્ સર્વ અજ્ઞાન છે. એમ ભાસવા માંડે જેથી સ્વર્ગે જવું મુકી દે. વિષયોની ઇચ્છા મુકી દે અને અધ્યાત્મ જ્ઞાનમાં ડુબકી મારે અને સદ્‌ભાવ ત્યાં જ રાખે. પછી જે જે જ્ઞાન અનુભવે ત્યાં જ્ઞેય વસ્તુ બતાવે એવો જ્ઞાનસંપન્ન તે થાય ત્યારે સભરભર્યો પરમાત્માદર્શન કરાવે એવી જેની નિર્મલ મતિનો પ્રભાવ કે જ્યાં તે દર્શન કરે ત્યાં પરમતત્વ તેને ભેટે તેનું જ નામ અધ્યાત્મજ્ઞાન નિત્યત્વં અને તત્વજ્ઞાનાર્થ દર્શનં જ્યાં શાસ્ત્ર દૃષ્ટાંત આપે છે કે, જેમ કોઈ એક બાઈ નાકની નથ ગળામાં પરોવી પાણી ભરવા જાય તે ભુલી ગઈ હોય અને બહાર શોધવા માટે. પછી જોશીને ત્યાં જાય જોશી ગળામાં જ જોઈ કહે બાઈ નાળીએર સવા રૂપીઓ દેવમાટે કહાડીને જુને ઘરમાં જઈ આરસામાં મોહું જોતાં મળશે તેમ જ સદ્‌ગુરૂ રૂપી જોશી શાસ્રરૂપી દર્પણ વડે આપણા પોતામાં જ સ્વસ્વરૂપનો બોધ કરાવે છે. પછી વિશ્વમાં પણ પિંડે સો બ્રહ્માંડે એ ન્યાયે ॥ दृष्टी देखतांची होठी पडे दृष्टासी मीठी ॥ જે જે દૃષ્ટે પડે ત્યાં પદાર્થ જ્ઞાન ટળી જઈ પ્રભુદર્શન થાય તેને જ વાસુદેવઃ સર્વં ઇતિ સર્વં ખલુ ઇદં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય. એમ સૂર્ય દર્શન થતાં જેમ રાત્રિ સ્વમેળે નીકળી જાએ તેમ જ્ઞાનરૂપી સૂર્યનો સાક્ષાત્કાર થતાં અજ્ઞાનરૂપી રાત્રિ પોતાની મેળે જ નીકળી જાય. જ્ઞાન થયા વિના શોક નીકળતો નથી માટે જ ભગવાને પૂર્વે કહ્યું છે કે, नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥વળી નારદ સત્કુમાર સંવાદમાં પણ સર્વજ્ઞ નારદ સત્કુમાર પ્રત્યે બોલ્યા. तन्मे भगवच्छोचामि સર્વ શાસ્રના જ્ઞાનવાળો હું શોક કરૂં છું. જ્યારે સત્કુમારે તેમને સ્વસ્વરૂપી સાક્ષાત્કાર કરાવ્યો, ત્યારે જ શોક નીકળી ગયો. તેજ નારદે વેદવ્યાસને પ્રભુ પ્રેમ પ્રગટાવ્યો ત્યારે જ વેદવ્યાસનો પણ શોક હટયો એમ આ શ્લોકમાં પ્રભુ કહે છે. કે અધ્યાત્મ જ્ઞાનનો સાક્ષાત્કાર કરી સૃષ્ટિમાં સર્વ તત્વોનું દર્શન કરવું જેથી અજ્ઞાનનું સ્વરૂપ કે જે જ્ઞાનથી ઉલટું છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ તેનાં ૧૮ સ્વરૂપો વર્ણવે છે. માનિત્વં, ૨ દંભિત્વં, ૩ હિંસાત્મક, ૪ અશાન્તિ,-૫ કઠોરતા,૬ આચાર્યમા અનાદરપણું,૭ અશુદ્ધતા ૮ અસ્થૈર્ય, ૯ અતીન્દ્રિયોનું સ્વૈર વર્તન, ૧૦ ઇન્દ્રિયોના અર્થોમાં લોલુપ્તા ૧૧ અહંકાર, ૧૨ જન્મ મૃત્યુ.૧૩, જરાવ્યાધિના દુઃખનું જેને ભાનજ નહિ ૧૪ પુત્રદાર વિષે લોલુપ્તા ૧૫ ઇષ્ટ અનિષ્ટ પદાર્થોમાં રાગ દ્વેષ, ઈશ્વરમાં, ૧૬ પ્રીતિ નહિ, ૧૭ અધ્યાત્મ જ્ઞાન નહિ અને ૧૮ સાધુસંતોમાં જેને પ્રીતિ નહિ, તે સર્વ અજ્ઞાનનાં લક્ષણો છે. જ્ઞાનનાં લક્ષણો આ શરીરરૂપી ક્ષેત્રમા ૨૦ ગણાવ્યાં તે સર્વ સાધનરૂપે વર્ણવી ભગવાન હવે પછીના શ્લોકમાં તે સાધનોથી ઉત્પન્ન થનાર જ્ઞેય વસ્તુનું જ્ઞેય કરાવે છે.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

આ અધ્યાયમાં સાંખ્ય પ્રક્રિયા હોવાથી બે તત્વો સિદ્ધ કર્યાં જેમાં તે જડ અને ક્ષેત્રજ્ઞ તે ચૈતન્ય, એમ ૧૧ શ્લોકોમાં પૂર્વે જે કથન કર્યું તે ક્ષેત્રની સંખ્યાનું નિરૂપણ કર્યું. જેમાં નિશ્ચયસ્થાર્થે કયા, કયા, ગુણો ક્ષેત્રમાં ઉત્પન્ન કરવા તે બારામાં પણ વિસ્તારથી વર્ણન આપ્યું. આ શ્લોકમાં ક્ષેત્રજ્ઞ જે જ્ઞેય સ્વરૂપ તેનું વર્ણન પ્રભુ કરે છે. જ્યાં અન્વય यत् ज्ञेयं अस्ति જે જાણવાની વસ્તુ છે यत् ज्ञात्वा अमृतं अश्नुते જે જાણવાથી અમૃત સ્વરૂપ થવાય एतत् प्रवक्ष्यामि તેનું કથન કરીશ तत् अनादिमत् परं ब्रह्म તે અનાદિમત્ પર બ્રહ્મ सत् असत् न उच्यते સત નહિ તેમજ અસત્ પણ નથી એમ ક્ષેત્રનું જ્ઞાન કરીને જે જાણવાનું તે ક્ષેત્રજ્ઞનું જ્ઞાન છે.

મનુષ્ય પ્રાણી જન્મે ત્યાંથી ઇદં જ્ઞેયં, ઇદં જ્ઞેયં, એમ જ્ઞાન કમાવાના બારામાં પછવાડે પડે છે. છતાં સંપૂર્ણ જ્ઞેય સર્વમાં કરી શકતો નથી કારણ ગુજરાતીનું પૂર્ણ જ્ઞાન ત્યાં સંસ્કૃતનું અજ્ઞાન. ગુજરાતી સંસ્કૃત જ્ઞાન, ત્યાં અંગ્રેજીનું અજ્ઞાન. તેમ શીખ્યો તે ફ્રેન્ચ ભાષામાં અજ્ઞાન. કોઈ કહે મને સર્વ ભાષાનું જ્ઞાન છે. તો તે પ્લવગ્રાહી પાંડિત્ય થશે. થોડું જ્યોતિષ થોડી તંત્રવિદ્યા થોડી મંત્રવિદ્યા ઇત્યાદિ, ઇત્યાદિ, આવડે પરંતુ મનુષ્ય પ્રાણીનું આયુષ્ય તપાસતાં સર્વ વિદ્યાઓમાં પારંગત થવું દુર્લભજ છે. છતાં આ સર્વ વિદ્યાઓ જ્ઞેય કરી તો પણ જે આજનાં શ્લોકમાં કથન કર્યું છે, તે જ્યાં સુધી જ્ઞેય થયું નથી ત્યાં સુધી ઇતર સર્વ અજ્ઞાનં વદતો અન્યથા જ્યારે આ ક્ષેત્રજ્ઞ કે જેના વિશેષણમાં પરમાત્મા બોલ્યા છે. અનાદિમત્ પરંબ્રહ્મ ન સત ન અસત્ ઉચ્યતે અત્રે અનાદિમતનો અર્થ એમ થાય છે કે તેનો કોઈ આદિ નથી. આદિ અંત કાર્ય કારણ ભાવમાં આવે છે. આપણા પિતા આપણા આદિ માટે કારણરૂપ અને પિતાના આપણે કાર્ય તેમજ આપણા પુત્રના આપણે આદિ છીએ. પરમાત્મા કોઇનાજ કાર્ય નથી છતાં કારણ શોધતાં મોટા મોટા મહર્ષિએ શોધતા બેઠા તો તેમને જડયું નહિ ત્યારે બોલ્યા કે, यो वै ब्रह्माण विदधातु पूर्वम् यो वै वेदांश्च प्रणहोति तस्मै ॥ બ્રહ્માના અને વેદના આદિમત છે. એમ સર્વનું કારણ છતાં વિશ્વ જે કાર્ય રૂપ છે, અને પ્રકૃતિ આદિ મિથ્યા જે કારણરૂપ છે. તે કાર્ય-કારણથી પર એવા હોવાથી અનાદિમત પરબ્રહ્મ છે. માટે જ તે નિર્વિશેષ સ્વરૂપ છે. જ્યાં વેદવ્યાસે સૂત્ર લખ્યું કે असंवस्तु सतः બ્રહ્મસનાતન છે. કારણ વિશેષમાંથી સનાતનની ઉત્પત્તિનો સંભવ નહિ અને સનાતનમાં જો સનાતનની ઉત્પત્તિ જોવા જઈએ તો અનવસ્થા દોષ આવે. વળી અનુપપત્તે એવો પરબ્રહ્મ હોવાથી સનાતન જ સિદ્ધ થાય છે. તો માટીમાંથી ઘડાની ઉત્પત્તિ છે. પરંતુ ઘડામાંથી માટીની ઉત્પત્તિ થતી નથી માટે સૌ કોઈના આદિ પ્રભુ અનાદિ જ છે. માટે સત્ છે. હવે જ્યારે કોઇના કાર્ય નહિ તો કારણ પણ નહિં જ. કાર્ય સાપેક્ષ કારણ-હોવાથી કાર્યથી જે વિલક્ષણ તે કારણથી પણ વિલક્ષણ. સૃષ્ટિમા કારણ ઠરેતો પુણ્ય પાપના જવાબદાર ઠરે. માટે સર્વથી પર બ્રહ્મ એટલે વ્યાપક બૃહતી ઇતિ બૃહત્ સર્વથી મોટું તે બ્રહ્મ છે. જ્યાં શ્રુતિ કહે છે. पुरुषस्य न परं किंचिन् सा काष्ठा सा परागतिः એવા પ્રાણી માત્રની અંતિમ ગતિ તે ન સતઃ અને ન અસતઃ ઉચ્યતે. પરમાત્માને કોઈ વસ્તુ નિર્દેશ કરી શકતી નથી. કારણ જાતિ ગુણ, ક્રિયા, અને સબંધ રહીત છે. જ્યાં નિર્ગુણ

નિષ્ક્રીય, નિર્વિકાર, નિરાકાર, કહેવાય છે તેને પ્રધાન પરમાણુઓ પેઠે સત્ પણ કહેવાતો નથી. વળી જ્યાં न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्यादन्यदेव तद्विदितादथो अविदितादधि इति शुश्रुम पूर्वेषां येन तद्व्याचचक्षिरे ॥ ચક્ષુ ઇન્દ્રિય ગતિ કરતી નથી. વાણીની ગતિ પહોંચતી નથી. મનની ગતિ પહોંચતી નથી. એવો બ્રહ્મ વિદિત વસ્તુથી પરે છે. અવિદિત વસ્તુથી પણ પરે છે. તેને 'સત્' સિદ્ધ કરી શકતું નથી. તેમ અસત્ પણ સિદ્ધ ઠરાવી શકતું નથી કારણ તે શૂન્ય નથી. શૂન્યમાંથી મહાદાદિની ઉત્પત્તિ સંભવતી નથી માટે શ્રુતિ કહે છે. नासदासीन्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमापरो यदिति ॥ આ સૃષ્ટિની પૂર્વે શૂન્ય હતું નહિ, ત્રિગુણાત્મક પ્રધાન પણ હતું નહિ પણ પરમાણુ પણ ન હતાં તેમજ અવ્યક્ત પણ ન હોતું. તેથી જ જાતિ, ગુણ ક્રિયા, અને સંબંધ રહિત છે. અનેક વ્યક્તિઓમાં એક વિશિષ્ટ તે જાત કહેવાય છે. જેમ ગોત્વ અથવા મનુષ્ય ઇત્યાદિ ધર્મ તેમ જ શુકલ કૃષ્ણ નીલ પીત ઇત્યાદિક ગુણો કહેવાય છે. વળી આસ કામ હોવાથી ક્રિયાનો સંભવ નથી. પોતે જ બોલ્યા છે કે મેં કર્મફલ સ્પૃહા ન માટે જ કર્માણિમાં લિપન્તિ ન વળી શાંત હોવાથી સર્વ સંબંધ રહિત છે. એવા પરબ્રહ્મસ્વરૂપને જે જાણે તે અમૃતં અશ્નુતે અર્થાત્ આ સ્વરૂપના જ્ઞાન વિના અમૃત તત્વનો અનુભવ થતો નથી. આ અમૃત તત્વ તે દેવતાઈ અમૃત કરતાં વિલક્ષણ પોતામાં પોતાનું નિજાનંદ સુખ છે. જે અનુભવેજ સમજાય તેમ છે. તે જ્ઞેય વસ્તુના બારામાં પરમાત્મા વિશેષ કહે છે.

सर्वतः पाणिपादं तत्सर्वतोक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

ઉપરના શ્લોકમાં જે છેવટનાં ચરણમાં કહ્યું કે, ન સત્ ન અસદ્ ઉચ્યતે પ્રભુને સત્ અને અસત્ ઉભય સંજ્ઞા લાગતી નથી. તે પરબ્રહ્મ જેનું વર્ણન શ્રીકૃષ્ણ પોતે તેનાથી ભિન્ન હોય એમ કરે છે. જ્યારે આ અધ્યાયના આરંભમાં 'ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ' એમ કહી ગયા. ત્યારે અત્રે પરોક્ષ રીતે બોલે છે. જેનો અભિપ્રાય એમ સૂચવે છે કે પરબ્રહ્મ સ્વરૂપ વાણીનો અવિષય હોવાથી શાખાચંદ્ર-ન્યાયથી શ્રુતિ તેનું વર્ણન કરે છે. પુત્રને દ્વિતીયાનુ ચંદ્રદર્શન કરાવતાં પિતા વાડનાં ઝાડાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ નાંખવાનુ કહે છે. ત્યાં દૃષ્ટિ નાંખતાં જેમ ચંદ્રદર્શન થાય છે, તેમ શ્રુતિ જેમાંથી ઉત્પન્ન થઇ છે તે બ્રહ્મના પારને પોતે ન પામવાથી મૌન રહે છે. છતાં લક્ષણાવૃત્તિથી સમજાવે છે. તે પ્રમાણે ઉપરોક્ત શ્લોક પ્રભુ સમજાવતાં કહે છે. तत् सर्वत पाणि पादं તેમનાં સર્વ ઠેકાણે પાણી પાદ છે. सर्वतः अक्षिशिरोमुखं જેની આંખ શિર અને મુખ સર્વ ઠેકાણે છે. सर्वत्र श्रुतिमत् लोके સર્વ ઠેકાણે લોકમાં કાનવાળો છે. सर्वं आवृत्तं तिष्ठति સર્વ ઠેકાણે વ્યાપીને રહ્યો છે.

सर्वेन्द्रियगुणाभासं જે સર્વ ઇન્દ્રિયોના ગુણોનો ભાસ થાય છે. सर्वेन्द्रियविवर्जितं સર્વ ઇન્દ્રિયોથી વ્યતિરિક્ત એવો असक्तं જેને કોઈની પણ આસક્તિ નથી सर्वभृत् સર્વનો આધારભૂત च્ચ च પ્રમાણે निर्गुणं च गुणभोक्तृ નિર્ગુણ છતાં ગુણોનો ભોગવનારો છે.

એવી રીતે પરસ્પર વિલક્ષણ લક્ષણવાળું પરબ્રહ્મનું કથન કરતાં સગુણ પરમાત્મા કહે છે કે, સર્વ દેહોમાં જે અચેતન પાણી પાદંવ છે. તેમાં જે ચેતનરૂપ ક્ષેત્રજ્ઞ એ પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત કર્યાં છે. તે ચેતનનું નામ સર્વત: પાણી પાદંત છે. ક્યાંયે પણ અચેતન પદાર્થોની પ્રવૃત્તિ સંભવતી નથી. સચેતન ચૈતન્યના અધિષ્ઠાન વડે જ અચેતન પદાર્થોની પ્રવૃત્તિ થાય છે. અત્રે માત્ર પાણી કહેતાં હાથ, અને પાદ કહેતાં ચરણ એનાંજ નામ આપ્યાં છે. પરંતુ એ બેને વિશિષ્ટ લઈ બીજી ઇન્દ્રિયોનું પણ ભાવસૂચક કથન છે. જેમાં નીચેના ચરણમાં અક્ષિ શિરઃ અને મુખનું વર્ણન કરી, ત્રણ ઇન્દ્રિયો બીજી પણ ગ્રહણ કરી છે. આનું પ્રત્યક્ષ પ્રમાણ અર્જુન પ્રત્યે પરમાત્માએ એકાદશ અધ્યાયમાં કરાવ્યું હતું. વિશ્વરૂપ દર્શનમાં અર્જુનને પરમાત્માની સર્વતઃ આંખો મોઢાં, શિરઃ, હાથ, ચરણો વિગેરેનું દર્શન થયું હતું. જે વ્યાપક પરમાત્મા સર્વત્ર અણુ, અણુમાં, વ્યાપી રહ્યા છે. તેજ પરિચ્છિન્ન પ્રાણી માત્રની ઇન્દ્રિયોની અપરિચ્છિન્ન શક્તિરૂપે છે. જ્યાં શ્રુતિમાં વર્ણન છે. अपाणिपादो जवनो गृहीता पश्यत्यचक्षुः सशृणोत्यकर्णः ॥ હાથ વિનાના પ્રભુ સર્વગ્રહણ કરે છે. પગવિના ચાલે છે, આંખવિના જુએ છે, કાનવિના સાંભળે છે. જ્યાં તુલસીદાસજી કહે છે. पगबिनु चले सुने बिनुकाना करबिनु कर्म करे बिधि नाना ॥ तनुबिनु स्पर्श नयनबिनु देखा । गृहे घ्राहण बिनु बास असेखा ॥ જેમ કે કોઈ પણ સાધારણ પ્રાણી અસાધારણ શક્તિનું કાર્ય બતાવે ત્યારે આપણે કહીએ છીએ કે આમાં પ્રભુનો હાથ છે. તેમજ મનમાં બોલીએ તે પણ પ્રભુ સાંભળે છે. અને કોઈ પણ સ્થાન એવું નહીં હોય કે જ્યાં પ્રભુની આંખો ન હોય. પાપીનું પાપ, અને પુણ્યાત્માનું પુણ્ય પ્રભુ જાણે છે. જેને આપણે ચિત્રગુપ્ત એમ સાખ આપીએ છીએ. તેજ પરમાત્માનું સ્વરૂપ છે. પ્રભુ ભક્તને અંતર પ્રતીતિ હોવાથી સર્વત્ર પરમાત્માનો સાક્ષાત્કાર હોય છે. જ્યાં દૃષ્ટાંત છે. એક બ્રહ્મનિષ્ઠ મહાત્માને ત્યાં તત્વ જિજ્ઞાસા માટે બે મુમુક્ષુ રહ્યા હતા, તેમની પરીક્ષા માટે ગુરૂએ બેને પૃથક્ પૃથક્ મૃત્તિકા પાત્ર આપી કહ્યું કે, નિરંજન અરણ્યમાં તે મુકી આવો એકે જંગલમાં જ્યાં કોઈને ન જોતાં મુકી ચાલ્યો આવ્યો જ્યારે બીજો પાત્ર લઈ અરણ્યમાં ગયો. આમ તેમ જોયું તો મનુષ્યને દીઠા નહિં. તો આકાશ તરફ જોતાં પશુ પક્ષિ દેખાયાં. વળી સૂર્યનારાયણ દીઠા. ત્યાંથી ઘાઢાં અરણ્યમાં આવ્યો, તો વૃક્ષોની ઘટા દેખાઇ. ત્યાંથી ગુફામાં પથરો નજરે પડ્યા. વળી કોઇ નથી. પણ હું છું એમ લાગ્યું થાકીને ગુરૂપાસે પાત્ર પાછો લાવ્યો ને કહેવા લાગ્યો મહારાજ, આપની આજ્ઞા પાળી શકયો નહિં કહી રોવા લાગ્યો. ગુરૂએ કારણ પૂછતાં કહ્યું. સર્વ ઠેકાણે કોઈ નથી ત્યાં પરમાત્મા છે. અને હું હતો. તેથી પાત્ર ફરીને લાવ્યો છું. ગુરૂએ તેને ધન્યતા આપી કહ્યુ બેટા તું મારોએ ગુરૂ છે. તારી દૃષ્ટિમાં "સર્વમાવૃત્ય

તિષ્ઠતિ. પ્રભુનું સુંદર દર્શન બેઠું છે. માટે તર્તને તર્ત જ્ઞાન થશે. એમ આપણી ઇંદ્રિયોના ચાલક પાલક ને માલક પરમાત્મા છે. માટે श्रोत्रं श्रुतेनैव न कुंडलेन दानेन पाणिर्नतु कंकणेन ॥ विभाति कायः करुणापराणां परोपकारैर्न तु चं दनेन ॥ શાસ્ત્રશ્રવણથી કાનની પવિત્રતા થાય છે. કુંડલથી નહિ. દાનથી હાથની પવિત્રતા થાય છે. તેમજ કાયા પરોપકારથી શુદ્ધ થાય છે. ચંદન લેપથી થતી નથી. એમ પૂર્વ શ્લોકમાં વર્ણન કરી બીજા શ્લોકમાં વિરોધાભાસ અલંકાર વડે પોતાનું વર્ણન કરે છે. જેમ કે સર્વ ઇન્દ્રિય ગુણાભાસ સર્વે ઇન્દ્રિયોના ગુણોના ભાસ પરમાત્મા વડે છે. તેમજ વળી સર્વ ઇન્દ્રિય વિવર્જીતં સર્વ ઇન્દ્રિયોથી પરે છે. જેમ શ્રીશંકરનું કવિ વર્ણન કરે છે. अपि शूलधरः परंतु निरामया. શ્રીશંકર ભગવાન્ શૂલધર છતાં નિરામય દુઃખ રહિત છે. શૂલધર શબ્દ વ્યાધિગ્રસ્ત એમ લાગે. જેમનાં હાથમાં શૂલ છે, તે વ્યાધિઓને હટાડવા માટે છે. તેવા શંકર ત્રિવિધ તાપોથી વિરહિત છે. અત્રે વિરોધાભાસ જેવું લાગે પરંતુ ભાવાર્થે વિરોધાભાપ શેષપણુ તેમાં નહિ. તેમજ આ શ્લોકમાં વિરોધાભાપ ઉપર ટપકેથી લાગે જ્યારે વિવેકથી જોતાં વિરોધા ભાસ જેવું તેમાં છે જ નહિં સુગમતા માટે દૃષ્ટિ નાંખતાં પ્રભુનું નિર્ગુણ સ્વરૂપ અને સગુણ સ્વરૂપ લક્ષમાં લઇએ તો અર્થનો સ્ફોટ થાય. સર્વે ઇન્દ્રિયોથી વિવાર્જીત તે તત્વિક પારમાર્થિક સ્વરૂપ નિર્ગુણ જ્યારે સ્વરૂપમાં જ રમમાણ હોવાથી અસક્તઃ અને સબંધ રહિત એવો તે નિર્ગુણા સત્વ રજઃ તમ ગુણો પ્રકૃતિનો પ્રકાશક હોવાથી ગુણ વિવર્જીત છું છતાં અહંભક્ત પરાધીનઃ હોવાથી સગુણ દેહ ધારી થઇ સર્વે ઇન્દ્રિયોના ગુણોનો ભાસ મારા વડે જ થાય છે. અને સર્વ ભૃચ્યૈવ ગુણ ભોકતૃ ચ થાઉં છું. પ્રાણી માત્રનો ભર્તા હું છું. તેમજ સત્વાદિક ગુણોનો પ્રકાશક અસલના સ્વરૂપને સંજ્ઞા લાગતી નથી જ્યાં સગુણ સ્વરૂપને સર્વ સંજ્ઞાઓ લાગે છે. ભક્ત મને ચોર જાર શિખામણિ કહે તો તે પણ સ્વીકારૂં છું. કારણ ભક્તિવશ હોવાથી બીજું સૃષ્ટિપદાર્થ પ્રકૃતિના હોવાથી તે જડ છે. તે મારા ચૈતન્યના આભાસવિના પ્રકાશી શકતા નથી. મારી સત્તાને આધીન તેમાં ઓજસ પ્રગટે છે. માટે પણ સર્વઇન્દ્રિયો ગુણા ભાસ હું છું. છતાં असंगोऽयं पुरुषो પુરૂષો હોવાથી "સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ" સ્વરૂપે છે. તેજ ગુણોનો ભોક્તા તારા સન્મુખ તારા ઘોડાની લગામ પકડી બેઠો છું. છતાં આકાશ વત્ અલીપ્ત સ્વરૂપ મારૂં તું ઓળખ આકાશની ઉપમા પણ વસ્તુતઃ જ્ઞાન સ્વરૂપ મને લાગતી નથી. એવા સ્વરૂપને યોગીઓ પુરૂષાર્થ ઇન્દ્રિઓમાં ભાસ કરી લીએ છે. તેવા મારા સ્વરૂપને ઉભય પ્રકારે તત્વવેત્તાઓ જાણે છે. જ્યાં શ્રીશંકરાચાર્ય કહે છે. श्रुतिर्भिर्महापुराणैः सगुणनिर्गुणातीतयोरैक्यंम् ॥ यत्प्रोक्तं गूढ तया तदहं वक्ष्येऽति विशादार्थं શ્રુતિમાં સગુણ નિર્ગુણનું એકજ સ્વરૂપ છે. તેમ જ મહાપુરાણોમાં પણ છે. જેનો વિસ્તૃત અર્થ હું કહું છું. જેમને भूतेष्वन्तर्यामी ज्ञानजयः सच्चिदानन्दः ॥ प्रकृते परः परात्मायदुकुलतिलकः सपवायम् ॥ यदपि साकारोऽयं तथैक देशी विभाति यदुनाथ ॥ सर्वगतः सर्वात्मा तथाप्ययं सच्चिदानन्देः ॥ ભુતો અન્તર્યામિ જ્ઞાન મય સચ્ચિદાનંદ પ્રકૃતિથી પર પરમાત્મા તેજ તે યદુકુલના તીલક છે. તે

સાકાર એકદેશી દેખાય છે. શ્રીકૃષ્ણ તદપિ સર્વગત સર્વાત્મા સચ્ચિદાનંદ જ છે એમ ગુણાતીત તેજ ગુણાભાસ કરનારા અસક્ત છતાં પ્રાણી માત્રનું ધારણ કરવા વાળા ભોક્તા પ્રભુ સત્વગુણ વિશિષ્ટ વિષ્ણુ ર જો ગુણ વિશિષ્ટ બ્રહ્મા અને તમોગુણ વિશિષ્ઠ શિવજી છે.

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १५ ॥

ગત શ્લોકથી વિરોધાભસા અલંકાર ચાલે છે, આ શ્લોકમાં પણ તેજ છે. જે જ્ઞેય જ્યાં વાણી પહોંચતી નથી તેનું વર્ણન પ્રભુ શાખાચંદ્ર ન્યાયથી કરે છે. भूतानां बहिः च अन्तः अचरं चरमेव च પ્રાણી માત્રના બહાર અને અંદર રહેવાવાળા ચર અચર ઉભયમાં છે. तत् सूक्ष्मत्वात् अविज्ञेयं તે અતિસૂક્ષ્મ હોવાથી અગમ્ય तत् च दूरस्थं च अंतिके તે દૂર પણ છે, તેમ અતિ સમીપ પણ છે.

આ શ્લોકનો સ્પષ્ટ અર્થ એમ જ થાય કે, જે ક્ષેત્રજ્ઞ જ્ઞેય તેજ અખિલ વિશ્વમાં ચૈતન્ય સ્વરૂપે વિલસી રહ્યું છે. માટે વિશ્વ કે જેને સ્વતત્ર સત્તા નથી તે ચૈતન્ય વિલાસ માટે છે. જ્યાં પ્રશ્ન ઉઠે ચિત્રવિચિત્ર જગત્ એ કેમ છે. જ્યાં પ્રત્યુત્તર છે કે તે તમારૂં અજ્ઞાન તમને બતાવે છે. જ્યાં શંકરાચાર્ય અધ્યારોપ વાદમાં કહે છે કે, રજ્જુમાં સર્પાભાસ અંધારામાં લાગે તેમ અજ્ઞાનમાં બ્રહ્મ સ્વરૂપમાં જગતની ભ્રાન્તિ છે. જે અજ્ઞાન યાં સુધી આવરણ કરે કે, પરમાત્મા જેવી વસ્તુ જ નથી. નૈસર્ગિક સૃષ્ટિ છે. ત્યાં જો કહીએ નિસર્ગ તેજ પરમાત્મા ત્યાં આ દૃષ્ટિ ચર્મચક્ષુવડે સંભવતી નથી. જ્યારે દિવ્ય દૃષ્ટિ ઉઘડે ત્યારે જ બ્રહ્મ પ્રતીતિ થાય ને પરમાત્માનો સાક્ષાત્કાર થાય, તેને જ ઉપરોક્ત શ્લોકનો અર્થ ધ્યાનમાં આવે અને પ્રાણીમાત્રના અંતરમાં બહાર અચરમાં અને ચરમાં ૮૪ લક્ષ પ્રાણીઓને વિષે એક પરબ્રહ્મ અનુસ્યત રીતે ભાસવા માંડે. અત્રે પ્રશ્ન ઉઠે કે, સર્વ જ જ્ઞેય વસ્તુ છે. ત્યારે " પૂર્વે અમને તેમ ન સમજાવતાં જડ ચૈતન્ય એ વિભાગ પાડયા અને ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ રૂપે છેવટે સર્વ ચૈતન્ય સ્વરૂપ કથન કરો છો તેનું કારણ શું ? જ્યાં શાસ્ત્રકારો કહે છે. શરીરરૂપ થયલા દેહાત્મ વાદીઓને જ્યાં સુધી વસ્તુના વિવેકમા શરીરના જે ષડ્ વિકાર અને આત્માનું નિર્વિકાર સ્વરૂપ ભિન્ન ભિન્ન સમજાવીએ નહિ ત્યાં સુધી ચૈતન્ય સ્વરૂપનું બોધ થાય નહિં માટે શાસ્ત્રકારો પ્રથમ એમ ભાગ પાડે છે કારણ કે બળી ગયલા કાગલ ઉપર દોઢિયું ઠરતું નથી તેમ અજ્ઞાને આવૃત અંતઃકરણમાં જ્ઞાનરૂપ દીપ પ્રગટાવો કઠણ પડે છે. જ્યાં જડ ચૈતન્ય સમજવું જડ જાય માટે શનૈઃ શનૈઃ અધ્યાત્મ જ્ઞાન થવાને શાસ્ત્ર કારોએ સુંદર રીત રાખી છે. જે પરમાત્મા આપણા હૃદયમાં છે, તે આપણને પ્રતીત થતો નથી. તેજ પરમાત્મા ભક્તોને અંતર બહિર કેમ પ્રતીત થાય છે. જ્યાં દૃષ્ટાંતમાં નૈષધ કાવ્યમાં શ્રીહર્ષ કવિએ દમયંતી કે જે નળ રાજાના શોકમાં બેઠી હતી. તેને પ્રશ્ન પૂછયો છે કે, हृदय एव तवास्ति स वल्लभः तदपि किं दमयंति विषीदसि ॥ हृदि पुनर्न बहि: खलु वर्तते सखि

यतस्तत एव विपद्यते ॥ હે સખી ! તરો વલ્લભ તારા હૃદયમાંજ છે, પછી તું શોક શા માટે કરે છે. દમયંતી કહે હૃદયમાં જે છે, તે બહાર આવતો નથી તેજ મારી વિપત્તિ છે. એમ અંતર બહાર સર્વત્ર પરમાત્મા છે. તેનું જે અજ્ઞાન તેજ આપણી વિપત્તિ છે. જ્યારે સંત શિરોમણિ નામદેવરાય મહારાજે શ્રીવિઠોબાની મૂર્તિ પાસે રોટલીને ઘી પીરસ્યું હતું. પોતે ધ્યાન ધરતાં સમીપ બેઠા હતા. ત્યાં એક કુતરો આવીને રોટલા મોઢામાં નાખી ભાગ્યો. નામદેવરાયની આંખ ઉઘડતાં જુએ તો મોઢામાં રોટલા લઈને કુતરો દોડે છે. તે જોઈ મહારાજ કુતરાની પછવાડે ઘીનો વાટકો લઈને દોડ્યા અને કહેવા લાગ્યા. મહારાજ ઉભા રહો એકલા રોટલા પેટમાં દુખશે. ઘીમાં બોળીને ખાઓ. એમ જેમની સુંદર દષ્ટી બહિર્અંતર પરમાત્મા સ્વરૂપમાં લીન થઈ તેને કુતરો, અને વિઠોબાની મૂર્તિનો ભેદ જણાયો નહિ જેથી ક્રોધ ન ચડતા તેનેજ પ્રભુ જાણી ઘી આપવા દોડ્યા તેવીજ રીતે એકનાથ મહારાજે પણ ગધેડાને ગંગાજલ કાશી વિશ્વનાથ સમજીને પાયું હતું. તેવા ભક્તોને સૂક્ષ્મ એવા પરમાત્મા સમીપમાજ હોય છે. તેમનાંથી તે જરા પણ છેટા નથી જ્યા તુકારામ મહારાજનો અભંગ ॥ ब्रह्म अंतरंग सर्वभूतालागीं ॥ वायु नभ अगी व्यापकत्वें ॥ स्थावर जंगम नेणें न्यायें वागें ॥ शून्यतरी जागे सर्वकाळ ॥ अतींद्रियपणे आकळे योगींद्रा ॥ दूरी जैका इन्द्रा संनिध ते ॥ तेथें तो घेणारा निवडीत तुका ॥ जोकां झाला असका निका मुका ॥ જે વ્યાપક સર્વત્ર બ્રહ્મ તેને યોગીઓ અતીન્દ્રિયપણે આકર્ષે છે. અને અત્યંત દુરને અત્યંત સમીપ ભોગવે છે. તેનેજ આ સ્વરૂપનો ભોગ મળે છે. જ્યારે બીજાઓને સહસ્ર જન્મે પણ પરબ્રહ્મનું સૂક્ષ્મ સ્વરૂપ અવિજ્ઞેય છે. અને તેમને દૂર રહે છે. તેવા દૂર છતાં, પણ નિકટમા નિકટ પરબ્રહ્મજ છે.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

આ શ્લોક, વેદાંત શાસ્ત્રના વાદને ઉપસ્થિત કરનારો છે. અત્રે તત્વ જ્ઞાનીઓને સંવાદ કરવાનું મુખ્ય સ્થાન છે. જ્યાં અન્વય થાય છે. अविभक्त च भूतेषु विभक्तं इव स्थित અવિભક્ત એવું ભૂતોમા વિભક્તની પેઠે રહેલું છે. तत् भूतभर्तृ તે ભૂતોનું પોષણ કરવાવાળુ ज्ञेयं ग्रसिष्णु च प्रभविष्णु अस्ति જ્ઞેય જગતનો લય કરવાવાળું તેમજ ઉત્પન્ન કરવાવાળું છે.

આ સૃષ્ટિમાં સામાન્ય દૃષ્ટિથી પદાર્થ બે દૃષ્ટિમાં આવે છે. એક આત્મ અને બીજું અનાત્મા. મત મતાન્તરો આત્માના બારામાં સામ્ય છે. તેમનું જે દૃષ્ટિ બીન્દુમાં ભેદ પડે છે. તે અનાત્માના બારામાં છે જેમની જ્યાં સુધી પ્રજ્ઞા પહોંચે ત્યાં સુધીનું જ્ઞાન તેમણે નક્કી કર્યુ હોય. કપીલ દેવજી કહે છે. આત્મા અનેક છે. જ્યારે વેદાંત સિદ્ધાતમાં આત્મા એક છે. एको देव. सर्वभूतेपुगूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥ कर्माध्यक्षः सर्वभूताधिवास. साक्षी चेता केवलो निर्गुणश्च ॥ પૂર્વે કપીલ સિદ્ધાંતનું રહસ્ય તપાસીએ. પ્રતિ શરીર આત્મા ભિન્નનું કારણ जन्ममरणकरणा-

નામ્ જન્મ મરણ, અને ઇન્દ્રિયોના વ્યાપરરોમાં આત્મા એક છે. એમ જો સિદ્ધ થાય તો મોટો ગોટાળો આવી જાય. બ્રહ્મદેવના આયુષ્યમાનો આત્મા ક્યાં ? અને કીડીના શરીરમાંનો આત્મા અભિન્ન કેમ કહેવાય ? ત્યારે પછી સુખ દુઃખના સર્વ વ્યહવારો પણ અભિન્નજ હોવા જોઇએ, ભાગ્ય અને અભાગ્યનો ભોગ પણ પ્રથક્ થાય નહિં માટે અનાવસ્થા દોષ આવી જાએ માટે पुरुषत्वं सिद्धम् માટેજ આ પંચતત્ન સાથે જીવાત્મા જન્મ ધારણ કરે છે. आयुः कर्म च वित्तमविधा नियत मेवच ॥ पंचैतानि सृजन्ति गर्भ स्थाद्दव देहिनः ॥ આયું: કર્મ, વિત્તમ્, વિધા, મરણ, એ પાંચની સિદ્ધ જન્મતાજ સાથે પ્રત્યેક પ્રાણી માર્ત્રની નક્કી ઠરેલા છે. તે સર્વ ભિન્ન ભિન્ન પ્રારબ્ધ છે. માટે પ્રતિ શરીર ભિન્ન પુરૂપ છે. આ સિદ્ધાંત સર્વ માન્ય કરે છે અને મત્ત પણ તેને જ મલ્યુંતું છે. માટે જ પૃથક્ અહંકાર સેવીએ છીએ જ્યાં અંતઃકરણમાં આત્માનું અદ્વૈત તત્વ સિદ્ધ થયું. ત્યાં નિરંહકાર વૃત્તિ સહજ ઉદીત થાય જેમાં આવી સહજ સ્થિતિ ઉદિત થઇ તે વેદવ્યાસ પ્રભૃતિ સમ પુરૂપે આ શ્લેકમાં બોલે છે. કે भूतानां अविभक्तं च આત્મા પ્રાણી માત્રમાં એક જ છે. તેને વિકારનો સંભવ નથી જે નિર્ગુણ નિષ્ક્રીય અજ નિત્ય શાશ્વત છે. તેને જન્મ મરણ કર્તા ભોક્તા વિગેરેના વિકારનો સંવભ નથી શ્રુતિનું કહેવું છે કે अजोनित्यो शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे શરીરના નાશ સાથે જેનો નાશ સંભવતો નથી ત્યાં પ્રશ્ન ઉઠે કે ? जन्म मरण करणानां ભિન્ન ભિન્ન છે, તેનું કેમ ? જ્યાં સમાધાન છે. અંતઃકરણ પ્રતિતિ સઉકોઇની ભિન્ન હોવાથી તે ચાર પ્રકારે છે. આપણું મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ સઉ કોઇનું ભિન્ન છે. ત્યાં જન્મ મરણ સુખ દુઃખ ઈત્યાદિ વિકારો પૃથક્ પૃથક્ ભાપમાન છે. જ્યાં સુધી વિષયોનું ચિંતન ત્યાં સુધી વાસના અને વાસના ગઈ કે છે ત્યાં સુધી જન્મ મરણની ઘટમાળ ભાષ્ય, જ કરે છે. જ્યારે ચિત્ત નિર્વિષય થયું તેજ મુક્તિ આત્માને બંધ જ નથી તો મોક્ષા શાનો જેમના बंध मुक्त इति वाख्या गुणी मन वस्तुतः ॥ गुणस्य माया मुल त्वान्नमे मोक्षी न बंधनम् ॥ માટે જ કહ્યુ છે કે मन पेव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः बन्धाय विषया सक्ति निर्विषय मोक्ष एव च ॥ એમ અંતઃકરણના ભિન્નત્વથી ભિન્ન જણાય છે. પરંતુ વસ્તુતઃ अविभक्त सत् છે તો જે આત્મા ભુતાનાં અવિભક્ત છે તેજ ભુતાનાં विभक्तं इव स्थित વિભક્ત રૂપે જણાય છે. અત્રે ઈવ શબ્દ મુકીને એમ જ બતાવ્યું છે કે ? પ્રાણી માત્રમાં પૃથક્ પૃથક્ હોય તેમ તે જણાય છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ લખે છે. ह्मणांनि हा भूताकारू ॥ जेथोंनि तेची तया आधारू। कल्लोला सागरू ॥ जीयापरी ॥ જ્યાથી ભુતોનો આકાર થયો તેજ તેનો આધાર છે. જેમ સાગર તરંગનો આધાર છે, અને તરંગો સમુદ્રથી અભિન્ન છે. છતાં પરસ્પર અથડે છે. તો પણ સમુદ્ર સ્વરૂપ જ છે. તેમજ પ્રાણી માત્રની એક જ આત્મા છે. તરંગની પેઠે પરસ્થર અથડે છે. અને રાગઃ દ્વેષ વાપરે છે. બીજો દૃષ્ટાંત શાસ્ત્ર કારો મૃતીકા અને ઘરનો આપે છે. ઘર ભિન્ન ભિન્ન છવાં મૃતિકા સત્ય છે. સુવર્ણ એક છતાં અલકાર અનેક છે. તેમ જ અનેકત્વ વિશ્વનું ભાષે છે. જેમ સૂર્ય રશ્મિથી જલની ભ્રાન્તીને અંગે મૃગલાઓ જલ પીવા દોડે

છે. તે જેમ ભ્રમ વળી રજ્જુમાં અંધારાને અંગે સર્પાભાસ થાય છે. તેમજ આત્માના બારામાં અજ્ઞાન હોવાથી અનેકત્વ ભાસમાન, જ્યાં એકત્વ પ્રગટ ત્યાં સુખ દુઃખ જન્મ મરણ ટળી ગયું ત્યાં વિરોધા ભાવ પણ નીકળી ગયું ત્યાં પછી જ્ઞેય છે તેજ પ્રાણી માત્રનો રક્ષણ કરવા વાળો પણ તેજ છે. ઉત્પન્ન કરવા વાળો પણ તેજ છે. ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ તેજ છે એમ સંહાર કરવા વાળો પણ તેજ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજની ઓવીઓ છે. जगा सृष्टि येळे मियोत्त मा । जया नाव म्हणती ब्रह्मा ॥ व्यापि जे विष्णु नामा । पात्र जाहालें । मग अकार हा हरपे । तेव्हां रूद्र जे म्हणी जे ॥ तेहीं गुण त्रय जेव्हां लोपे । तें जें शून्य ॥ नभाचें शून्यत्वगीळून । गुणत्रया तें जुरउन ॥ तं शून्य तें महाशून्य श्रुति वचन संमत ॥ હેપ્રિ પાર્થ અર્જુન સૃષ્ટિની ઉત્પત્તિ સમયે જેને બ્રહ્મ કહેવાય છે. સ્થિતિની વખતે જેને વિષ્ણુ કહેવાય છે અને આકાર નીકળી જાય ત્યારે રૂદ્રની ઉપમા અપાય છે. અને ગુણ ત્રય જ્યારે નીકળી જાય ત્યારે અવ્યક્ત માયા હોય છે વળી આકાશનું શૂન્યત્વ ગળી જઈને ગુણ ત્રયને લય કરી પ્રકૃતિને શૂન્ય કરી જે રહે જેને મહાશૂન્ય કહેવાય છે તેજ જે સત્ પદ છે. તે જ્ઞેય વસ્તુ છે જેમ ખેડુત ધાન્યની ઉત્પત્તિ કરે છે રક્ષણ કરે છે અને સંહાર કરે છે. તેમ પરમાત્મા સૃષ્ટિ ઉત્પત્તિ સ્થિતિ લય કરે છે. કરોળીઓ જેમ પોતામાંથી લાળ કહાડી પોતેજેમાં ફરે છે અને પુનઃ તંતુઓને પોતામા જ સમાવે છે તેમજ પ્રભુએ સ્વાનંદ માટે સૃષ્ટિ સરજી છે. છતાં કર્તા ભર્તા ભોક્તા અને સંહારમાં લેખાતા નથી. પ્રાણી પોતાને કર્તા માને છે માટે ભોક્તા થાય છે. તે તેનું કર્મ ફળ પરમાત્મા તેને આપે છે. માટે રાગ, દ્વેષ રહિત પ્રભુનું સ્વરૂપ છે. જેની વ્યાખ્યા બીજા શ્લોકમાં ભગવાન્ કહે છે.

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

ज्ञेयं यत् तत् प्रवक्ष्यामि થી આરંભીને ક્ષેત્રજ્ઞનું વર્ણન ચાલે છે. આ શ્લોકમાં ભગવાન્ કહે છે. ज्योतिषां अपि ज्योतिः જ્યોતિઓની જે જ્યોતિ तमसः परं उच्यते તમથી જે પરે છે. ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं જે જ્ઞાનરૂપ, જ્ઞેય રૂપ અને જ્ઞાનથી જે ગમ્ય सर्वस्य हृदि धिष्ठितम् સર્વના હૃદયમાં જે વસેલું છે.

અત્રે જ્ઞેય વસ્તુને સૃષ્ટિ માની ઉંચી, ઉંચી, જ્યોતિ તે સર્વ જ્યોતિના પ્રકાશક સ્વરૂપનું કથન કરવામાં આવ્યું છે. આપણને સર્વ પ્રકાશમાં સૂર્યનો પ્રકાશ પ્રખર જણાય. સૂર્યના અભાવે દીપની જ્યોતિ વા પૂર્ણિમાના ચંદ્રની જ્યોતિ લાગે. વળી અગ્નિની જ્યોતિ ઉંચી લાગે છેવટે વાણીરૂપી જ્યોતિ પણ વસ્તુનો પ્રકાશ કરે છે. તે સર્વ જેના વડે તેજસ્વી છે, તે તેજ પરમાત્માનું છે. જ્યાં પ્રભુ પૂર્વેજ કથન વિઃકરી ગયા છે કે, तेजस तेजस्वीनामहम् સર્વમાં જે તેજ છે, તે મારૂં સ્વરૂપ છે જ્યાં જ્ઞાનેશ્વર મહારાજની ઓવીઓ છે. जें अग्निचें दीपन । जें चंद्राचे जीवन । सूर्याचे नयन । देखती जेणे ॥ जयाचें उजीये हे तारागण उभऊँ महातेजसूर याहे रहारें जेणे ॥ જે અગ્નિને પ્રગટવાની શક્તિ આપે છે. ચંદ્રનું જે જીવન, સૂર્યની જે

આંખ જેનાવડે સૃષ્ટિને પ્રકાશ આપે છે. જેના અસ્તિત્વથી તારાગણો ઉગે છે. એમ મહાતેજનો ઉદય પણ જેના તેજથીજ ઉદયને પામે છે જ્યાં ગીતામાં ૧૫ મા અધ્યાયમાં પ્રભુ બોલશે, यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलं ॥ यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ જે આદિત્ય ગત્ તેજ છે. જે ચંદ્રમામા છે અગ્નિમાં છે. તે મારૂંજ તેજ છે. જ્યાં ઉપનિષદમાં પણ વર્ણન છે. येन तपति तेजसेद्धः न तत्र सूर्यो भाति न चंद्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः तमेव भान्तमनुभान्ति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ જેના તેજથી વૃદ્ધિ પામેલો સૂર્ય તપે છે. પણ ત્યા પ્રકાશતો નથી, ત્યાં ચંદ્ર તારા પ્રકાશતા નથી તેમજ વીજળીઓ પણ પ્રકાશતી નથી, તો પછી બાળકો અગ્નિ તો કયાંથીજ પ્રકાશે ? એવા પરમાત્મા જ્યોતિઓનાં પણ જ્યોતિ છે. તેનાજ આપેલા તેજથી સાધારણ પ્રાણીઓ પણ અસાધારણ કર્મ કરી શકે છે. રામાવતામાં દેવતાઓથાન જીત્માય એવા રાવણને વાનરાઓએ જીત્યા હતા. તે પરમાત્માને જો પ્રાપ્ત કરવા હોય તો तमसः परस्तात् કુશાગ્ર બુદ્ધિથી હૃદયમાં રહેલા અધારાને દૂર કરીને જાણવા. અત્રે તમસઃનો અર્થ અજ્ઞાનમાં આપ્યુ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે किंवहुना पांडवा। जें आघवेंची असे आघवा ॥ जेथ नाहिं दीघावा । द्वैतभावासी ॥ जें देखलीयांची सर्व दृश्य द्रष्टा हें आत्रें । एकवार कालवे सामरस्यें ॥ मगतेची होय ज्ञानज्ञाताज्ञेय । ज्ञेय गमिजे स्थान तंहि तेंचि ॥ જ્યા દ્વૈત ભાવ રહ્યો નથી, ત્યાં સર્વ રૂપથી સર્વ પ્રકારે છે, એમ ભાસ થાય ત્યા દૃષ્ટા દૃશ્ય અને દર્શન એકત્વ રૂપ થઈ જાએ, તેનુંજ નામ જ્ઞાન છે પછી જ્ઞાતાં અને જ્ઞેય પણ જ્ઞાન રૂપજ છે. એવી સુંદર દૃષ્ટિ ઉપસ્થિત થાય છે. ત્યારે જાગૃત થઈ સૃષ્ટિનો વિચાર કર્યો ત્યાં મહા દાદિક જે અવ્યાકૃત જેને પણ તમસઃ કહેવાય છે, તેનાથી પણ પર પ્રભુ છે એમ ભાન થયુ જેમ સૂર્યે રાત્રિના બારામા પૂછવા જતાં સૂર્યમાં રાત્રીનો કેવળા ભાવ છે તેમજ પરબ્રહ્મમાં તમસ નો કેવળાભાવ છે હવે જ્યાં તમસઃ નહિં ત્યા તેનુ સાપેક્ષ જ્ઞાન પણ નહિ, માટેજ અત્રે કહ્યુ છે, કે જ્યોતિષા મપિ તજ્જ્યોતિઃ સ્વપ્રકાશ જ્ઞાનરૂપ પરબ્રહ્મનો નીચેના ચરણમા આપ્યુ કે, हृदि सर्वस्य धिष्ठितम् સર્વના હૃદયમાજ તે વસે છે. અને તેની પ્રાપ્તિ ज्ञानज्ञेयं ज्ञानगम्यं ज्ञानम् તે ક્ષેત્રજ્ઞ કે જે સર્વવ્યાપક છે. સર્વ ગત છે, એવો કોઈ પદાર્થ નથી, જેમા જ્ઞેય જેવી વસ્તુ નથી, તે વિવેકથી જ્ઞાનમા ગમ્ય થાય છે. વ્યવસાયાત્મિકા બુદ્ધિરૂપી જે જ્ઞાન તેનાવડેજ સ્વસ્વરૂપજ્ઞાન વિજ્ઞાનરૂપે પ્રગટે છે. અત્રે શંકા ઉપસ્થિત થાય કે જે સર્વ ગત બ્રહ્મ બુદ્ધિજન્ય જ્ઞાનથી કેમ અનુભવાય ત્યા સિદ્ધાંત છે કે સર્વ ગત અગ્નિ છતા દિવાસળીમાં આવી વસે છે. તેમજ ચકમક વડે તેને પ્રગટાવા છે વળી ગાયના લોહીથીજ દૂધ થાય છે. તે લોહી આખા શરીરમાં ભરેલું છે. પણ દૂધ સ્તનમાંજ આવે છે. અને તે પણ ચિત્ત તેનુ પ્રસન્ન હોય અને પુત્ર ઉપર પ્રેમ વાત્સલ્ય આવે ત્યારે છૂટે છે તેમજ પ્રભુ ઉપર પ્રેમ આવે ત્યારે આપણને બુદ્ધિરૂપી સ્તનમાં તેના જ્ઞાનતું સ્ફુરણ થાય. જેને દયકાશ એવું ઉપનિષદમાં વર્ણન છે. અને યોગીઓ સહસ્ર દળ કમળરૂપે વર્ણન કરે છે. ત્યાં જે સુખ જેવું

વર્ણન પાંચમા અધ્યાયમાં यो सुखो अंतरारामस्तथा अंतर्ज्योतिरेव यः ॥ આવી ગયું છે તે જ્ઞાન વડેજ હોયને અનુભવાય છે.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

આ શ્લોકમાંજ જાણે અધ્યાયની સમાપ્તિ થઈ એમ લાગે છે. કારણ કે ઇતિ અવ્યય પરમાત્માએ અત્રે મુકયો છે, इति क्षेत्रं ज्ञानं तथा च ज्ञेयं આપ્રમાણે ક્ષેત્રનું જ્ઞાન તેમજ ક્ષેત્રજ્ઞનું જ્ઞાન પુરૂં થયું. समासतः उक्तं સંક્ષેપમાં કહ્યું. मद्भक्त एतत् विज्ञाय मद्भावा उपपद्यते મારો ભક્ત તે જાણીને મારા ભાવવાળો થાય છે.

એમ અઢાર શ્લોકો કે જે ગીતામાં માંગલિક ગણ્યા છે. તે પ્રમાણે અત્રે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું વર્ણન પણ અઢાર શ્લોકોમાંજ કથન કરવામાં આવ્યું છે. આ અઢાર શ્લોકમાં પ્રભુએ જે કહ્યું, તેજ શ્રી શંકરાચાર્યે श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः । ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥ શ્લોકમાંજ જણાવ્યું છે. પ્રભુએ ત્યારે કેમ શંકરાચાર્ય કરતા વિસ્તાર કર્યો ? એમ મનમાં આવે, વળી એકજ જ્ઞેય સમજાવતે તો પણ જ્ઞાન અને ક્ષેત્રનું વર્ણન તેમાંજ સમાઇ જતે ? ત્યાં સમાધાન છે કે, પ્રભુ માતાને સ્થાને હોવાથી માતા જેમ એકજ કોળીઆના ચાર ભાગ કરી બાળકને ખવરાવે છે તેમજ પ્રાણી માત્રની માતા પરમાત્મા જ્ઞેયરૂપી અન્નનો કોળીઓ છે. તેના ત્રણ વિભાગ કરી, આપણી અસક્તિ તારતમ્ય ધ્યાનમાં લઈ સમજાવે છે. જ્યાં પૃથક્ પૃથક્ જ્ઞેયના બારામાં, જ્ઞાનના બારામાં અને ક્ષેત્રનાં બારામાં સમજાવ્યું. ગાંધીની દુકાન માં જઇએ તો સુકા મેવાના પૃથક, પૃથક, પડીકાં કરી, એક મોટા પડીકામાં બાંધી આપે, તેમ પરમાત્મા કહે, કે ? ક્ષેત્રં સમાસેન ઉક્તં તેમજ જ્ઞાન પણ સમાસેન ઉક્તં તથા જ્ઞેય પણ સમાસેન ઉક્તં જે અઢાર શ્લોક રૂપી મોટા પડીકામાં બાંધી આપણને સમાસેન અર્થે સમજાવ્યો છે. બીજા દૃષ્ટાંતમાં ડાકટરને ત્યાં દવા લેવા જઇએ તો જુદી, જુદી, દવા થોડી થોડી ભેળવીને પાણી નાંખીને તૈયાર કરી આપે, તેમજ ભવરોગી એવા આપણને મહાવૈદ્ય ભગવાને ભવરોગનાં ઔષધરૂપ આ ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞનું જ્ઞાન, ઔષધરૂપે આપ્યું છે. જેમાં महाभूतान्यहंकारो ઇત્યાદિ વચનોવડે ક્ષેત્રનું વર્ણન આવ્યું. અને તેનાં તત્વો બતાવ્યા, ત્યાર પછી अमानित्वंથી લઇને तत्वज्ञानार्थदर्शनम् સુધીમાં જ્ઞાનનાં લક્ષણો બ તાવ્યાં, ત્યાર પછી ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि થીઆરંભી ગત શ્લોક પર્યંન્ત ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ કથન કર્યું. અત્રે પ્રભુ અર્જુન પ્રત્યે સમજાવે છે કે, ? પ્રસ્તુત · પ્રસંગ ધ્યાનમાં લેતાં અને જ્ઞાનનું ગંભીરત્વ જોતાં મે તને જે સમજાવ્યું. તે સંક્ષેપમાંજ છે. કારણ જ્ઞાન એવું છે, કે ? ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ॥ એમ ગાવામાં આવ્યું છે. અને વર્ષોથી ગાયાજ કરે છે. છતાં તેનો અંત આવતો નથી. જેમ વહેતી ગંગા નદીમાંથી કળશ પાણીનો ઉપયોગ કરીએ છીએ અને ઘરમાં ગંગા છે, એમ બોલીએ છીએ. પ્રભુ અર્જુનને કહે છે. સમગ્ર શાસ્ત્રરૂપી ગંગા

મેં અઢાર શ્લોકોરૂપી કળશમાં તને પીવરાવી છે. એમ ઉપરના ચરણમાં કહી નીચેનાં ચરણમાં કહે છે. मद्भक्त एतद्विज्ञाय मद्भावयोपपद्यते ॥ મારા ભાવને પામેલા મારા ભક્તોજ તે જાણે છે. અન્યને ક્ષેત્રનું ક્ષેત્રજ્ઞનું જ્ઞાન થાય પણ પરોક્ષ રહે. જ્યારે મારા ભક્તોને તે અપરોક્ષ થાય છે. જ્યાં સુધી જ્ઞાન, જ્ઞેય, અને જ્ઞાતા ભિન્ન છે, ત્યાં સુધી અપરોક્ષ અનુભવ નથી. પરંતુ ભક્તિવડે ભક્તો મારામાં અભેદ થવાથી મારા પૂર્ણ સ્વરૂપને જાણે છે. જ્યાં શ્રુતિ ભગવતી કથન કરે છે. यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ॥ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ જેની દેવ ઉપર પરા ભક્તિ હોય છે અને તેવીજ જો ગુરૂમાં હોય છે. તેનેજ વેદાંતનો અર્થ સમ્યક રીતે સમજાય છે. ब्रह्मैव वेद ब्रह्मैव भवति બ્રહ્મને જાણનારો બ્રહ્મ રૂપજ થાય છે. માટેજ અત્રે ભગવાન્ બોલ્યા છે કે, મારા ભાવયુક્ત ભક્તનેજ મારૂં ઉપરોક્ત જ્ઞાન સમ્યક્ પ્રાપ્ત થાય છે. અત્રે ઉપસર્ગ નાંખીને જે ક્રિયાપદ મુકયું તે સમીપ આવવાવાળા ભક્તિના લક્ષણ જણાવવા વાળો પ્રયોગ છે. આપણું અસલના સ્વરૂપનું વર્ણન છાંદોગ્ય ઉપનિષદ માં કાબુલ દેશનો માણસ કે જેને ચોરો લુટી લઈ આંખે પાટા બાંધી હિન્દુસ્તાનમાં લાવ્યા ત્યાં પાટા છોડી મુકી દીધો. હિન્દુસ્તાનમાં તેને કોઈ ઓળખતું નહિ હતું. અને અત્રેની ભાષા પણ જાણતો ન હતો, તેથી કાબુલ, કાબુલ, એમ જ બોલતો ભટકતો ફરતો અને રોયા કરતો એક માણસ કાબુલ ફરી આવ્યો હતો, તે તેને મળ્યો. તેને દયા આવવાથી તેને કાબુલનો રસ્તો સંજ્ઞા વડે સમજાવ્યો. સાથે માર્ગમાં જે કોઈ મળે તેને પૂછવા કાગળ લખી આપ્યો, તેમ તે પૂછતો પૂછતો ચાલ્યો. જ્યારે દૂરથી કાબુલના પહાડો જોયા ત્યારે તેનો શ્વાસ નીચે બેઠો, અને ખુશી થયો. તેમ આપણે સુખની શોધના કરીએ છીએ જ્યારે સાચી પ્રભુભક્તિ હૃદયમાં ઉપસ્થિ થાય ત્યારે જ આપણે વાસ્તવિક સુખનો ભેટો થાય ત્યાં સુધી ષડ્વિકારો રૂપી ચોર જ્ઞાનની આંખે પાટા બાંધી ભવાટવી ફેરવે છે, તેથી ખરી શાન્તી પ્રાપ્ત થતી નથી. શાન્તિ-સ્વસ્વરૂપ બોધમાંજ છે. જે સ્વરૂપનું એ બોધ ભગવાને ઉપર કથન કર્યું.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥

ગત અઢાર શ્લોકોમાં પ્રમેયના બારામાં તત્વતઃ કહેવાયું, તેનો વિસ્તાર આ શ્લોકથી પરમાત્મા કરે છે. प्रकृतिं चैव પ્રકૃતિ તેજ પ્રમાણે पुरुष उभौ પુરૂષ અને अनादि विद्धि અનાદિ જાણ. विकारान् च गुणान् प्रकृतिसंभवान् विद्धि વિકારી અને ગુણી પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ.

પરમાત્માએ પૂર્વે સમાસતઃ કથન કર્યું. આ સમાસતઃ શબ્દ ત્રણ વખત અઢાર શ્લોકમાં કહ્યું ફરીને આજના શ્લોકમાં પ્રકૃતિ પુરૂષરૂપે જે વર્ણન છે, તે પરમ માંગલિક છે. સૃષ્ટિના આદિ માતપિતાના લગ્નનાં બારામાં આજનો શ્લોક છે. શ્રીકપિલ દેવનો મત છે કે પ્રકૃતિ અને પુરૂષ ઉભય અનાદિ છે.

તે ઉભયના સંયોગથી સૃષ્ટિની ઉત્પત્તિ છે. તે પ્રકૃતિ, પુરૂષનાં લક્ષણનું ભગવાન્ વર્ણન કરે છે. પ્રથમ ક્ષેત્રરૂપે જેનું વર્ણન આવ્યું તે પ્રકૃતિનું કાર્ય. તેનું મહાકારણી

પ્રકૃતિ તેનો સ્વભાવ વર્ણવે છે. જેમાં ઉભયને અનાદિ માન્યા છે. ઉભયનેજ કોઈ પણ આદિ નથી; તે પ્રકૃતિ એટલે શું? જેનો અર્થ સામાન્ય રીતે પણ આપણે આપણી ભાષામાં વાપરીએ છીએ. જેમકે મારી પ્રકૃતિ આજે સ્વસ્થ નથી. તેજ વિકારયુક્ત પ્રકૃતિની માતા મૂળ પ્રકૃતિ છે. તે વિકારી છે. જેનો અનુભવ આપણુને પણ થાય જ છે. તેને નિયમસર વાપરીએ તોજ સરણી ચાલે નહિ તો બગડતાં વાર નહિ. માટે જ તેને ઔષધાદિકની અપેક્ષા રહે છે, માટે જ પ્રભુએ તેના લક્ષણમાં વિકારાંશ્ચ ગુણાશ્ચૈવ પ્રકૃતિસંભવાન્ એમ કહ્યું. તેમાં ત્રણ ગુણો કે જેનું વર્ણન ચૌદમા અધ્યાયમાં આવવાનું છે. તે તેના પુત્રો છે અને જીવાત્માને તે ત્રણ ગુણો નચાવે છે. કોઈ વખત સત્વપ્રધાન રહે તો વૃત્તિ સાત્વિક રહે, કોઈ વખતે રજઃપ્રધાન હોય તો રાજસી અને. તમોગુણ પ્રધાનપદે જાય ત્યારે તામસી પ્રકૃતિને વશ થઈએ જ્યાં ચૌદમા અધ્યાયમાં કથન આવશે. रजस्तामश्चाभिभूय सत्वं भवति भारत ॥ रजः सत्वं तमश्चैव तमसत्वं रजस्तथा ॥ એમ ત્રણે ગુણો આપણા ઉપર રાજ કરે છે. એમ ત્રણ ગુણો પરિણામવાળી પ્રકૃતિ વિકારવાળી છે. જ્યારે ત્રણ ગુણો સ્થિર હોય ત્યારે તે પ્રકૃતિરૂપમાં હોય. જ્યાં કપિલ દેવજી કહે છે. सत्वः रजः तमस् साम्यावस्था प्रकृतिः જેને મહદ્ બ્રહ્મ એવી ઉપમા ચૌદમા અધ્યાયમાં ભગવાને આપી છે. જે પ્રકૃતિ પણ સઉમાં ભિન્ન ભિન્ન દેખાવા છતાં મૂળ સ્વરૂપમાં એક જ છે. જેમ ઘર ઘરમાં ભિન્ન ભિન્ન ઓરડીમાં પાણીના નળ જુદા છતાં પાણી સ્વરૂપમાં એક છે. તેમ જ આદ્ય પ્રકૃતિ પ્રત્યેકની એક જ છે, તે ત્રિગુણમયી લોહિત શુકલ અને કૃષ્ણ વર્ણનની છે. જેમ કે अजामेकां लोहितशुक्लकृष्णाम् ॥ वह्वी प्रजाः सृजमानां सरूपाः ॥ શુકલ તે સત્વગુણી, લાલ રજોગુણી, કાળી તમોગુણી, તે ત્રણ ગુણો વિકારી છતાં નિર્વિકારી રહે છે. સમુદ્રમાં ભરતી ઓટ થાય છે. છતાં અંદરનો સમુદ્ર સ્થિર છે. તેમ વિકારી સ્વરૂપને ત્રિગુણાત્મક જ્યારે મૂળ પ્રકૃતિ નિર્વિકારી છે. આપણામાં જે ભિન્ન ભિન્ન દેખાય છે, તે કર્માદિકનો ભિન્નતાથી તથા જાતીનીભિન્નતાથી દેખાય છે. મનુષ્ય જાતિ અને પશ્વાદિમાં ભિન્નત્વપણાએ પ્રકૃતિનો ભેદ જણાય છે. તેમજ મનુષ્યમાં પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય, અને એમના સ્વભાવ પણ ભિન્નજ છે. તેને ઢાંકીને ફરીએ છીએ. સમયે તે ઉઘડી જાય છે. માટે તો અર્જુન પ્રત્યે પરમાત્માએ અઢારમાં અધ્યાયમાં કહ્યું છે કે, प्रकृतिस्त्वां नियोक्ष्यसि ક્ષત્રિયની પ્રકૃતીતને યુદ્ધમાં યોજશે બીજે ઠેકાણે પણ બોલ્યા છે. કે, प्रकृतिं यान्ति भूतानि निग्रहकिं करिष्यति જ્યાં દૃષ્ટાંત છે, નાનાફડનીસ કરીને પેશ્વાઈ રાજ્યનો રાજાનો સ્વભાવ ડરપોક હતો.એક વખતે બહુરૂપી માણસ તેના દરબારમાં આવ્યો. તે ઘણી ભાષાઓ સુંદર શુદ્ધ બોલતો. તે કઇ જાતનો છે તે ઓળખાતો નહિ ફડનીસના દરબારનાં માણસોમાંથી કોઇએ તેને ઓળખ્યો નહિ, ફડનીસને ભય લાગ્યો કે, રખેને દુશ્મનમાંનો કોઈ હોય ? એમ રાજાને ચિંતાતુર જોઈ તેના દરબારમાં એક ચતુર પુરૂષ હતો. તેણે ઓળખવાની બીડા લીધો પછી રાત્રિમાં તે ભર નિદ્રામાં સુતો હતો ત્યારે રાજાને ત્યાં તેડી જઈ ઠંડુ પાણી તેના મોઢા ઉપર રેડ્યું ત્યારે ગભરાઇને તે બોલી ઉઠયો શું થયું શું થયું, વર્ત જણાયું

કે તે ગુજરાતી છે. રાજાને જોઈ સાવચેત થઈ બીજી ભાષા બોલવા લાગ્યો. છતાં નાનાફડનીસે તેને જાણી લીધો તે ગુજરાતી છે. એમ પ્રાણી માત્ર વ્યવહારમા દક્ષ રહે છે, તેથી સ્વભાવને ઢાંકે છે. છતાં ખરા સ્વરૂપમાં તે પ્રકૃતિને આધીન જ હોય છે તે પ્રકૃતિ અનાદિ પુરૂષના જેવીજ સ્વતંત્ર છે. જયાં કપિલદેવ કહે છે. रंगस्य दर्शनित्वा विदर्शते नृतिका यथा ॥ જેમ નટિ છે, તે પુરૂષોની તરફ અત્યંત ચાળા કરીને વશ કરે છે. તેમજ પ્રકૃતિ રૂપી નટી જીવાત્મા રૂપ પુરૂષને વશ વર્તાવે છે. અને ઉભયના સંયોગવડેજ જગત ચાલે છે. જયા કપિલ ભગવાન્ કહે છે કે, ईश्वरः असिद्धः ઈશ્વરની જરૂર નથી, એમ નિરીશ્વર સાંખ્યવાદ છે. ત્યાં તે મતનું ખંડન કરતા સેશ્વર સાંખ્યવાદી પતંજલિ કહે છે કે, જીવાત્મા ગમે તેવા વિશ્વામિત્ર જેવા બળવાન હોય તો પણ પ્રકૃતિને વશ કરી શક્તા નથી. માટે पुरुषविशेष ઈશ્વર છે, કે જે કલેશ, કર્મ, વિપાક આશય, થી રહીત છે. તે પરમાત્મા પુરૂષજ આ પ્રકૃતિને વશ વર્તાવે છે. અને જે જીવાત્મા તે પરમાત્માને અનુસરે જેમ કે मामेव ये प्रपद्यन्ते मायामेतान्तरन्ति ते ॥ તેઓજ તરી જાય છે. કારણ પુરૂષને તે વશ છે. શંકર પાર્વતીના જોડલા જેવા છે. जगत पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ જેમ શંકરે પાર્વતીને અર્ધાંગે રાખી છે. તેમજ પ્રકૃતિ પુરૂષ અર્ધનારી નટેશ્વરરૂપે આખા વિશ્વમા વ્યાપ્ત છે. અને ઉભય અનાદિ છે. તેમ જીવાત્મા પણ અનાદિ છે. તેનું પણ મૂળ જણાતું નથી. હવે બીજા શ્લોકમાં કહે છે.

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

ગત શ્લોકમાં કહ્યુ કે જગતનાં અધિકરણો પ્રકૃતિ પુરૂષ બે છે. ઉભય અનાદિ સિદ્ધ છે. હવે આ શ્લોકમાં બતાવે છે. कार्यकारण कर्तृत्वे हेतु प्रकृतिः उच्यते કાર્યકારણનો હેતુ પ્રકૃતિ ગણાય છે. सुखदु.खानां भोक्तृत्वे पुरुषः हेतु. उच्यते સુખદુઃખોના ભોગનો હેતુ પુરૂષ કહેવાય છે.

આમાં અર્થ એમ છે કે, કર્તા પ્રકૃતિ છે અને ભોક્તા પુરૂષ છે. જેમ મજુર બંગલો બાંધે અને માલીક તેમાં રહે. વળી પિતા કષ્ટ વેઠી દ્રવ્યોપાર્જન કરે અને પુત્ર ભોગવે તેમજ આ પ્રકૃતિનું કાર્ય શરીર થયું અને ભોગવવાવાળો જીવાત્મા થયો. વસ્તુતઃ શરીર પ્રારબ્ધ યોગથી પ્રાપ્ત છે. તે પ્રારબ્ધનો યોગ પૂર્વે કરેલાં સંચિત કર્મોનું ફળ ભોગ છે. મરણ સમયે આપણા જે જે કર્મો ફળ આપવા તૈયાર થયા હોય તેવાં શરીરો ચિત્રગુપ્ત સ્વપ્ન આપી બતાવે છે ત્યાં જે ઠેકાણે રૂચિ બેસી જાય તેનું શરીર મળે છે. જે પ્રકૃતિનું કાર્ય છે. તે સ્થૂલ સૂક્ષ્મ ઉભય રૂપ છે. ૧૧ ઈન્દ્રિયો બુદ્ધિ અને અહંકાર એ સૂક્ષ્મ લિંગ દેહ અને પંચ ભૌતિક સ્થૂલ અન્નમય કોશ છે. તે ઉભય પ્રકૃતિના કાર્યરૂપ છે, એમ ઉપરનાં ચરણમાં આવ્યું. હવે નીચેનાં ચરણમાં સુખદુઃખનો ભોક્તા પુરૂષ છે, એમ કથન કર્યું છે. પ્રકૃતિ પ્રથમ અસલના મહદ્ રૂપ જે અવ્યક્ત તે સ્વરૂપમા હતી. તેનામાં પૂર્વકલ્પની

વાસના સાથે જીવાત્માનો લય થયો હતો. જ્યારે દિવ્ય દેદીપ્યમાન બ્રહ્મદેવની ઉત્પત્તિ થઈ, ત્યારે તેનું શરીર પણ પ્રકૃતિજન્યજ થયું. અને બીભત્સ શરીરો જેવાંકે ભુંડ, અજગર, ગીલોડી, સર્પ, વીછી, વાઘ ઇત્યાદિકના શરીરનું અધિષ્ઠાન પણ પ્રકૃતિ જ છે એ પ્રકૃતિ જડ છે, એમ કપિલ સિદ્ધાંત છે. ત્યાં શંકા આવે કે પ્રકૃતિ જડ છે, તો ચલન ક્રિયા તેમાં કેમ સંભવે ! જો જડ કર્મ કરવા મંડે તો સૃષ્ટિમાં અનવસ્થા દોષ આવી જશે. જેમ ઘોડાને આધારે ગાડી ચાલે છે. જો જડમાં ક્રિયા સંભવતી હોય તો ચૈતન્ય આશ્રયવિના ગાડી તબેલામાંથી બહાર રખડવા માંડશે. જ્યાં કપિલ સિદ્ધાંત એવો છે કે, સર્વથા તેમ થતું નથી. અપવાદરૂપે બને છે. છાણમાં જેમ ઢાંકી રાખવાથી કેટલા દિવસે વીછી સ્વમેળે જ ઉત્પન્ન થાય છે તેમ જ પ્રકૃતિમાં ક્રિયાનો સંભવ છે. જેમ વત્સ ઉત્પત્તિ પ્રાક માતાનાં સ્તનમાં સ્વયં દુધ ઉત્પન્ન થાય છે, તેમ કંઈ પણ કાર્ય થવાનું હોય ત્યારે પ્રકૃતિમાં પોતાની મેળે ક્રિયા સંભવે છે. આ મત વેદાંતને સંમત નથી. યુક્તિ પ્રયુક્તિથી તે ખંડન કરવામા આવ્યું છે. છતાં આ અધ્યાય સાંખ્ય પ્રક્રિયા હોવાથી તે મત અત્રે લઈએ તો વિષયાન્તર થઈ જાય. સાંખ્ય કહે છે, પુરૂષના સાંનિધ્ય માત્રથી પ્રકૃતિ ક્રિયા કરે છે. લોહચુંબકવત્ પુરૂષ ચૈતન્ય છે. છતાં તેને ઇન્દ્રિઓ ન હોવાથી ક્રિયા માટે લુલો લંગડો છે અને નિર્બલ છે. પ્રકૃતિ જડ છે. માટે ઉભયને પરસ્પરનો આશ્રય છે. જ્યાં કપિલ ભગવાન્ અંધ પંગુનો ન્યાય ગ્રહણ કરે છે. अंध पगु उभयोरपि उपसर्ग જેમ એક ગામમાંથી બીજા ગામમાં જવા માટે આંધળો પાંગળાને ખંભે ચડાવી લઈ જાય છે. પાંગળો તેને માર્ગદર્શક છે. અને આંધળો તેડી લઈ જાય છે. અને નદીને પાર ઉભય—પરસ્પરને આસરે જાય છે. એમ ભવ નદીની પાર જવા જીવાત્મા પ્રકૃતિનો આશ્રય લીએ છે. જ્યાં કર્તૃત્વ પ્રકૃતિ શક્તિ છે અને ભોક્તૃત્વ પુરૂપ શક્તિ છે. તેમજ આ સૃષ્ટિની રચના છે. એમ કપિલ સિદ્ધાંત છે. જ્યાં ઇન્દ્રિય વિષયજન્ય વિકારો સુખ દુઃખ अहंकारविमूढात्मा હોવાથી कर्ताहमिति मन्यते પોતે પોતાને હું જ કરૂં છું. એમ માનીને હેતુ થાય છે એમ ઉચ્યતે ક્રિયા પદ સુધીને જ ભગવાને બતાવ્યું છે કે, વાસ્તવિક અકર્તા છતાંમિથ્યા જ્ઞાનથી કર્તાનો હેતુ બને છે. જેમ ગાડાની નીચે કુતરો ચાલતો હોય તો હું જ ચલાવું છું એમ પોતાને માને છે. તેમ જ પ્રકૃતિના સુખદુ:ખના વિકારોને જીવાત્મા પોતાનાં માનીને ભોગવે છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજની ઓવીઓ છે. पर्मेनि सत्ता संते कर्मे प्रकृति स्वतंत्रहोते तया पासोनि निर्धालते सुख दु खगा ॥ असंती दु.ख उपजे सत्कर्मी सुखनी पजे । तया दोहींचा वोलीजे भोगपुरुषा ॥ सुखदुखं जवरी । निपजती साचो- कारीं । तंव प्रकृति उद्यमुकरी पुरूष भोगी ॥ प्रकृति पुरूषा चीं कुलवाडी । सांगतां असंगडी जे आंतुली जोडी । आंतुला खाय आंतुला आंतुली सगतीना सोये ॥ कीं आंतुली जग वीये चीज पत्ता ॥ પ્રકૃતિથીજ સારા અને નઠારાં કર્મોની ઉત્પત્તિ થાય છે. તેનાથી જ સુખ દુઃખ પ્રાપ્ત થાય છે અસત્ કર્મથી દુ ખ અને સત્ કર્મથી સુખ, તે ઉભયનો ઉપભોગ પુરૂષ લીએ છે. જ્યાં સુધી અહંકારથી સુખદુઃખ સત્ય ભાસ છે. ત્યાં સુધી કર્તૃત્વ પ્રકૃતિ પાસે અને ભોક્તૃત્વ પુરૂષ પાસે સંભવે છે. જેમનો વ્યવહાર એટલો વિસંગત છે કે, સ્ત્રીએ મેળવવું અને પુરૂષને બેસીને

ખાવું વળી ઉભયનો સંગ કોઈ પણ વખત ન થવા છતાં પ્રકૃતિ જગત્ પ્રસવે છે. એ કેવું ન વાઈ ભરેલું છે. તેનું જ વર્ણન બીજા શ્લોકમાં પણ છે કે,

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પુરૂષનું વર્ણ કેવું જેને એકે લીંગ લાગે નહિં. સંસારમાં જેને આપણે પુરૂષ કહીએ તેમાંનું લીંગ જેને નહિં જે સંજ્ઞા વગરનો આયુષ્યની અવધી રહીત જન્મનો પત્તો નહિં એવો કવિ પુરાણ તે પુરૂષ જે અવસ્થા ત્રયથી પણ પર છે. તેને પોતાને એકે ઇન્દ્રિય છે નહિ, તેને પતિવૃત્તા સ્ત્રી છે. જે લુલો, લંગડો, આંધળો, બહેરો, મુકો એવા પુરૂષની તે ભાર્યા છે. તે પુરૂષને લલચાવે ત્યારે ભાઈ સાહેબ આનંદિત થઈને તેના पुरूपः हि प्रकृतिस्थ કારણ કે પુરૂષ છે તે પ્રકૃતિમાં રહેલા प्रकृतिजान् गुणान् भुंक्ते ગુણોને તેનાથી જ ઉત્પન્ન થયેલા છે તેને મોહથી ભોગવે છે. अस्य गुणसंगः सदसद्योनिजन्मसुकारणं આ જે ગુણોનો સંગ તે સારી અને નઠારી યોનિના જન્મનું કારણ છે.

અર્થાત્ પ્રકૃતિથી પરે છું. એવો બોધ જેને નીકળી ગયો છે, તે પુરૂષ તેનાજ કર્મોનાં ફળો ખાય છે. એમ વેદવ્યાસે ભુંકતે ક્રિયાપદ મુકીને સૂચના કરી છે. જેમ જમવાવાળો માણસ પદાર્થ થાળીમાં પડયા હોય તે જમે છે. જે પૃથક્ પૃથક્ હોય તેને પોતામાં એક કરે છે. તેમ આ પુરૂષ પ્રકૃતિજન્ય ગુણોને પોતામાં ઐક્ય કરે છે. અર્થાત્ અધ્યારોપ કરે છે. આંખે જોયું તો મેં જોયું. શ્રવણેન્દ્રિયે સાંભળ્યું. તો મેં સાંભળું હસ્તે ક્રિયા કરી તો મે કરી, એમ સર્વ ઇન્દ્રિયોનો ભોકતા બને છે. એમ શરીરસ્થ રહીને તેનાં ફળો ખાય છે, શરીરમાં જીવ પરમાત્મા ઉભય રહે છે. જ્યારે પરમાત્મા દૃષ્ટા, અને જીવાત્મા ભોકતા બને છે. જ્યાં શ્રુતિ द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ॥ तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्य-नश्नन्नन्यो अभिचाकशीति ॥ બે સાથે મિત્ર છે. એક જીવરૂપ પક્ષી, અને એક શિવ રૂપ પક્ષી. જેમાં શિવ દૃષ્ટા, અને જીવ ભોકતા બને છે. માટેજ સદસદ્ યોનિમા જન્મ થાય છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. दर्पणाचिया जवळीका। दूजापण जैसें ये मुखा ॥ कां कुंकुमें स्फटीका लौहितत्वये ॥ तैसा गुण संगमे अजन्मा हा जन्मे॥ पावतु पसा गमे एन्हवीं नाहीं ॥ अधमोत्तम योनि ॥ यासी येसीया मानी ॥ जैसा सन्यासी होय ॥ स्वप्नि अन्त्यजादि जाती ॥ ह्मणोनि केवळा पुरुषा। नाहीं होणें भोगणें देखा ॥ येथे गुण संगुची अशेखा । लागो मूळ ॥ જેમ અરીસાના સંગથી બીજું મોઢું દેખાય, વળી જ્યાં ફૂળના સાનિધ્યથી સ્ફટિકમા રક્ત વર્ણ આવે છે. તેમ ગુણસંગથી અજન્મા પુરૂષને જન્મ આવે છે અને અધમોત્તમ જાતિ પોતાની માને છે. જેમ સંન્યાસીને સ્વપ્નમાં અંત્યજપણું આવે છે. તેમ જ ગુણસંગથી જ પુરૂષને જન્મ મરણની ભ્રાન્તિ છે, વસ્તુતઃ નથી. જેનાથી નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વરૂપને ભુલી જાય છે. જ્યાં પતન્જલિ સૂત્ર છે કે द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानु-पश्य ॥ દૃષ્ટા દેખવાવાળો શુદ્ધ છતાં પ્રકૃતિને આધીન તે રૂપ થઈને સર્વ કાંઈ ભોગમાં બંધાય છે. જેમ સ્ત્રૈણ પુરૂષ સ્ત્રીનો નચાવેલો વાંદર કહેવાય, તેમ જીવાત્મા

પ્રકૃતિસ્થ થઇને તેના ગુણોનો ભોકતા થાય છે. તેમાં જો સત્વને આધીન થાય તો દેવયોનિ મળે. રજઃને આધીન થાય તો મનુષ્યયોનિ મળે અને તમને આધીન થાય તો પશ્વાદિ સાધારણ થાય એમ ઉંચ યોનિઓને સત્ કહી છે. જ્યારે નીચ યોનિઓને અત્રે અસત્ કહી છે. જ્યારે ઉભયના મિશ્રથી મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે. એમ અવિદ્યા મૂળ જીવાત્મા हर्षस्थानसहस्राणि भयस्थानशतानिच ને ભોગવે છે, છતા તેમાં કાઇએ સત્ય નથી. જેમ રાજા જનકને સ્વપ્ન પડયું. જેમાં ભીખારી થયો તેથી તેમાં પોતાને ભીખારી માનવા લાગ્યો. ત્રણ દિવસ સ્વપ્નમાં ઠીકરાના વાસણ લઈ ભટકતો ફર્યો હતો. જાગૃત પછી અષ્ટાવક્રને પૂછ્યું કે, આ સત્ય કે તે. અષ્ટાવક્ર કહે આ પણ નહીં ને તે પણ નહીં. જેમ સ્વપ્ન સ્વપ્ન છે, તેમ જાગ્રતીમા પણ दीर्घ स्वप्नं इम विद्धि લાંબુ સ્વપ્ન જ જાણ, જ્યાં જ્ઞાન થયું ત્યાં કર્તા ભોકતા સર્વ ટળી જાય, અને પછી "ગુણાગુણેષુ વર્તન્તઃ ઇતિ મત્વા ન મજ્જતે" બધાતો નથી. ત્યારેજ સદસદ્ યોનિમાથી છૂટે છે. જેને માટે અસંગ શસ્ત્ર જોઇએ. તેઓજ છૂટે, નહીં તો 'ગતાગતં કામકામા લભન્તે' થઇને पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् એમ બ્રહ્મદેવ સુધીની યોનિ આવે તો પણ અનિષ્ટ પ્રસગ ઉત્પન્ન થાય છે, માટેજ મુકિતનો પ્રયાસ કરવો.

> उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
> परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥
> य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
> सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

ઉપરના શ્લોકમા કહ્યું કે પુરૂષ છે, તે પ્રકૃતિના ગુણો અહંકરોતિ મન્યતે માટે ભુકતે થાય છે વસ્તુ સ્વરૂપે તે જ્ઞેય કેવો જેનું વર્ણન આજના શ્લોકમાં પ્રભુ કરે છે. उपद्रष्टा अनुमता च भर्ता भोक्ता महेश्वर સાક્ષાવત્ અનુમતિ આપનાર ભર્તા ભોક્તા અને સર્વ ઇશ્વરોનો ઇશ્વર परमात्मा इति च उक्त अपि अस्मिन्देहे पुरुषः पर. પરમાત્મા પણ કહેવાય છે. છતાં પણ આ દેહમા પર પુરૂષ છે. વળી બીજા શ્લોકનો અન્વય છે य एवं पुरुष આ પ્રકારનો જે પુરૂપ છે તે च गुणै सह प्रकृतिं वेत्ति તેમ જ આ પ્રકારનો જે પુરૂષ છે તે ગુણોની સાથે પ્રકૃતિને જાણે છે सः सर्वथा वर्तमान अपि તે કોઇ પણ પ્રકારે વર્તતો હોય તો પણ भूयः न अभिजायते ફરીને તે જન્મતો નથી.

પહેલુ જે વિશેપણ આપ્યું તે ઉપદ્રષ્ટા આપ્યું જેનો વિસ્તારથી અર્થ એમ છે કે, સમીપમા રહેવાવાળો છતા પણ સાક્ષીરૂપે જોવાવાળો. યચ્ચ યાવચ્ચ જે, જે, ક્રિયાયુક્ત કાર્ય બને છે તેનાથી अस्मिन् देहे पुरुष पर હોવાથી વસ્તુતઃ તે કાંઇ કરતો નથી જયા જ્ઞાનેશ્વર મહારાજ ઓવીમાં લખે છે. प्रकृति सरीतॆच्यातीरे ॥ मेरू होय हा कीरीटी ॥ मांजी रिंबे तरी लॊयिं लॊयिं नेणें ॥ પ્રકૃતિરૂપ નદીના કિનારે મેરૂ પર્વતની પેઠે આ અચલ ઉભો હોય છે. અને આનુ પ્રતિબિંબ જ્યારે નદીમાં પડેલુ

હોય છતાં પણ તેના પ્રવાહમાં તે વહી જતો નથી. અર્થાત્ ક્રિયા કર્મ શરીરમાં દેખવા છતાં આ અકર્તા સ્વરૂપે જ છે. જેમ અંધારાના નાશ માટે દીપનું પ્રાગટ્ય કરીએ છીએ છતાં દીપ સાક્ષીવત્ છે. અને તેના આધારે આપણા સર્વ કાર્ય થાય છે. તે ન તો ક્રિયતે ન કાર્યતે તેમ, પુરૂષ કરતોએ નથી તેમ કરાવતોએ નથી. એવો છતાં અનુમંતા છે. દેહેન્દ્રિય સંઘાતના સર્વ કાર્યને અનુમોદન આપે છે. તો જેમ અનુમોદન આપનાર કર્તા થતો નથી, તેમ પુરૂષ કર્તા થતો નથી અને ગુણોમાં લેપાતો નથી, માત્ર તેમનાં કાર્યમાં તેની સમતિ હોય છે. કારણ તે સર્વ મંડળોનો ભર્તા છે જ્યાં જ્ઞાનેશ્વરી છે. प्रकृतिपणे जीये ॥ याचिया सत्ता जय वीये ॥ यालागीं ईये वरये तु ॥ પ્રકૃતિ એની સત્તાથી ટકે છે. અને એને જ આધારે જગતને જન્મ આપે છે. માટે જ આ પ્રકૃતિનો ભર્તા છે, જેમ સૂર્ય આખા વિશ્વને ભરણ પોષણનો આધાર છે. તેમ મંગલ સ્વરૂપ જીવાત્માના સાંનિધ્યથી જ આ દેહ ઇન્દ્રિયનો વ્યહવાર ચાલે છે. જેમ સ્ત્રીનું ભરણ પોષણ પતિ કરે છે, માટે તે ભર્તા તેમ જ આત્મા વડે શરીર સંઘાતનો વ્યહવાર છે. વળી તે પ્રકૃતિ સર્વ કાર્ય કરીને પણ હું કરૂં છું, એમ સમજતી નથી તેથીજ આ પુરૂષ ભોકતા થાય છે, અને મહેશ્વર પણ છે. જ્યાં ઓવી हा महद्‌ ब्रह्म गोसावी ॥ ब्रह्म गोळ लाघवी ॥ अपार पणे मवी प्रपंचाते ॥ આજ સર્વ બ્રહ્માંડનો સ્વામિ હોવાથી તેજ સૂત્રધાર હોઇને પ્રપંચ રચના તેના વડેજ થાય છે, માટે જ પરમાત્મા છે. ત્યાં સ્વરૂપ વિસ્મર્ણ એટલુંજ જીવાત્મા સ્વરૂપ છે. જ્યાં કપિલ ભગવાન્ સૂત્રમાં લખે છે કે, राजपुत्रवत्‌ तत्त्वोपदेशा. રાજાને ત્યાં પુત્ર જન્મ મૂળ નક્ષત્રમાં થાય. અને જ્યોતિષના આધારે પિતા મોઢું ન જુએ તો તેનો ત્યાગ કરે, તે ભરવાડને ત્યાં ઉછરે પછી રાજાનુ મરણ થયા પછી તેને શોધવા સિપાઈઓ જાય અને સમજાવે કે, તું ભરવાડ નહીં પણ રાજપુત્ર છે. પ્રથમ તે ધ્યાનમાં આવે નહીં, કાળે કરીને તે લક્ષમાં ઉતરે. તેમ જ સદ્‌ગુરૂ જ્ઞાન આપે પણ कालेन आत्मनि विन्दति ત્યાં સુધી જે જે શરીર પ્રાપ્ત થયું હોય તે તે રૂપ થઇને રહે છે. જ્યારે સ્વરૂપ બોધ થાય ત્યારેજ ઓળખે છે. માટે નીચેના શ્લોકમાં ભગવાન્ બોલ્યા છે કે, ગુણો સાથે પ્રકૃતિના સ્વરૂપને જાણે તે સર્વ પ્રકારે વર્તતો છતાં મારામાંજ વર્તે છે. જેમ કે तो शरीराचेनि मेळें करुं का कर्म सकळें ॥ परि आकाश धुरें न मैळे तैसा असे । आथलेनि देहें ॥ जें न देह मोहें ॥ देह घेलीया नोहें । ऊत्तरपितो ॥ एसा तो पेकु । प्रकृति पुरुष विवेकु ॥ उपकारु अलोकीकु । करी पैगा ॥ તે પ્રકૃતિમાં રહીને સર્વ કર્મ કરે છે. પણ આકાશમાં ધુળ ઉડાવવા છતાં તે જેમ લેપાતો નથી તેમજ દેહનાં સર્વ કર્મોમાં અલિપ્ત રહેવાથી તેને ફરીને જન્મ આવતો નથી. આ પ્રમાણે અલૌકિક વિવેક પ્રકૃતિ પુરૂષના વિચારવાથી હૃદયમાં ઉદયને પામે છે. ત્યારે તેને સતત આત્મચિંતન થાય છે ઉપરોકત વિશેષણો જીવ શિવ ઉભયને લાગે છે. એવા પુરૂષ સર્વથા વર્તવાવાળા હોય તો પણ બંધાતા નથી અર્થાત શાસ્ત્રનાં વિધિ નિષેધની તેમને જરૂર નથી જેમ દોરીએ બંધાયલાને છુટવાની જરૂર. તેમજ ગુણ કર્મોથી બંધાયલાને વિધી નિષેધ પાલવાની જરૂર છે. મુકત પુરૂષોને કાંઇપણ જરૂર નથી જ્યાં શ્રુતિ છે કે ! निस्त्रैगुण्ये पथी

विचरतः कोविधिः कोनिषेधः એવા પુરૂષો સદા મુક્ત છે. જેમનાં સાધનો નીચેના શ્લોકોમાં ભગવાન કથન કરે છે.

ध्यानेनाऽऽत्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ॥
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥
अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ॥
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

આ શ્લોકો ઉભયની જોડી છે. એકજ વિષય ઉભયમાં પ્રતિપાદિત છે. જ્યાં અન્વય केचिद् आत्मानं आत्मनि ध्यानेन आत्मना पश्यन्ति કેટલાક છે તે પ્રત્યગ આત્માને ધ્યાનવડે શુદ્ધ થયેલા અંતઃકરણમાં અનુભવે છે. अन्ये सांख्येन योगेन च अपरे कर्मयोगेन पश्यन्ति કેટલાક સાંખ્ય યોગવડે તેમજ કેટલાક કર્મ યોગવડે અનુભવે છે. तु एवं अजानन्तः अन्ये अन्येभ्य પણ ઉપરોક્ત સીવાય બીજા પણ અન્યથા સાંભળીને उपासते ઉપાસના કરે છે. ते श्रुतिपरायणः अपि તે શ્રવણ કરાયલા સધકો પણ मृत्युं अतितरन्ति एव च મૃત્યુને તરી જાય છે.

અત્રે પ્રશ્ન ઉઠે કે ? ઉપાય વિશેષ શામાટે. જ્યાં મહીમ્ન સ્તોત્રમાં પુષ્પદંત કવિએ કહ્યું છે કે रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां રૂચી મનુષ્ય પ્રાણીની ભિન્ન ભિન્ન હોવાથી વૈદ્ય જેમ નાડી તપાસી ઔષધ નક્કી કરે, તેમ રૂષિ મુનીઓએ પ્રભુ પ્રાપ્તિનાં અનેક સાધનો નક્કી કર્યાં છે. જેમાં त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णव इति સાંખ્ય, યોગ, પશુપતિ વૈષ્ણવ ઇત્યાદિક રસ્તા મનુષ્ય પ્રાણી માટે નક્કી કરી મૂકયા છે. કારણ ચોર્યાશી લક્ષમાં પરમ સિદ્ધિની પ્રાપ્તિ એકજ મનુષ્ય પ્રાણી કરી શકે છે. બુદ્ધિમત્તા તેમાંજ છે. જ્યાં શ્રેયમ્ પંથમાં બુદ્ધીનીજ જરૂર છે. व्यवसायात्मिका बुद्धिः एकेह कुरुनंदन ! તેમાં નિરહંકારપણું ઉત્પન્ન કરવા માટે માહાપુરુષોએ ઉપરોકત પંથો રચી મુકયા છે. જ્યાં સુધી પરમાત્મા રૂપી રસ કે જે સર્વ રસોમાં रसो वै स रसः છે. એમ તેમાં રસ ઉત્પન્ન થયો નથી. ત્યાં સુધી ભિન્ન ભિન્ન માર્ગીએ તે રસ ઉત્પન્ન કરવવા માટે રચ્યા છે. જેવો પોતે નિત્ય આધ્યાત્મિક જ્ઞાનમાં રહી મનુષ્ય ઉપર કૃપા કરીને ધ્યાન માર્ગ, સાંખ્ય માર્ગ, યોગ માર્ગ, કર્મ માર્ગ, ભક્તિ માર્ગ અને શ્રધ્ધાનો માર્ગ શ્રવણ એ નક્કી કરી રાખ્યાં છે. જેમાં અધિકારીઓની ભૂમિકા પ્રમાણે ભેદ પડે છે. જેનું વર્ગીકરણ મધુસુદન સરસ્વતીએ પોતાની ટીકામાં ઉલ્લેખ કર્યો છે. જેમ કે केचिदुत्तमाः केचिन्मध्यमाः केचिन्मन्द्राः केचिन्मन्दतरा इति ॥ કેટલાક ઉત્તમ અધિકારી કેટલાક મધ્યમ કેટલાક મન્દ અને તેથી પણ ઉતરતા મન્દતર છે. તેવીજ રીતે ઉત્તમ અધિકારીના સાધનના બારામાં ઉપરનાં શ્લોકમાં બે ચરણો છે. નીચેનાં ત્રીજા ચરણમાં મધ્યમ અધિકારીનાં સાધનં ક્રમ છે. અને ચોથા ચરણમાં મન્દઅધિકારી માટે છે. જ્યારે બીજો શ્લોક મન્દતર અધિકારીનો છે. જેમાં ઉત્તમ અધિકારી માટે લખે છે, કે ? ध्यानेन आत्मनि पश्यति ધ્યાનવડે આત્માને જુએ છે. જેમનું ચિત્ત શુદ્ધ થયું છે. જેમનાં જન્માન્તરાનાં દોષો નીકળી ગયા છે. અંતઃકરણ સ્ફાટીક મણી

જેવું નિર્મલ થયું છે. અને ઋતંભરા તત્ર પ્રજ્ઞા થઈ છે. શંકરાચાર્ય જેવા મહાત્મા કે જેમને શાસ્ત્રોનાં દર્શન થતાંજ અર્થનું ગાંભીર્ય ધ્યાનમાં આવી જાય તેમનું ધ્યાન આત્માકાર જ હોય છે. તેવા પુરૂષો વિરલ જ છે. માટે અત્રે પ્રથમ તેમને લઈને કહ્યું છે કે ? તેવા મહાત્માઓ અંતઃકરણમાં બુધ્ધિની સૂક્ષ્મતા વડે આત્માને સદા ધ્યાનમાં જ જુએ છે. તેમને જ જગતનું પરમાત્માનું અને જીવાત્માનું વાસ્તવિક સ્વરૂપ ઓળખાય છે. બીજા પુરૂષો છે તે સાંખ્ય વડે જ્ઞાન કરે છે. વળી કેટલાક યોગવડે કરે છે. કપિલ દેવજી જેવા મહાપુરૂષો સાંખ્ય શાસ્ત્રના જ્ઞાનથી આત્માનું દર્શન કરે છે, પતંજલિ જેવા યોગવડે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી લીએ છે. જેમાં પ્રકૃતિ પુરૂષના વિવેકથી ચોવિશ તત્વોનું જ્ઞાન સમાઈ જાય તે સાંખ્ય અષ્ટાંગથી ક્રિયા વડે સમાધી લગાવી પ્રભુ દર્શન કરે છે. તે યોગ ત્રીજા અધિકારી કર્મયોગી નીષ્કામ કર્મ કરી પ્રભુને स्वे स्वे कर्मणी भीरतः संसिद्धिं लभते नरः માર્ગ વડે *कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः* ફળેચ્છાનો ત્યાગ કરીને સ્વકર્મ નીરતઃ રહે ભગવાન્ શ્રીરામચંદ્રે પણ નિષ્કામ કર્મ યોગનું સુંદર આચરણ કરીને લોકોને શિક્ષા આપી છે. લક્ષ્મણજીએ વનમાં તેમને પ્રશ્ન પૂછયો હતો કે ? પિતાએ સ્વધર્મ મુકીને આપને વનવાસ આપ્યો તે પિતા પ્રત્યે આપને પુત્રધર્મ શા માટે પાળવો. રામે પ્રત્યુત્તર આપ્યું કે પિતા પિતાનો ધર્મ જાણે. હું તો હમણાં પુત્ર ધર્મ પિતૃઆજ્ઞા પાળવી તેજ મારો સ્વધર્મ સમજું છું તેમ જ દિલીપે પણ સુંદર નિષ્કામ કર્મયોગનું આચરણ કરીને જ કામધેનુની સેવા કરી હતી, વંશવૃદ્ધિ માટે પુત્રોત્પત્તિ પોતાની ઈચ્છા માટે નહિં પરીક્ષા માટે ગાયે સિંહનું રૂપ લઈ ગાયને ખાવામાંડી ત્યારે સ્વશરીર સિંહને ખાવા આપવા માંડયું અને કામધેનું બચાવી. ત્યારે પ્રસન્ન થઈ કામધેનુએ તેને દુધ આપી પુત્ર આપ્યો. એમ નિષ્કામ કર્મયોગોનું વર્ણન આવ્યું. છેવટે મન્દતર વર્ણનમાં જેને ધ્યાનથી, સાંખ્યથી, કર્મમાર્ગથી, યોગ માર્ગથી આત્માધ્યાનમાં આવે નહિં તેવા અજાનતઃ પુરૂષોએ अन्येऽपि श्रुत्वा उपासते બીજાનું સાંભળીને મારી ઉપાસનાં કરે છે. સંત સાધુઓને મોઢે પરમાત્મા સ્વરૂપનું વર્ણન સાંભળતાં તેમને વિલક્ષણપણું ઉત્પન્ન થાય અને તેથી રૂચી થાય અને શ્રવણ કરવા લાગે માટે તો વેદવ્યાસ પ્રભૃતિ સમ પુરૂષોએ ઉંચા ઉંચા શાસ્ત્રો રચી રાખ્યાં છે. ત્યાં શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે-મનન કરે, ત્યારે નિદિધ્યાસન થાય તેજ આત્માનું જ્ઞાન થાય. સાંભળીને કાઢી નાંખવાવાળાને થતું નથી. એવાઓને ઉંધે ઘડે પાણી છે. ધૃતરાષ્ટ્ર રાજાને વિદુરજી ઘણુએ સમજાવતા પરંતુ તેમનાં ધ્યાનમાં આવતું નહિં. પરંતુ સાંભળીને શ્રદ્ધાથી ભજવા માંડે તે પણ આ મૃત્યુ રૂપી સંસારમાંથી તરી જાય છે. જેમ ટિકીટ લેનાર સ્ટિમરમાં બેસે તો કેપ્ટન તેને ધારેલે સ્થલે ઉતારે છે. તેમ શ્રદ્ધા રૂપી ટીકીટથી શ્રવણ રૂપી સ્ટીમર તેને સ્વગૃહમાં પહોંચાડે છે. એમ ચાર પ્રકારના સાધનો આ બે શ્લોકોમાં કથન કર્યા.

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम् ॥
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ! ॥ २६ ॥

આ શ્લોકમાં ભરતકુળોત્પન્ન કહેવાં ઉત્તમ સંબોધન આપ્યું. સંબોધન ઘણી વખત વિષય પર સાવધાનતા માટે અપાય છે. તેમજ આ શ્લોકથી વિષયાન્તર થયેલો હોવાથી પ્રભુ અર્જુન પ્રત્યે સંબોધન આપી તેને અવધાન રાખવા સૂચવે છે. જ્યાં અન્વય છે, भरतर्षभ ! હે ભરત કુલમાં શ્રેષ્ઠ એવા અર્જુન यावत् किंचित् स्थावरजंगमं · જેટલું કાંઇ જડ ચેતનાત્મક છે તે सत्वं संजायते પ્રાણી માત્ર ઉત્પન્ન થાય છે, તે तत् क्षेत्रक्षेत्रज्ञसंयोगात् विद्धि તે સર્વને તું ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થયેલું જાણ.

આ અધ્યાયમાં સંપૂર્ણ પણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને વિચાર કરવામાં આવ્યો છે. તેનું સિંહાવલોકન દૃષ્ટીથી જોતાં ૧૮ શ્લોકોવડે એક ભાગ થયો. જેમાં ક્ષેત્રનાં બારામાં તેના અાંગ પ્રત્યાંગનું વર્ણન કથન કરવામાં આવ્યું. અને ૧૦ શ્લોકોવડે ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ વર્ણવ્યું, ત્યાર પછી ૧૯ માં શ્લોકથી આરંભી ૨૫ માં શ્લોક સુધી ઉભયનું કાર્ય વિના સંયોગ સાંનિધ્ય માત્રથી ઉત્પત્તિ બતાવી. જ્યાં લોહચુંબક વ્યાપક છે. ઉપરનાં શ્લોકથી પુનશ્ચ દૃઢી કરણ કરવા માટે કથન કરેલો વિષય જ વર્ણવામાં આવશે. જ્યાં સહજ વિષયાન્તર થઇને અધ્યાયની સમાપ્તિ થશે. માટે આજનો શ્લોક તે હવે પછીનાં શ્લોકોનાં બીજ ભૂત છે.

આ સૃષ્ટિમાં महतो महीयान् અને अणोरणीयान् જે ઉત્પન્ન થાય છે.તે ઉભયનાં સંયોગનું પરિણામ છે. જે जायते તેજ म्रियते છે જ છે. તે દૃશ્યાદૃશ્ય પદાર્થ ઉભયનો સંયોગ કેવો જ્યાં ભાષ્યકાર ટીકામાં લખે છે. શશશૃંગ, વંધ્યાપુત્ર, ખપુષ્પ જેવું જેમ કે शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्प કાનમાં શબ્દ જ્ઞાન થાય માત્ર વસ્તુરૂપે શૂન્ય હોય તેમજ આચાર્ય અધ્યાસવાદમાં જગતનો ભ્રમ જીવાત્માને થયેલો માને છે. જ્યાં तस्य हेतुरविद्या તેનું કારણ અવિદ્યા બતાવી છે. જ્યાં દૃષ્ટાંતમાં ઘંટાકરણ રાક્ષસની કથા છે. ગામની પાદરે એક મહાન્ ડુંગર હતો, અને ત્યાં નીચે વન હતું, ત્યાંથી ચોર ચોરી કરીને જતો હતો, તેના હસ્તમાં બીજી વસ્તુઓ સાથે એક મોટો ઘંટ હતો, ચોરને માર્ગમાં વ્યાઘ્રે ફાડી ખાધો તેથી સર્વ વસ્તુઓ પડી રહી. તેમાં ઘંટ પણ રસ્તામાંજ પડી રહ્યો તે જંગલી વાંનરોનાં હાથમાં ઉપસ્થિત થયો. જે સ્વભાવેજ અટક ચાલીજાત તેમાં મલી ઘંટા જ્યારે એક વગાડે ત્યારે બીજો ઝુટવી લીયે જેનો નાદ ગામમાં આવવા લાગ્યો ત્યારે કોઇએ અફવા ઉડાડી કે ? ડુંગર ઉપર મોટો ઘટાકરણ નામનો રાક્ષસ છે. તેણે જ માણસને ફાડી ખાધો તેને પોષણરૂપ ઘંટનો નાદ ગામમાં સભાળતો હતો જેથી ભયભીત થઈ પ્રજા ગામ મુકીને ચાલી જવા લાગી, રાજાને તેથી ફીકર થવાથી થાલી પીટાવી, જે કોઈ રાક્ષસને મારી નાખે, અથવા નસાડી મુકે, તેને મોટું ઇનામ આપવામાં આવશે. જ્યાં એક અનુભવી વૃદ્ધ જેની ઉમર ૭૫ ની આસપાસ હતી, તેણે વીચાર કર્યો. મરણની સમીપમાંજ છું, જઇને જોઈએ શું છે તે ? એમ ડોશો ધડકતી છાતીએ ડુંગર સમીપ જઇને જુએ છે તો ? વંદરાઓ પરસ્પર ઘંટ સાથે મસ્તી તોફાન કરે છે, આ જોઇ ડોશો આનંદમાં આવીને પાછો ફર્યો અને દરબારમાંથી બીડું જડપી બોલ્યો મંત્ર તંત્રના ઉપાયે રાક્ષસને વશ કરીશ પછી તેણે ફળોની

ટોપલી લીધી અને વાંદરાઓમાં તે દૂરથી ફેંકયા વાંદરાઓ ફળ ખાવામાં તલ્લીન થયા કે ડોશાએ ઘંટા ઉપાડી ત્યાંથી પસાર થયો. અને ગામમાં આવી તે બતાવી ઇનામ મેલવ્યું. જ્યાં અર્થ એ છે કે ? રાક્ષસ જેવું કાંઇ જ ન હતું. માત્ર કલ્પનાનો રાક્ષસ ઉત્પન્ન થયો હતો. તેમજ સૂર્ય કિરણ વડે જેમ મૃગજલ દેખાય છે. તેમ જ સ્વરૂપના અબોધમાં જગત્ નો ભ્રમ થાય છે. જ્યાં વારંવાર શાસ્ત્રકારો દોરીમાં સર્પાભાષનું દૃષ્ટાંત આપે છે. પરબ્રહ્મની અપ્રતીતિમાં જગદાભાષ છે. આ બારામાં પૂર્વે મોટો વાદ ઉપસ્થિત થયો હતો. જગત્ કોણે ? કયારે ! અને શામાટે ? ઉત્પન્ન કર્યું. કારણ જીવાત્માને બદ્ધ મુકવતા જગદાભાષ વડે જ છે ? જ્યાં પ્રત્યુત્તરમાં એકે કહ્યું, સ્વભાવથી, બીજો કહે કાલ, જગત્ ભક્ષ હોવાથી કાલે કરીને જગત ઉત્પન્ન થયું છે, માટે कालाय तस्मै नमः ત્યાં કપીલ દેવ કહે છે. કાલ સર્વ ભક્ષી હોવાથી મુક્તિ કાલે કરીને સિદ્ધિ થતી નથી. ત્યાં પુનઃ એકે કહ્યું. વિશિષ્ટ દેશમાં જ વામદેવ, શુકદેવ જેવા મુક્ત થાય છે. જ્યાં પ્રત્યુત્તર છે કે ? તેઓ પણ સ્વતંત્ર નથી. મુક્તિને માની લીએ છે. છતાં તેઓ પણ એક વિશિષ્ઠ શક્તિને આધીન છે. પછી એક કહે અવસ્થા મુક્ત થાય તો મુક્તિ છે. કપિલ કહે જેમ ન સ્વભાવતઃ ન કાલત્ ન દેશયોગાત્ તેમજ ન અવસ્થાતઃ કારણ અવસ્થા દેહને છે, જીવાત્માને નથી. તેમજ બંધ મોક્ષ પણ વસ્તુતઃ નથી તે પણ ભાષમાન્ જ છે. અહંકાર તેજ બંધ મોક્ષ છે. જ્યાં છેવટમાં આજનાં શ્લોકમાં ભગવાન્ કહે છે. यावत् किंचित् स्थावरजंगम सत्व संजायते જે સર્વ કાંઇ પણ સ્થાવર જંગમ ઉત્પન્ન થાય છે. તે प्रकृति पुरूष નાં સંયોગના જાણ. વસ્તુતઃ પૂર્વે કહ્યું તેમ સંયોગ નથી. માતા જેમ બાલકને ડરાવે અને મોટો બાગુલ બાવા ઉત્પન્ન કરે અને પછી તેને માર્યો હોય એમ બતાવે છે. તેમ જ અનાદિ સિદ્ધ અવિદ્યાથી ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ સંયોગ થયો છે. માટે तं विद्या-दुःखसंयोगवियोगं योग संज्ञितं અવિદ્યાના સંયોગનો વિયોગ તેજ યોગ નામની સંજ્ઞા અને તેનું જ નામ મુક્તિ. વસ્તુતઃ સ્વરૂપ જોતાં સ્વજાતિ પદાર્થનો સંયોગ થાય. જ્યારે પુરૂષ નિર્ગુણ, નિષ્ક્રિય, નિરાકાર, ત્યારે પ્રકૃતિ સગુણ ક્રિયાવાળી અને આકાર યુક્ત છે. માત્ર સંયોગ સમજવાને માટે હોવાથી ઇવનો અર્થ ગ્રહણ કરવો, જ્યાં જ્ઞાન દૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યાં સૃષ્ટિ ઘંટાકરણ રાક્ષસ હતોજ નહિં માત્ર તેનું ભ્રમ હતું તેમજ આ સૃષ્ટિ પણ दीर्घस्वप्नमिमं विद्धि એમ શંકર ભગવાન્ કહે છે. જ્યાં સ્વપ્ન ઉડેને જે રહે તે પરબ્રહ્મ છે, એવું ભાવ થાય, તેવોનું આગલ ભગવાન્ કથન કરે છે.

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥
विनश्यत्स्वविनश्यत्सु यः पश्यति स पश्यति ॥ २७ ॥

આ શ્લોકનું ચોથું ચરણ છે, તે સમશ્યા જેવું છે. યઃ પશ્યતિ સઃ પશ્યતિ આમ જે જુવે તેજ જુવે છે. જેમ मातृवत् परदारेषु परद्रव्येषु लोष्टवत् ॥ आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति એમ ઘણા શ્લોકો કવીઓએ સમશ્યામાં મુકયા છે. તેમજ પ્રભુએ અત્રે કહ્યું છે કે ? यः विनश्यत्सु सर्वभूतेषु વિનાશ પામવાવાળા

સર્વ ભૂતોમાં समं तिष्ठंतं સમાન પણે રહેલો अविनश्यंतं परमेश्वरं અવિનાશી પરમેશ્વરને यः पश्यति सः पश्यति જે જુએ છે તેજ જુએ છે.

વિનાશી પ્રાણી માત્રમાં અવીનાશી પરમાત્મા સર્વમાં સરખો રહ્યો છે. તેમ જે જાણે તેજ ખરો જ્ઞાની છે. અત્રે મધુસૂદન સરસ્વતી ટીકામાં કહે છે. કે विषमेषु प्राणिषु समं परमेश्वरं तिष्ठंतं આખા વિશ્વમાં પ્રાણી માત્ર પરસ્પર વિષમ છે. સ્ત્રી, પુરૂષ, પશુ, પક્ષી, જલચર, સ્થલચર, સ્થાણુ, જડ ઇત્યાદિ પરસ્પર વિષમ છે. અને વિષમતા એજ સૃષ્ટિની રમણીયતા છે. આ દુનીયા જે પ્રકૃતિનું કાર્ય છે. તેમાં પરમાત્માનાં સ્વભાવનાં બે ગુણો છે. જેમ કે સત્ ચિત્ આનંદ એ પ્રભુ પદ છે. જ્યાં પ્રકૃતિમાં પણ સત પદ અને ચિત્ પદ છે જ. સત છે. માટે જાય તે ઉત્પન્ન થાય છે. તેમજ ચૈતન્ય વિના સ્ફૂર્તિનો સંભવ નથી એમ સત્ ચિત્ રૂપ પણ છે. એમ બે પદવાળી પ્રકૃતિ પુરૂષ જેવી છે, પરંતુ તેમાં આનંદ પદનો લોપ છે. જે આનંદ છે તે સ્થાઈ નથી. માટે ઉપનિષદ્‌માં આનંદ મિમાંસામાં વર્ણન છે કે युवा स्यात् साधु युवा स्यात् तस्यैव पृथ्विवित्तेन पूर्णा स्यात् ॥ स. एको मानुषो आनंद છે તેના કર્તા દેવતાઇ આનંદ ૧૦૦ ઘણો અધિક છે. બ્રહ્માનો આનંદ તેનાથી ૧૦૦ ઘણો વિશેષ છે. તે બ્રહ્માનંદ કર્તા પરબ્રહ્મ સાનિધ્યનો આનદ અત્યંત મોટો છે. પરબ્રહ્મનો અણુ આનંદ તે બ્રહ્માનંદ કરતાં પરબ્રહ્મ સાંનિધ્યનો આનન્દ અત્યન્ત મોટો છે,પરબ્રહ્મ નો અણુ આનન્દ તે બ્રહ્માનન્દ છે. એમ આનંદની મિમાંસામાં પ્રકૃતિ નિરાનંદ કહે છે. આપણે જ આનંદ સ્વરૂપ હોવાથી તેની જ ઇચ્છાવાળા છીએ. જ્યારે આનંદનો સાગર પરમાત્મા છે. તેનીજ ઉપાસનામાં તેની પ્રાપ્તિ છે. તે પ્રભુનાં સ્વરૂપનું કથન ઉપરોક્ત શ્લોકમાં છે. વિષમ સૃષ્ટિમાં પ્રભુ સમ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ ઓવીમાં બોલે છે. हे भूतग्राम विषम। परी वस्तु ते एथसम। घरमते व्योम जिया-परी ॥ हा नाशतां भूतभाषु। एथ आत्मा तो अविनाशू ॥ जैसा कैचूरादिकों कसु सुवर्णाच्या। एवं जीव धर्म'हीनु जो जीवेंसीं अभिन्नु। देखे तो सुनयनु ज्ञानियांमाजीं॥ ज्ञानाचा डोळां डोळसां। मांजी डोळसुतो घीरेषा ॥ हे स्तुति नो होय वहुवसा। भाग्याचा तो ॥ જેમ ઘટમઠમાં આકાશ અભિન્ન છે. તેમ વિષમ ભુતભાવમાં પરમાત્મા સમ છે. અલંકાર નાશિવંત અને સોનું અવિનાશ તેમ નાશિવંત ભૂતજાતમાં પ્રભુ અવિનાશ છે, જે જીવધર્મથી છુટી અને પરમાત્મ ધર્મમાં આવે તેજ જ્ઞાની છે. તેજ 'પરમ ભાગ્ય શાળી હોવાથી જ્ઞાનચક્ષુષ' છે. આમ જ્ઞાન ચક્ષુવડે વિષમ સંસાર સમ કેમ જણાય ત્યાં દૃષ્ટાંત સૌભાગ્યવતી સ્ત્રી કાંચની મણી રત્ન અને, સોનાનો મણી એક સૂત્રમાં કંઠમાં પહેરે છે. તેમજ રત્ન જેવા મહા પુરૂષો સોનાના મણો જેવા નીતિમાન્ પુરૂષો અને કાચ મણી જેવા અસાધુ મનુષ્યો સર્વ જ સૂત્રે મણી ગણાઈવની પેઠે પરમાત્મા સ્વરૂપમાંજ છે. મોટા નકશામાં ચિત્ર પટમાં પ્રથક્ પ્રથક્, રંગનાં અનેક આકાર દૃષ્ટિએ પડે છે. જ્યાં સાધારણ દૃષ્ટિમાં સુંદર રંગ દેખાય. જ્યારે વસ્તુ સ્થિતિમાં ત્યાં એકજ કાગલનું પુઠું દેખાય. તેમ જ પ્રભુ સ્વરૂપ સમ ઉપર ચિત્ર વિચિત્ર વિશ્વનો ભાષ થાય છે. જે ભાષજ એવો છે, કે જેની વિષમતા અપરંપાર છે. જ્યાં સજાતીય ભેદ મનુષ્યનો વિજાતીય ભેદ પશુ પક્ષી કીટ

પતંગ છે. સ્વગત ભેદ ઈત્યાદિ વળી જડ સૃષ્ટિ પથ્થર ઝાડ પાણી વિગેરેના ભેદમાં ચૈતન્ય સ્વરૂપ પરમાત્માનો અભેદ છે. આધુનિક કાળમાં જગદીશ્વરાનંદ બોઝે ઝાડ પાન વિગેરેમાં ચૈતન્યનું સ્વરૂપ પ્રત્યક્ષ બતાવ્યું છે. જ્યાં ભક્ત કવિ નરસિંહ મહેતો પ્રત્યક્ષ અનુભવી બોલે છે કે, "અખીલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ જુજવે રૂપે અનંત ભાસે ॥ દેહમાં દેવ તું તેજમાં તત્વ તું શૂન્યમાં શબ્દ થઈ વેદવાસે ॥ પવન તું પાણી તું ભૂમિ તું ભુધરા વૃક્ષ થઈ ફુલી રહ્યો આકાશે ॥ વૃક્ષમાં બીજ તું બીજ માં વૃક્ષ તું જોઉ પટંતરે એજ પાસે. ભણે નરસૈયો એ મનતણી કલ્પના પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે । જ્યારે પ્રભુ પ્રેમ થાય ત્યારે નાશવંત દેખાતા સર્વ સંસારમાં અવિનાશી પ્રભુના સ્વરૂપનું દર્શન થાય છે. જાદુગર તે પરમાત્મા અને તેની શક્તિ તે વિશ્વનો વિસ્તાર એવી સતત અંતઃકરણની અભેદ પ્રતીતિ તેજ યઃ પશ્યતિ સઃ પશ્યતિ તેજ વસ્તુ સ્વરૂપને જાણવાવાળો છે. જ્યારે બીજા અંધ છે. એમ જાણવાવાળાના બારામાં પરમાત્મા બીજા શ્લોકમાં વર્ણન કરે છે.

सर्मं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥ २८ ॥

ગત શ્લોકમાં જે પુરૂષના બારામાં વર્ણન છે, તેનું જેને પરિપૂર્ણ જ્ઞાન છે. તેના બારામાં આજનો શ્લોક છે. જ્યાં અન્વય हि सर्वत्र समवस्थितम् ईश्वरं કારણ કે સર્વ પ્રાણીમાં સમાન રહેલા ઇશ્વરને समं पश्यन् आत्मना आत्मानं न हिनस्ति અન્તઃકરણમાં જુએ છે. તે પોતાના આત્માને હણતો નથી. ततः परां गतिं याति તે પરમ ગતિને પામે છે.

શાસ્ત્રકારોનો સતત પ્રયત્ન છે કે દેવને સર્વત્ર બતાવવા. જેના માટે જ યુક્તિ પ્રયુક્તિ વડે તે સમજાવે છે. માટે વિભૂતિયોગ અધ્યાયમાં સર્વત્ર દેવદૃષ્ટિ થવાને પૃથક્ પૃથક્, વિભૂતિ વર્ણવી. જેમ કે તુલસીને પાન સમજતા નહિં, દેવ જાણો. પીપળાને વૃક્ષ ન જાણતાં દેવ જાણો. સૂર્યનારાયણ છે. સમુદ્ર તીર્થનો દેવતા છે. એમ પ્રથમ ભાવના રાખી છેવટમાં નરસિંહ જેવી ઉંચીસ્થિતિ ઉત્પન્ન થાય છે. તે સ્થિતિમાં નરસિંહ બોલે છે :—

નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો તેજ હું તેજ હું શબ્દ બોલે,
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણરે અહિંયા કોઈ નથી કૃષ્ણતોલે;
શ્યામ શોભા ઘણી બુદ્ધિ ના શકે કળી અનંત ઓચ્છવમાં પંથભૂલી,
જડ તે ચેતન રસ કરી જાણવો પકડી પ્રેમે સજીવંત મૂળી;
જળહલ જ્યોત ઉદ્યોત રવિકોટમાં હેમની કોર જ્યાં નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનન્દ ક્રીડા કરે સોનાનાં પારણાં માંહી ઝુલે;
બત્તિવિણુ તેલવિણુ સૂત્રવિણુ જો વળી અચળ ઝળકે સદા અનળ દીવો,
નેત્ર વિણુ નીરખો રૂપવિણુ પરખવો વણજીહાએ રસ સરસ પીવો;
અકળ અવિનાશીએ નવ જ કળ્યો અરધ ઉરધ માંહે મહાલે,
નરસૈંયાચો સ્વામી સકળ વ્યાપી રહ્યો પ્રેમનાં તંતમાં સંત ઝાલે.

એમ પ્રથમ વિશિષ્ઠ વસ્તુઓમાં પ્રભુનો ભાવ રાખતાં રાખતાં દૃષ્ટિ ખુલે ત્યારે નરસિંહ જેવી અનુભવી વાણી બહાર આવે તેને જ જ્ઞાનવૃદ્ધ કહેવાય-પ્રહ્લાદ બાળ છતાં આવી અત્યુત્તમ દૃષ્ટિ ઉત્પન્ન થવાથી સ્થંભમાંથી નરસિંહાવતાર પ્રગટ કરાવવાનું સામર્થ્ય તેમાં પ્રગટયું હતું. સામાન્ય રીતે ચર્મચક્ષુ વડે દુનિયાનું દર્શન મયદાનવની સભાની પેઠે દુર્યોધનવત્ થાય છે. પ્રાણી માત્ર દુર્યોધન જેવા છે અને વિશ્વ તે પ્રભુ રૂપી મય દાનવની સભા છે જેમ દુર્યોધનને સ્થલમાં જલ અને જલમાં સ્થલ દૃષ્ટિ થઇ હતી, તેમ સ્થૂલ દૃષ્ટિથી ઉલટું દેખાય છે. જ્યારે સૂક્ષ્મ દૃષ્ટિથી એકનાથ મહારાજ કાશીથી ગંગા લાવી રામેશ્વર મહાદેવને ચડાવવા જતાં તેની પરીક્ષા માટે માર્ગમાં એક ગધેડાનું રૂપ લઇ મહાદેવજી જલ માટે તરફડવા પડ્યા હતા. એકનાથ મહારાજ ત્યાંજ ઉભા રહ્યા અને ગંગાની કાવડમાંથી ગંગાજી વડે ગધેડાને ત્વરાવ્યો અને પાણી પીવરાવ્યું. પુનઃ કાશીમાંથી કાવડ લાવી રામેશ્વર ગયા એમ મહાત્માં પુરૂષની ઉંચી દૃષ્ટિમાં પૂર્વે કહે છે તેમ વિષમ સંસાર જેવો કે જ્યાં ભરથરી क्वचिद्वीणावादं क्वचिदपि हा हेतिरुदितं क्वचिन्नारी रम्या क्वचिदपि जराजर्जर वपुः ॥ क्वचिद्विद्वद् गोष्टी क्वचिदपि सुरामत्तकलहो न जाने संसारः किमृतमयः किं विषमय. ॥ આમ વિચિત્ર રમણીયતા આપણી ચર્મચક્ષુઃ આપણને બતાવે છે, જ્યાં જ્ઞાન ચક્ષુઃવાળાને ઉપરોક્ત વર્ણન પ્રમાણે ઇશ્વર દર્શન થવાથી પોતાના આત્માનો નાશ કરી લેતા નથી અત્રે અંતઃકરણને આત્મા શબ્દે કથન કર્યો છે. જેમ છઠ્ઠા અધ્યાયમા आत्मैव आत्मना बन्धुः કહ્યું હતું તેમ જ પોતાના અંતઃકરણ વડે જ મનુષ્ય પ્રાણી પોતાનો નાશ કરી લીએ છે. તેમ જ અંતઃકરણ વડે જ ઉદ્ધાર કરે છે તેઓ છે તે असुर्या नामते लोका अंधेन तमसावृताः જેમની અનાત્મ દૃષ્ટિ છે, તે તમસા આવૃત છે. તેમની અધોગતિ થાય છે. તે ગતિને ઓળંગીને પરમ ગતિને પામે છે. તેમના હૃદયમાં પૂર્ણ પરમાત્માનું શરણ હોવાથી સંસાર મૃગજલ વત્ ભાસવાથી ભયને તરી જાય છે. જ્યાં કવિ મોરોપંત કહે છે किं भीतो भ्रान्त वृथा मृगजल मज्ञासी काय तारावें ॥ ह्मणतां असें कसें शिशु भय जाया बागुलासी मारावे ॥ મૃગજલ સંસારમાં ડુબી જઇશ એમ કાં ડરે છે. જેમ માતા ખોટો બાગુલ બાવો કરી પુત્રને ડરાવે તેમ જ મિથ્યા સંસારમાંથી નહિં ડરીને પોતાના આત્માનો ઉદ્ધાર કરી લેવો. ફરીને પણ તેમની સુંદર દૃષ્ટિનું વર્ણન છે.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

આ શ્લોકમાં પણ य. पश्यति सः पश्यति એમ ચોથા ચરણમાં વેદવ્યાસે ગુંફયું છે. છતાં ચતુર મધ્યમાં आत्मानं अकर्तारं એ પદ નાંખી શ્લોકની ઢબમાં ફેરફાર કર્યો છે. જ્યા અન્વય कर्माणि च प्रकृत्या एव કર્મો છે તે પ્રકૃતિના યોગથી. सर्वशः क्रियमाणानि सन्ति સર્વ પ્રકારે કરાયલા છે. तथा आत्मानं अकर्तारं यः पश्यति सः प्रश्यति તથા આત્માને જે અકર્તા સ્વરૂપ જે જુએ તેજ જુએ છે.

વેદાંત શાસ્ત્ર સર્વ શાસ્ત્રમાં કેસરી સિંહના જેવું છે, અને તેનું જ્ઞાન તે સિંહના દુધ જેવું છે, તે ઠરવા માટે પણ સુવર્ણ પાત્ર જોઇએ. તેમજ આ જ્ઞાનનું વિજ્ઞાન

અનુભવી શકે તેઓ મહાપુણ્યશાળી જ હોય. જ્યાં અત્યુત્તમ ઉપરોક્ત જ્ઞાન અનુભવાય, સામાન્ય જીવો પ્રકૃતિનાં સર્વ કાર્યોમાં અસ્મદ્ પદની પ્રથમા અને ષષ્ઠી લગાડે છે. જ્યારે આ મહાપુરૂષો અસ્મદ્ પદને જ પ્રભુ ચરણમાં સમર્પણ કરે છે. ગત શ્લોકમાં જેને માટે કથન આવ્યું કે, સર્વત્ર પરમાત્મા દર્શન જેને થયું તે આત્મા હત્યારો થતો નથી. જેથી જન્મ મરણની ટપટપમાથી ટળી જાય છે. શાસ્ત્રમાં પણ પારકાના ખુન કરવા કરતાં આત્મહત્યાનો દોષ વિશેષ છે. જ્યાં આપણને લાગે છે, કે શરીર કરતાં જીવાત્માને પૃથક્ પાડવો તેજ આત્મહત્યા છે. તે પાપ પણ મોટુ ગણાય છે તો સ્વસ્વરૂપમાંથી પરાંગમુખ કરાવી જીવાત્માને વારંવાર નવા દેહ પ્રાપ્ત કરાવવા તેના જેવી આત્મહત્યા બીજી કઈ છે, માટે તો જન્મતી વખતે તેમજ મરણ સમયે અત્યંત કષ્ટ વેઠવું પડે છે. તે દુઃખમાંથી છુટવાનો રસ્તો એકજ છે. આત્મા અકર્તા અભોક્તા સુખ દુ.ખ રહિત પુણ્ય પાપ રહિત કર્મ ક્રિયા રહિત જોવો. જ્યાં પ્રશ્ન ઉઠે કે, ત્યારે આ દુનિયામાં સુખી દુઃખી બુદ્ધિમાન્ ડાહ્યા પાપી પુણ્યાત્માનો ભેદ દેખાય છે તે કેમ ? જ્યાં પ્રત્યુત્તર છે કે, આ જે દેખાવું તે બુદ્ધિનો ભેદ છે. આત્મા કીડીથી લઇને બ્રહ્માપર્યન્ત એકજ છે, માત્ર બુદ્ધિભેદે ભેદ દેખાય છે. તેમ જ સૃષ્ટિના વૈષમ્યનો એકે અંશ આત્માને સ્પર્શ કરી શકતો નથી. એમ વૈષમ્યતા દૃશ્ય દેખતા છતાં પણ આત્માને અકર્તા જુએ છે, ને તે જોવાવાળી પણ બુદ્ધિ છે અને ત્રિરંગી સૃષ્ટિ જેમ કે સત્વ, રજઃ અને તમ. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ભેદ પણ બુદ્ધિમા જ પડે છે. તે બુદ્ધિ પ્રકૃતિ એવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશ· છે. તે ગુણમયી હોવાથી વિકારી છે પરંતુ સુંદર દૃષ્ટિથી જોતા આત્માના અધિષ્ઠાન ઉપર ઉપરોક્ત વિકારોનો અધ્યારોપ છે. માત્ર સત્તા આત્માની છે તે અકર્તા છતાં પોતા ઉપર સર્વ કર્તાપણાનો આ- રોપ સ્વીકારે છે. બુદ્ધિ એને સમીપ હોવાથી તેનું તેજ મારૂં એમ અંગીકાર કરે છે. જેમ આગગાડીમાં બેઠા હોઇએ ને સમીપમાંથી બીજી આગગાડી દોડી જતી હોય તો આપણી પણ ચાલે છે, એમ ભ્રમ થાય છે. તેમજ પ્રકૃતિનાં સર્વ કર્મોમાં આત્માને ભ્રમ થાય છે. જેથી કર્તાહું એમ માની બેસે છે. એ બુદ્ધિની એવી યોગ્યતા હોવાથી કપિલ દેવ તેને મહત્તત્ત્વ એમ સંજ્ઞા આપે છે. ને બોલ્યા છે કે, **सर्वं बुद्धिमतां जितं** સર્વ કાંઈ બુદ્ધિમાનોવડે જિતાયેલું છે. બુદ્ધિ પોતાના અનુ- ગ્રાયી મન પાસે સર્વ વ્યવહારો કરાવે છે. અને મને માનેલુ સર્વ અહકાર ગ્રહણ કરે છે. તે લિંગ શરીર પણ પ્રકૃતિ એવ ચ કર્માણિ છે, આત્મા તો સાક્ષી ચેતઃ કેવલ· નિર્ગુણશ્ચ છે. જે માત્ર અતીન્દ્રિય સુખનો ભોકતા છે જ્યાં ગીતા છે કે, **यत् तत् ग्राह्यमतीन्द्रियम्** છે. તદ્વ્યતિરિકત બુદ્ધિનાજ ખેલ છે. આપણે હું જમું છુ' બોલીએ છીએ પરંતુ જમવાવાળી કામના છે. આત્મા આપ્તકામ છે. આમ સ્વરૂપ લક્ષણ છે. એમ જાણીને અસ્ત વ્યસ્ત વ્યવહારો કરવા નહિ ત્યાં દોષ ઉત્પન્ન થાય છે. એક બાઈ રસોઈ કરી પ્રથમ પોતે ચાખી જોતી હતી. તે રીતે એક દિવસે એક વૃદ્ધ પુરૂષે જોઈ અને પ્રશ્ન પૂછ્યો કે, બેન આમ થાય નહિ. આમ કરવા પછી દેવને નૈવેદ્ય કેમ ધરાય ? ત્યાં તે બાઈ ગીતા પાઠી હોવાથી બોલી કે, 'પ્રકૃતિ

એવ ચ કર્માણિ' હું કાંઈજ કરતી નથી. બીજે દિવસે તે તત્ત્વ પુરૂષે ધ્યાન રાખીને તેને ચુલ્લામાંથી દેવતા કહાડી આંગે અડાડ્યો કે, ચીસ પાડી બેઠી. તત્ત્વ બોલ્યો; પ્રકૃતિ એવ ચ કર્માણિ મેં અડાડ્યો નથી. असंगोऽयं पुरुषः હું છું ત્યારે તેને ભાન આવ્યું. એમ શબ્દજ્ઞાન મનમાં લઈને યથેચ્છાચરણ કરવું નહિ. અકર્તાપણું અનુભવમાં બુદ્ધિમાં જોવું. શરીર ઉપર વિધિયુક્ત કર્મ રાખવાં તોજ મુક્તિ છે. ચિત્રમાં અનેક જન્મના મેલથી અકર્તા આત્મામાં કર્તાપણાનો આરોપ કર્યો છે, તે ધોઈ નાંખવો. જેમ હનૂમાન્ મૂર્તિ તેલ સિંદૂરથી ઢંકાઈ જાય છે. તેમ કર્મના કર્તાપણાના સૂક્ષ્મ અભિમાનથી ચિત્તવૃત્તિ ઉપર કર્તુત્વનો અહંકાર ઉત્પન્ન થાય છે તે જ્ઞાનથી દૂર કરવો. એમ આત્મા જે અકર્તા સ્વરૂપે છેજ તેને તેવા સ્વરૂપમાંજ ભોગવે છે. તેજ જુએ છે, તેનાં જ સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ કર્મોનો નાશ થાય છે. બીજા શ્લોકમાં ભગવાન્ કહે છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥
अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय! न करोति न लिप्यते ॥ ३१ ॥

આ શ્લોકો હવે અધ્યાયના ઉપસંહારમાં આવ્યા માટે ફરીને પણ તેજ વિષયનું સિંહાવલોકન છે. આપણો સ્વભાવ છે કે વિષયોના બારામાં તેની નિંદા સાંભળીએ તો પણ તેને છોડતા નથી. માટે શાસ્ત્રકારો પણ વારંવાર आवृत्तिरसकृत उपदेशात् ની નીતિથી પુનઃ પુનઃ ઉપદેશ કરે છે. જ્યાં અન્વય यदा भूतपृथग्भावं ભૂતોના પૃથક્ ભાવમાં एकस्थं अनुपश्यति એક જ સ્વરૂપને જે જુએ છે एव च ततः विस्तारं अनुपश्यति અને તે પ્રમાણે તેનાથી જ વિસ્તારને જે જુએ છે. तदा ब्रह्म संपद्यते ત્યારે બ્રહ્મને તે જુએ છે. હે કૌન્તેય ! अयं परमात्मा अनादित्वात् આ પરમાત્મા અનાદિ છે, निर्गुणत्वात् નિર્ગુણ છે, अव्ययः अस्ति અવ્યય છે. शरीरस्थ अपि न करोति न लिप्यते શરીરમાં રહેવા છતાં કર્તા પણ નથી અને લેપાતો પણ નથી.

આપણને હસ્તિ શૌચવત્ વારંવાર જ્ઞાન સાંભળ્યા છતાં પણ તેનું સ્મરણ રહેતું નથી. હાથીને ગંગાજીના પાણીથી નવરાવીએ તો પણ પુનઃ તે ધૂળમાં આળોટે છે. તેમ અસંગ આત્માનું વર્ણન શ્રવણ કર્યા છતાં પણ શરીરમાંથી અસ્મદ્ પદ ઉઠવું ઘણું કઠણ છે. શરીરમાં આપણે છીએ અને શરીર આપણું ઘર છે. એવીએ વૃત્તિ નથી ઉઠતી ત્યાં આપણે કાંઈ જ કરતા નથી એવો નિશ્ચય થવો કેટલો કઠણ છે.

આપણે સ્વરૂપે બ્રહ્મ સ્વરૂપ છીએ એની પ્રાપ્તિ સહજ જ છે. જાણીએ તો એ બ્રહ્મરૂપતા છે જ અને અજ્ઞાને પણ જીવની બ્રહ્મ રૂપતા નીકળી જતી નથી. પરંતુ જ્ઞાનથી ભવાટવીનો ફેરો ટળી જાય છે. માટે જ અસંગ નિર્ગુણ પરબ્રહ્મનું સ્વરૂપ નિશ્ચયાત્મક હોવું જોઈએ. જ્યાં શ્રુતિ કહે છે. यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः॥ तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ જે સર્વે ભૂતોને આત્મારૂપ જ

જુએ છે, તેને કયો મોહ? કયો શોક? સદા આનંદ રૂપ તે છે. તેવા જોવાવાળા માટે તુકારામ મહારાજ અભંગમાં બોલે છે ॥ तरंगाते देखे जडपरि बुद्धिचा निवाड ॥ एका चैतन्य सागरीं वाबुडविकल्प लहरी ॥ विस्तारतो तयापासून ॥ वंद्धि व्यापिनी सुमन ॥ तुका ह्मणे सांडी माया ॥ ब्रह्म पावतो तेथवां ॥ પાણીમાં તરંગ જુએ ને સમુદ્ર છે એમ ન જાણે તે જડ બુદ્ધિઃ પરંતુ બુદ્ધિમાન જાણે કે તરંગનું અસ્તિત્વ સમુદ્રને જ છે, અને તેમાં જ કમલો સુગંધ આપી રહે છે. તેમ જ માયા છુટવાથી બ્રહ્મ ભોગ મળે છે. જ્યારે ઉપરોક્ત શ્લોકનું ભાન થાય છે કે સર્વ ભાવો પૃથક્ પૃથક્ ભાસે છે, તે એક જ પરબ્રહ્મનું સ્વરૂપ છે. અને તેનો જ વિસ્તાર આ જગત્ છે. પ્રભુ જ્યારે એકોહમ્ બહુસ્યામ પ્રજાયેતીતિ સંકલ્પ કરે ત્યારે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને તેમની જ ઇચ્છાથી લય છે. તે વખતે જીવાત્મા તેમાં અવ્યક્ત સ્વરૂપમાં રહે છે. તે સ્વરૂપ પરબ્રહ્મનું પણ અનાદિ, નિર્ગુણ, અને અવ્યય છે. તેજ મૂળ સ્વરૂપ છે અને સર્વ વ્યાપક છે. છતાં પણ જેમ વાયુ જે સ્વરૂપે વ્યાપક છે. છતાં સ્પંદરૂપમાં જોવો હોય તો, પંખાથી વિશિષ્ઠ અંગમાં સ્પર્શ થાય છે. તેમ જ એક જ વ્યાપક પ્રભુ પ્રાણી માત્રમાં વિશિષ્ઠરૂપે ભાસે છે. છતાં પણ તેમના વ્યાપક સ્વરૂપનું ખંડન થતું નથી. તે પ્રભુએ જેમ સંકલ્પ માત્રથી સૃષ્ટિ રચી છે, તેમ જ જીવાત્મા પણ પોતાનાં જ સકલ્પથી પોતાની સૃષ્ટિ રચે છે. જેનો અનુભવ સ્વપ્નમાં થાય છે. એકલો પોતે જ અનેક રૂપ સ્વપ્નમાં થાય છે, સ્વપ્નમાં ક્વચિત્ મરણ પણ આપણી આંખે દેખીએ છીએ, અનેક વિચિત્ર ભ્રમ આપણને સ્વપ્નામાં દેખાય છે. છતાં તેમાંનું કાંઈએ સત્ય હોતું નથી તેવીજ રીતે કર્તા ભોક્તા રૂપ પોતાને જાણવો તે પણ ભ્રમજ છે. વસ્તુતઃ સ્વરૂપ 'ન કરોતિ ન લિપ્યતે' છે. તે જ્ઞાનાવસ્થામાં અધિકારી પુરૂષ અનુભવે છે. તેને જ્ઞાનેશ્વર મહારાજ લખે છે. तैसे भूताकार एकाचे । हें दोठी रोगे जैसाचें ॥ "तैंचि ब्रह्मसंपत्तिचें । तारू लागे ॥ मग जया तया कडे ब्रह्मेचि बोडी उघडे । किंबहुना ज्ञोडे । अपार सुख ॥ જેને ભૂતાકાર એક બ્રહ્મસ્વરૂપ છે, એમ દૃષ્ટિમાં જ્ઞાન થયું તેને જ બ્રહ્મસંપત્તિ હાથ લાગે. પછી જ્યાં ત્યાં બ્રહ્મ ભાવ થવાથી અપાર સુખ મળે.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥ ३२ ॥
यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत! ॥ ३३ ॥

ગત શ્લોકમાં ન કરોતિ ને ન લિપ્યતે એમ આત્માના બારામાં કથન કર્યું. તેના જ બારામાં સાદૃશ્ય દૃષ્ટાંત પ્રભુ પોતે આપી સમજાવે છે. यथा सर्वगतं आकाशं જે પ્રમાણે સર્વગત આકાશ છે તે, सौक्ष्म्यात् न लिप्यते સૂક્ષ્મ હોવાથી લેપાતું નથી, तथा आत्मा देहे सर्वत्र अवस्थितः न लिप्यते તેમ આત્મા સર્વ દેહોમાં રહેવા છતાં લેપાતો નથી. हे भारत! હે ભારત! यथा इमं कृत्स्नं लोकं एकः रविः प्रकाशयति

જેમ આખા વિશ્વને એકજ રવિ પ્રકાશ કરે છે. तथा क्षेत्री क्षेत्रं कृत्स्नं प्रकाशयति। તેમજ સર્વ ક્ષેત્રોને વિષે એકજ આત્મા પ્રકાશમાન છે.

એમ ઉપરોક્ત દૃષ્ટાંત દ્રાષ્ટાંતને દર્પણની પેઠે બતાવે છે. આત્મા એકજ છે. તે સર્વગત છે અને પ્રકાશ સ્વરૂપ છે, એમ પૂર્વે કથન કર્યું. તેના દૃષ્ટાંતમાં આકાશની સૂક્ષ્મતા લીધી. આકાશ સર્વત્ર વ્યાપ્ત છે. ઘનીભૂત પદાર્થ પથ્થર છે. ત્યાં તે કેમ વ્યાપ્ત હોઈ શકે ? એમ આપણને શંકા ઉપસ્થિત થાય છે, તે એવું સૂક્ષ્મ છે, કે જ્યાં આપણી નજર ન પહોંચે ત્યાં પણ આકાશને અવકાશ મળે છે. પથ્થર આપણી દૃષ્ટિમાં ઘનીભૂત દેખાય છે. છતાં તે પાણીનું જ પરિણામ છે, પાણીના પરમાણુ, પરમાણુનો ઘટ્ટ સંયોગ તેજ તેનું સ્વરૂપ છે. તે સૂક્ષ્મ પરમાણુઓનાં સાંધામાં આકાશને અવકાશ મળે છે. વળી ઘટમાં પણ ઘટાકાશ દેખાય છે. ત્યાં દૃષ્ટિ બતાવે છે, કે જાણે મહાકાશની ખંડના થઈ. વસ્તુતઃ મહાકાશની ખંડના થતી નથી. તે ઘરમાં મઠમાં વ્યાપ્ત છતાં પણ સ્વરૂપમાં જ હોય છે. વળી સર્વ મૂર્ત પદાર્થો વિષે વ્યાપ્ત છતાં તેના ગુણ ધર્મો જેવા કે, સુગંધ, દુર્ગંધ, વર્ષા, આતપ ઇત્યાદિ ધર્મોમાં લેપાતો નથી. એવું આકાશ કે જેને મહત્તત્વ કહેવાય છે. વળી પંચમહાભૂતનો તે આદિભૂત છે. પ્રકૃતિથી પ્રથમ ઉત્પન્ન થયેલું તે છે. ત્યાં જો કોઈ શંકા કરે કે આત્મા ઉત્પન્ન થવાવાળો છે, તે નિરૂપમેય પરમાત્માના દૃષ્ટાંતમાં કેમ વપરાય. જ્યાં સમાધાન છે કે, વસ્તુતઃ પરમાત્માનું સ્વરૂપ અદ્વૈત અનુપમેય હોવાથી દૃષ્ટાંતને અયોગ્ય છે. છતાં એક અંગ આકાશનું પરમાત્મા જેવું હોવાથી ત્યાં દૃષ્ટાંતમાં ઉપયોગ છે. વળી પંચમહાભૂતમાંનો પહેલો હોવાથી પ્રથમ પુત્ર ભગવાનનો ભગવાન્ જેવો જ હોય તેનું અસંગપણું અને વ્યાપકપણું પરમાત્મા સદૃશ્ય છે. પ્રકૃતિથી ઉત્પત્તિ એ તેનું વિસંગત સ્વતંત્ર રૂપ છે. આત્મા વસ્તુતઃ આત્મા જેવો જ. જેમ 'રામરાવણયોર્યુદ્ધં રામરાવણયોરિવ' છે. તેમ જ અનુપમેય આત્માનું વસ્તુતઃ દૃષ્ટાંત લાગતું નથી. તે નિર્ધર્મક છે. માત્ર આકાશની પેઠે દેવ, દાનવ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, સ્થાવર, જડ, સર્વમાં વ્યાપીને રહ્યો છતાં અસંગ છે. જેમ પાંચ સાત ઘટમાં પૃથક્ પૃથક્ પદાર્થ જેવા કે ગોળ, પાણી, દુધ, સાકર, મીઠું ઇત્યાદિ ભરીએ તે સર્વમાં આકાશ હોય તો પણ તેમના ગુણધર્મો તેને બાધ કરતા નથી. તેમજ પરમાત્માને સૃષ્ટિના પદાર્થો લેપાયમાન કરતા નથી, એમ એક દૃષ્ટાંત આકાશનું. હવે બીજા શ્લોકમાં સૂર્યનું દૃષ્ટાંત પ્રકાશના બારામાં ભગવાન્ આપે છે કે, સૂર્ય એક જ છતાં આખા વિશ્વને પ્રકાશે છે. તેના વડે જ વિશ્વ પ્રકાશમાન થાય છે. તેનું નામ જ છે કે सूर्यो यथा सर्वलोकस्य चक्षुः न लिप्यते वै बाह्यदोषैः ॥ સૂર્ય આખા વિશ્વની આંખો છે. છતાં વસ્તુના ગુણ દોષમાં લેપાતો નથી, તેમજ આત્માના બારામાં છે. તે અન્તરાત્મા છતાં દેહાદિકનાં સુખ દુઃખથી લેપાયમાન થતો નથી. આમ સૂર્યનારાયનું દૃષ્ટાંત આપી અત્રે પરમાત્માએ કપિલ દેવના સિદ્ધાંતનું ખંડન કર્યું. કપિલ દેવ સર્વ દેહોમાં પૃથક્ આત્મા કહે છે. જ્યારે વેદાંત દર્શનમાં એક જ આત્મા નક્કી છે. તેજ મતનું મંડાણ પ્રભુએ અત્રે કર્યું છે, માટે જ બોલ્યા કે, एकः रविः यथा प्रकाशयति એક જ રવિ સર્વ ઠેકાણે પ્રકાશ કરે છે. તેમ જ આત્મારૂપી સૂર્ય પ્રત્યેક દેહરૂપી ઘરમાં પ્રકાશે છે. પાણી-

રૂપી બુદ્ધિમાં આત્માનું પ્રતિબિંબ પડે છે તેને જ શાસ્ત્રમા ચૈતન્યાભાસ કથન કર્યું છે, એમ બુદ્ધિના સત્વ ભાગમાં ચિદાંશ રહે છે. તે જીવાત્માનું સ્વરૂપ છે. હવે જો ઘરનો ત્યાગ થાય, પાણીનો ત્યાગ થાય, ત્યારે સૂર્યનું પ્રતિબિંબ દેખાતું નથી. સાક્ષાત્ સૂર્યદર્શન થાય છે. તેમ જ ઘટ્નો નિરાસ કરી બુદ્ધિનો નિરાસ કરી સ્વરૂપમાં લક્ષ લક્ષાતીત થાય ત્યારે સર્વત્ર એકાત્મ દૃષ્ટિ થાય છે. વળી સૂર્ય પ્રકાશથી માર્ગમાં પડેલી ગીની દેખાય તેને એકે ઉપાડી, બીજાએ તે જોઈ તેથી તેણે ઉપાડનારને શિક્ષા અપાવી. આ સર્વ સૂર્યના આધારે થયું. છતાં સૂર્ય ન કર્તા ન કારયિતા છે. તેમ જ આત્માના પ્રકાશ વડે ઇન્દ્રિય સર્વ કાર્ય કરી રહી છે અને ઉંચ નીચ કર્મો કરે છે. તેનાં ફળ પણ મળે છે. છતાં કમલપત્રવત્ આત્મા તેમાં લેપાયમાન થતો નથી. આ શ્લોકમાં ભારત સંબોધન આપી અર્જુનને જણાવે છે. તેં પણ ઉત્તમોત્તમ કુલમાં જન્મ ધારણ કર્યો છે. માટે આત્માનું અકર્તૃત્વ સ્વરૂપ લક્ષમાં રાખ. હવે એક શ્લોકવડે ફળ શ્રુતિ કથન કરી અધ્યાયની સમાપ્તિ થાય છે.

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुपा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

આ શ્લોકથી અધ્યાયની સમાપ્તિ અને ૧૪ માં અધ્યાયના આરંભનું બીજ પરમાત્મા વાવે છે. જ્યાં અન્વય ये एवं क्षेत्रक्षेत्रज्ञयोः જે આ પ્રમાણે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ-માં अन्तरं च भूतप्रकृतिमोक्षं ज्ञानचक्षुषा विदुः અન્તરને જ્ઞાન ચક્ષુઓવડે જુએ તે परं यान्ति તેજ પરમાત્મા તત્વને જાણે છે.

આમાં ચોથા ચરણમાં પરમાત્મા બોલ્યા છે કે, ये विदुः ते परं यान्ति પ્રભુના વિષ્ણુ સહસ્ર નામમાં परस्मै नम એમ નામ છે. તે પર પરમાત્માને ઉપરોક્ત કથન કરવામાં આવેલુ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું જ્ઞાન્ જે કોઈ જાણે તેજ પામે છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ સુંદર લખે છે. शब्दतत्त्वसारज्ञा । पैं देखणी तेचि प्रज्ञा । जे क्षेत्रक्षेत्रज्ञा । अपाडु देखे ॥ या दोहींचें अतर । देखावया चतुर । ज्ञानियांचें द्वार । आराधिती ॥ शरीरादि समस्त । मानिताति तृणवत् । जीवें संतांचें होत । वहाण घर ॥ ऐसैसिया परी । ज्ञानाचीया भरीवरी । करूनियां अंतरीं । निरुते होती ॥ मग क्षेत्र क्षेत्रज्ञाचें । अंतर देखती साचें ॥ ज्ञानें उन्मेख तयांचें ॥ वोवाळू आह्मी ॥ आकारु जेथ सरे । जीवत्व जेथें वीरे । द्वैत जेथें नुरे । अद्वय जें ॥ तें परम तत्वपार्था । होती ते सर्वथा । जें आत्मानात्म व्यवस्था । राज हंसु ॥ તેજ જોવાવાળી પ્રજ્ઞા કહેવી કે જે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સ્વરૂપને યથાર્થ જાણે. તેનો અંતર જાણુવા માટે ચતુર મુમુક્ષુ જ્ઞાનીના. દરવાજામાં પડ્યો રહે, અને પોતાના શરીરાદિકને તૃણવત્ માની જીવ ભાવ સંતના ચરણમાં મોજડી જેવો રાખે એમ પુરૂષાર્થ કરી સ્વરૂપ બોધ કરી લે તેનાં ઉપર પ્રભુ કહે છે હું ઓવાળી જાઉં છું, તેથી તેઓને પ્રકૃતિના આમરે આવેલો આકારનો પણ નિરાસ થઈને જીવ ભાવ ફરી જાય છે અને દ્વૈત પણ નીકળી જાય છે. કારણુ તેઓ પરમ હસ જેવા છે. પાણીને દુધનો વિભાગ હંસ કરે છે. તેમ તેવા પુરૂષો ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનાં અંતરને જાણે છે. તે જ જ્ઞાની જ્ઞાનચક્ષુવડે इन्द्रि-

याणि पराण्याहुः इन्द्रियेभ्यः परं मनः ॥ मनसस्तु परा बुद्धिः यो बुद्धेः परतस्तु सः ॥ તે સઃ જે પર તેનાજ ચિંતનમાં અખંડ રહે છે. ત્યારે શરીર તે હું નહિ, પ્રકૃતિનું ઘર છે. એમ લાગે તે પ્રકૃતિ રૂપી ઘરમાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ રૂપી અંતર પેટાના ઓરડાઓ છે. જેમ શેઠને બેસવાને વરંડો હોય બહારના લોકો આવે તેને મળવાને, દીવાનખાનું હોય, અને એકાંતમાં શયનગૃહ હોય. તેમ જ પ્રકૃતિકૃત રચેલા શરીરરૂપી ઘરમાં નેત્રરૂપી વરંડામાં જીવ બેસે ત્યારે વિશ્વનો અહંકાર ધારણ કરે છે અને સ્વપ્નાવસ્થામા હોય ત્યારે કંઠમાં રહે અને ત્યાં તેને પોતાની જ કરેલી કલ્પનાઓ મળવા આવે. જેને તેજસ્ અહંકાર કહેવાય છે. જ્યારે શયન ગૃહમાં હોય તે સુષુપ્તિ અવસ્થા છે તેજ કારણ શરીર અને પ્રાજ્ઞ અભિમાની જીવ ત્યાં છે. એ સ્થૂલ શરીરનો ત્યાગ કરે ત્યારે મહા કારણ શરીર લિંગ દેહમાં રહીને લોક લોકાન્તરમાં ફરે છે ત્યા અનુકૂળ ન લાગે ત્યારે પુનઃ મૃત્યુ લોકમાં આવીને સ્થુલ શરીર ધારણ કરે છે. એમ સ્વરૂપ બોધનો વિયોગ તે પ્રકૃતિનો યોગ છે. જ્યારે પ્રકૃતિનો વિયોગ ત્યારે જ સ્વરૂપ જ્ઞાનનો યોગ છે. વસ્તુસ્વરૂપે પ્રકૃતિ પુરૂષનો યોગ જ નથી. વિયોગ જ રહે છે. તે વિયોગનો પણ વિયોગ થાય, તે જ મોક્ષ છે. એવા મહાપુરૂષો या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ॥ સદા જાગ્રત છે. જ્યાં આપણું અંધારૂં ત્યાં તેમનો પ્રબોધ છે. જ્યાં ભગવાન્ આજની ફળશ્રુતિમાં કહે છે કે, ભૂતઃ પ્રકૃતિના મોક્ષને સઃ વિદુઃ તેઓ સારી પેઠે જાણે છે. વળી જ્ઞાનરૂપી ચક્ષુ વડે ઉભયનાં સ્વરૂપને પણ સારી પેઠે જાણે છે. શાસ્ત્રમાં જીવ શિવને સમાન કહ્યા છે. તે શિવજીને તૃતીય નેત્ર છે. તે નેત્ર શિવજી બંધ રાખે છે. ઉઘાડે તો વિશ્વ બાળવાનું સામર્થ્ય તેમાં છે. તેમ જીવ પણ તૃતીય નેત્ર ઉઘાડે તો વિશ્વને નિરસન કરવાનું સામર્થ્ય તેમાંછે. જેમ કે, ज्ञानाग्निः दग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ જેનાં કર્મો જ્ઞાનવડે બળી ગયાં છે તેને વિશ્વ સાથે લેવા દેવા ટળી ગઈ અને શાન્તિ સુખ પ્રાપ્ત થાય પછી કપિલ સિદ્ધાંત છે કે, પ્રકૃતિ પણ અનાદિ સિદ્ધ છે, તે જેવી હોય તેવી તેની આથે જેનું પ્રયોજન ટળી જાય તો શંકર મત પ્રમાણે પુરૂષ શક્તિ પુરૂષમાં જ સમાઇ જાય તોએ તે મુક્ત છે. અને કપિલ મત પ્રમાણે હોય તો પણ પોતાનો મોક્ષ કરી લેવાવાળી પ્રકૃતિથી મુક્તજ છે. આમ અધ્યાયમાં કપિલ મતથી આરંભ કરી પરમાત્માએ પ્રકૃતિ પુરૂષનો વિવેક કહી છેવટે વેદાંત સિદ્ધાંતની દૃષ્ટિ આપી. અધ્યાયની સમાપ્તિ કરી. ૐ તત્સત્ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ.

અધ્યાય ૧૩ મો સમાપ્ત.

ॐ

# श्रीमद्भगवद्गीता

## अध्याय १४ मो

### गुणत्रयविभागयोगः

श्रीभगवानुवाच—

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

તેરમા અધ્યાયના અંતમાં भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् એ ચરણમાં જ ચૌદમા અધ્યાયનું બીજારોહણ થઈ ગયું હતું. પ્રકૃતિ પુરૂષના વિવેકમાં બોલ્યા હતા કે, कारणं गुणसंगोस्य सदसद्योऽनिजन्मसु ॥ પ્રકૃતિના ગુણોથી જ સત્ અસત્ યોનિ ઉત્પન્ન થાય છે, તે કેવી રીતે જેનો વિસ્તાર આ અધ્યાય વડે સ્વતંત્ર ભગવાન્ કરે છે. भूयः ज्ञानानां उत्तमं परं ज्ञानं ફરીને જ્ઞાનમાં સર્વોત્તમ પરમ જ્ઞાન प्रवक्ष्यामि તને કહીશ यत् ज्ञात्वा જે જાણીને सर्वे मुनयः इत परां सिद्धिं गताः સર્વે ઋષિ મુનિઓ આ સંસારમાં જ ઉત્તમ સિદ્ધિને પામ્યા છે.

આમ અર્જુનના વિના પ્રશ્ને પ્રભુએ પોતાની મેળે જ ગુણોના બારામાં કથન કરવા માટે વાણીનો આરંભ કર્યો. કારણ श्रीकृष्णः अर्जुनस्य कल्याणाय यतते ॥ અર્જુનના કલ્યાણમાં જ શ્રીકૃષ્ણનો યત્ન હોવાથી પ્રિયસખા ઉપર વાત્સલ્યભાવથી પ્રભુ પોતાની મેળે જ બોલવા માંડ્યા. તેનો મોહ દૂર થઈ જ્યાં સુધી લઢવા ઉઠે નહિ ત્યાં સુધી તેને ઉપદેશ કરવો, એમ પરમાત્માએ કમર કશી હતી. માટે ૧૪ મા અધ્યાયનો આરંભ થયો. જેમાં તેરમા અધ્યાયની સંગતી સહ ગુણત્રય વિભાગનું વર્ણન કર્યું. વસ્તુતઃ તપાસતાં આ ત્રણ ગુણોએ જ પ્રાણી માત્રને બાંધેલા છે. જેમ શાસ્ત્રકારો કહે છે કે, गुणयोगात् बंधनः शुकवत् ॥ જેવી રીતે વાણીની મધુરતા રૂપી ગુણથી જ પોપટ બંધાય છે ત્યારે આપણે સત્વ, રજ, અને તમરૂપી પ્રકૃતિના ત્રિગુણથી બંધાયલા છીએ, અને તે ત્રણેનાં જ સ્ફૂર્લિંગ રૂપે અનેક પેટા ગુણો આપણને બાંધે છે. તેઓ એવા હુશિયાર છે કે આપણા જ રાજ્યને છીનવી લઈ, આપણું વસ્તિસ્થાન હૃદયરૂપી રાજમંદિર ત્યાં આ ત્રણે જણા વશીને રાજ્ય કરે છે. જ્યાં પ્રકૃતિરાણી છે અને સત્વ, રજઃ, તમોગુણ તેના કારભારી છે. પ્રકૃતિ આપણને બદ્ધ જોવા ઇચ્છતી હોવાથી વસ્તુતઃ આપણે મુક્તાઃ છતાં બદ્ધ

જેવા આ ત્રિગુણથી જ ભાસીએ છીએ. તે બદ્ધતાનાં લક્ષણ પ્રભુ આ અધ્યાયમાં વર્ણવે છે. પ્રકૃતિનું બહિર સ્વરૂપ ૧૩ મા અધ્યાયમા કથન કર્યું અને આ અધ્યાયમાં તેનું અંતર સ્વરૂપ વર્ણવે છે. જેમ બહાર ગામથી કોઈ આવ્યો હોય તેને પ્રથમ ફાફડ માર્કિટની બહારનો દેખાવ બતાવાય અને પછી અંદરનો માલ બતાવાય. તેમ જ પ્રકૃતિ અંદરના વિભાગનું નામ જ ત્રિગુણ છે, આ ત્રિગુણ સ્વરૂપને જાણીને; પછી પોતાના સ્વરૂપને ત્રિગુણાતીત કરી શકાય. માટે ભગવાને અત્રે તેનું વર્ણન કર્યું છે. દુઃખનું સ્વરૂપ જ ત્રિગુણ છે, ભુત થઈ ગયું તેના બારામાં પુરૂષાર્થ નહિ ભવિષ્ય કે જે हेयं दुःखं अनागतम् હોવાથી હટાડવું જોઈએ કારણ સ્વરૂપનો આચ્છાદન આમના વડે જ છે. તેમના આંટા શાંસ્રકારોની યુક્તિથી જ છૂટે તેમ છે. તે યુક્તિનું સ્વરૂપ પણ આ અધ્યાયના અંતમાં ભગવાન્ કહેવાના છે, અને છેવટે ત્રિગુણાતીત પુરૂષનુ વર્ણન કરશે; માટે પહેલાં બોલ્યા છે કે, ज्ञानानां उत्तमं परं ज्ञानं भूयः प्रवक्ष्यामि ફરીને પણ તને ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન કહીશ. જે સાધનો વડે આત્મજ્ઞાન સાધી શકાય તે ઉત્તમ સાધન શ્રેષ્ઠ'જ્ઞાન સહિત તને કહીશ, જે જ્ઞાન પર અને જાણવું કઠણ છે, માટે જ તને ફરીને કહું છુ. જ્યાં સુધી તેનો અપરોક્ષાનુ ભવ થયો નથી ત્યાં સુધી ફરી ફરીને પરં જ્ઞાન કહીશ. જેમ ચોખા દેખાય નહિ' ત્યાં સુધી તેને ખાંડવામાં આવે, તેમ જ્ઞાન થાય નાહિ ત્યાં સુધી ઉપદેશ છે. કારણ જન્માન્તરોનાં પટ ચિત્ત ઉપર એવાં ચોટયાં છે કે, ઉખેડનાં અત્યંત કઠણ પડે છે, માટે स्वाध्याय-प्रवचनाभ्यां न प्रमदितव्यं પ્રમાદ સેવવો નહિ. તેમ પ્રમાદને ન સેવતાં જે ઋષિ મુનિઓ તે જ્ઞાનના આશ્રયવડે જ ઉત્તમ ગતિને પામ્યા છે, જ્યાં પરમાત્માએ ઈત અવ્યય વાપરીને બે અભિપ્રાય બતાવ્યા છે. એક તો ઈતઃ કહીને પોતાની છાતી ઉપર હાથ રાખીને બતાવ્યું કે, મારામાં તેઓ લીન થઈ ગયા અને બીજો અભિપ્રાય સૂચવે છે કે શરીર છતાં પણ અત્રે જ આ દેહમાં જ મુક્ત થઈ ગયા, એમ પ્રયોગ છે. વળી પર સિદ્ધિને પામ્યા. એમ વર્ણન કરીને અર્જુનના મનમાં તે સિદ્ધિની લાલસા ઉત્પન્ન કરતા ભગવાન્ મોક્ષપદ તેજ અત્રે પરમ સિદ્ધિ મોક્ષને જ કહી છે. પતંજલિ ભગવાને પણ પોતાના શાસ્ત્રમાં પરમ સિદ્ધિ મોક્ષને જ કહી છે. આમ અર્જુનને પુનઃ સાવધ કરવાં ભગવાન્ કહે છે કે, હું હવે પછી ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન તને ફરીને કહીશ.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥

આ શ્લોક પણ પહેલા શ્લોકની પેઠે અધ્યાયની પ્રસ્તાવનાના બારામાં છે જેમાં પ્રથમથી જ ભગવાને જ્ઞાનની ફળશ્રુતિ વર્ણવી મુકી છે જ્યાં તેરમા અધ્યાયમાં ગુણ સંગસ્ય આવ્યું તે ગુણો કયાં ? એમ મનમાં આવે તે બારામાં તેના સ્વરૂપના વર્ણનરૂપ આ અધ્યાય છે. જ્યાં ઉપરના શ્લોકનો અન્વય છે. इदं ज्ञानमुपाश्रित्य આ જ્ઞાનનો આશ્રય કરીને मम साधर्म्यमागताः મારા સાધર્મ્યને પામે છે. सर्गे अपि न उपजायंते તેઓ સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થતા નથી. च प्रलये न व्यथन्ति તેઓ પ્રલય કાળમાં વ્યથાને પામતા નથી.

વસ્તુતઃ ગુણોની જે ઉથલ પાથલ તેજ દુનીઆ છે. પ્રકૃતિનું વૈષમ્ય સ્વરૂપ તેજ સત્વ, રજઃ અને તમ નો બાજાર છે. અને ત્રિગુણની જે સામ્યાવસ્થા તે પ્રકૃતિ છે, પ્રકૃતિનું અવ્યક્ત સ્વરૂપ તે સૃષ્ટિનો પ્રલય કાળ અને વ્યક્ત સ્વરૂપ તેજ વિકૃત ગુણોનો વ્યવહાર. પરમાત્મા તેનાથી પરે હોવાથી સ્વરૂપાનંદમાં છે. પરમાત્મા આ શ્લોકમાં કહે છે કે, મારા કથન કરેલા જ્ઞાનનો જે કોઈ આશ્રય કરે છે, ते मम साधर्म्यमागताः મારા સ્વરૂપને પામે અર્થાત્ મારા જેવો સ્વાનંદી થાય. सालोक्य, सार्ष्टि, सामीप्य, અને सारूप्य, એવી મારી ચતુર્ધા ભક્તિનો ધણી જો થઈને રહે, તો પછી જેમ મેં અવતાર ધારણ કર્યો છે, છતાં પ્રકૃતિ મને કાંઇએ કરી શકતી નથી તેમ તેવા ભક્તને પ્રકૃતિ સતાવી શકતી નથી અને તે પણ મારી પેઠે કર્મોથી લેપતો નથી. શ્રીમદ્ ભાગવતમાં શ્રીકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ જોવા નારદ પધાર્યા હતા તેનું વર્ણન છે. જેમાં પરમાત્મા અનેક સ્ત્રીઓના ઘરમાં સર્વ ઠેકાણે પૃથક્ પૃથક્ સ્વરૂપે વિરાજતા દર્શને આવ્યા. ત્યા પૃથક્ પૃથક્ ક્રિડા કરતાં દેખાયા, કયાંક છોકરાંઓના લગ્ન કાર્યમાં ગુંથાયલા, કયાંક વિનોદ કરતા, કયાંક સધ્યા કરતા, કયાંક દાન આપતા, કયાંક કચેરીમાં જવા માટે તૈયાર થતાં જોયા એમ પ્રતિ ગૃહે ભિન્ન, ભિન્ન, કર્મ કરતાં દર્શન થયાં તે જોઈને નારદને આશ્ચર્ય લાગ્યું. એમ પ્રકૃતિ સાથે સંક્રીડ હોવા છતા પોતે નૈર્ગુણ્ય એવા પરમાત્મા નિત્યાનંદ સ્વરૂપે સ્થિત છે ગોકુલમાં વ્રજવાસીઓને પણ પરિહાસમાં સતાવતા હતા. તેમ જ માતા યશોદાને પણ દામણામાં બધાવવા વખતે મશ્કરીમાં ઘણું સતાવીને પાણી પાણી કરી મુકયાં હતાં. તેમ જ મહાભારતના યુદ્ધમા પણ અર્જુનને વિષાદ થયો અને યુદ્ધ પરાંગમુખ થયો તે પણ પ્રભુએ કરેલી તેની મશ્કરી જ હતી. માટે તો વેદવ્યાસે ત્યા ટુંકયું છે કે, तमुवाच हृषीकेश प्रहसन्निव भारत ॥ હસતા હસતા બોલવા લાગ્યા. એમ સદાનંદી પ્રભુ શ્રીકૃષ્ણ ત્રિગુણાતીત સ્વરૂપે વિરાજતા હતા. માટેજ મધુસૂદન સરસ્વતી લખે છે કેઃ पराकृतनमद्वन्धं परं ब्रह्म नराकृति ॥ सौन्दर्यसारसर्वस्वं वन्दे नन्दात्मजं महः ॥ બન્ધ રહિત પરબ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણ નરની આકૃતિમાં સર્વસૌન્દર્યની ખાણ હતા, તેવા સર્વસ્વ પ્રભુ નન્દનન્દને હું નમસ્કાર કરૂ છુ. તેમની જ ભક્તિથી મુક્તિ છે. એમ શ્રીમધુસૂદન લખે છે. यद्भक्तिं न विना मुक्तिर्यः सेव्यः सर्वयोगिनाम् ॥ तं वन्दे परमानन्दघनं श्रीनन्दनन्दनम् ॥ શ્લોક સુગમ છે. એમ પરમાનંદઘન સર્વ યોગિઓના સેવ્ય સ્વરૂપ શ્રીકૃષ્ણની ભક્તિ વિના મુક્તિ નથી એમ સિદ્ધાંત છે. માટે જ જેવો અભક્ત છે તેના ઉપર પ્રકૃતિ રાજ્ય કરે તેના ત્રણ પુત્રો રાજ્ય કરે. અને તેના અગે જ ષડ્ વિકારોને વશ પ્રાણી રહે છે. તેથી નિરાનંદી થાય છે માટેજ પ્રભુ ઉપરોક્ત શ્લોકમા અર્જુનને ઉદ્દેશીને કહુ છે, કે હવે પછી જે જ્ઞાન કથન કરીશ તેનો જો તું આશ્રય કરશે તો મારા સમ ધર્મમાં આવી શકીશ અર્થાત્ ત્રિગુણાતીત સ્વાનંદી થઈશ. આ જ્ઞાન તે કયું ? તેનો વિચાર કરતાં સમજાય કે સાધારણ રીતે જન્મતાંજ આપણે મોટા થઈએ ત્યાં સુધી જે જે જ્ઞાન કમાવીએ છીએ. इदं ज्ञेय, इदं ज्ञेय, કરતા આવ્યા, તે સર્વ પ્રકૃતિનુંજ જ્ઞાન હોય છે. ત્રિગુણનાજ સાણસામાં પડી રહીએ છીએ. જ્યારે પુરૂષનું

જ્ઞાન કમાવીએ ત્યારેજ પુરૂષ પરમાત્મા સહ ધર્મ હોવાથી પરમાત્માના જેવો થાય છે. માટેજ નીચેના ચરણમાં બોલ્યા છે કે, તેઓ મારી પેઠે જ સર્ગની ઉત્પત્તિમાં આવતા નથી, અને પ્રલય કાળમા વ્યથાને પામતા નથી. સર્ગ કાળે પરાધીન થઈ, પ્રાણી, માત્રની ઉત્પત્તિ થાય છે. અને વિસર્ગ સમયે પણ પ્રકૃતિ પરાધીન તેનો લય થાય છે. પરમાત્મા પ્રકૃતિને સ્વાધીન રાખી અવતાર ધારણ કરે છે. તેમજ તેમના ભક્તો પણ સ્વેચ્છાથી અવતરે છે. જ્યાં તુકારામ મહારાજ બોલે છે आम्ही वैकुंठवासी आलों तयाची कारणासी ॥ ऋषि जे जे बोलिले तें साच भावें वर्ताया ॥ जोड्ह संताचे मार्ग आडरामी भरलें जग ॥ અમે વૈકુંઠવાસી તેજ કારણથી જન્મ ધારણ કરીએ છીએ. ઋષિઓ જે જે બોલ્યા તે પ્રમાણે જ વર્તન કરીએ છીએ. અમે સંતોનો માર્ગ ઉજ્જવલ કરવા જ અવતરીએ છીએ કારણ વિકારીઓથી જગત્ ભરાઈ ગયું છે. તેમને ભક્તિપંથમાં લગાડીએ છીએ, એમ સ્વેચ્છાથી અવતરીએ છીએ. જેમ નામદેવ રાય છીપમાં જન્મ્યા અને પતંજલિ ભગવાન્ સૂર્યઉપાસના કરતી એક સ્ત્રીના હસ્તની અંજલિમાં અર્ઘ આપતાં સર્પરૂપે પધાર્યા હતા, તે જોઈ સ્ત્રી ગભરાઈ ત્યારે પ્રશ્ન કર્યો ? को भवान् તમે કોણ છો ? ત્યા ગભરાટમા કોર ભવાન્ આવી ગયું ત્યારે પતંજલિ બોલ્યા સર્પો અહમ્ તેમણે પણ રનો લોપ કરીને કહ્યુ કે સાપ છું ત્યારે સ્ત્રી બોલી रके कुतः ર કયા ગયો ? પતંજલિએ પ્રત્યુત્તર આપ્યો त्वया भक्षितः તેં તેનું ભક્ષણ કર્યું અર્થાત્ કોર ભવાનમા ગયું. અર્થાત્ સ્વરૂપાનંદી ભક્તો પણ સ્વેચ્છાથી અવતરે છે. સૃષ્ટિના ઉત્પત્તિ લયના તડાકામાં આવતો નથી

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ! ॥ ३ ॥

આ શ્લોક ક્રમથી ત્રીજો લાગે, પરંતુ તેનો વિષય ધ્યાનમાં લેતાં તે પહેલો છે આ શ્લોકમાં જ ગુણત્રય વિભાગના બારામાં આરંભ છે અને છેવટે અર્જુનને ત્રિગુણાતીત થવાનો ઉપદેશ છે. જ્યાં અન્વય भारत 'હે ભારત! महत् ब्रह्म मम योनि મોટું બ્રહ્મ તે મારી યોનિ છે तस्मिन् अहम् गर्भ दधामि તેમાં હું ગર્ભાધાન કરૂં છું. ततः सर्वभूतानां सभव. भवति, તેથી જ પ્રાણી માત્રનો સંભવ થાય છે.

આ શ્લોકમા ભગવાન્ આલંકારિક રીતે આરંભ કરે છે. જેમાં પોતાના ગૃહસ્થાશ્રમનું સુદર વર્ણન સ્વમુખે કરે છે. આખા વિશ્વની પ્રકૃતિ, માતા છે, અને પોતે તેના પિતા છે, આખું વિશ્વ પોતાનો સંકલ્પ एकोऽहं बहुस्याम् प्रजायेति થી ઉત્પન્ન કરે છે. માટે અત્રે બોલ્યા છે કે, तस्मिन् गर्भं दधाम्यहं તેમા હું મારો ગર્ભ મુકું છું. આમાં ગર્ભ તે પ્રભુનો સંકલ્પ જાણવો જેનાથી જ ત્રિગુણ સહિત આખી સૃષ્ટિની ઉત્પત્તિ છે, આ શ્લોકમાં महद् ब्रह्म બોલ્યા છે. તે માયા વાચક છે. અત્રે તેને પોતાની યોનિ કહી છે, જેનો અર્થ વ્યાપક છે. વસ્તુનું ઉપાદાન કારણ તે તેની યોનિ છે. જેમ ઘડાનું ઉપાદાન કારણ મૃત્તિકા તેજ તેની યોનિ છે. જેમ કે अद्भ्योऽग्निर्ब्रह्मक्षत्रं अश्मनो लोहमुत्थित तेषां सर्वगतं तेजः स्वासु योनिषु शाम्यति ॥ પાણી છે તે અગ્નિની ઉત્પત્તિનું કારણ છે. માટે પાણી અગ્નિની યોનિ છે, તેમ જ ક્ષત્રિયોની ઉત્પત્તિ કારણ બ્રાહ્મણ છે, પથ્થરમાંથી લોહની ઉત્પત્તિ થાય છે, તે સર્વ

કાર્યમય ગણાય છે, અગ્નિની તેજસ્વિતા પાણીના અભાવ સુધી રહે છે, પાણી પડે શાંત થાય છે, તેમ જ ક્ષત્રિયનું તેજ પણ બ્રહ્મતેજ કરતાં નીચું છે. તેમ જ લોખંડ પણ સર્વેને કાપી શકે છે. પરંતુ પથ્થરને કાપવા અસમર્થ છે. કારણ કે, स्वासु योनिषु शाम्यति પોતાની યોનિ પાસે સમાઈ જાય છે, એમ પોતાની ઉત્પત્તિના કારણ પાસે સૌ કોઈ નમે છે. પરમાત્મા સૃષ્ટિના ઉપાદાન અને નિમિત્ત ઉભય કારણ છે. અત્રે પ્રકૃતિને ભાર્યાની સંજ્ઞા આપી છે. પોતાની યોનિ કહેતાં ઈન્દ્રિય વાચક સંજ્ઞા પ્રકૃતિને છે. તે લક્ષણારૂપે છે. પ્રાણીઓના સમૂહને પણ યોનિ કહેવાય છે. જેમ કે ૮૪ લક્ષ યોનિઓ, તે પણ યોનિ શબ્દનો એક અર્થ છે. અત્રે પરમાત્માએ પ્રકૃતિને મહદ્ બ્રહ્મ કહી છે. તે તેનો માન સૂચક શબ્દ છે, જેમ રાજાઓ રાણીને "મોટી સરકાર" એમ સંબોધે છે. તેમ જ પ્રકૃતિને પ્રભુએ પોતે બ્રહ્મ અને તે महद् ब्रह्म એમ બોલ્યા છે. પોતે તો નપુંસક અને પ્રકૃતિ કેવી ત્યાં જ્ઞાનેશ્વર મહારાજ લખે છે तरीमांजी गृहिणी अनादी तरुणी अनिर्वाच्य गुणी अविद्या ॥ આ અવિદ્યારૂપી પ્રભુની ગૃહિણી અનાદિ કાળથી, તરૂણ જ છે. વળી અનિર્વાચ્ય છે. અર્થાત્ તેના ગુણ કથન કરતાં આવે નહિ એવી છે- તેમાં પરમાત્મા કહે છે. હું ગર્ભ મુકું છું. તે ગર્ભ એટલે સંકલ્પ અને પરમાત્માના સાન્નિધ્યથી જ પ્રકૃતિમાં સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ બોલે છે. पै मांझिनिचि आंगें। पहुडलया हे जागें ॥ आणी सत्ता सभोगे । गुर्विणी होय ॥ महद् ब्रह्म उदरीं । प्रकृति आहे विकारी गर्भाची करी वेलोवेली ॥ उभय संगुपहीलें । बुद्धि तत्त्व प्रसवलें ॥ बुद्धि तत्वें भारैलें । होयमन ॥ तरूणी ममता मनाची ॥ तें अहंकार तत्परची । तेणें महाभूतांची । अभिव्यक्ती होय ॥ આ માયા મારા આત્મસ્વરૂપ ઉપર સુતેલી હોવાથી મારી સત્તાવડે ગર્ભિણી થાય છે, પછી જીવરૂપ પ્રકૃતિના ઉદરમાં આઠ પ્રકારની થાય છે. જેમાં ઉભયના સંયોગથી પ્રથમ બુદ્ધિ તત્વ ઉત્પન્ન થાય છે, બુદ્ધિમાંથી મન ઉત્પન્ન થાય છે, મનની સ્ત્રી મમતાથી અહંકાર ઉત્પન્ન થાય છે, પછી પંચ મહાભૂતો થાય છે. એમ જેમ ભગવાન શંકર પાર્વતીના સંભોગવિના જ કાર્તિક સ્વામિની ઉત્પત્તિ થઈ છે. તેમ પ્રકૃતિ પોતે જ પરમાત્મા ઉપર આસક્ત થઈ જાય છે. અને સૃષ્ટિ આખી રચવા માંડે છે ત્યારે તેની સામ્યાવસ્થા છૂટી જાય છે. અને પ્રાણી માત્ર કે જે તેની સામ્યાવસ્થામાં લીન હતા તે બહાર આવે છે. જેના બારામાં આના પછીનો શ્લોક છે, એમ પ્રકૃતિ સૌ કોઈની આદિ માતા છે, જેને જ્ઞાનરૂપી દીવો લઈને શોધવા જઈએ તો જડે એમ નથી. માટે જ તેને नसद्यासद् उच्यते કહેવાય છે, તે જ્યાં સુધી આપણીપર લાડ કરે ત્યાં સુધી પિતાનું દર્શન કરવા દીએ નહિ. જ્યાં અખો બોલે છે. "માયા છે સૌકોની માત" કોને મળવા દીએ નવાત, ॥ પિતા તણું વદન જે જુએ, માતાને ખોળે નવ સુવે ॥" "રંગઢંગ માયાના ઘણા મોંકો સેવક માયા તણા ॥ તાવ ભજતાં આદિ થાય અખા એજ માયા મહી માય ॥ તેજ માયા પ્રભુ જેને મહદ્ બ્રહ્મ કહે તે આપણને મહદ્ ભ્રમ રૂપ થાય છે જ્યાં અખો લખે છે કે: "મુળ તપાસી જોયું અખે ॥ મારો ભ્રમ દીસે મુજવિષે ॥" એમ આ માયામાંજ સ્વેદજ અંડજ, ઉદ્ભિજ, અને જરાયુજ નામની ચાર પ્રકારની યોનિ-

એમાંથીજ સર્વે સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. જ્યાં બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશરૂપ પરમાત્માના સગુણ અવતારો તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે. તેજ પરમાત્માનો ગૃહસ્થાશ્રમ છે. જેના બારામાં બીજા શ્લોકમાં વર્ણવે છે.

सर्वयोनिषु कौन्तेय ! मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं वीजमदः पिता ॥ ४ ॥

આ ત્રીજા અને ચોથા શ્લોકમાં નિરીશ્વર સાંખ્ય મતનું ખંડન કર્યું છે. તેમાં જીવાત્માને પ્રકૃતિ ઉભયના સંયોગથીજ સૃષ્ટિની ઉત્પત્તિ છે. જ્યારે પરમાત્માએ પોતાની સત્તાવડેજ પ્રકૃતિ સૃષ્ટિ રચે છે, એમ કહ્યું છે. જ્યાં આ શ્લોકનો અન્વયઃ हे कौन्तेय सर्वयोनिषु यः मूर्तयः હે અર્જુન ! સર્વેયોનિઓના જે જે આકારો છે. संभवन्ति તે ઉત્પન્ન થાય છે. तासां महत् ब्रह्म योनिः તેની માતા મહત બ્રહ્મ છે અને अहम् वीजप्रदः पिता અને હું બીજ વાવનાર પિતા છું.

એમ સેશ્વર સાંખ્ય મત આ બે શ્લોકોમાં ભગવાન્ બોલે છે. તેમાં આલંકારિક રીતે કહે છે કે, આ પ્રકૃતિ છે તે મારી ભાર્યા છે, અને આખું વિશ્વ મારૂં અપત્ય છે જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, ॥ या कारणें मी पिता-महद्‌ ब्रह्म हे माता ॥ अपत्य पांडुसुता जगडंवरू ॥ आतां शरीरें बहुतें । न भेदें हो चित्तें ॥ जें मन बुध्यादि भूतें । एकेंचि येथें ॥ हां गा एकची देहीं । काय अनारिसें अवयय नाहीं ॥ तेवीं विचित्र विश्व पाहीं । एकची हें ॥ તે કારણથી હું પિતા મહદ્ બ્રહ્મ તે માતા અને અપત્ય તે જગત્ એમ છે. ઘણાં શરીરો જુદા હોવાથી સર્વ પૃથક્ પૃથક્ છે. એમ તારા મનમાં આવવા દેતો નહિ. જેમ એકજ શરીરના મન, બુદ્ધિ, ઇત્યાદિક અવયવોનો ભેદ પડે છે. તેમજ વિશ્વમાં અનેક શરીરોનો ભેદ છે. પરંતુ મારૂં તે એકજ અપત્ય છે. અત્રે કોઈ શંકા કરે કે જ્યારે પરમાત્મા આખી સૃષ્ટિના કારણ છે, તો પછી સુખદુઃખાત્મક દ્વંદ્વો પણ પરમાત્માથીજ ઉત્પન્ન થયા હશે ? માટેજ બધી જવાબદારી જોખમદારી પરમાત્માને માથે જ છે. તે બારામાં संभवंति ક્રિયાપદ મુકી તેજ દર્શાવે છે, કે, મારા ઉપર જવાબદારી છે નહિ. સૃષ્ટિમાં જે જીવાત્માએ મુક્ત થયા ન હોય વાસના યુક્ત પ્રકૃતિમાં લિંન થયા હોય તે જ્યારે પ્રકૃતિના પેટામાં અત્યંત ગરબડ કરવા માંડે, તે બહાર આવવાને પોતપોતાનાં વાસનાત્મક કર્મો ભોગવવાને માટે ઉત્સુક થાય, ત્યારે તેમને તેમનાં કર્મ ફળો આપવાને માટેજ પ્રકૃતિ કે જે મારે સ્વાધીન છે. અને મને વશવર્તિની છે. તેમાં મારી આજ્ઞાથી જે સંકલ્પની સ્ફુરણા एकोऽहम् बहुस्याम् प्रजायेतीति તેજ ગર્ભાધાન સંસ્કાર અને તેનાથીજ પ્રકૃતિ ગર્ભવતી થાય છે અને પૂર્વે કથન કર્યું તેમાં અનેક યોનિઓ સર્જે છે. જેમાં મનુષ્ય પ્રાણીઓ જરા કહેતાં ઓળથી વિટલાયલા માટે જરાયુજ, પક્ષીઓ ઈંડામાંથી ઉત્પન્ન થાય માટે અંડજ, માંકડ, ચાંચડ, પરસેવાથી તેની ઉત્પત્તિ માટે સ્વેદજ અને સ્થાવર ઝાડ ફળ ફૂલ ધાન્ય ઈત્યાદિ બી રોપવાથી થાય છે, માટે ઉદ્ભિજ્જ એમ સચરાચરની ઉત્પત્તિ થાય છે. એમ આપણા મૃત્યુ લોકમાં એકજ પિતા પરમાત્માને માતા પ્રકૃતિના સર્વે બાલક છીએ.

અત્રે શ્રી એકનાથ મહારાજ સુંદર અલંકારથી બોલે છે. ॥ सगुण गुण माया। आली कोल्हाटीण खेळाया ॥ प्रपंचाचा रोविला वेळू ॥ चहूं शून्यांचा मांडीला खेळू ॥ ब्रह्माविष्णु जयाचे वाळु। लागती पायां ॥ आला गडे निर्गुणांचा कोल्हाटी ॥ सोऽहं शब्दें ढोलके पीटी ॥ चैतन्याची उघडून दृष्टी। चला जाऊं पहाया ॥ कोल्हाटीण मारतीं पेसी उडी। एकवीस स्वर्गा वरती मांडी ॥ देखे द्वार खीडकी उघडी॥अगाध माया ॥ कोल्हाटीण वसली असे डोळां ॥ जाणे गुरुपुत्र विरळा ॥ एका जनार्दनी लीला जाती वर्णाया ॥ સગુણ ગુણવાળી માયા જાદુગરી રમવા આવી છે. તેણે પ્રપંચના ઝાડ રચી અને ચારે બાજુ શૂન્યમાં ખેલ માંડયો. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ જેના બાળકો છે. તે સર્વ આ માયાને પગે પડે છે. જ્યારે નિર્ગુણ જાદુગર આવે અને સોહં શબ્દનો ઢોલ પીટે ત્યારે ચૈતન્યની દૃષ્ટિ ઉઘડે તે જોવા જઈએ, કે આ માયા જાદુગરી કેમ નાંચે છે. જેણે બ્રહ્માંડમાં ૨૧ સ્વર્ગ રચ્યાં છે. જેના દરવાજા બારીઓ ઉઘાડી રાખી છે. એવી જે જાદુગરી માયા છે, તેને વિરલા ગુરૂપુત્રો જાણે છે.

એમ કશ્યપ પ્રજાપતિનો સંસાર ધ્યાનમાં લઈએ તો જેમ તેમણે દક્ષની તેર કન્યાઓમાં અનેક સૃષ્ટિઓ ઉત્પન્ન કરીને બ્રહ્માંડ પૂર્યો છે. વળી બ્રહ્માની જે માનસ સૃષ્ટિરૂપી મુનિઓ દેવતાઓ વિગેરે છે. તેઓનાં પણ માતપિતા પણ પ્રકૃતિ પુરૂષ છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં વિશ્વમાં પણ માતપિતાને જે પુત્રોત્પત્તિ થાય છે, તે પણ જીવોના કર્મોનેજ આધીન છે. આપણા અપત્ય પણ સ્વકર્મફળો ભોગને માટેજ અવતરે છે. જેમાં નિમિત્ત આપણે થઈએ છીએ, જ્યાં ઉત્પત્તિ માટે શાસ્ત્રકારો કહે છે કે પ્રથમ, જીવ વર્ષાદમાં આવે છે. તે અન્નમાં જાય છે. ત્યાંથી પિતાના પેટમાં ત્યાંથી રેતદ્વારે માતાના ગર્ભમાં આવીને બહાર આવે છે. એમ સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ કર્મફળો છે. અને પ્રકૃતિ ઉપાદાન કારણ ને પ્રભુ નિમિત્ત કારણ છે, એમ સાંખ્ય મત છે. જેમ ઘડાનો નિમિત્ત કુંભાર અને ઉપાદાન મૃત્તિકા. વસ્તુસ્વરૂપે જોતાં ઘડો ને મૃત્તિકા ભિન્ન નથી. તો તે સર્વ કાર્ય છે ને નિમિત્ત કુંભાર છે. તેમજ અભિન્નો નિમિત્ત ઉપાદાન કારણ પ્રભુજ છે. જેમ પટ તંતુમાં અભેદ છે. તે સર્વ કાપુસ રૂપજ છે. તેમજ કાર્ય કારણાત્મક સૃષ્ટિનો પણ પરમાત્મા સાથે અભેદ છે, હવે પ્રકૃતિના વિકાર જે ગુણો તેનું વર્ણન પાંચમા શ્લોકમાં ભગવાન્ કરે છે.

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो ! देहे देहिनमव्ययम् ॥ ५ ॥

તેરમા અધ્યાયમાં પૂર્વે સૃષ્ટિનું कारणं गुणसंगोस्य सदसद्योनिजन्मसु એમ બોલ્યા હતા, તે ગુણસંગનું વર્ણન પરમાત્મા આ અધ્યાયના આ શ્લોકથી આરંભીને કરે છે. ગુણ શબ્દની વ્યાખ્યા વ્યાકરણ શાસ્ત્રના નિયમે અનેક અર્થ થાય છે. આપણે જેને સદ્ગુણી દુર્ગુણી એમ બોલીએ છીએ, તે સામાન્ય અર્થ. બીજો અર્થ દ્રવ્યને આશ્રિત તેના સ્વભાવને પણ ગુણ કહેવાય છે. જેમ સોનાનો

સ્વભાવ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ વર્ણવે છે જીવિતાચી કુરોંડી । ઘોંવાળું લાગે કાવડી ॥ માની તૃણાચિયે જોડી । કૃત્ય કૃત્યતા ॥ આજી અસતેં વેંચીજેલ ॥ પરિ પાહે કાય કીજેલ । પૈસા પાંગોં વઢીલ । વ્યવસાય માંડી ॥ મ્હણે સ્વર્ગાદિન જાવેં ॥ તરી કાય તેથેં ખાવેં ॥ યાલાગીં ધાવે । યાગં કરૂં ॥ વ્રતાપાઠીં વ્રતેં । આચરે ઇષ્ટાપૂર્તે ॥ કામ્યાવાંચૂનિ હાતેં । શિવણે નાહીં ॥ એક કોડીને માટે પોતાનું જીવિત્વ ઓવાળી નાખવાને આગળ પાછળ જુએ નહિ, એવી તૃષ્ણા હોય છે. અને અલ્પ વસ્તુની પ્રાપ્તિમાં પણ પોતાને ધન્ય માને છે. મારા પાસે છે તે દ્રવ્ય ખલાસ થતાં હું શું કરીશ, એમ માની ગરણો દ્રવ્યોપાર્જન માટે ખટપટ કરે છે. વળી સ્વર્ગે જઇશ તો ત્યાં શું ખાઇશ, એ પ્રકારે ચિંતન કરીને મોટમોટાં યજ્ઞાદિક કર્મો ફળપ્રાપ્તિને માટે કરે છે. વ્રતો ઉપર વ્રતો, ઇષ્ટાપૂર્ત કર્મો, સર્વ સકામનાથી જે જે કરાય તે રજોગુણ સ્વભાવથી થાય છે એમ રજોગુણ તૃષ્ણા સંગથી જીવને બાંધે છે. જ્યાં ભર્તૃહરી રાજા લખે છે. નિસ્વો વષ્ટિશતં શતી દશશતં લક્ષં સહસ્રાધિપો લક્ષેશ ક્ષિતિ રાજતાં ક્ષિતિપતિશ્ચક્રેશતાં વાંચ્છતિ ॥ ચક્રેશઃ સુરરાજતાં સુરપતિર્બ્રહ્માસ્પદં વાંચ્છતિ બ્રહ્મા વિષ્ણુપદં હરિઃ શિવપદં તૃષ્ણાવધિં કો ગતઃ ॥ જેની પાસે કંઇ નથી તે ૧૦૦ રૂપીઆ ઇચ્છે છે. ૧૦૦ થાય ત્યારે હજારની ઇચ્છા થાય છે. હજાર હોય ત્યારે લાખની ઇચ્છા થાય. લખેસરી હોય ત્યારે રાજ્યની ઇચ્છા થાય, રાજ્ય હોય ત્યારે ચક્રવર્તિ રાજ્યની ઇચ્છા થાય, ચક્રવર્તિ રાજા ઇન્દ્ર પદ ઇચ્છે. ઇન્દ્ર બ્રહ્મ પદ ઇચ્છે, બ્રહ્મા શિવપદ ઇચ્છે છે, એમ તૃષ્ણાનો અંત નથી, તે રજોગુણનો સ્વભાવ છે. જે જીવને કર્મ સાથે બાંધે છે. અને જે જે કર્મ કરે છે, તે રજ મૂલક જ હોય છે. પછી ક્રોધ, કામ, લોભ, મદ, મત્સર ઇત્યાદિ સર્વે વિકારો દુઃખ પ્રવેશ કરે છે, અને સર્વ મળીને જીવને સ્વાધીન રાખે છે. વર્તમાન કાળમાં રજોગુણ પાશ્ચાત્ય દેશમાં વિશેષ છે. જયારે આપણે સત્વમાંથી ઠેઠ હા થઇને રજ માં આવ્યા, ત્યાંથી પણ ઠંઠંઠે ઠા થઇને તમો ગુણમાં આવ્યા. જેનાં વિષે જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ અજ્ઞાનાચેં ઝિયાલેં । જયા એકા લાગલેં । તેથે [illegible]

હોય. જ્યારે સત્વ, રજ અને તમ· પણ રૂપ રહિત છે. અને જીવાત્મા પણ રૂપ રહિત હોવાથી અદૃશ્ય ગુણો અદૃશ્ય જીવાત્માનું બંધન પણ વસ્તુ સ્વરૂપમાં અદૃશ્યજ થઈજાય છે.શરીરમાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ગોતવા જતાં જડતાં નથી; તેમ જ સત્વ, રજ, અને તમ પણ હાથમાં પકડવા જતાં જડતા નથી, છતા પણ વ્યહવાર-માં તેની પ્રતીતિ પૂર્ણપણે થાય છે. જેમ સ્ફટીકની પાસે જપા પુષ્પ રક્ત પિત્ત આદિક હોય એમ ભાસમાન થાય છે, તેમજ ચિત્તમાં પણ આ ગુણોનો ભાસજ છે. માટે નિર્વિકાર એવો જીવાત્મા સ્વભાવસિદ્ધ અવ્યય છે. તેને બાંધે છે, એવો ભાસ જ છે. તે બંધનો ભાસ કેવો છે, તે હવે પછીના શ્લોકોમાં કહે છે.

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ! ॥ ६ ॥

આજના શ્લોકથી ગુણોના બાજારનું વર્ણન છે. જેને મોટા મોટા રાક્ષસોની ઉપમા આપી છે. જેમકે तत्र सत्त्वं निर्मलत्वात् તેમાં સત્વગુણ નિર્મલ છે. प्रकाशकं अनामयं अस्ति પ્રકાશ સ્વરૂપ પીડા રહિત છે. सुखसंगेन च ज्ञानसंगेन बध्नाति સુખ સાથે અને જ્ઞાન સાથે જોડે છે.

તેઓ એવા જબરા છે કે, ચતુર્દશ ભુવનોને તે તાબામાં રાખે છે, એઓ પરસ્પર સંઘ શક્તિવાળા છે, અને પોતપોતામાં સંપીલા છે. તેઓ જેને જેને બાંધે છે, તેને તેને સંગઠન બળથી જ બાંધે છે સંઘ શક્તિથી મહત્ કાર્ય સહેલું થઈ જાય છે. જેમ માણસોનો સમૂહ થઇને દોરી વણે અને તેનાં વડે મહાન્ મદોનમત્ત હસ્તિને બાંધે છે. કીડી જેવો સામાન્ય જન્તુ સંઘે કરીને મોટા કાળા નાગને મારી નાંખે છે માટેજ હરણીઆ જેવા બીકણ જનાવર સધી થઈને ટોળાં રૂપે જ જંગલમાં ફરે છે, જ્યારે સિંહને કોઇની જરૂર નહિ, તે એકલો જ પોતાની ગુફામાં વસે છે. એમ આ ત્રણ ગુણો નબળા હોવાથી સંઘથી જ મનુષ્ય પ્રાણીને બાંધે છે, ને પ્રાણી માત્રમાં આ ત્રણે હોય જ છે. કદાચિત્ કોઈ કહે છે કે, અમુક મહાત્મામાં તો કેવળ સત્વગુણ જ વસે છે. ત્યાં રજઃ તમઃ ન દેખાવા એ આપણી દૃષ્ટિ છે વસ્તુતઃ શરીર ધર્મમા પણ ત્રણ ન હોય તે ટકે નહિ. વખતે મહાત્માઓમાં સત્વ પ્રધાન અને રજ. તમઃ ગૌણ હોયઃ પરતુ અશેષ અસંભવ તેમનો હોતો નથી હવે આ ત્રિગુણને જીતવા હોય તો ઉપાય શો ? જ્યાં નીતિ શાસ્ત્ર શીખવે છે. આપણે એક અને એ-ઓ ત્રણ, માટે ઘર ફોડે ઘર જાય, એ ન્યાયથી, તેમનામાંથી પ્રથમ સત્વ ગુણને આપણી બાજુમાં કરી લેવો. પછી સત્વ ગુણ અને જીવાત્મા એમ બે અને પ્રતિપક્ષે રજ તમઃ એ બે, એમ થાય તો ત્રિગુણાતીત થવાનો ઉપાય ભગવાને અર્જુનને બતાવ્યો છે. नित्यसत्त्वस्थो भव તું હમેશાં સત્વ ગુણમાં રહેવાવાળો થા, તે ઉચો છે, અને સાધનરૂપ છે. માત્ર અતિ વિશ્વાસ રાખવો નહિ કારણ તે પણ બંધનજ છે. જ્યાં નીતિ છે કે, न विश्वसेत् अविश्वस्ते विश्वस्ते अपि न ॥ જે કોઈ વિશ્વાસ લાયક ન હોય તેનો વિશ્વાસ કરવોજ નહિ. અને વિશ્વાસ લાયક હોય તો પણ અતિ વિશ્વાસ કરવો નહિ. તેમ રજ તમ. તો

પીતવર્ણ તે તેનો ગુણ છે. વળી સાહિત્ય દૃષ્ટિએ મનુષ્યોમાં ઉત્તમ કળા હુન્નર• થી રોટલો કમાવે તે પણ ગુણજ કહેવાય છે. જેમ કવિત્વ શક્તિવાળો ગુણીજન કહેવાય છે. જે અન્યનું અંતકરણ રીજવીને દ્રવ્યોપાર્જન કરે છે. પ્રાયશઃ પાશ્ચાત્ય લોકો પોતાના હુન્નર કળાથી રીજવીને આપણી પાસેથી લક્ષ્મી ખેંચી ગયા છે. વળી બાંધવાની દોરીને પણ ગુણ કહેવાય છે. તેમજ આ સત્વ, રજ અને તમનો બાંધવાનો સ્વભાવ છે, તેથી તેને ગુણો કહ્યા છે. જ્યાં અન્વય હે મહાબાહો ! सत्वं रजः तमः इति સત્વ, રજ અને તમ છે તે प्रकृतिसंभवाः गुणा. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો છે. देहे अव्ययं देहिनं निवध्नन्त દેહમાં રહેલા જીવાત્માને બાંધે છે. જેમ આપણે પશુને ખીલામાં બાંધીએ છીએ, તેમ દેહી જીવાત્માને આ ત્રિગુણરૂપી રશીઓ દેહ સાથે બાંધે છે. પોપટનું પીંજરૂં ઉઘાડું હોય તો ભાગી જાય. તેમ નવદ્વારે પુરે દેહી છતાં ભાગી જતો નથી, તેનું કારણજ એ કે ત્રિગુણોરૂપી રશીથી બાંધેલો જીવ ભાગી જવાને સમર્થ નથી. જ્યાં પ્રશ્ન ઉઠે કે. એક દેહ સાથે છુટયો તો પછી મુક્તજ થયો, જેના પ્રત્યુત્તરમાં એમજ છે કે ત્રિગુણની રશી જીવને એક ખીલામાંથી છોડીને બીજામાં બાંધે છે, ને તે દોરીવડેજ બીજા અનેક દેહો રચે છે. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ तरी क्षेत्रज्ञ दसा आत्मा मोटका पैसें ॥ हें देह मी पेसें । कुमुहूर्त कटी ॥ आजन्म मरणांतीं देहधर्मी समस्तीं ॥ ममत्वाची सूतीचे ना जव जैसी मींनाच्या तोडी। पडेना जंव उडी ॥ तंव गळ आसुडी । जळपारधी ॥ જ્યારે જીવાત્મા દેહનો અભિમાન ધારણ કરે તેજ તેને ખરાબ શકુન થયા. તે શકુનનું ફળજ એ કે દેહ મારો જેથી તેના સર્વ ધર્મો પોતે સ્વીકારીને તેના સુખ દુઃખ ભોગવવા માટે જન્મો ધારણ કરે છે. જેમ જાળમાં માછલું મોઢું નાંખે કે જકડાઈ જાય છે તેમ અહમસ્મિથી જીવ ત્રિગુણમાં જકડાય છે. જ્યાં આશ્ચર્ય એ છે કે, જીવાત્મા પુરૂષ પ્રકૃતિબાઈ અને ગુણો છે તે નંપુસક છે, છતાં આ પુરૂષરૂપ જીવને એક બાઈ તેના નપુંસક પુત્રો વડે બાંધે છે. ત્યારે જોવાનું એ છે કે, પ્રકૃતિ અને તેના પુત્રો કેવા સબળ છે. તેનું વર્ણન પરમાત્મા આ શ્લોકમાં કહે છે, ને સમજાવે છે કે, તું સામાન્ય નથી, નર છો •માટે આ નપુંસક ગુણોથી ડરીશ નહિ. તું આજાન બાહુ છે. તારૂં સામુદ્રિકજ કહે છે કે તું અસાધારણ પુરૂષ છો. માટે આ નપુંસકોને જીતીને જય મેળવી निस्त्रैगुण्यो भव ત્રિગુણાતી તથા. જેથી કૈવલ્યની પ્રાપ્તિ થવાથી ચૈતન્યમાં ગુણોનો સંભવ નથી. પ્રકૃતિજે, જે ગુણો તે તેના વિકૃત સ્વરૂપ છે. આ શ્લોકમાં ભગવાને જીવને માટે બે વિશેષણો મૂક્યાં છે. જેમ કે દેહિન અને અવ્યય. જે દેહિન હોય તે અવ્યય સંભવે નહિ. એમ પરસ્પર વિરૂદ્ધ સંબોધન છે. જ્યાં અર્થસૂચક છે. અવ્યય પુરૂષ ગુણોના સંગ સાથે બંધાય જ નહિ. માત્ર અહંકારથી દેહમાં છીએ એવો ભાસ જ ઉત્પન્ન થાય છે. જે અહંકાર અંત કરણનો વિષય છે. તે માને ત્યાં સુધી દેહિન છે. તે વસ્તુતાએ અવ્યય છે. માટે બંધ મોક્ષાતીત છે. સૂર્ય બિંબનું પ્રતિબિંબ જલમાં પડે છતાં સૂર્ય તેનાથી લેપાતો નથી. તેમ આત્મા અસંગ છે. બીજું બંધ લક્ષણ જ્યાં આવ્યું, ત્યાં પદાર્થની આવશ્યકતા છે. દોરી વિષય છે. તે જેને બાંધે તે પણ કાંઇપણ પદાર્થ જ

હોય. જ્યારે સત્વ, રજ અને તમઃ પણ રૂપ રહિત છે. અને જીવાત્મા પણ રૂપ રહિત હોવાથી અદૃશ્ય ગુણો અદૃશ્ય જીવાત્માનું બંધન પણ વસ્તુ સ્વરૂપમાં અદૃશ્યજ થઈ જાય છે. શરીરમાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ગોતવા જતાં જડતાં નથી; તેમ જ સત્વ, રજ, અને તમ પણ હાથમાં પકડવા જતાં જડતા નથી, છતા પણ વ્યહવારમાં તેની પ્રતીતિ પૂર્ણપણે થાય છે. જેમ સ્ફાટીકની પાસે જપા પુષ્પ રક્ત પિત્ત આદિક હોય એમ ભાસમાન થાય છે, તેમજ ચિત્તમાં પણ આ ગુણોનો ભાસજ છે. માટે નિર્વિકાર એવો જીવાત્મા સ્વભાવસિદ્ધ અવ્યય છે. તેને બાંધે છે, એવો ભાસ જ છે. તે બંધનો ભાસ કેવો છે, તે હવે પછીના શ્લોકોમાં કહે છે.

तत्र सत्त्वं निर्मलत्वात्मकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ! ॥ ६ ॥

આજના શ્લોકથી ગુણોના બાજારનું વર્ણન છે. જેને મોટા મોટા રાક્ષસોની ઉપમા આપી છે. જેમકે तत्र सत्त्वं निर्मलत्वात् તેમાં સત્વગુણ નિર્મલ છે. प्रकाशकं अनामयं अस्ति પ્રકાશ સ્વરૂપ પીડા રહિત છે. सुखसंगेन च ज्ञानसंगेन बध्नाति સુખ સાથે અને જ્ઞાન સાથે જોડે છે.

તેઓ એવા જબરા છે કે, ચતુર્દશ ભુવનોને તે તાબાંમાં રાખે છે, એઓ પરસ્પર સંઘ શક્તિવાળા છે, અને પોતપોતામાં સંપીલા છે. તેઓ જેને જેને બાંધે છે, તેને તેને સંગઠન બળથી જ બાંધે છે. સંઘ શક્તિથી મહત્ કાર્ય સહેલું થઇ જાય છે. જેમ માણસોનો સમૂહ થઇને દોરી વણે અને તેના વડે મહાન્ મદોન્મત્ત હસ્તિને બાંધે છે. કીડી જેવો સામાન્ય જન્તુ સંઘે કરીને મોટા કાળા નાગને મારી નાંખે છે માટેજ હરણીઆ જેવા બીકણ જનાવર સંઘી થઇને ટોળાં રૂપે જ જંગલમાં ફરે છે, જ્યારે સિંહને કોઇની જરૂર નહિ, તે એકલો જ પોતાની ગુફામાં વસે છે. એમ આ ત્રણ ગુણો નબળા હોવાથી સંઘથી જ મનુષ્ય પ્રાણીને બાંધે છે, ને પ્રાણી માત્રમાં આ ત્રણે હોય જ છે. કદાચિત્ કોઈ કહે છે કે, અમુક મહાત્મામાં તો કેવળ સત્વગુણ જ વસે છે. ત્યાં રજઃ તમઃ ન દેખાવા એ આપણી દૃષ્ટિ છે વસ્તુતઃ શરીર ધર્મમાં પણ ત્રણ ન હોય તે ટકે નહિ. વખતે મહાત્માઓમાં સત્વ પ્રધાન અને રજઃ તમઃ ગૌણ હોયઃ પરંતુ અશેષ અસંભવ તેમનો હોતો નથી હવે આ ત્રિગુણને જીતવા હોય તો ઉપાય શો? જ્યાં નીતિ શાસ્ત્ર શીખવે છે. આપણે એક અને એઓ ત્રણ, માટે ઘર ફોડે ઘર જાય, એ ન્યાયથી, તેમનામાંથી પ્રથમ સત્વ ગુણને આપણી બાજુમાં કરી લેવો. પછી સત્વ ગુણ અને જીવાત્મા એમ બે અને પ્રતિપક્ષે રજ તમઃ એ બે, એમ થાય તો ત્રિગુણાતીત થવાનો ઉપાય ભગવાને અર્જુનને બતાવ્યો છે. नित्यसत्त्वस्थो भव તું હમેશાં સત્વ ગુણમાં રહેવાવાળો થા, તે ઉંચો છે, અને સાધનરૂપ છે. માત્ર અતિ વિશ્વાસ રાખવો નહિ. કારણ તે પણ બંધનજ છે. જ્યાં નીતિ છે કે, न विश्वसेत् अविश्वस्तं विश्वस्ते अपि न विश्वस्तयं ॥ જે કોઈ વિશ્વાસ લાયક ન હોય તેનો વિશ્વાસ કરવોજ નહિ. અને વિશ્વાસ લાયક હોય તો પણ અતિ વિશ્વાસ કરવો નહિ. તેમ રજ તમ. તો

પીતવર્ણ તે તેનો ગુણ છે. વળી સાહિત્ય દ્રષ્ટિએ મનુષ્યોમાં ઉત્તમ કળા હુન્નરથી રોટલો કમાવે તે પણ ગુણજ કહેવાય છે. જેમ કવિત્વ શક્તિવાળો ગુણીજન કહેવાય છે. જે અન્યનું અંતઃકરણ રીજવીને દ્રવ્યોપાર્જન કરે છે. પ્રાયશઃ પાશ્ચાત્ય લોકો પોતાના હુન્નર કળાથી રીજવીને આપણી પાસેથી લક્ષ્મી ખેંચી ગયા છે. વળી બાધવાની દોરીને પણ ગુણ કહેવાય છે. તેમજ આ સત્વ, રજ અને તમનો બાધવાનો સ્વભાવ છે, તેથી તેને ગુણો કહ્યા છે. જ્યાં અન્વય હે મહાવાહો । सत्व रज तमः इति સત્વ, રજ અને તમ છે તે प्रकृतिसंभवाः गुणा. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો છે. देहे अव्ययं देहिनं निवघ्नन्त દેહમાં રહેલા જીવાત્માને બાંધે છે. જેમ આપણે પશુને ખીલામાં બાધીએ છીએ, તેમ દેહી જીવાત્માને આ ત્રિગુણરૂપી રશીઓ દેહ સાથે બાધે છે. પોપટનું પીંજરૂં ઉઘાડું હોય તો ભાગી જાય. તેમ નવદ્વારે પુરે દેહી છતાં ભાગી જતો નથી, તેનું કારણજ એ કે ત્રિગુણોરૂપી રશીથી બાધેલો જીવ ભાગી જવાને સમર્થ નથી. જ્યાં પ્રશ્ન ઉઠે કે. એક દેહ સાથે છુટયો તો પછી મુક્તજ થયો, જેના પ્રત્યુત્તરમાં એમજ છે કે ત્રિગુણની રશી જીવને એક ખીલામાથી છોડીને બીજામા બાધે છે, ને તે દોરીવડેજ બીજા અનેક દેહો ગ્યે છે જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ तरी क्षेत्रज्ञ दसा आत्मा मोटका पैस ॥ ह देह मी ऐसं । कुमुहूर्ते करी ॥ आजन्म मरणांतीं देहधर्मी समस्तीं ॥ ममत्वाची सुतीघे ना जव जैसी मीनाच्या तोडी । पडेना जंव उडी ॥ तंव ગળ આસુડી । જળપાસ્થી ॥ જ્યારે જીવાત્મા દેહનો અભિમાન ધારણ કરે તેજ તેને ખરાબ શકુન થયા. તે શકુનનું ફળજ એ કે દેહ મારો જેથી તેના સર્વ ધર્મો પોતે સ્વીકારીને તેના સુખ દુઃખ ભોગવવા માટે જન્મો ધારણ કરે છે જેમ જાળમાં માછલું મોઢું નાખે કે જકડાઈ જાય છે તેમ અહમસ્મિથી જીવ ત્રિગુણમાં જકડાય છે જ્યા આશ્ચર્ય એ છે કે, જીવાત્મા પુરૂષ પ્રકૃતિબાઈ અને ગુણો છે તે નંપુસક છે, છતા આ પુરૂષરૂપ જીવને એક બાઈ તેના નપુંસક પુત્રો વડે બાધે છે. ત્યારે જોવાનું એ છે કે, પ્રકૃતિ અને તેના પુત્રો કેવા સબળ છે. તેનું વર્ણન પરમાત્મા આ શ્લોકમાં કહે છે, ને સમજાવે છે કે, તું સામાન્ય નથી, નર છો માટે આ નંપુસક ગુણોથી ડરીશ નહિ. તું આજાન બાહુ છે. તારૂં સામુદ્રિકજ કહે છે કે તું અસાધારણ પુરૂષ છો. માટે આ નપુંસકોને જીતીને જય મેળવી निस्त्रैगुण्यो भव ત્રિગુણાતી તથા જેથી કૈવલ્યની પ્રાપ્તિ થવાથી ચૈતન્યમાં ગુણોનો સંભવ નથી. પ્રકૃતિજે, જે ગુણો તે તેના વિકૃત સ્વરૂપ છે. આ શ્લોકમાં ભગવાને જીવને માટે બે વિશેષણો મૂકયાં છે જેમ કે દેહિન અને અવ્યય. જે દેહિન હોય તે અવ્યય સંભવે નહિ. એમ પરસ્પર વિરૂદ્ધ સબોધન છે જ્યાં અર્થસૂચક છે. અવ્યય પુરૂષ ગુણોના સંગ સાથે બંધાય જ નહિ માત્ર અહંકારથી દેહમાં છીએ એવો ભાસ જ ઉત્પન્ન થાય છે. જે અહંકાર અંતઃકરણનો વિષય છે. તે માને ત્યાં સુધી દેહિન છે તે વસ્તુતાએ અવ્યય છે. માટે બધ મોક્ષાતીત છે. સૂર્ય બિંબનુ પ્રતિબિંબ જલમાં પડે છતાં સૂર્ય તેનાથી લેપાતો નથી તેમ આ મા અસગ છે. બીજું બંધ લક્ષણ જ્યાં આવ્યુ, ત્યાં પદાર્થની આવશ્યકતા છે. દોરી વિષય છે. તે જેને બાધે તે પણ કાંઇપણ પદાર્થ જ

હોય. જ્યારે સત્વ, રજ અને તમઃ પણ રૂપ રહિત છે. અને જીવાત્મા પણ રૂપ રહિત હોવાથી અદૃશ્ય ગુણો અદૃશ્ય જીવાત્માનું બંધન પણ વસ્તુ સ્વરૂપમાં અદૃશ્યજ થઈ જાય છે. શરીરમાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ગોતવા જતાં જડતાં નથી; તેમ જ સત્વ, રજ, અને તમ પણ હાથમાં પકડવા જતાં જડતા નથી, છતા પણ વ્યવહારમાં તેની પ્રતીતિ પૂર્ણપણે થાય છે. જેમ સ્ફટીકની પાસે જપા પુષ્પ રક્ત પિત્ત આદિક હોય એમ ભાસમાન થાય છે, તેમજ ચિત્તમાં પણ આ ગુણોનો ભાસજ છે. માટે નિર્વિકાર એવો જીવાત્મા સ્વભાવસિદ્ધ અવ્યય છે. તેને બાંધે છે, એવો ભાસ જ છે. તે બંધનો ભાસ કેવો છે, તે હવે પછીના શ્લોકોમાં કહે છે.

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ! ॥ ६ ॥

આજના શ્લોકથી ગુણોના બાજારનું વર્ણન છે. જેને મોટા મોટા રાક્ષસોની ઉપમા આપી છે. જેમકે तत्र सत्त्वं निर्मलत्वात् તેમાં સત્વગુણ નિર્મલ છે. प्रकाशकं अनामयं अस्ति પ્રકાશ સ્વરૂપ પીડા રહિત છે. सुखसंगेन च ज्ञानसंगेन बध्नाति સુખ સાથે અને જ્ઞાન સાથે જોડે છે.

તેઓ એવા જબરા છે કે, ચતુર્દશ ભુવનોને તે તાબામાં રાખે છે, એઓ પરસ્પર સંઘ શક્તિવાળા છે, અને પોતપોતામાં સંપીલા છે. તેઓ જેને જેને બાંધે છે, તેને તેને સંગઠન બળથી જ બાંધે છે. સંઘ શક્તિથી મહત કાર્ય સહેલું થઇ જાય છે. જેમ માણસોનો સમૂહ થઇને દોરી વણે અને તેનાં વડે મહાન્ મદોનમત્ત હસ્તિને બાંધે છે. કીડી જેવો સામાન્ય જન્તુ સંઘે કરીને મોટા કાળા નાગને મારી નાંખે છે માટેજ હરણીઆ જેવા બીકણ જનાવર સંઘી થઇને ટોળાં રૂપે જ જંગલમાં ફરે છે, જ્યારે સિંહને કોઇની જરૂર નહિ, તે એકલો જ પોતાની ગુફામાં વસે છે. એમ આ ત્રણ ગુણો નબળા હોવાથી સંઘથી જ મનુષ્ય પ્રાણીને બાંધે છે, ને પ્રાણી માત્રમાં આ ત્રણે હોય જ છે. કદાચિત્ કોઈ કહે છે કે, અમુક મહાત્મામાં તો કેવળ સત્વગુણ જ વસે છે. ત્યાં રજઃ તમઃ ન દેખાવા એ આપણી દૃષ્ટિ છે વસ્તુતઃ શરીર ધર્મમાં પણ ત્રણ ન હોય તે ટકે નહિ. વખતે મહાત્માઓમાં સત્વ પ્રધાન અને રજઃ તમઃ ગૌણ હોયઃ પરંતુ અશેષ અસંભવ તેમનો હોતો નથી હવે આ ત્રિગુણને જીતવા હોય તો ઉપાય શો? જ્યાં નીતિ શાસ્ત્ર શીખવે છે. આપણે એક અને એ-ઓ ત્રણ, માટે ઘર ફોડે ઘર જાય, એ ન્યાયથી, તેમનામાંથી પ્રથમ સત્વ ગુણને આપણી બાજુમાં કરી લેવો. પછી સત્વ ગુણ અને જીવાત્મા એમ બે અને પ્રતિપક્ષે રજ તમઃ એ બે, એમ થાય તો ત્રિગુણાતીત થવાનો ઉપાય ભગવાને અર્જુનને બતાવ્યો છે. नित्यसत्त्वस्थो भव તું હમેશાં સત્વ ગુણમાં રહેવાવાળો થા, તે ઉચો છે, અને સાધનરૂપ છે. માત્ર અતિ વિશ્વાસ રાખવો નહિ. કારણ તે પણ બંધનજ છે. જ્યાં નીતિ છે કે, न विश्वसेत् अविश्वस्तं विश्वस्ते अपि न विश्वस्तव्यं ॥ જે કોઈ વિશ્વાસ લાયક ન હોય તેનો વિશ્વાસ કરવોજ નહિ. અને વિશ્વાસ લાયક હોય તો પણ અતિ વિશ્વાસ કરવો નહિ. તેમ રજ તમ. તો

વિશ્વાસ લાયકજ નથી અને સત્વ લાગે છતાં તેનો અતિ વિશ્વાસ કરવો નહિ. કારણ તે શ્વેત ખરો પણ બગલાના ગુણનો શ્વેત સ્વરૂપ છે. આનું સ્વરૂપ આત્મા જેવુંજ છે. જેમ હંસ અને બગલો. પરંતુ ત્રણે સમજાય કે હંસ મોતીનો ચારો કરે છે અને બગ મચ્છી ખાય છે. તેમજ આત્મા સ્વાનંદી છે. જ્યારે સત્વ ગુણ પ્રકૃતિની સાથે બાંધે છે. માટે ભગવાને આ શ્લોકમાં પણ તે બાંધે છે, એમ બોલ્યા છે. ને ત્યાં આપણને સૂચના કરી છે કે, ભાઈ ધ્યાનમાં રાખજો કે બધ્નાતિ તો છેજ હો ? માટે મર્યાદિત વિશ્વાસ રાખશો. જેમ દેવતા ચીપીઆ વડે સગડીમાંથી કઢાય તેને હાથ અડકાડવા જતાં દઝાઈ જવાય. તેમ તેની સાથે અંતર રાખીનેજ રહેવું. જેનું સ્વરૂપ ભગવાન્ અત્રે વર્ણવે છે કે, તે જો ચિત્તમાં આવે તો ચિત્તને નિર્મળ કરે, પ્રકાશરૂપ કરે, આત્માકાર કરવાને અનુકૂળ કરે. જ્યાં શંકા આવે કે આત્મા પ્રકાશસ્વરૂપ છે અને આ સત્વ ગુણ કેમ પ્રકાશસ્વરૂપ હોય ? જ્યાં નેત્રનુ દૃષ્ટાંત લેવું. નેત્ર સ્વયંપ્રકાશ સ્વરૂપ હોઈને દીપના પ્રકાશને બતાવે છે. અને ઇન્દ્રિયોના વ્યવહારો પણ નેત્ર વડેજ સુગમ થઈ પડે છે. તેમ સત્વ ગુણ એક ઠેકાણેથી બાંધે છે અને બીજે ઠેકાણે આત્માકાર કરાવવા અંતઃકરણમાં જ્ઞાન પણ પ્રગટાવે છે. જ્યાં સવાઈ છે. ॥ सत्वगुणें अति निर्मळ ज्ञान प्रकाशक पूर्ण अनामय आत्मा ॥ ज्ञानमदें विसरे अवघा निजदेह सुखास्तव इन्द्रिय धर्मा ॥ मी सकळांत वरिष्ट मी वंद्य पुजा करिं माझिच मीच प्रतिमा ॥ ज्ञान पुसे मज बद्ध असा गुण पाश वळें पडिला भवकर्मा ॥ અર્થ—સત્વ ગુણ અતિ નિર્મલ જ્ઞાનપ્રકાશકપૂર્ણ અનામય છતાં પણ જ્ઞાનના મદે આત્માનો વિસર થઈ, નિજ દેહ સુખ ઈન્દ્રિયોના ધર્મોમાં પ્રવર્તાવી અહંકાર ગ્રસ્ત કરે છે. જેમ કે, હું સર્વથી શ્રેષ્ઠ છું. મારીજ પૂજા કરો. હુંજ મૂર્તિમંત દેવ છું, એમ જ્ઞાનરૂપી પાશથી જીવને ભવ સાથે બાંધે છે. જ્યાં પણ સાનંદ સુખ આપે છે. જેમ કે सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता न दुर्भाषिणी सन्मित्रं सुधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः । आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे साधोः संगमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥ ઘરમાં અત્યાનંદ હોય, દીકરાઓ સદ્બુદ્ધિવાળા હોય, સ્ત્રી મીઠા બોલી હોય, સારા મિત્રો હોય, ઘરમાં લક્ષ્મી હોય, આજ્ઞાધારી નોકરો હોય, આતિથ્ય સત્કાર થતો હોય, શિવપૂજન થતું હોય, પ્રતિદિન મિષ્ટાન્ન ઘરમાં થતાં હોય, સાધુઓનો સંગ નિત્ય હોય, એવો ગૃહસ્થાશ્રમ ધન્ય છે. આમ જે જે સુખ લાગે, તે સર્વે બંધમૂલક છે. માત્ર શિવપૂજન, અતિથિસત્કાર અને સાધુસંગ એ મુક્ત કરાવવાવાળા ધર્મો પણ સત્વ ગુણમાંજ છે. વળી સત્વ ગુણમાં પ્રેમનો પ્રસવ પણ છે. તે જ્યાં જ્યાં બંધાવે ત્યાં यावत् कुरुते जन्तुः संबन्धान्मनसः प्रियान् ॥ तावन्तोऽस्वनिखन्यते हृदये शोकशंकवः ॥ જ્યાં સુધી મનમાં પ્રિય લાગે એવા કોઈ પણ પદાર્થનો સંગ છે તે હૃદયમાં શોકના સંબંધી છે. એમ સત્વ ગુણ દુઃખરહિત કરી આનંદમાં રાખીને પણ પ્રાણીને બાંધે છે. જેમ ભ્રમર છે તે સુખથી કમળમાં બીડાય છે. જ્યાં કવિ કહે છે. रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ॥ इत्थं विचिन्तयति कोशगते द्विरेके हा मूलतः

कमलिनीं गज उज्जहार ॥ ભ્રમર વિચારે છે કે, રાત્રિ પૂરી થશે, પ્રભાત થશે, સૂર્યનો ઉદય થશે ત્યારે કમલો ઉઘડશે તો હું ઉડી જઇશ, એમ ચિન્તનમાં પડ્યો હોય છે. ત્યાંજ ગજરાજ આવીને કમલને ઉખેડી ચુંથી નાંખે છે. જેથી ભ્રમર મરણને શરણુ થાય છે, એમ સુખોમાં પડેલા જીવોને યમરાજરૂપી હસ્તી સુખનો વિયોગ કરાવે છે. એમ જ્ઞાન સાથે સુખ સાથે બન્ધ કરાવનાર સત્વ ગુણ છે. જ્ઞાનનો બંધ પણુ અતિમોટો છે. કારણ નિસર્ગ સ્વભાવને તે આડખીલી છે. અને જ્ઞાન સંગથીજ પરમાત્મા દૂર રહે છે. જ્યાં તુકારામ મહારાજ કહે છે કે, भक्ति-विण ज्ञान नको देवा नित्य नवा अभिमान तयामांझी ॥ એમ ભક્તિવિનાનું જે જ્ઞાન તે સત્વ ગુણ પ્રધાન છે. એમ પરમાત્માનું સુખ ન બતાવતાં સત્વ ગુણ સ્વભાવે પોતે અનામય હોવાથી દુઃખરહિત એવું સંસારનું સુખ આપે છે. માટે પ્રભુએ એને પણુ બાંધનારજ કહ્યો છે.

> रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
> तन्निबध्नाति कौन्तेय ! कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥
>
> तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
> प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ! ॥ ८ ॥

પરમાત્મા પિતા, પ્રકૃતિ માતા અને ત્રિગુણ પુત્રો. તો જેમ પરમાત્મા પોતે અસંગ થઇને ક્ષીરસમુદ્રમાં પોઢે છે, ત્યારે પ્રકૃતિ રાણીએ પુત્રોને દક્ષ જોઇ પોતે સ્વસ્થ થઈ રાજ્ય વહીવટ સોંપી દીધો અને આખા વિશ્વનું સામ્રાજ્ય આ ત્રણ ગુણોવડેજ ચાલે છે. જેમાં સત્વ ગુણનું વર્ણન આવી ગયું. આ બે શ્લોકોવડે રજઃ તમઃનું વર્ણન પ્રભુ કરે છે. रजः रागात्मकं च तृष्णासंगसमुद्भवं विद्धि રજો ગુણ રાગાત્મક તૃષ્ણા ઉત્પન્ન કરાવવાવાળો જાણ, तत् हे कौन्तेय તે હે કુન્તીપુત્ર ! देहिनं कर्मसंगेन बध्नाति દેહીને કર્મસંગમાં બાંધે છે. हे भारत ભારત तमः अज्ञानजं सर्वदेहिनाम् मोहनं विद्धि તમો ગુણ અજ્ઞાન પ્રધાન સર્વ દેહીઓને મોહ સાથે બાંધે છે. तत् प्रमादालस्यनिद्राभिः निबध्नाति સર્વને પ્રમાદ, આલસ્ય અને નિદ્રામાં જોડે છે, એમ તમો ગુણનાં લક્ષણો છે.

વસ્તુસ્થિતિ જોતાં પ્રલય કાળનું જે લક્ષણ તે પ્રકૃતિની સામ્યાવસ્થા અને સૃષ્ટિના વ્યવહારો તે પ્રકૃતિની વિકૃતિનું સ્વરૂપ, તેજ આ ત્રિગુણનું રાજ્ય. તેઓ ત્રણે ભાઈઓ પરસ્પરમાં આત્યંતિક વિરૂદ્ધ સ્વભાવના છે. સત્વ જેવો રજઃ નહિ, રજઃ જેવો તમ નહિ છતાં તેમનામાં સંપ ઘણો. એકનું રાજ્ય હોય, ત્યારે બીજો તેને અનુમોદન આપતાં તેના પડખામાંજ સહાય કરતો ઉભો રહે છે. અને સાથે કાર્ય કરવા લાગે, એ ત્રિગુણ પ્રાણી માત્રના હૃદ્દેશે સ્થિત થઇને રહ્યા છે. વળી અમૂર્ત સ્વરૂપ છે માત્ર લક્ષણથી ઓળખાય છે. જેમ ક્રોધનું લક્ષણ આંખો લાલ થવી વિગેરે છે, તેમ આ ત્રણે પણ લક્ષણે ઓળખાય છે. જેમાં પૂર્વે કહ્યું તેમ સત્વગુણ ધર્મરાજા જેવો છે, તે કોઇનું કાંઇ બગાડે નહિ. વળી તે ઋષિ મુનિઓ ભક્તોમાં રહેવાવાળો છે. જ્યારે રજોગુણ તે આપણામાં વસેલો છે. જેનો

સ્વભાવ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ વર્ણવે છે जीवितांची कुरोंटी । वोवाळूं लागे कवडी ॥ मानी तृणाचिये जोडी । कृत्य कृत्यता ॥ आजी असतें चंचीजेल ॥ परि पाहे काय कीजेल । पेसा पांगो घडील । व्यवसाय मांडी ॥ ह्मणे स्वर्गाहन जावें ॥ तरी काय तेथें खावें ॥ यालागीं धावें । यागं करूं ॥ व्रतापाठीं व्रतें । आचरे इष्टापूर्ते ॥ काम्यावांचूनि हातें । शिवणे नाहीं ॥ એક કોડીને માટે પોતાનું જીવિત્વ ઓવાળી નાંખવાને આગળ પાછળ જુએ નહિ, એવી તૃષ્ણા હોય છે. અને અલ્પ વસ્તુની પ્રાપ્તિમાં પણ પોતાને ધન્ય માને છે. મારા પાસે છે તે દ્રવ્ય ખલાસ થતાં હું શું કરીશ, એમ માની સરખો દ્રવ્યોપાર્જન માટે ખટપટ કરે છે વળી સ્વર્ગે જઇશ તો ત્યાં શું ખાઇશ, એ પ્રકારે ચિંતન કરીને મોટમોટાં યજ્ઞાદિક કર્મો ફળપ્રાપ્તિને માટે કરે છે. વ્રતો ઉપર વ્રતો, ઇષ્ટાપૂર્ત કર્મો, સર્વ સકામનાથી જે જે કરાય તે રજોગુણ સ્વભાવથી થાય છે એમ રજોગુણ તૃષ્ણા સંગથી જીવને બાંધે છે. જ્યાં ભરથરી રાજા લખે છે. निःस्वो वष्टिशतं शती दशशतं लक्षं सहस्राधिपो लक्षेशः क्षितिराजतां क्षितिपतिश्चक्रेशतां वांच्छति ॥ चक्रेशः सुरराजतां सुरपतिर्ब्रह्मास्पदं वांच्छति ब्रह्मा विष्णुपदं हरिः शिवपदं तृष्णावधिं को गतः ॥ જેની પાસે કાંઇ નથી તે ૧૦૦ રૂપીઆ ઇચ્છે છે. ૧૦૦ થાય ત્યારે હજારની ઇચ્છા થાય છે. હજાર હોય ત્યારે લાખની ઇચ્છા થાય. લખેસરી હોય ત્યારે રાજ્યની ઇચ્છા થાય, રાજ્ય થાય ત્યારે ચક્રવર્તિ રાજ્યની ઇચ્છા થાય, ચક્રવર્તિ રાજા ઇન્દ્ર પદ ઇચ્છે. ઇન્દ્ર બ્રહ્મપદ ઇચ્છે, બ્રહ્મ શિવપદ ઇચ્છે છે, એમ તૃષ્ણાનો અંત નથી, તે રજોગુણનો સ્વભાવ છે. જે જીવને કર્મ સાથે બાંધે છે. અને જે જે કર્મ કરે છે, તે રાગમૂલકજ હોય છે. પછી ક્રોધ, કામ, લોભ, મદ, મત્સર ઇત્યાદિ સર્વે વિકારો હૃદયમાં પ્રવેશ કરે છે. અને સર્વ મળીને જીવને સ્વાધીન રાખે છે. વર્તમાન કાળમાં રજોગુણ પાશ્ચાત્ય દેશમાં વિશેષ છે. જ્યારે આપણે સત્વમાંથી ઠંઠંઠંઠા થઇને રજઃમાં આવ્યા, ત્યાંથી પણ ઠંઠંઠા થઇને તમો ગુણમાં આવ્યા. જેનાં લક્ષણો જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ अज्ञानाचें जियालें । जया एका लागलें । जेणें विश्वभुललें । नाचन असे ॥ अविवेक महा मंत्र । जें मौढ्यमद्याचें पात्र ॥ हें असो मोहनास्त्र जीवांसी जे ॥ पार्था ते गा तम रचूनि पसें वर्मची खुरी देहात्म मानी यावें ॥ જેનો જન્મ અજ્ઞાનથીજ હોય છે. જેના એકથીજ આખું વિશ્વ ભૂલી ગયું છે. જે અવિવેકનો મહામંત્ર અને મૂઢતાની મદિરાનું પાત્ર અને જીવને મોહમાં નાખનાર એક અસ્ત્રજ આ તમો ગુણ છે. હે પાર્થ ! તે જે તમ છે, તે એવો ધર્મ રચે છે, કે જેનાવડે તમોગુણી જીવો દેહનેજ આત્મા માની રહે છે. આ તમોગુણ એટલે જાણે સાક્ષાત્ પ્રકૃતિજ. અર્થાત્ પ્રકૃતિનોજ દીકરો. પિતા પરમાત્માનો જાણે કે અંશ પણ તેમાં ન હોય તેવા સ્વભાવનો તે છે. જેમ પ્રકૃતિ જડ તેમજ આનામાં પણ મુખ્યત્વે જડતા છે. જેનાવડે पीत्वा मोहमयीं प्रमादमदिरां उन्मत्तभूतं जगत् ॥ આખું જગત્ મોહમયી મદિરા પીને ગાંડા જેવું છે. આ ગુણના લક્ષણમાં એક કવિ વર્ણન કરે છે. मूर्खत्वं सुलभं भजस्व कुमते मूर्खस्य चाष्टौ गुणा निश्चिन्तो बहुभोजनोऽपि मुखरो रात्रौ दिवा स्वप्नभाक् ॥ कार्याकार्यविचारणान्धबधिरो

मानापमाने समः प्रायेणाभयवर्जितो दृढवपुमूर्खः सुखं जीवति ॥' મુર્ખાઇ સુલભા હોવાથી કુમતિ પુરૂષો તેને ભજે છે. જેમાં આઠ લક્ષણો છે. એક બુદ્ધિનું જાડ્ય હોવાથી નિશ્ચિન્ત સ્વભાવ, અતિ ભોજન, બહુ બોલનાર, રાત્રિ દિવસ સ્વપ્ન જોનાર, કાર્યાકાર્યના વિચારના બારામાં અંધ ને બેહરા જેવો હોય છે. જેને માનાપમાન સમ હોય છે, તે મૂર્ખો સુખથી જીવે છે. અને દૃઢ શરીરવાળો હોય છે. આ તમોગુણ પ્રમાદ, આળસ અને નિદ્રા સાથે જોડે છે. કારણ આ ત્રણેમાં આનંદ ઉત્તરોત્તર વ્યાપી રહ્યો છે. તેથી મનુષ્ય પ્રાણી તેનું સેવન કરે છે. જેમાં નિદ્રા દેવીમાં તો સૌથી વિશેષ આનંદ મળે છે. શ્રીમંત માણસો પ્રમાદ, આળસ, અને નિદ્રાને વિશેષ સેવે છે. આમ તમોગુણ મોહથી પ્રાણીને બંધ કરે છે. તે ત્રણે ગુણોનું વિશેષ વર્ણન પરમાત્મા બીજા શ્લોકોમાં કરે છે.

सत्त्वं सुखे संजयति रजः कर्माणि भारत ।।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥
रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

આ ગુણો કાંઇ પરમાત્માના નહિ કે જેના વર્ણનથી ત્રિવિધના તાપો દૂર થાય, છતાં પણ પ્રભુ તેના સ્વરૂપનું વર્ણન કરે છે. તેનું કારણ શું ? તે તપાસતાં જણાય છે કે, મનુષ્ય પ્રાણી કે જે ત્રિગુણથી બંધાયલો છે, તેના વાસ્તવિક સ્વરૂપને જાણે તો તેમાંથી મુક્ત થવાને પ્રયત્નમાં લાગે તો જે ત્રિગુણરૂપી રશીના બંધ સુલટા હોય તે ઢીલા થઇ તેમાં રહીને પણ મોક્ષસુખનો અનુભવ થાય. જેમાં આજના શ્લોકનાં બંધલક્ષણો કહે છે. જ્યાં અન્વય भारत હે ભારત ! सत्त्वं सुखे संजयति સત્વ ગુણ સુખ સાથે જોડે છે. रजः कर्माणि संजयति રજોગુણ કર્મમાં જોડે છે. उत तमः ज्ञानं आवृत्य प्रमादे संजयति તેમજ તમોગુણ જ્ઞાનને આવૃત્ય કરી પ્રમાદમાં જોડે છે.

એમ પરસ્પર વિરૂદ્ધ સ્વભાવના છતાં બંધલક્ષણ સર્વમાં એકજ છે. જેના વડે જીવાત્મા મૂર્ખ બને છે. વસ્તુતઃ સૃષ્ટિનું ઉપાદાન કારણ એકજ સત્ પરમાત્મા છે, છતાં આપણને જે સુખ દુઃખ અને મોક્ષ એમ ત્રણ ભેદ જણાય છે. જેને શાસ્ત્રકારો ત્રિવિધ કરણ કહે છે. જેવી રીતે શ્રીકૃષ્ણ પ્રભુ વસ્તુતઃ વ્યક્તિગત એકજ સ્વરૂપે હતા, છતાં પણ અંતઃકરણના ભેદથી કંસની સભામાં સર્વ કોઇને ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાયા હતા. તેમજ વસ્તુતઃ સુખ દુઃખ બંધ મોક્ષઃ આત્મામાં છેજ નહિ. અંતઃકરણની ઉપાધિથી આ ત્રિગુણ છે તે ભેદ બતાવે છે. તેમનો સ્વભાવ એવો કે એક ઉદાર ત્યારે બીજો પ્રસુપ્ત રહે. દુનીઆ દારીની કોઇ પણ વસ્તુ ચોખી હોતી નથી. એકલું સુખ દુનીઆમાં છેજ નહિ. જે ઉપરથી સુખનું સ્વરૂપ દેખાતું હોય તોએ તેના અંતર ભાગમાં દુઃખ છેજ છે. સુખ આંધળું હોવાથી પંગુ દુઃખને ખભે બેસીનેજ પ્રાણીને મળે છે. તેને આપણે ત્રિગુણવડેજ ભોગવીએ છીએ માટે

તો પરમાત્માએ પૂર્વેજ કથન કર્યું છે કે, सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ॥ निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ અત્રે પરમાત્માએ અર્જુનને મહાબાહો સંબોધન આપ્યુ છે, તો જે મહાબાહો હોય ત્યાં બંધ સંભવતો નથી. જેમ सर्पावृर्दरवाहनं સર્પ દેડકાનું વાહન છે એ અધિઘ્ટિત છે. તેમજ મહાબાહો અને બધન વિરૂધ છે. જ્યાં ભગવાન્ અર્જુનને સૂચવે છે કે, તું ગમે તેવો પુરૂષાર્થી તેજસ્વી હશે તો પણ આ ત્રિગુણથી બધાયલો તો અવશ્યજ છે. જે બારામાં હિતોપદેશમાં એક બ્રાહ્મણની કથા છે. તેણે યજ્ઞ કરવા માટે એક ગામમાંથી બકરાની ખરીદી કરી હતી, તેને સાથે લઇને સ્વગામ પ્રત્યે પાછો જતો હતો ત્યારે જેમની પાસેથી તે ખરીદ કર્યો તે માણસો ત્રણ જણા ધૂર્ત હતા. તેમણે પરસ્પર સંકેત કર્યો, કે આણે પૈસા તો આપ્યા પરંતુ આપણા ગામમાંથી બકરો લઇ જાય તે ઠીક નહિ માટે કેમે કરીને બકરાને ગામ બહાર જવા દેવો નહિ, તેથી સંકેત કરીને ગામને પાદરે એક એક માઇલના અતરે ત્રણે જણા વેશ બદલીને ઉભા રહ્યા બ્રાહ્મણ બહાર નીકળ્યો ત્યારે પહેલો બોલ્યો કે, આ કુતરાને લઇને કયાં ચાલ્યા ? બોલતી વખતેજ આશ્ચર્ય ભાવ પ્રદીપ્ત કર્યો, જેથી બ્રાહ્મણ સંદેહમાં પડીને બકરા સામે જોવા લાગ્યો ને મનથી નક્કી કર્યું કે, न अयं श्वा किंतु यज्ञ यस्य छाग· આ કુતરો નથી પરતુ યજ્ઞનો બકરો છે. આ માણસે દારૂ પીધો હશે તેના ભ્રમમાં બોલે છે. એમ નિશ્ચય કરી આગળ ચાલ્યો ત્યાં બીજો મળ્યો અને બોલ્યો; તેણે પણ આશ્ચર્યનો દેખાવ કરીને કહ્યુ કે, "બ્રાહ્મણ થઇને કુતરો ઉપાડી કયાં ચાલ્યા ?" તેને પણ પૂર્વવત્ પ્રત્યુત્તર આપી બ્રાહ્મણ આગળ ચાલ્યો. ફરીને માઇલને અંતરે ત્રીજો મળ્યો. તેણે પણ પૂર્વવત્ પ્રશ્ન કર્યો ત્યારે બ્રાહ્મણ વિચારમાં પડ્યો કે, જ્યારે ત્રણેનું એકજ મત થાય છે, ત્યારે મારીજ મતિમાં ભ્રમ થયો હશે. જેથી હુંજ કુતરાને બકરો સમજતો હોઇશ, એમ જાણીને તેણે બકરાને પડતો મુકી નદીકાંઠે જઇને સ્નાન કરી ખાલી હાથે ઘેર ગયો. પછી ત્રણે ઠગો પરસ્પર તાળીઓ પાડી આનન્દિત થયા. જ્યારે ખરી રીતે ત્રીજાએ બકરો પડાવ્યો હતો, અને બન્નેએ તેને સહાયતા કરી હતી, તેમજ તમોગુણ છે તે કેવળ મૂર્ખ બનાવે છે. પ્રકૃતિ જેવાજ જડ બનાવી સ્થાવર યોનિ સુધી પહોંચાડે છે. છતા પ્રથમ ધક્કો સત્વ ગુણજ મારે છે. નિર્ગુણાવસ્થામાંથી પૃથક્ ભેદ સત્વગુણ કરે છે અને સંસાર કે જે તમોગુણના જેવો અંધારામાં છે તેના ઉપર સત્વગુણ પ્રકાશક હોવાથી ઇંત ઇન કરીને સુખ બતાવી તેની સાથે જોડે છે. જેમ રાજા દુષ્યંત કણ્વ ઋષિના આશ્રમમા ગયા. ત્યા શકુન્તલાને જોતાજ મનમાં આવ્યુ કે, कामं प्रिया नाऽतिसुलमा હૃદયમા પ્રિય લાગે છે, છતા તે સુલભ નથી એમ સુખાભાસ સત્વગુણે બતાવ્યો. તેમાં રાજા જેવો જોડાયો તેવોજ તેને સત્વગુણે પોતાના ભાઇ રજ તેમને બોલાવ્યા અને પત્ની થવાને યોગ્ય છે. માટે તે મેળવવા પ્રવૃત્તિ કરવી અર્થાત્ 'રજ. કર્મણિ ભારત' રજો ગુણ કર્મમા જોડે છે તેમ રાજાએ શકુન્તલા મેળવવા પ્રયત્ન આદર્યો અને તમોગુણે શકુન્તલામા આત્યંતિક મોહને ઉત્પન્ન કર્યો. તેમજ આખી દુનીઆદારી રૂપી સંપત્તિ પરમાત્માની છે. જેમ શકુન્તલાના પાલક પિતા કણ્વ તેમ પ્રભુ સૃષ્ટિનું

પોષણ કરે છે. દુષ્યન્ત જેવા આપણે તેમાં સુખ લાગવાથી લલચાંઇ બંધાઇએ છીએ અને તે મેળવવા પ્રયત્ન કરીને મોહવશ થઇ જઇએ છીએ. તેજ આજના શ્લોકમાં ભગવાન્ બતાવે છે કે, सत्वं सुखे संजयति સત્વગુણ સુખ સાથે જોડે છે. रजः कर्मणि भारत રજોગુણ કર્મ સાથે બંધાવે છે. છેવટમાં સ્વરૂપના અબોધ સુધી તમોગુણ લઇ જાય છે. જેમ કે ज्ञानमावृत्य तु तमः જ્ઞાનને ઢાંકીને प्रमादे संजयत्युत પ્રમાદમાં જોડે છે. અર્થાત્ સ્વરૂપ જ્ઞાનના બારામાં પ્રયત્ન મંદ પડી જાય છે. જેથી મૂઢતા પ્રગટ થાય છે અને અંતમાં અજ્ઞાનાવસ્થા આવી જાય છે. અને તેજ ફરીને જન્મનું કારણ થઇ જાય છે. એમ સત્વગુણ તો કાંઇક પણ પરમાર્થમાં ઉપયોગી છે. પરંતુ રજઃ તમ તો કેવળ સંસારનેજ ઉત્પન્ન કરાવવાળા છે. તેઓ પરસ્પર કેવા છે જે બારામાં બીજો શ્લોક છે. જ્યાં પ્રભુ બોલે છેઃ હે ભરતવંશોત્પન્ન અર્જુન ! કોઇ વખત રજઃ તમઃનો પરાભવ કરીને સત્વગુણની વૃદ્ધિ થાય છે, પ્રભાત કાળે ઘણો ખરો આપણો સાથી સત્વગુણ હોય છે. જ્યારે બીજા બે ગુણો પ્રસુપ્ત રીતે રહે છે. જ્યારે અંતઃકરણ નિર્મળ જ્ઞાનમય સુખરૂપ હોય ત્યારે તે લક્ષણોથી તેનો પ્રાદુર્ભાવ સમજાય છે. જ્યારે કર્મો કરવાની ઇચ્છા થાય અને અંતઃકરણ કામી લોભી થાય ત્યારે રજોગુણ આપણામાં પ્રધાન છે, એમ જાણવું. ત્યારે સત્વ અને તમઃ ઉભય પ્રસુપ્ત હોય છે. અને અંતઃકરણમાં મોહ, પ્રમાદ, આળસ, નિદ્રાદિક ધર્મો પ્રગટ થાય ત્યારે તમોગુણ પ્રધાન વિશેષ કરીને રાત્રિમાં તે આપણો સંઘાતી છે. એમ ત્રણે ગુણો આપણા ઉપર સ્વસત્તા પૂર્ણપણે અજમાવે છે. અને આપણે જ્યાં સુધી દેહના ધર્મોમાં લિપ્ત છીએ ત્યાં સુધી તેઓ આપણા ઉપર અમલ કરે છે.

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

આજના શ્લોકમાં પરમાત્માએ પોતે જ શરીરને ઘર અને ઇન્દ્રિયોને દરવાજા એમ કહ્યું છે. यदा अस्मिन् देहे सर्वद्वारेषु प्रकाशः च ज्ञानं उपजायते જ્યારે આ દેહને વિષે પ્રકાશ અને જ્ઞાન ઉત્પન્ન થાય तदा सत्वं विवृद्धं इति विद्यात् ત્યારે સત્વ ગુણ વૃદ્ધિને પામ્યો છે એમ જાણવું.

આવી રીતે ઇન્દ્રિયો છે, તે દેહના દરવાજા છે. જે દરવાજા દ્વારે ઇમ્પોર્ટ એક્ષ્પોર્ટ થાય છે. ચિત્તને બહાર લઈ જાય અને તદ્ દ્વારે વિષયોને અંદર લઇ જવાનું કામ ઇન્દ્રિયો કરે છે. તે ઈન્દ્રિયો મનુષ્ય પ્રાણીના હથીઆર રૂપે છે. તેના વડે જ ભોગ મોક્ષ પમાય છે. વિષય ભોગી ઇન્દ્રિયો ભવરોગ ઉત્પન્ન કરે જ્યારે ઇન્દ્રિયો દ્વારા ભજન થાય તો મોક્ષનું સાધન પણ ઇન્દ્રિયો જ છે. માટે જ્યારે રજઃ તમઃનો પરાભવ કરી સત્વ ગુણ વૃદ્ધિને પામે ત્યારે તો ઉપરોક્ત ચિહ્નો શરીરમાં ઉત્પન્ન થાય છે. જ્યાં શ્રી શંકરાચાર્ય કહે છે ॥ चित्ते सत्वोत्पत्तिस्तदा बोधादयो भवंति तत्रैव स स्थिरः स्याद्यदि चित्तं शुद्धिमुपयाति ॥ ચિત્તમાં જ્યારે સત્વગુણની ઉત્પત્તિ થાય છે, ત્યારે જ બોધનો

ઉદય થાય છે. અને બોધનો ઉદય થાય ત્યારે જ ચિત્ત શુદ્ધ અને સ્થિર થાય છે, એમ શરીરરૂપી ઘરમાં દીપરૂપ સત્વગુણ છે. તે જ્યારે પ્રગટે ત્યારે ઇન્દ્રિયોના સર્વ દરવાજામાં જ્ઞાન ઉત્પન્ન થાય અર્થાત્ અતીન્દ્રિય જ્ઞાન પ્રગટ થાય. આપણે ઇન્દ્રિયોની પરિપૂર્ણ શક્તિને જાણતા નથી. આપણી શક્તિઓ વિષય ભોગથી ક્ષીણ થઈ જાય છે. જેથી મહત્ પુણ્યે પ્રાપ્ત થયેલું મનુષ્ય શરીરમાં પશુવત્ આચરણ થઇ અધઃપતન થાય છે. જ્યારે ઋષિમુનિઓ તેની શક્તિને ખીલવીને મહાન્ પુરૂષો થાય છે. જેમનામાં સહજ જ્ઞાન, સહજ વિદ્યા, આ ઇન્દ્રિયો દ્વારાજ થાય છે. ઋષિઓ ઇન્દ્રિયોના દેવતાઓ સુધીની ગતિ કરે છે. જેમકે ચક્ષુ ઇન્દ્રિયના દેવતા સૂર્ય, જિહ્વાના દેવતા અગ્નિ, મનના ચંદ્રમા, કાનના દિશા, પાદના વિષ્ણુ, હાથના ઇન્દ્ર, ઇત્યાદિ તેઓની શક્તિ ઋષિમુનિઓમાં ઉત્પન્ન થાય છે. માટે તો વરદાન અને શાપ આપવાની શક્તિઓ તેઓમાં હતી. આ સર્વ પ્રભાવ સત્વગુણના આશ્રયથી જ તેમનામાં પ્રગટ થયો હતો. તે સત્વગુણનાં લક્ષણો આજના શ્લોકમાં પરમાત્મા કહે છે. જે બારામાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. जे प्रज्ञा आंतुलीकडे न समातां बाहेरी वोसंडे ॥ वसंती पद्मखंडे । दती जैसो ॥ सर्वइन्द्रियांच्या आंगणीं ॥ विवेक करी रावणी ॥ साचचि करचरणीं ॥ होतीं डोळे ॥ ॥ राजहंसा चांचूच पुढे आगरडे ॥ तोडी जेवीं झगडे । क्षीरनीराचे ॥ तेवी दोषादोष विवेकी ॥ इन्द्रियेंचि होती पारखीं । नियमु घारे पायीकी बोळले तैं ॥ नायिके ते कानची वाली । न पाहणे तें दिठीचीं गाळीं॥ अवाच्य तें टाली । जीभची गा॥ घाती पुढां जैसें। पालीलागें काळ वसें ॥ निषिध इन्द्रिया समोह नीहें ॥ धाराधर काळें महा नदी उचंबळे ॥ तैसें बुद्धि पगळें शास्त्र जातीं ॥ अगा पुनवेच्या दीवशीं ॥ चंद्रप्रभा धावे आकाशीं ज्ञानो वृत्ति तैसी ॥ फाकें सैंच ॥ वासना एकवटे प्रवृत्तिवोलटे । मानस विटे विषयावरी ॥ एवं सत्व वाढे । तैं हें चिह्न फूडें। आणि निधन हीं घडे तेव्हांचीं जरी॥ अवचरें पेसा जो जाये । तो सत्वाचाची नव्हा होये ॥ किंवहुना जन्म लाहे । ज्ञानीयामांजी ॥ જેમ વસંત ઋતુ ખીલે અને પુષ્પનો બહાર આવે ત્યારે સુગંધ ચારે દિશામાં પ્રસરે, તેમ સત્વ ગુણ વૃદ્ધિગત થાય ત્યારે બુદ્ધિ પ્રજ્ઞા થઇને પ્રકાશવા માંડે. તે અંતરમાં ન સમાઇને બહાર આવે ત્યારે સર્વે ઇન્દ્રિયો જ્ઞાનમય થઈ દિવ્ય થાય અને સત્કર્મમાં જોડાય. પ્રજ્ઞામાં વિવેક એવો પ્રગટે કે દુષ્કર્મ અને સત્કર્મ સહજ અંતર પર્મો થઇને રહે. તેને વિચારની જરૂર રહે નહિ. રાજહંસ જેમ નીર ક્ષીરનો વિવેક સહજ કરે છે. તેમ એની ઇન્દ્રિયો સહજ જ નિષેધમાં જતી અટકી જાય છે. આંખ જોવાનું જ જુએ, કાન સાંભળવાનું જ સાંભળે, જીભ અવાચ્ય બોલે જ નહિ, એમ સર્વે ઇન્દ્રિયો જેમ દીવા પાસે અંધારૂં ટકે નહિ તેમ તેમના પાસે નિષેધ ટકે નહિ. જેમ વર્ષા ઋતુમાં નદીનું પાણી ઉછળે છે, તેમ જેની બુદ્ધિમાં સહજ શાસ્ત્રો સ્ફુરવા માંડે, વાસના શમી જઇને પ્રવૃત્તિ અટકી જાય અને વિષયો ઉપરથી મન હટી જાય, એમ સત્વ ગુણ વૃદ્ધિ થાય ત્યારે ઉપરોક્ત ચિહ્નો પ્રગટે. ત્યારે મરણ પણ થાય તો પુનઃ જન્મ તેનો જ્ઞાનીઓના ઘરમાં થઇને પુનઃ સત્વ સાથે જ સંધિ થાય.

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ! ॥ १२ ॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्यैतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ! । १३ ॥

જ્યારે શરીરમાં રોગ ઉત્પન્ન થાય ત્યારે લક્ષણથી ઓળખાય કે આ રોગ કયો છે. તેવીજ રીતે આપણા હૃદય દેશે આ ત્રિગુણો બેઠાજ છે જેઓ પ્રસુપ્ત તનુ, વિચ્છિન્નો ઉદારાણાં રીતે પડયા છે. પ્રસુપ્ત એટલે સુતેલા, તનુ એટલે ક્ષીણ થયેલા, વિચ્છિન્ન એટલે છુટેલા અને ઉદાર એટલે પૂર્ણપણે પસરેલા. જ્યારે સત્વ ગુણ ઉદાર હોય ત્યારે રજઃ તમ· પ્રસુપ્ત તનુ વિચ્છિન્ન હોય, અને રજોગુણ ઉદાર હોય ત્યારે સત્વ તમની પણ એવી જ અવસ્થા છે. તેમ જ તમની ઉદારતામાં પણ રજઃ સત્વ ઢીલા હોયઃ પૂર્વે કથન કર્યું તેમ જ્ઞાનવૃદ્ધિમાં લોભ હોતો નથી. અને લોભ જ્યાં નથી, ત્યા પ્રવૃત્તિ ઇત્યાદિક રજોગુણ સ્વભાવ મંદપણે પડ્યા રહે પરંતુ જ્યારે શરીર સ્વભાવ લક્ષમાં આવે ત્યારે હૃદયમાં લોભનું પ્રાગટ્ય થાય તે બારામાં આજનો શ્લોક છે. જ્યા અન્વય હે भरतर्षभ ! रजसि विवृद्धे सति હે ભરત કુળમા ઉત્પન્ન થયેલા અર્જુન ! રજોગુણ જ્યારે વૃદ્ધિને પામે लोभः प्रवृत्तिः कर्मणाम् आरंभः ત્યારે લોભ પ્રવૃત્તિ કર્મોનો આરંભ થાય. असमः स्पृहा एतानि जायन्ते અશાન્તિ, સ્પૃહા ઇત્યાદિ ઉત્પન્ન થાય છે. હે कुरुनंदन કુરૂકુલમાં ઉત્પન્ન થયેલા અર્જુન ! तमसि विवृद्धे सति તમોગુણ વૃદ્ધિગત થાય ત્યારે अप्रकाशः च अप्रवृत्तिः प्रमादः मोह· एव च एतानि जायन्ते મૂઢતા, અપ્રવૃત્તિ, પ્રમાદ, મોહ ઇત્યાદિ ઉત્પન્ન થાય છે.

રજોગુણ વૃદ્ધિગત થાય ત્યારે હૃદયમા દ્રવ્યલાલસા આત્યંતિક પ્રબળ થાય, ને લોભ એટલો વધે કે જેમ જેમ દ્રવ્ય વિશેષ વધતુ જાય તેમ તેમ અપૂર્ત જ લાગે અને મેળવવાના બારામા વિશેષ અને વિશેષ પ્રવૃત્તિ થાય છે. જેનું દૃશ્ય જોવું હોય તો શેરબજાર કિંવા શીવરી કોટનમાં શેઠીઆઓની ઓફીસમાં દેખાય છે. સત્વગુણ હૃદયમા હતો ત્યારે અંતઃકરણની જે શાન્તિ અને નિવૃત્તિ હતી તે નીકળી જઈને પ્રવૃત્તિ તેમ જ અશાન્તિ ઉત્પન્ન થાય છે. મોટાં મોટા રાજ્યોની ઉથલ પાથલ, આ રજોગુણ ભાઈએ કરી છે, રાજ્ય વધારવાના લોભમાં ઘણા રાજાઓએ પોતાના પૂર્વજોએ કમાવેલુ રાજ્ય ખોયું છે. જેમ દ્રવ્યવાન ધનિકો કરોડ પતિ થવાને સટો શર્ત, જુગાર ઇત્યાદિક રમીને દરિદ્રી થયા છે. આ સર્વ પ્રભાવ રજોગુણના સ્વભાવનો છે. દુર્યોધનની સ્પૃહાથી કૌરવ કુળનો નાશ થયો તેમ જ જનની સીતાજીની સ્પૃહાથી રાવણે લંકા ખોઈ એમ જ્યા ચિત્તમા સ્પૃહા ઉત્પન્ન થઈ ત્યા અશાન્તિ પણ ઉત્પન્ન થાય જ અને અશાન્તિ ઉત્પન્ન થાય તો પછી अशान्तस्य कुत सुखं અશાન્ત પુરૂષને સુખ કયાથી ? જ્યા એક મહાપુરૂષ લખે છે. ॥ लोभप्रसा कवडीनरि प्राणन्वि कामं प्रवतर्त दांभिक वृत्ति ॥ मांझि क्षणे सुत कामिन मन्दिरवाढवि काम सदा

विषयार्तीं ॥ कामदुघा सुरभूरूह आंगणीं सिद्धि घर्गीं अशम स्पृह चित्तीं ॥ वांछित स्त्रीधन आधिक राजस वृद्धिस भारत मूर्ति ॥ લોભ કોટી જેટલો હોય, પ્રાણુ કામમાં પ્રવર્તતો રહે, જેથી દાંભિક વૃત્તિ ઉત્પન્ન થાય અને વિષયો પ્રત્યે અભિલાષા વધતી જાય, મારા આંગણાંમાં કામદુધા ગાય અને કલ્પતરૂ આવે એવી અશા સ્પૃહા ઉત્પન્ન થાય અને સ્ત્રીધનની ઇચ્છા વિશેષ ને વિશેષ વધે, તેને જ રજોગુણ જાણવો. માટે તો પરમાત્માએ ૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે, કામ ક્રોધ અને લોભ ત્રણે નરકના દરવાજા હોવાથી આ ત્રણેને તજી દેવા. વર્તમાન કાળમાં પાશ્ચાત્ય દેશમાં રજોગુણ પ્રાધાન્ય હોવાથી ત્યાં ત્રણેની વૃદ્ધિ છે જેના હાથ નીચે આપણે હોવાથી દરિદ્રતા આપણામાં આવતી જાય છે. કારણ આપણા દેશમાં સત્વ, સુપ્ત થયો. રજોગુણ પણ ઢીલો થયો અને તમોગુણ વૃદ્ધિગત થયો છે. જેથી બીજા શ્લોકમાં જે વર્ણન છે, કે મૂઢતા, આળસ, પ્રમાદ, મોહ ઇત્યાદિક ઉત્પન્ન થયા છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तरी होय ऐसें मन। जैसें रवि चंद्रहीन। रात्रींचे का गगन। अवसेचिये ॥ तैसें अंतर असोस। होय स्फूर्ति हीन उद्वस। विचाराची भाष। हारपे तें ॥ बुद्धि मेववेना थोंडीं ॥ हा ठाय वरी मवाळ सांडी ॥ आठवी देश घडी जाला ॥ अविवेकाचेनि माजें । सवाह्य शरीर गाजे ॥ एकलेनि दोपे दीजे मोठयतेथ ॥ आचार भंगावीं हाडें। रूपति इन्द्रियाफुढें। मरेजरी तेणें कडे क्रिया जाय ॥ મન એ અજ્ઞાનથી એટલું ભરાઈ જાય, કે જેમ ચંદ્ર સૂર્ય વિહીન અમાવાસ્યા, તેમ મૂર્ખતા જેથી વિચાર તો હોય જ નહિ, બુદ્ધિનું કાઠિન્ય પથ્થરાથી પણ વિશેષ થઈ જાય. સ્મૃતિ જાણે નષ્ટ થઈ હોય એમ લાગે. શરીરજ ઉપર અંદર બહાર અવિચાર દૃષ્ટે પડે છે. તેથી તેના સર્વે વ્યાપાર મૂર્ખપણાના હોય છે. અને ઇન્દ્રિયોમાં અનાચારનાં લક્ષણ ઉત્પન્ન થાય, તે મરણાન્ત સુધી એમ જ રહેઃ એમ આ તમો ગુણમાં મૂઢતા. પ્રમાદ, આળસ, નિદ્રા, મોહ ઇત્યાદિક થાય. જે બારામાં રાજા ભરથરી કહે છે. ॥ आदित्यस्य गतागतैरहरहः सक्षीयते जीवितं ॥ व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ॥ दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते ॥ पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥ સૂર્યની ગતિથી દિન પ્રદિન આયુષ્ય તો ચાલ્યું છતાં ઘણા કાર્ય મનમા ઠરાવી મુકવાથી કાળ જણાતો નથી. જન્મ, જરા, વિપત્તિ મરણને જોઇને પણ ત્રાસ ઉત્પન્ન થતો નથી. એવું આ જગત્ મોહમયી પ્રમાદ મદિરા પીવાથી ગાંડું થયું છે. આ સર્વ તમોગુણનાં લક્ષણો છે.

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥
रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

મુદ્દો છે કે निस्त्रैगुण्यो भवार्जुन ગુણાતીત થવાના ઉપદેશ માટે ગુણીના સ્વભાવનું વર્ણન પ્રભુ કરે છે. જેને માટે સ્વતંત્ર અધ્યાય વેદવ્યાસે ગુંફયો છે. જેમાં

આજના બે શ્લોકોમાં મરણ સમયે મનુષ્ય પ્રાણીમાં જે ગુણ અધિક હોય તેવી ગતિ થાય છે. તેનું વર્ણન પ્રભુ કરે છે. सत्वे प्रवृद्धे यदा देहभृत् प्रलयं याति જ્યારે સત્વ ગુણ વૃદ્ધિને પામે અને દેહધારી જીવ શરીર છોડે છે तदा उत्तमविदां अमलान् प्रतिपद्यते ત્યારે સત્વ ગુણી પુરૂષો ઉત્તમ લોકો પ્રત્યે પ્રયાણ કરે છે. रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते રાજસ પ્રધાન કર્મસંગી લોકમાં જન્મ ધારણ કરે છે. तथा तमसि प्रलीनः मूढयोनिषु जायते જ્યારે તમોગુણી મનુષ્ય શરીર છોડે છે, ત્યારે મૂઢયોનિમાં જન્મ ધારણ કરે છે.

ઉપરોક્ત ભાષણથી જ સમજાય છે કે, ગુણોનો સંગ તેજ જન્મનું કારણ થાય છે. જ્યાં ગુણીનો દોષ નથી. બદ્ધ કરવું તેનો સ્વભાવ છે. તેમ મુક્તિનો પ્રયત્ન કરવો જીવાત્માનો સ્વભાવ છે. પોતપોતાના સહજ સ્વભાવમાં પ્રવર્તવું તેજ ધર્મ છે. જ્યાં રામાયણમાં વિરાધ વધના બારામાં જ્યારે ભગવાન્ રામચંદ્ર વિરાધને મારવા તત્પર થયા ત્યારે વિરાધે શ્રીરામને પ્રશ્ન પૂછયો હતો કે, બ્રાહ્મણોનો ભક્ષ યજ્ઞોનો દ્વેષ ઇત્યાદિ રાક્ષસ કર્મ અમારાં છે. તેજ ધર્મ હોવાથી હું મારા સ્વધર્મ આશ્રિત છું. ત્યારે આપ મારો વધ કરવા તત્પર કેમ થયા છો? જ્યાં શ્રીરામે પ્રત્યુત્તરમાં કહ્યું હતું કે, એવા રાક્ષસોનો વધ કરવો એજ અમારો ક્ષત્રિયનો ધર્મ છે. માટે તું તારા સ્વધર્મમાં પ્રવર્તે છે. તેમ હું પણ મારા સ્વધર્મમાં પ્રવર્તુ છું અર્થાત્ જીવ સદા મુક્ત સ્વભાવનો હોવા છતાં પોતાનામાં બદ્ધતાનો ધર્મ સ્વીકારે છે. એજ જીવ પરધર્માશ્રિત થાય છે. માટે જ ભવાટવીમાં ભટકે છે. તે છુટવાનો ઉપાય જ એ છે કે, ત્રિગુણના સ્વભાવને જાણી પ્રથમ સત્વ ગુણનો આશ્રય કરવો, તેમાં સ્થિત થયા કે રજઃ તમઃનો પરાજય થાય જ્યારે સત્વ શુદ્ધ પણ હૃદયમાં પ્રગટે અને તેમાં જ જો દેહ પડી જાય, તો ઉત્તમોત્તમ દેવયોનિમાં ઋષિઓને ત્યાં જન્મ ધારણ કરે. શ્રી નારદજી પ્રથમ દાસીપુત્ર છતાં સત્વ ગુણ વૃદ્ધિથી જ સર્વ લોકોને ઉલ્લંઘીને બ્રહ્મપુત્ર થઇને દેવર્ષિ પદને પામ્યા. એમ જેનો અંતકાલ સુધર્યો તેનું સર્વસ્વ સુધર્યું. માટે જ પરમાત્માએ આઠમા અધ્યાયમાં કહ્યું છે કે, अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ॥ यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ અંતકાલમાં મારૂં સ્મરણ કરીને જે કલેવર છોડે તે મને જ પામે છે. વસ્તુસ્થિતિ એવી છે કે, અંતકાલે ત્રિદોષ થાય ત્યારે પ્રભુસ્મરણ કઠણ છે. માટે આયુષ્યમાં સતત પ્રભુ સ્મરણ કરવું કે જેને અંગે અંતકાલમાં પ્રભુ આપણા સમક્ષ જ હોય છે. જેમ ભીષ્મપિતામહ બાણશૈયા ઉપર પોઢયા હતા, ત્યારે પ્રભુ દ્વારકાથી ભીષ્મના અંતકાલમાં ઉપસ્થિત થયા હતા. માટે તો ભકતો ભગવાન્ પાસે માગે છે. ॥ कृष्णस्त्वदीयपदपंकजपंजरांते । अद्यैव मे विशतु मानसराजहंसः । प्राणप्रयाणसमये कफपित्तवातैः । कंठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥ હે શ્રીકૃષ્ણ ! તમારાં ચરણ કમલમાં મારો મનરૂપી હંસ હમણાંજ પેસે તેમ કરો. કારણ મરણ સમયે કફપીત વાતથી કંઠનો રોધ થશે ત્યારે સ્મરણ કયાંથી થશે. માટે સત્વ ગુણની વૃદ્ધિ કરી સત્ સંગ, હરિકથા; ઇન્દ્રિય જય; વૈરાગ્ય ઇત્યાદિક ગુણો પ્રગટ કરીને અંતમાં ઉત્તમ પદને મેળવી લેવું. તે ત્રિગુણાતીત સ્વભાવવાળાનું છે. જ્યારે શુદ્ધ પવિત્ર જીવનમાં રહે,

હજી પૂર્ણપણે વૈરાગ્ય આવી વાસનાનો ક્ષય થયો ન હોય તેવાઓને. પરમાત્મા કહે છે, તેમ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. જે જે દેવોની ઉપાસના કરી હોય, તે તે દેવોની પ્રાપ્તિ થાય છે; જેમકે બ્રહ્મ લોકવાસ ઇન્દ્રલોકવાસ વિગેરે મળે છે. ત્યાં દેવતાઓ જેવા ભોગો ભોગવીને ફરીને મૃત્ય લોકમાં કર્મ ભૂમિમાં તે આવે છે. ત્યાં પણ શુચીનાં શ્રીમતાં ગેહે અથવા યોગીનામ કુલે ભવતિ એમ જન્મ પ્રાપ્ત થાય છે. એમ સત્વ ગુણ ત્રિગુણાતીત પણ કરવાનું સાધન છે. તેમજ જન્મ આપનાર બંધ પણ છે. હવે બીજા શ્લોકમાં ભગવાન્ રજઃ તમઃના સ્વભાવવાળાનું મરણ અને તે પછીના જન્મનું વર્ણન કરે છે. જેમાં રજોગુણ વૃદ્ધિને પામે ત્યારે કર્મ સંગીમાં જન્મ થાય છે, એમ શ્લોકમાં છે. જેનો અર્થ મનુષ્ય લોક છે. મનુષ્ય જન્મ તેજ સ્વતંત્ર જન્મ છે. તે ધારે તો બ્રહ્મ થાય અને વિષયસંગ કરે તો ભોગયોનિમાં પડે છે. દેવલોક પણ ભોગયોનિ અને પશ્વાદિ સાધારણ પણ ભોગયોનિ જ છે. ઉત્તમ કર્મથી દેવલોક અને નિષેધ કર્મોથી પશ્વાદિ સાધારણ યોનિ પ્રાપ્ત થાય છે. વિશેષ કરીને આપણો આર્યાવર્ત દેશ કે જે આવર્ત કહેતાં ભમરી જેવો છે. ભમરી જેમ ફર્યા કરે છે, તેમજ આર્યો પુણ્ય પાપનાં ફળોથી ઉત્તમ, મધ્યમ, અને અધમ એમ યોનિઓમાં ભટકયા જ કરે છે. જેમાં મિશ્રિત કર્મફળો રજોગુણનાં છે. તે પુનઃ મનુષ્ય લોકમાં અવતરે છે. હવે છેવટે રહ્યો તમોગુણ, જેના માટે પ્રભુ કહે છે. मूढयोनिषु जायते મૂઢયોનિમાં જન્મ ધારણ કરે છે. મરણ સમયે હૃદયમાં જો તમોગુણની વૃદ્ધિ થઈ તો મૂઢયોનિમાં અવતરે છે. પૂર્વે જે પશ્વાદિ કહ્યા તેજ મૂઢયોનિ છે. જેને શરીર નીભાવવા સિવાયનું વિશેષ જ્ઞાન નહિ તે મૂઢ કહેવાય છે. ઘણા મનુષ્યો પણ પશુતુલ્ય જ હોય છે. કેવળ ઇન્દ્રિય વિષયના જ્ઞાન વિના વિશેષ સાધારણ જ્ઞાન પણ તેમનામાં હોતું નથી. પશુમાં અને તેમનામાં આકાર ભિન્નતા સિવાય કાંઈ પણ અંતર હોતું નથી. તે પણ મૂઢયોનિ છે. વળી જડતા બુદ્ધિમાં વધી જાય ત્યારે ઝાડ પાનના જન્મ આવી જાય છે. એમ તમોગુણ જેવો પ્રાકૃત તેવાજ તેના આશ્રિત જીવોની ગતિ કરે છે.

कर्मणः सुकृतस्याऽऽहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

सुकृतस्य कर्मणः सात्त्विकं निर्मलं फलं आहुः સારાં કર્મોનો સાત્વિક, નિર્મલ ફળનો લાભ થાય છે. એમ મહાપુરૂષો કહે છે. रजसः फलं दुःखं રજોગુણનું ફળ દુઃખ છે. तमसः फलं अज्ञानं તમોગુણનું ફળ અજ્ઞાન છે.

આમ ત્રણ ગુણો જે પ્રાણી માત્રનાં અંતઃકરણમાં રહેલા છે, તેઓ જયારે એક જાગ્રત હોય છે, ત્યારે બીજો સુઈ જાય છે. જેમાં રજઃ તમઃ હેય છે અને સત્વગુણ ઉપાદદેય છે. જન્મવા આપણું હૃદય રજઃ તમઃથી ભરેલું અશુદ્ધ હોય છે. સડેલા કચરા જેવું તે સમયે હોય છે, માટે તેના મળને ધોવા માટે સત્વનો આશ્રય લેવો. જેનો અર્થ એ કે ચિત્તમાં સંસ્કાર પાડવા. જેમ ભૂમિ ખેડીને બીજ વવાય તેમ રજઃ તમને કાઢીને સત્વગુણરૂપી કોહાડાથી શુદ્ધ કરી પૂર્વે કથન કર્યાં

તેમ अमानित्वं अदंभित्वं બીજ વાવવાથી હૃદયની ભૂમિકા સાત્વિક નિર્મલ થાય છે. જેને સુહૃત હૃદય કહેવાય છે. સામાન્ય અંતઃકરણ તે પ્રાકૃત અને સંસ્કારી તે સંસ્કૃત સંબોધાય છે. સામાન્ય લોઢાના પણ હથિયાર બનાવવા હોય તો તેને અગ્નિમાં તપાવી પછી ટકા મારીને આકાર પડાય છે. છેવટે લોઢું એવું શુદ્ધ થાય છે કે, તેની ઘડીયાળની ઝીણી કમાન થઈ શકે છે. એમ લોઢા જેવું પણ સંસ્કારથી ઉંચું થાય છે. તેમજ પદાર્થ માત્ર સંસ્કારથીજ ઉંચા થાય છે. સુતાર પણ લાકડાને ટકા મારી સંસ્કારી બનાવી અનેક ઘાટ ઘડે છે. તેમ પશુતુલ્ય અંતઃકરણને મનુષ્ય બનાવવા સુસંસ્કાર પાડવા જોઇએ. જ્યારથી બાળક સમજવા લાગ્યું ત્યારથી આપણે તેને શિક્ષણ આપીએ છીએ, તે સંસ્કાર છે. પશુને પણ સંસ્કાર કરી આપણે લાયક બનાવીએ છીએ. જેમ કે ઘોડો બળદ સંસ્કારો ન હોય તો ગાડીમાં કે ખટારામાં જોડી શકતા નથી. પાસે જતાંજ લાત મારે છે. એમ સામાન્ય વસ્તુ તેમજ પ્રાણીઓને પણ સંસ્કારોજ ઉત્તમ છે. ત્યારે મનુષ્ય જેવો પ્રાણી સંસ્કાર વિનાનો વ્યર્થજ છે. માટે શાસ્ત્રકારોએ સંસ્કાર પાડવાને વર્ણાશ્રમ ધર્મ યોજી રાખ્યા છે. વર્ણાશ્રમ પ્રમાણે ઉત્તમ કર્મોનું જે આચરણ તેજ અંતઃકરણ શુદ્ધિનો માર્ગ છે. અને અંતઃકરણ શુદ્ધિથીજ સાત્વિક કર્મો ઘડાય છે, જેના બારામાં ઈશ્વર કૃષ્ણ કરીને એક મહાત્મા થઈ ગયા. જેમણે ૭૦ આર્યામાં સાંખ્યકારિકા લખી છે. તે સાંખ્યકારિકામાં સત્વગુણ વૃદ્ધિ થવાનાં લક્ષણમાં લખે છે કે, ધર્મ, જ્ઞાન, ઐશ્વર્ય, વ્યવસ્થા, આત્મિકા બુદ્ધિ તે સર્વ सात्विकमेतद् रूपम् પછી જ્ઞાનનું પરિણામ અને ધર્મનું પરિણામના બારામાં લખે છે. ज्ञानेन अपवर्गः જ્ઞાનથી મોક્ષ અને वैराग्यात् વૈરાગ્યથી प्रकृतिलयः પ્રકૃતિનો લય થાય છે. અર્થાત્ જો પ્રકૃતિની સાથે પુરૂષ સંગી રહ્યો નહિ તો પ્રકૃતિનો લયજ થાય છે. જેનો સ્પષ્ટ અર્થ એ કે દેહનો સંગ વૈરાગ્યથી છુટયો કે તેને માટે પ્રકૃતિનો લયજ છે. આજના શ્લોકમાં ભગવાન્ आहुः ક્રિયાપદ મુકીને મહર્ષિઓનું માન વધારે છે. અર્થાત્ જાણે કહેતા હોય કે, મહર્ષિઓ આમ, આમ, કથન કરે છે કે, સારા કર્મોનું ઉત્તમ સાત્વિક, નિર્મલ, ફળ મળે છે. જેમ ભગવાન્ વામનાવતારમાં બલિ રાજાની પાસે પ્રભુ પધાર્યા અને ત્રણ પગલાં પૃથ્વી માંગી ત્યારે બળિનું અંતઃકરણ કેવળ વિશુદ્ધ થવાથી વિષ્ણુ જાણ્યા છતાં શુક્રાચાર્યના વાર્યા છતાં તેમનો શાપ પણ અંગીકાર કર્યો તો પણ નિશ્ચયમાંથી ન ડગીને ભગવાનને સર્વસ્વનું દાન કર્યું. કારણ તે સમયે સત્વગુણ એટલો પ્રાધાન્ય પદે તેમના હૃદયમાં હતો કે, જ્યાં રજઃ તમઃને પ્રવેશ કરવા માર્ગ ન હોવાથી શુક્રાચાર્યના તે રૂપ શબ્દો તેમાં પેશી શકયા નહિ. જેઓ આવા સાત્વિક નિર્મલ કર્મના ફળમાં સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ વામનજી તેને ત્યાં દ્વારમાં દાસ થઇને ઉભા રહ્યા, એમ સાત્વિક કર્મનું ફળ તાત્વિક કહેતાં પ્રભુ મળ્યા. એમ મોક્ષના બારામાં સાધનરૂપ કર્મો તે સાત્વિક અને યજ્ઞયાગાદિક સ્વર્ગાદિક ભોગ માટેનાં જે કર્મો તે રાજસ જાણવાં, જે છેવટમાં દુઃખને ઉત્પન્ન કર્તા છે. રાજસ ચિત્તવાળાને ઉપદેશ લાગતો નથી. જ્યાં સાંખ્ય શાસ્ત્રમાં સૂત્ર છે કે, न मलोन्चेत्सि उपदेशबीजं प्ररोहृत् अजवत् મલીન અંતઃકરણવાળાને ઉપદેશ લાગતો

નથી. મનુષ્ય પ્રાણીની મુખ્ય પ્રવૃત્તિ શ્રી પ્રાપ્ત કરવાના ખારામાંજ હોય છે. જેમ સાકર ઉપર કીડી મકોડી તુટી પડે, તેમ મનુષ્ય પ્રાણી શ્રી ઉપર તુટી પડે છે. જે હોય તે સંભાળવાનું દુઃખ જાય તો દુઃખ અને અનેક અનાચારો પણ તે વડેજ થાય છે. મરતી વખતે પણ તેનાથી છુટવાનું દુઃખ થાય છે. એમ રજોગુણથી ઉત્પન્ન થયલાં કર્મો પરિણામે દુઃખદાયી છે. હવે તમોગુણનાં કર્મોજ અજ્ઞાન મૂલક હોવાથી જ્યાં अज्ञानेनावृतं ज्ञानं તેનું પરિણામજ એ કે સ્વસ્વરૂપથી આત્યંતિક દૂર લઈ જઈ મૂઢ બનાવે છે. જેથી कः देशः कानि मित्राणि कः कालः कः व्ययागमौ ॥ कश्चाऽहं का च मे शक्तिरीति चिंतय मुहुर्मुहुः ॥ એ જે જ્ઞાનનો સ્વભાવ તેનાથી ઉલટુંજ તમોગુણથી આવૃત થયલા ચિત્તમાં તેની સ્ફૂર્તિજ નહિ. માટે તેનાવડે થયેલાં જે જે કર્મોનાં ફળો તે પણ અજ્ઞાનનેજ ઉત્પન્ન કરે છે. જેમ ધૃતરાષ્ટ્ર રાજાને વિદુરે ઘણી વખત સમજાવ્યા છતાં ન માનવાં દુઃખમાં પડી રહ્યા, તેમ તમોગુણી મનુષ્યો અજ્ઞાનવડે આત્યંતિક દુઃખી થાય છે. હવે બીજા શ્લોકમાં કથન કરે છે.

> सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
> प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥
> ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
> जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥

ત્રિગુણ સમજવા કઠણ નહિ પરંતુ ત્રિગુણાતીત થવા માટે સત્વ ગુણનો આશ્રય કરવો કઠણ. અનુભવથીજ જાણીએ છે કે, સત્વ ગુણમાં સહજ સ્થિર થયા કે, રજોગુણ ધક્કો મારી તેમાંથી ખસેડે છે. એમ આ ગુણો આપણા હૃદયમાં પરસ્પર સ્પૃહા કરે છે. માટે સત્વગુણમાં સ્થિર રહેવાને મહાન્ અભ્યાસની આવશ્યતા છેજ. તે બતાવવા માટે પરમાત્મા કહે છે. सत्वात्संजायते ज्ञानं સત્વગુણમાંથી જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. एवं च रजसः लोभः संजायते રજોગુણમાંથી લોભ ઉત્પન્ન થાય છે. तमसः प्रमादमोहौ भवतः તમોગુણમાંથી પ્રમાદ મોહ ઉત્પન્ન થાય છે. एव च अज्ञानं भवति તેજ પ્રમાણે અજ્ઞાન ઉત્પન્ન થાય છે. सत्वस्थाः ऊर्ध्वं गच्छन्ति સત્વમાં રહેવાવાળા ઉંચે જાય છે. राजसाः मध्ये तिष्ठन्ति રજોગુણી મધ્યમાં રહે છે. तामसाः अधः गच्छन्ति તમોગુણી નીચ યોનિઓમાં જાય છે.

સત્વગુણથી ઉત્પન્ન થયેલું જ્ઞાન તે કેવું, ત્યાં શાસ્ત્રકારો કહે છે. मोक्षे धीर्ज्ञानं મોક્ષને મેળવવા કરાયલું જ્ઞાન છે. જે બુદ્ધિ મોક્ષ પર્યંત લઈ જાય તેજ વસ્તુતઃ જ્ઞાન છે. જ્યારે આપણે ખટપટ કરીને કમાઇએ છીએ તે જ્ઞાન વિજ્ઞાનરૂપ થાય છે. આપણે શાસ્ત્રાભ્યાસ પરોક્ષ રીતે કમાવીએ તો તે પણ શાસ્ત્રકાર કહે છે કે, विज्ञानं शिल्पशास्त्रयोः જેટલું અંતઃકરણથી રહિત જ્ઞાન છે. તે માત્ર વિજ્ઞાન છે. અર્થાત્ કળા છે, માટે મોક્ષને ઉપયોગી નથી. સાધારણ રીતે પ્રાણીમાત્રને ત્રિગુણથી બદ્ધ છું, તેથી તેમાંથી છુટવું છે. એવું એ ભાન હોતું નથી. ઈશ્વર કૃપાથી જેનું ચિત્ત સત્વગુણમાં સ્થિર થાય તેનેજ બદ્ધની કલ્પના આવે છે, ત્યારે મોક્ષને

માટે ખટપટ કરે છે. જ્યાં શ્રીતુકારામ્ મહારાજ બોલે છે. ॥ सत्वगुणें ज्ञान वाढे । वेदशास्त्र कळे गूढें ॥ बुद्धि मोहेना सदढें । जरी मूढें वेष्टिला ॥ સત્વગુણનું જે જ્ઞાન તે તેજ કે જેથી તેનો ભાવાર્થ સમજાય અને બુદ્ધિમાં મોહ ઉત્પન્નજ થાય નહિ. જો કે તેને અનેક કારણો મળે જે બારામાં પોતાના અનુભવના ઉદ્ગાર કાઢે છે કે, ॥ वेदाचा तो सार आह्मांसीच ठावा । येरांनीं भार वहावा माथें ॥ વેદનો સાર અમનેજ ખબર છે. બીજાઓ એ વ્યર્થ પઠનનો ભાર માથા ઉપર લઈને ફરે છે. એમ સત્વગુણ વૃદ્ધિથી શુદ્ધ જ્ઞાનની ઉત્પત્તિ જ્યારે રજોગુણ વૃદ્ધિગત થાય, ત્યારે ચિત્તમાં પ્રથમ કહ્યું તેમ લોભ આવે અને તેને અંગે ' કિં કર્તવ્યં કિં અકર્તવ્યં ' માં મૂઢ બને. જ્યાં ભગવાન્ બોલ્યા છે કે, किं कर्म किं अकर्मेति कवयोऽपि मुह्यंति કર્મ અકર્મના બારામાં કવિઓ પણ મોહને પામે છે. જેમ જેમ પ્રાકૃત સ્વભાવ વધે તેમ તેમ બુદ્ધિભ્રષ્ટ થતી જાય. સત્વગુણી સ્વાધ્યાય રત રહી પવિત્ર દેવતા જેવા હોય, ત્યારે રજોગુણી કર્મમાં રહી મલિન અંતઃકરણવાળા હોય અને ત્યાં વૈરાગ્યનો લેશ પણ હોય નહિ. તેવા પુરૂષો સત્વગુણી વૈરાગ્યશાળી જ્ઞાનીઓની નિંદા કરે છે. કારણ વૈરાગ્ય અને લોભ ઉભય વિરૂદ્ધ ધર્મો છે. લોભ જેનાં અંતઃકરણમાં પેઠો તેના સાથી કામ અને ક્રોધ અવશ્ય આવે જ. જેને પૂર્વે કથન કર્યું તેમ તે ત્રણે નરકનાં દ્વાર છે. છેવટનાં ચરણમાં તમોગુણના વર્ણનમાં તેના સાથીને પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ ભગવાન્ કહે છે, પેશવાઈ રાજ્યની એક કથા છે કે, તેનું રાજ્ય જ્યારે જવાનું હતું ત્યારે છેલ્લો રાજા પ્રમાદમાં એવો પડી રહ્યો કે તેના દુશ્મનો તેના શહેરના ગઢને ઘેરો લગાવ્યો ત્યારે આમાત્ય કહેવા આવ્યો કે દુષ્મનો શહરેને નાકે આવ્યા છે. રાજા કહે આને દો, છેક મહેલ સુધી આવ્યા તોએ કહે આને દો, છેવટે દુશ્મનને હાથ બંધીવાન્ થઈ ગયો તેમ તમોગુણી છે. તેઓ યમરાજરૂપી દુષ્મન શરીરનો ગઢ ઘેરે તો પણ પ્રભુભજન સુજવા દીએ નહીં છેવટે મૃત્યુદેવતા લઈ જાય ત્યાં સુધી પ્રમાદમાં જ પડયો રહે. એમ તમોગુણ મોહમાં રાખી નાશ કરે છે.

બીજા શ્લોકમાં સત્વ, રજઃ અને તમોગુણની ગતિનું વર્ણન કરે છે. જેમાં જેનાં અંગનું સત્વગુણથી પૃથિવી તત્વ ઓછું થયું છે. અર્થાત્ જડતા ઓછી થવાથી મેઘમંડલ ગૃહનક્ષત્ર ઈત્યાદિ લોકમાં જાય છે. આપણા અંગમાં બે ભાગ પૃથિ-વીનો છે. અને બે ભાગમાં પાણી, તેજ, આકાશ થયું છે, જેણે પોતાની બુદ્ધિ તેજસ્વી કરી તેઓ તેજસ્વી લોકમાં જાય છે. જ્યાં તુકારામ મહારાજ કથન કરે છે, सत्वगुणे नर वैदूर्या ॥ ऊर्ध्वं गति साधुवर्या ॥ ज्यास मार्ग देती सूर्या ॥ मग यम तो किती ॥ સત્વગુણથી નર તેજસ્વી થઈને ઉપર ગતિ કરે છે. ત્યારે તેને સૂર્ય પણ માર્ગ આપે છે, તો પછી યમરાજાની તો શી કથા? એમ સત્વગુણી દેવલોકને પામે છે. રજોગુણી મધ્યે એટલે પૃથિવીમાં આવે છે. કારણ મૃત્યુલોક કર્મ કરનારા હમાલોનું સ્થાન છે. ત્યાં આવે છે. જ્યાં તુકારામ મહારાજ કહે છે, नातां दे उपड भूलोकांत देह धरणें अंतवंत ॥ येथें उपड पडे जीवित मेघावळीं [illegible] રજોગુણી ભૂલોકમાં અંતવંત દેહને ધારણ કરે છે, તે આવતી વખતે મેઘ[illegible]

પૃથિવીના રજઃકણમાં આવે છે. હવે છેવટે તમોગુણી જીવોને માટે પ્રભુ કહે છે કે, તેઓનું અધઃપતન થાય છે. તેનું કારણ પણ દર્શાવે છે, કે તેમની વૃત્તિઓ અત્યંત નીચી છે. જ્યાં તુકારામ મહારાજ લખે છે आतां तिसरा जो तमृ । किंवा स्मशानांचा धुम्र ॥ ज्याचा क्रोध वाहे यमू ॥ नीच वृत्ति पाहुनी ॥ तामसलिंगा अधोगती ॥ कधीं न पावे सुगती ॥ नये तुकया सगती । फिरे जरी चौऱ्यांशी ॥ જે ત્રીજો તમોગુણ અથવા સ્મશાનનો ધુમાડો, જેનો ક્રોધ યમરાજ વહન કરે છે. કારણ તેમની નીચ વૃત્તિ જોઈને તેમને ઘણો ક્રોધ આવે છે, તેઓ તામસ લિંગ હોવાથી અધોગતિ તેમની છે. જેથી કવચિત્ પણ મુક્તિ તેમને મળતી નથી અને સુગતિ પણ તેમને થતી નથી. ચોર્યાશી ફરીને થાકે તોએ ત્યાંના ત્યાંજ એમ ત્રિગુણની ગતિમાં સત્વગુણી ઉત્તરોત્તર સોસો ગણા આનંદવાળા મનુષ્ય લોક, દ્યુલોક, ગંધર્વલોક, પિતૃલોક, સ્વર્ગ લોક, સૂર્યાદિક દેવલોક, બ્રહ્મલોક સુધીની ગતિને પામે છે. રજોગુણી મધ્યમાં અને તમોગુણી ક્રૂર પશ્વાદિમાં મનુષ્ય શરીરને જોતાં પણ ગ્રીવાથી ઉપરનો ભાગ જ્ઞાનેન્દ્રિયયુક્ત સત્વ ગુણ પ્રધાન છે. ગ્રીવાથી કર્મેન્દ્રિયયુક્ત લઈને પેટ સુધીનો રજોગુણ ક્રિયાયુક્ત છે. અને નીચે તમોગુણી મળમૂત્રનાં દ્વારો છે. અસ્તુ.

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥
गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

પરમાત્મા દુનિયાદારીની નસ જાણતા હોવાથી ઉપદેશમાં મધ્યે મધ્યે ફળશ્રુતિ કહેતા જ રહે છે. આજના શ્લોકમાં ગુણાતીતને મળવાનું ફળ બતાવે છે. यदा द्रष्टा જ્યારે દ્રષ્ટા गुणेभ्य. अन्यं कर्तारं न अनुपश्यति ગુણોથી અન્ય કોઈ કર્તા જોતો જ નથી च गुणेभ्यः परं वेत्ति અને ગુણોથી પર પોતાને જાણે છે. सः मद्भावं अधिगच्छति તે મારા ભાવને પામે છે.

देहसमुद्भवान् દેહ જેમાંથી થયો છે એવો, एतान् त्रीन् गुणान् આ ત્રણ ગુણોને अतीत्य પછવાડે નાંખીને जन्मजरामृत्युदुःखैः विमुक्तः જન્મ મૃત્યુ જરા દુઃખથી છુટીને अमृतं अश्नुते અમૃતને મેળવે છે.

એમ આજના શ્લોકમાં ગુણાતીતની સિદ્ધિ બતાવે છે, કે તેઓ મારા ભાવને પામે છે. જેમાં પ્રથમ ચરણમાં બે મુખ્ય શબ્દ છે. એક કર્તા અને બીજો દ્રષ્ટા. જેમ દ્રષ્ટા પ્રથમ વિભક્તિમાં આવે અને કર્તારં બીજી વિભક્તિમાં આવે છે. અર્થાત્ સ્થાનભ્રષ્ટ થયો છે વળી દ્વિતીયા એટલે નારીવાચક શબ્દ આવ્યો. જ્યાં શ્લોક છે. यस्य षष्ठी चतुर्थी च विहस्य विहाय च । अहम् कथम् द्वितीया स्यात् अहं कथम् द्वितीया स्याम् ॥ એક સુશિક્ષિત બ્રાહ્મણકન્યા માટે વરની તપાસ કરી ત્યાં કન્યા બોલીકે જે વિહસ્ય અને વિહાય ચોખા અવ્યય છે તેને આ બ્રાહ્મણ પષ્ઠી અને ચતુર્થી બનાવે છે. તેની હું બાયડી કેમ થાઉં ? ત્યાં દ્વિતીયા શબ્દ મુકયો છે. તેવી જ રીતે કર્તાર શબ્દ દ્વિતીયા વાચ્ય છે. તેની ભાવ એમ સૂચવે છે કે, જે

કોઇ કર્તા થયો તે પ્રકૃતિના ગુણોથી લેપાયમાન થયો. વસ્તુતઃ પ્રકૃતિ અને ત્રિગુણ સર્વ કાર્ય કરે છે. જીવાત્મા દ્રષ્ટા છે. તે પોતાનું પદ ત્યાગીને કર્તાપણાને હમાલ થયો. તે જે ત્રિગુણાતીત છે, તેને જ પતંજલિ પણ કહે છે કે, तदा द्रष्टुस्वरूपेऽवस्थानम् ત્યારેજ તે સ્વરૂપમાં હોય અને દ્રષ્ટા થાય. પણ તેવું સ્થિર રહેવું મહા કઠણ છે. માટે પતંજલિ કહે છે. द्रष्टा दृषिमात्रशुद्धोऽपि प्रत्यानुपश्य દ્રષ્ટા છે તે શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છતાં પણ બુદ્ધિ કહે તેમ કરે છે. બુદ્ધિ સાત્વિક હોય તો સત્વગુણમાં પ્રવર્તે છે અને પોતાને તેવો માને છે. તેમજ રાજસી, તામસી બુદ્ધિને આધીન રહે છે. તેથી સ્વરૂપમાં સ્થિર રહેતો નથી. માટે તેને સ્વરૂપમાં સ્થિર રાખવાજ શાસ્ત્રો વારંવાર શ્રવણ મનન નિદિધ્યાસન થાય, ત્યારેજ ગ્રહણ કાળ, અધ્યયન કાળ, પ્રવચન કાળ અને છેવટે વ્યવહાર કાળ કહેતાં દેહાવસ્થા ઢીલી થાય. અને દ્રષ્ટાની અવસ્થામાં સ્થિત થાય. જ્યાં જ્ઞાનદેવ મહારાજ કહે છે, अघा अज्ञानाचिया निंद्रा । जो घोरत होता वद्वदा । तो स्वस्वरूपीं प्रबुद्धा । चेईला कां ॥ पैं बुद्धिभेदाचा अरिसा ॥ तया हातींनि पडिला वीरेशा । ह्मणोनी प्रति मुखाभासा । मुकला तो ॥ देहाभिमानाचा वारा । आतां वाजो ठेला वीरा । तैं पैक्य विंधी सागरा । जीवेशा हे ॥ ह्मणोनि मद्भावेंसी । प्राप्ति पावो तेणे सरीसी ॥ वर्षती आकाशीं । घन चात जेवीं ॥ तेवीं मीं होउनी निहता । मग देहींचिये असतां । नागवे देह संभूता । गुणासी तो ॥ અજ્ઞાનરૂપી ઉંઘમાં તે ઘોરતો પડ્યો હતો, તે સ્વરૂપમાં જાગ્રત થયો, ત્યારે બુદ્ધિ ભેદનો અરીસો તેના હાથમાંથી સરી ગયો. જેથી સુખ દુઃખાભાસ પણ સાથે જ નીકળી જઇને મુક્ત થયો એમ અભિમાનનો પવન નીકળી ગયો જેથી જીવ શિવની ઐક્ય-ની વૃત્તિઓની લીટી ચિત્તસમુદ્રમાં આવવા લાગે. જેથી મદ્ભાવને પામે છે. જેમ વર્ષાદમાં છેવટનાં વાદળાં આકાશમાંજ સમાય છે. અને પાણી પડતું નથી. તેમ મદ્રૂપ થયલો ગુણી સંગી રહીને તેમાં લિપ્ત થતો નથી. તેનેજ ગુણાતીત કહે છે.

આ ગુણાતીતનું સ્વરૂપ શ્રીકૃષ્ણાવતારમાં સાક્ષાત્ ભગવાને સ્વયં આચરણ કરી બતાવ્યું હતું. નિર્ગુણમાં જેવું નિર્ગુણ પૂર્ણ તેમજ સગુણાવતારમાં નિર્ગુણ સ્વરૂપ શુદ્ધ, બુદ્ધ, નિત્ય મુક્ત સ્વરૂપનું આચરણ કરી બતાવ્યું. તેની સાક્ષીમાં બોલ્યા છે કે, न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा । इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ મને કર્મો લેપાયમાન કરતાં નથી કારણ તેનાં ફળોમાં મને સ્પૃહા નથી. એમ મારા સ્વરૂપને જે જાણે તે પોતે પણ કર્મનાં બંધનોમાંથી છૂટે. ચકી પુરાણની દૃષ્ટિથી બીજો અર્થ પંડિત એમ કરે છે. यदा द्रष्टा गुणेभ्य ( જીવાત્મા ) अकर्तारं अनुपश्यति ॥ જેનો અર્થ સાધનો વડે કર્તાપણું ઉપસ્થિત થાય છે. જે કોઈ કર્તા થયો તે સ્વતંત્ર નથી. જેમ કે સુતાર કારખાનામાં કામ કરે ત્યારે સુતાર સાંજરે ઘેર આવી, કપડાં ઉતારી બાયડી છોકરા સાથે હળી મળી બેસે ત્યારે સુતાર નહિ તેમનો આપ્ત છે. એમ સાધનની અપેક્ષાવાળો જીવાત્મા ગુણોરૂપી સાધન સંગી હોય ત્યારે કર્તા માને છે, પરંતુ સ્વરૂપના વિચારમાં પોતાને દ્રષ્ટા જુએ છે. आत्मेन्द्रियमनोयुक्तं भोक्ते त्याहुर्मनीषिणाम् ॥ શરીર ઈન્દ્રિયોના સંઘાત વડેજ ભોક્તાપણું આવે છે. અને કર્તાને પણ સાધનનીજ અપેક્ષા છે, એમ સમજીને જે

હોય તે પણ ભગવાન્ કહે છે. मद्भावं सः अધિગચ્છતિ ત્રીજો પંડિત અર્થ કરે છે કે, જીવાત્મા સુષુપ્તિમાં અકર્તાનું સ્વરૂપ જે ભોગવે છે, તે જાગ્રતમાં ભોગવે. તે અકર્તાર કારણ ત્યાં વૃત્તિ લીન છે. છતાં પૂર્વ સંચિતને અંગે વાસનાઓ ધક્કો મારીને તેને પાછો ઉઠાડે છે. તે ખરેખરી સમાધિ અવસ્થા નથી, છતાં આપણને. સમાધિનો કાંઈક આનંદ સુષુપ્તિમાં થાય છે. સમાધિમાં જીવાત્મા સ્વરૂપમાં જાગ્રત હોય છે. જ્યારે નિદ્રામાં તે અજ્ઞાનાવસ્થામાં છે, છતાં પણ નિદ્રામાં જેમ અહંકાર વિલીન અવસ્થા રહે તેમજ જાગ્રતમાં પણ નિરહંકાર તેજ અકર્તાર છે. તેજ ભગવાન્ કહે છે કે, 'મદ્ભાવં સઃ અધિગચ્છતિ' બીજા શ્લોકમાં કહે છે. દેહની ઉત્પત્તિના બીજરૂપ ત્રણ ગુણોને જે કોઈ જાણે તે જન્મ, મૃત્યુ, જરા, દુઃખ ઈત્યાદિ દુઃખોથી છુટીને अमृतं अश्नुते આત્મસ્વરૂપ કે જે પોતેજ અમૃતસ્વરૂપ છે, તેનોજ આનંદ મેળવે છે. આમ પરમાત્માએ ત્રિગુણાતીત સ્વરૂપનું વર્ણન કર્યું. તે સાંભળીને અર્જુન ભગવાનને નીચે પ્રમાણે પ્રશ્નો પૂછે છે.

अर्जुन उवाच—कैर्लिङ्गैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ! ।
किमाचारः कथं चैतांस्त्रीन् गुणानतिवर्तते ॥ २१ ॥

श्रीभगवानुवाच–प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ! ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥ २२ ॥

આ અધ્યાયમાં ત્રણ ગુણોનું વર્ણન કરી તે કેવી રીતે બાંધે છે, તે કહ્યું. પછી પરમાત્માએ ગુણોને ઓળંગી જનાર પુરૂષોનું વર્ણન કર્યું. તે સાંભળીને અર્જુન આશ્ચર્ય ચકીત થઇને મનમાં શોચે છે કે, શ્રીકૃષ્ણ એક ઠેકાણે કહે છે કે જે જે કાંઈ પ્રવૃત્તિ થાય છે, તે તે ગુણોના જ સંગથી ગુણોની પરસ્પર એકતા તેજ આ દેહ છે. ત્યારે તેમાં રહીને ગુણોને ઓળંગવા શકય કેમ ? વળી વ્યવહાર શરીરનો કેમ ચાલી શકે, તે શંકાના સમાધાનમાં પરમાત્માએ, બે શ્લોકોવડે ગુણાતીત પુરૂષોનું વર્ણન કર્યું; છતાં દ્વિતીય અધ્યાયમાં જેમ પ્રશ્ન પૂછ્યો હતો કે, स्थितप्रज्ञस्य का ભાષા તેવી જ રીતે અત્રે પણ ફરીને ગુણાતીત પુરૂષોનાં લક્ષણ વિષે પૂછે છે. હે प्रभो ! एतान् गुणान् अतीतः कैः लिंगैः भवति આ ત્રણ ગુણોને ઓળંગવાવાળા પુરૂષો-નાં ચિહ્નો કેવાં હોય છે ? किमाचारः एतान् त्रीन् गुणान् कथं वर्तते તેનો આચાર કેવો હોય છે. તેમ જ ત્રણ ગુણોને અતિક્રમણ કેવી રીતે કરે, એમ અર્જુન દ્વિતીય અધ્યાયનો જ પ્રશ્ન ભાષા ફેરવીને પૂછે છે. જેના ઉત્તરમાં ભગવાન્ કહે છે, હે પાંડવ ! प्रकाशं च प्रवृत्तिं च मोह एव च હે પાંડુપુત્ર અર્જુન ! સત્વગુણનું કાર્ય જ્ઞાન અને સુખ, રજોગુણનું કાર્ય લોભ દુઃખ વિગેરે તેમ જ તમોગુણનું કાર્ય અવિવેક વિગેરે संप्रवृत्तानि न द्वेष्टि પ્રવૃત્ત થયા છતાં તેનો દ્વેષ કરતો નથી. निवृत्तानि न कांक्षति અને નિવૃત્ત થતાં તેની આકાંક્ષા કરતો નથી અર્થાત્ ઉદાસીનવત્ રહે છે.

અર્જુનને પ્રશ્ન ઉપસ્થિત થયો તે વાસ્તવિક છે. કારણ તે પૂર્ણપણે જાણતો હતો કે, ગુણાતીતસ્થિતિ આત્યંતિક કઠણ છે. दुर्गंपथस्ततः कवयो वदन्ति विद्वान्

લોકો પણ તેને દુર્ગમ કહે છે. અને પહોંચ્યા પછી અત્યાનંદ પ્રાપ્ત કરે છે. ત્યાં કાંઈ પણ ક્લેશ નથી. પરંતુ પહોંચવું જ क्षुरस्य धारा જેવું કઠણ છે. જે માટે ऋणत्रयमपाकृत्य मनो मोक्षे निवेशय ત્રણ ઋણમાંથી જ્યારે છુટે ત્યારે મન મોક્ષમાં પ્રવેશ કરે. પ્રથમ દેવ ઋણમાંથી છુટે તે દેવોની જ ઇચ્છા હોતી નથી કે પ્રાણી અમારાં ઋણમાંથી છુટે માટે યોગાભ્યાસ કરનારને તેઓ વિઘ્ન નાખે છે. જ્યાં પતંજલિ ભગવાને સૂત્ર લખ્યું છે. स्थान्युपनिमंत्रणे संगस्मयाकरणं पुनरनिष्टप्रसंगात् ॥ અપ્સસરાઓ મોકલી દિવ્ય ભોગો બતાવી તેને યોગમાર્ગમાંથી ખસેડવાનો પ્રયત્ન કરે છે. એમ દેવ ઋણમાંથી છુટવું અત્યંત કઠણ છે, તેમ જ અંતઃકરણમાં પણ अविद्या अस्मिता रागद्वेषः अभिनिवेशः पंचक्लेशाः પાંચ ક્લેશો છે. તેનાથી મુક્ત થવું પણ દુર્લભ છે. માટે તે ક્લેશ દૂર થવાને માટે ચિત્રમાં न जातु कामान्न भयान्नलोभाद्धर्मं न त्यजेज्जीवितस्याऽपि हेतोः ॥ પ્રભુભજન રૂપી ધર્મ જીવિતના હેતુ માટે પણ જે નહિ તજે તો જ ચિત્તના ક્લેશો છુટી જાય છે. જ્યાં પતંજલિએ સૂત્ર લખ્યું છે કે, तपः स्वाध्यायेश्वरः प्रणीधानानि क्रियायोगः તપ સ્વાધ્યાય ઈશ્વર પ્રણીધાન રૂપી ક્રિયાયોગ કરતાં જ રહેવું, ત્યારે જ નિર્વિષય ચિત્ત થાય. અણુપણ વિષય રૂપી બીજમાંથી વૃક્ષ થઈને સતાવે છે. આ મર્મ શાસ્ત્રજ્ઞ અર્જુનના ધ્યાનમાં આવવાથી ઉપરોક્ત પ્રશ્ન પૂછે છે. ત્રિગુણને ઓળંગી જવાવાળા પુરૂષોનાં આચરણ કેવાં હોય ? તેમનાં લક્ષણો શું ? વ્યવહારમાં તટસ્થ હોય ? કિંવા પથ્થર જેવા જડ હોય ? અથવા તો શરીર છુટ્યા પછી મુક્ત થાય, તેઓ ગુણોને ઓળંગી દેહ વ્યવહાર કેમ કરી શકતા હોય? શું મારા કરતાં વિલક્ષણ તેઓ હશે, ત્રિગુણ વિના પ્રાણ ધારણ કરવા જ્યાં પ્રાણી અસમર્થ છે. ત્યારે આવા પુરૂષો त्रीन् गुणान् अतिवर्तते किम् ! જેના પ્રત્યુત્તરમાં ભગવાન્ નીચેનો શ્લોક કહે છે. સત્વગુણનો સ્વભાવ પ્રકાશ, રજોગુણનો સ્વભાવ પ્રવૃત્તિ, અને તમોગુણનો સ્વભાવ મોહ તે સર્વનો દ્વેષ પણ કરતો નથી. તેમ જ આકાંક્ષા પણ કરતો નથી, અર્થાત્ શારીરિક વ્યવહાર તેમના સામાન્ય માણસો જેવા જ હોય છે. પરંતુ અંતઃકરણમાં મહાન્ ભેદ હોય છે. તેઓ ગુણોમાં રહ્યા છતાં ગુણોથી લેપાતા નથી. જેમ ભગવાન્ પોતે ષડ્ગુણૈશ્વર્ય છે. ऐश्वर्यस्य समग्रस्य मोक्षस्य यशसः श्रियः । ज्ञानवैराग्यस्य च धर्मस्य षण्णां भग इतींगना ॥ છતાં ગુણાતીત તેમ તેમના ભક્તો પણ ગુણોમાં રહીને ગુણાતીત રહી શકે છે. તે સ્થિતિ ઉત્પન્ન થયા વિના તેનું પૂર્ણ સ્વરૂપ ધ્યાનમાં આવવું કઠણ છે. તેવા પુરૂષો શાસ્ત્રના વિધિનિષેધો ઓળંગી જાય છે. જ્યાં ઉપનિષદ્કાર કહે છે. निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः તેઓને ઐશ્વર્ય આવી મળે તો તેનો દ્વેષ પણ કરતા નથી. અને ન હોય તો અપેક્ષા પણ કરતા નથી. જેમને કામના છે ત્યાં શાસ્ત્રોમાં વિધિનિષેધો છે. નિષ્કામીને શાસ્ત્રો બંધન કરી શકતાં નથી. અને સત્વગુણ છે, તે પ્રકાશ કરે છે. જેમ પ્રકાશ વસ્તુને પણ બતાવે તે પોતે પણ દેખાય છે. તેમ સત્વગુણ જ્ઞાન પણ ઉત્પન્ન કરે છે અને સુખ પણ બતાવે છે, પરંતુ જો તેમાં સુખનો સંગ અને તે જ્ઞાનનું અભિમાન થાય નહિ તો સત્વ ગુણનો આશ્રય લીધા છતાં અધિકારી સત્વગુણમાંથી છુટે છે. એમ સત્વગુણમાં રાગ

તેમ જ દ્વેષથી જે રહિત તે ગુણમાંથી મુક્ત તેવી જ રીતે શરીર હોય તો રજોગુણ પણ શરીર વ્યવહારમાં ઉપયોગી છે. પ્રવૃત્તિવિના વ્યવહાર ટકે નહિ. વળી 'પરોપકારાર્થં સતાં વિભૂતયઃ' હોવાથી મહાપુરૂષો મહાન્ મહાન્ પ્રવૃત્તિઓ લોક કલ્યાણ માટે કરે છે. છતાં તેમનાં અંત કરણમાં 'હું કરૂં છું' એ ભાવના ન હોવાથી તેઓ બંધાતા નથી તેમનો પૂરો નિશ્ચય હોય છે કે, गुणा इत्येव वर्तन्त ગુણોજ પરસ્પર વર્તી રહ્યા છે ક્વચિત્ તમોગુણના કાર્યરૂપ મોહપણ તેમને થાય તો તે બાબતમાં ન 'દ્વેષ્ટિ ને ન કાંક્ષતિ' રહે છે. ભગવાન્ શ્રીરામચંદ્રજી સીતાજીને રાવણ હરી ગયો ત્યારે વૃક્ષ વૃક્ષને સીતાને માટે પૂછતા ગાંડાની પેઠે શોક કરતા ફર્યા હતા મોટે મોટેથી રાડું પાડી 'હે સીતે! હે સીતે!' એમ બુમો પાડી જેને તેને આલિંગન આપતા હતા. કોઇક વખત લક્ષ્મણના ખોળામા સુઇને શુક્લ પક્ષનાં ચંદ્રમાના દર્શન થતાં સૂર્ય સમજીને લક્ષ્મણને કહેતા,ચાલો આપણે તરૂની શીતલ છાયાનો આશ્રય કરિયે. સંતપ્ત થયેલા સૂર્યદેવ આપણને તપાવશે. જ્યા લક્ષ્મણજી તેમને કહેતા આતો ચંદ્ર છે, છતા તેમના ધ્યાનમા આવતું નહિ એમ ભગવાન્ રામચંદ્રજી જાણતા હતા કે સીતા મારી શક્તિ મારી પાસે જ છે છતાં लोकवत्त तु लीलाकैवल्य ॥ કરતા હતા તેમજ કણ્વ બાવા પણ શકુન્તલા ગઈ ત્યારે શોકનું વર્ણન કર્યું. છતાં અંતઃકરણ તેમનું તે 'ન શોચતિ ને ન કાંક્ષતિ' હતું. ઋષિ વસિષ્ઠે પણ વિશ્વામિત્રે કામધેનુનું હરણ કર્યું ત્યારે કામધેનુ પૂછવા આવી હતી તેને પ્રત્યુત્તરમાં એમ જ કહ્યું હતું, કે તારી ઇચ્છા હોય તો રહે અથવા જા· એમ ત્રિગુણાતીત પુરૂષોનું લક્ષણ ભગવાન્ કહે છે

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

અન્વય उदासीनवत आसीनः य. गुणैः न विचाल्यते ઉદાસીનની પેઠે રહેલો જે ગુણોવડે ચલાયમાન થતો નથી य गुणा वर्तन्ते इति एव તે ગુણોજ વર્તે છે. એમ જાણીને अवतिष्ठति સ્વસ્વરૂપમાંજ રહે છે न इगते હઠી જતો નથી.

समसुखदुःखस्वस्थ· જેને સુખ દુખ સરખાં થયાં છે. અને ચિત્ત જેનું સ્વસ્થ છે, समलोष्टाश्मकांचनः પથ્થર અને સોનું જેને તુલ્ય છે. तुल्यप्रियाप्रियः धीरः પ્રિય અપ્રિય જેને તુલ્ય છે, એવો ધીર तुल्यनिंदात्मसंस्तुति અને જેને નિંદા તેમજ આત્મસ્તુતિ તુલ્ય છે.

અર્જુને પૂછેલા પ્રશ્નોના પ્રત્યુત્તરમાં ભગવાન્ કહે છે. દ્વિતીય અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણો બારમા અધ્યાયમાં ભક્તલક્ષણો અને આ અધ્યાયમાં ગુણાતીત લક્ષણો છે. તે ઘણાખરા એકજ રીતનાં છે, જેની બુદ્ધિ સ્થિતપ્રજ્ઞ થઇને આત્મ સ્વરૂપમાં રમે ત્યારે જે અંત કરણની વૃત્તિ થાય, વળી જ્ઞાનોત્તર ભક્તિ હૃદયમાં આવીને જે ભાવના થાય. તેજ ભાવના ત્રિગુણાતીત થયેલા પુરૂષોના પણ અંતઃ

કરણમાં ઉત્પન્ન થાય છે. તેથી તેઓ ન દ્વેષ્ટિ અને ન કાંક્ષતિ થઇને ઉદાસીનવત્ આસીત હોય છે. અર્થાત્ વૈરાગ્ય જેમાં મુખ્ય છે. એવા ગુણાતીત પુરૂષો સાક્ષીવત્ રહે છે. જડ ભરત પૂર્વ જન્મમાં રાજાનાં અવતારમાં મૃગસંગથી ભ્રષ્ટ થઈને મૃગના જન્મમાં આવી ગયા. ત્યારે ત્યાં પણ ઉદાસીન જેવા રહેવાથી બીજો જન્મ બ્રાહ્મણને ત્યાં આવ્યો. પૂર્વાર્જિત પુણ્ય વિશેષ ગાંઠમાં હોવાથી ગતજન્મની સ્મૃતિ રહી. જેના બાલપણથીજ ધર્મ આપ્ત ઈષ્ટો સાથે તેમજ વિષયભોગમાં ઉદાસીન રહીને पांडित्यं निर्वेद्य बाल्येन तिष्ठरेन् ॥ જડની પેઠે વિચરતા હતા, એમ રહેવાથી જ બીજા જન્મમાં મુક્તિના અધિકારી થયા. જેમ સૂર્ય ચંદ્રના, પ્રકાશથી પ્રાણી-માત્રના સર્વ વ્યવહાર ચાલે છે, છતાં તેઓ તેમાં તટસ્થ છે. તેમ ગુણો પરસ્પર વર્તે છે, એમ જાણીને મહાપુરૂષો તટસ્થ રહે છે. વળી રસ્તામાં થાંભલા ઉપર દીવો છે, તે વટેમાર્ગુને રસ્તો બતાવે છે અને પોતે સાક્ષી રહે છે. તેમજ ત્રિગુણાતીત પુરૂષો સાક્ષી જેવા છે. તેમને ગુણો કોઇપણ રીતે ચલાયમાન કરી શકતા નથી. ભગવાન્ શંકરાચાર્ય અને મંડનમિશ્ર ઉભયે જ્યારે વાદ કર્યો ત્યારે એકે કર્મકાન્ડના ખંડનમાં અને બીજાએ તેના મંડનમાં મોટા કલહ કર્યો, ત્યારે સા-માન્ય માણસની પેઠે કર્યો પરંતુ છેવટે વેદાંત સિદ્ધાંત અદ્વૈત મતનું સ્થાપન કરી મંડનમિશ્રને વશ કરી સુરેશ્વરાચાર્યનું પદ આપી પોતાનો પટ્ટ શિષ્ય કર્યો, એમ મહાપુરૂષો રાગ દ્વેષ રહિત દેહમાં સ્થિત હોય છે. તેઓ કેમ રહે છે, ત્યાં ભગવાન્ શંકરાચાર્ય જ કહે છે કે, तिष्ठति गेहे गृहस्य अतिथि इव અતિથિ જેમ બીજાનાં ઘરમાં રહે છે, તેમ તે આ દેહને ધર્મશાળા સમજીને તેમાં રહે છે. જ્યાં એક શ્લોક છે કે, प्राणे गते यथा देहे सुख दु:खं न विंदति ॥ तथा चेत् प्राण-मुक्तोऽपि स कैवल्याश्रयो भवेत् પ્રાણ નીકળી ગયા પછી જેમ દેહમાં સુખને દુઃખની વૃત્તિ સમાન છે તેમ ગુણાતીત પુરૂષોને સુખ દુઃખની વૃત્તિ સમાન હોય છે. હવે બીજો શ્લોક વિશેષણોથી ઠસોઠસ ભરેલો છે. જેમાં કથન કર્યું છે કે, स्वस्मिन् तिष्ठति इति स्वस्थ જેમ ગૃહે 'તિષ્ઠતિ ઇતિ ગૃહસ્થ' તેમ ગુણાતીત પુરૂષો સ્વસ્વરૂપમાં રહે છે. જ્યાં પંતજલિ કહે છે કે, तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् હોય છે, આત્મારામ હોય છે, જેથી ભગવાન્ શંકરની પેઠે भीतिर्नास्ति भुजंगपुंगवविषयान्प्रीतिर्न चंद्रामृता-न्नाशौचं हि कपालधामलुलनाच्छौचं न गंगाजलात् । नोद्वेगश्चिति भस्मना न च सुखं गौरीस्तनालिङ्गनादात्मारामतया हिताहितसम· स्वस्थो हरः पातु वः ॥ જે શંકર ભયંકર વિષથી યુક્ત એવા સર્પોની માલ ગળામાં રાખે છે, છતાં તેનો ડર નથી. વળી ચંદ્ર તેમના કપાળમાં હોવા છતાં તેના અમૃત ઝરણમાં પ્રીતિ નહિ, તેમજ માણસોની ખોપરી પહેરવા છતાં અશુદ્ધ નહિ, ગંગાજલથી પવિત્ર થતા નથી. ગૌરીસ્તનનાં આલિંગનથી સુખ નહિ અને ભસ્મ લેપનું દુઃખ નહિ, એમ કોઈ પણ કારણ તેમના ચિત્તને ઉદ્વેગ કરતું નથી. એમ ભકતો છે તે સમ સુખ દુઃખ સ્વસ્થ રહે છે. એમને નિશ્ચય છે કે, सुख दु:खाचा बांधा जैसा जोड फलाचा सांधा સુખ દુઃખ અંતઃકરણની ભિન્ન પ્રતીતિને અંગે જુદા જુદા દેખાય છે, પણ ઉભય એકજ રૂપ છે. એક ને જે સુખ તે બીજાને દુઃખ એમ અનુભવમાં આવે છે.

માટે તેના વાસ્તવિક સ્વરૂપનો નિર્ણય એજ છે કે, અંતઃકરણ પ્રતીતિમાં સુખ દુઃખની વેદના છે. વસ્તુરૂપે તે છે નહિ તો ગુણાતીત પુરૂષોનું અંતઃકરણ સ્વરૂપે સ્થિત હોવાથી તેમને સંસારના સુખ દુઃખની બાધા થતી નથી. તેઓ गुरुणाऽपि दुःखेन न विचाल्यते મહાન્ દુઃખોથી પણ ડરતા નથી. જેમ ચિંતામણિ પ્રાપ્ત થયેલાને ધનની અપેક્ષા રહેતી નથી. તેમ સુખસ્વરૂપ આત્મામાં ઐક્ય થવાથી મહાપુરૂષોને સાંસારિક સુખોની વિશેષ આવશ્યતા હોતી નથી. વળી બીજો ગુણ તેમનામાં સમ લોષ્ટાશ્મકાંચન છે. આ કાંચન અગ્નિ જેવું દાહક છે. અર્થાત્ જાજ્વલ્યમાન છે. વસ્તુતઃ તે પૃથ્વીનો ગુણ પથ્થર જ છે, પરંતુ તેજસ્વી પીતવર્ણ હોવાથી આભુષણમાં વપરાવાથી પ્રાણી માત્રને તે પ્રિય છે. યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં દુર્યોધનના હાથમાં પદ્મ હોવાથી તે દાન કરે તો કરનારનું બમણું થાય. એ શ્રીકૃષ્ણ જાણતા હોવાથી દાનાધ્યક્ષ તેને નીમ્યો હતો, જેથી યુધિષ્ઠિરના ભંડારમાં પુષ્કળ સોનું થયું. તે દુર્યોધને જોયું ત્યારે કર્ણને કહેવા લાગ્યો કે સોનું અગ્નિનું સ્વરૂપ છે, તે મને આજ અનુભવ થાય છે. કારણ મારા અંતઃકરણમાં યુધિષ્ઠર પાસે આટલી સમૃદ્ધિ જોતાં દાહ થાય છે. એ સોનું જ વેરનું કારણ હોવાથી. વળી વિષયોને ઉત્પન્ન કરતા હોવાથી ગુણાતીત પુરૂષો તેને અડતા નથી. પરીશા ભાગવત્પાસે એક પરીશ હતો. તે બહાર ગામ ગયો ત્યારે પોતાની સ્ત્રીને આપી ગયો હતો. તેની સ્ત્રી, નામદેવરાયની પત્નીની બેનપણી હોવાથી તેને વાપરવા આપ્યો. તે પરીશના આધારે ઘરમાં વૈભવ વધ્યો. ત્યારે ભક્તે પત્નીને કારણ પૂછતાં પરીશની વાત જાણી તેને લઇને ચંદ્રભાગામાં નાખી દીધો. પછી પરીશા ભાગવત્ બહારગામથી આવ્યો પરીશ માટે તપાસ કરતાં નામદેવરાયને ત્યાં છે, જાણી ત્યાં ગયો. ભક્તે તેને ચંદ્રભાગાના પથરા દેખાડ્યા તો તેમના હાથમાં તે પરીશ થઇ ગયા, પછી કહ્યુ તમારૂં તેમાં હોય તે લઈ જાઓ. આવું ભક્તનું નિસ્પૃહપણું જોઈ પરીશ, ભાગવત તેમનો શિષ્ય થઈ રહ્યો એમ અશ્મ કહેતાં પથ્થર અને લોષ્ટ કહેતાં માટીનું ઢકું અને સોનું તેમને સરખું હોય છે. જ્યાં શ્લોક છે કે, घेघा ठेघा भ्रमं चक्रे कान्तासु कनकेषु च । तासु तेषु अनासक्तः साक्षात् मूर्तिर्गुणातीतः ॥ બ્રહ્માએ બે પ્રકારની કાન્તા અને કનકરૂપી ભ્રમણા સામાન્ય માણસમાં મુકી છે, તે બેમાંથી જે છુટેલો તેજ ગુણાતીત. વળી તેમના ત્રીજા લક્ષણમાં કહ્યું છે કે, प्रियाप्रियो धीरः જે પ્રિયમાં અને અપ્રિયની પ્રાપ્તિમાં ધીર હોય છે. અર્થાત્ હર્ષ શોકથી રહિત છે. સમુદ્રના જેવું ગાંભીર્ય તેમાં હોય છે, અને નિંદા સ્તુતિ જેને તુલ્ય છે. જ્યાં તુકારામ મહારાજ અભંગમાં પ્રભુ પાસે માંગે છે. जाणोनि नेणतें करीं माझें मन । तुझें प्रेमसुख देउनीयां ॥ मग मी संसारीं अमेन वर्तन जैसे जला आंत पद्मपत्र ॥ आयेकुनी नायके निंदा स्तुति कानीं जैसे उन्मनी योगिराज ॥ देखुनी नदेखे प्रपंच हा सृष्टि ॥ स्वाप्नि-चिया सृष्टि चेलीया जेवी ॥ तुका म्हणे तेसे जालिया वांचून करणे ते सर्व फोक आहे ॥ હે પ્રભુ! મને તારૂં જ્ઞાન થયાં પછી પ્રેમ ઉત્પન્ન થાય કે જે વડે હું સંસારમા જલ કમલવત્ રહી શકું. જેમ કે નિંદા સ્તુતિ સાંભળ્યા છતાં પણ ઉન્મની સ્થિતિમાં યોગીરાજ હોય તેવો રહું અને પ્રપંચ સૃષ્ટિને પણ સ્વપ્ન જેવી જોઉં અને તેમ થવા વિના પ્રભુ ભજન કરેલું મારૂં વ્યર્થ છે. હવે બીજા શ્લોકમાં કહે છે.

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

ગુણાતીત પુરૂષોના લક્ષણમાં મુખ્ય લક્ષણ તે તેજ કે જેમના સ્વભાવમાં સમતા હોય અને ખરો આનંદ જ સમતામાં છે. જ્યારે આપણું સુખ વિષમતામાં છે. દુનિયાદારી ત્રિગુણમયી હોવાથી વિષમ છે. અને તેના પદાર્થોમાં આપણે આનંદ માનતા હોવાથી વિષમતામાં જ આપણને આનંદ આવે છે. નિદ્રામાં ૭–૮ કલાક સમતા ભોગવતા હોવાથી તેનો અનુભવ છે જે સમતા ગુણાતીત પુરૂષને અખંડ હોય છે. વળી નિદ્રાની જે સમતા તે જ્ઞાનશૂન્ય છે, જ્યારે ગુણાતીત પુરૂષોની જે સમતા તે જ્ઞાનઘન છે. ચારે અવસ્થામાં તેઓ સમજ હોય છે. એમ આ બે શ્લોકોમાં ભગવાન્ સમતાને મુખ્ય જાણીને વારંવાર ગુણાતીત પુરૂષનાં લક્ષણમાં મુખ્ય લક્ષણ તે સમતાનું વર્ણન કરે છે. मानापमानयोस्तुल्य માન અપમાન જેને તુલ્ય છે એવા તે પુરૂષો मित्रारिपक्षयोः મિત્ર અને શત્રુનો પક્ષ જેને સમ છે. सर्वारंभपरित्यागी સર્વ આરંભોનો જેણે પરિત્યાગ કર્યો છે. सः गुणातीतः उच्यते તે ગુણાતીત કહેવાય છે.

આજનાં શ્લોકમા પહેલું વિશેષણ આપ્યું मानापमानयोस्तुल्यः માન અપમાન જેને સમ છે. અર્થાત્ માનની અપેક્ષા રહિત જે છે. અને અપમાનમાં ઉપેક્ષા-વાળો છે. જેને અંતઃકરણમાં સંસાર સ્વપ્નવત્ થયો છે. જેમ કે दीर्घ स्वप्नं इमं विद्धि એમ ખાત્રી થઈ છે. જ્યાં સવાઈ છે. मानिति की अवमानिति दोहांस आपण जी सहज स्थिति पाहे ॥ मित्ररिपू तरी आत्मस्वरूपचि आधिच भेद जया सरलाहे ॥ जें पडलें करणा करणं करितो परितो फळ हेतु न वाहे ॥ मीपण वर्जित तोचि गुणातीत आचरणं वरल्या रिति राहे ॥ માનાપમાનમાં સહજ સ્થિતિ જુએ, મિત્ર શત્રુ-ઓને આત્મવત્ જુએ. જે કાંઇ શરીર પ્રારબ્ધથી અવશ્ય આવી પડે તે કરતો રહે, છતાં નિર્લેપ હોવાથી ફળનો હેતુ રાખે નહિ તેજ ગુણાતીતનું આચરણ છે. આ આચરણના પ્રમાણે શ્રી તુકારામ મહારાજનું ચરિત્ર છે. તેમના ઉપર વિધવાગમ-નનો આક્ષેપ આવી, ગધેડા ઉપર તેમની સ્વારી કહાડી ગામમાં ફેરવ્યા હતા. જ્યારે તેમનાં ઘરના દરવાજામાં સ્વારી આવી ત્યારે જીજીઆબાઈ તેમની પત્નીએ વિઠ્ઠલને ગાળો ભાંડવા માંડી કે મારો પતિ અતિ શુદ્ધ પવિત્ર છતાં આ જાતનો આક્ષેપ તારી જ ભક્તિનુ પરિણામ છે. માટે પથ્થર લઈ તારૂં માથું ફોડું છું એમ પથ્થર લઇ પણહાર નીકળી તો ગધેડાનો ગરૂડ અને મહારાજનાં શ્રી વિઠ્ઠલ પાંડુરંગ પોતે થયા. એમ જેને માનાપમાન તુલ્ય હતું એવા તુકારામ મહારાજ સ્વાનુભવના ઉદ્ગારમાં બોલે છે, तुका नाम द्रूनि विठ्ठल जाला त्रिभुवनीं ॥ તેમને જગતમાં કોઈ શત્રુ જ ન હતો. જેઓ જેઓ તેમનો છલ કરવા આવ્યા તે તેમના અંતે શિષ્ય થયા. જેમકે રામેશ્વર મહારાજ, વામન પંડિત, અંબાજી અનઘનાસિદ્ધ ઇત્યાદિક સર્વ તેમના છેવટે દાસ થયા તેઓના જીવનમા છેવટે તેમણે ઐહિક કર્મોનો પણ ત્યાગ કર્યો હતો. કેવળ ભજનમા જ પોતાનું આયુષ્ય વ્યતીત કર્યું હતું

પ્રથમ માનને જે યોગ્ય પુરૂષો હોય, સ્વભાવે જ આદરણીય હોય, તેઓ જ છેવટે માનાપમાનમાં તુલ્ય એવી ઉંચી સ્થિતિને પહોંચે છે. જનક રાજાની સભામાં અષ્ટાવક્ર ઋષિ આવ્યા ત્યારે તેમને જોઇને સર્વ સભા હસવા લાગી, કારણ તેઓ આઠે અંગે વક્ર હતા, સભા હસી ત્યારે રાજાને પણ હસવું રહ્યુ નહિ તે પણ મૂછમાં હસવા લાગ્યો. આવું અપમાન થયું છતાં અષ્ટાવક્ર પોતે જ ખડખડાટ હસવા લાગ્યા. તે જોઇને રાજા આશ્ચર્યચકિત થયો અને ઋષિને પૂછયું: આપ કેમ હસો છો ? ત્યાં ઋષિ બોલ્યા. સભા મૂર્ખ છે. દેહાધ્યાસવાળી સ્થૂલદૃષ્ટિવાળી છે; પરંતુ હે રાજા ! તું કે જે પોતાને વિદેહી મનાવે છે તે પણ હસ્યો તેથી મને પણ હસવું આવ્યું કે તારામાં પણ હજી जनकः अहं अस्मि એ અભિમાન પડ્યું છે માટેજ મારા શરીર તરફ તારૂં લક્ષ ગયું. તું મારા જ્ઞાનને જાણતો નથી. એમ તત્ત્વવેત્તા પુરૂષોને માનાપમાન દેહાતીત સ્થિતિએ હોવાથી સમ હોય છે. તો પછી સહજ સ્વાભાવિક તેઓ પોતેજ જગતમિત્ર સૂર્યના જેવા થયા હોવાથી શત્રુ ભાવ: તેમના પોતાના અંતઃકરણમાં હોતો નથી, છતાં વિશ્વ મહાત્મા પુરૂષોનું છલ કરે છે જ. નરસિંહ મહેતો મિરાંબાઈ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ સર્વ સંતોનો મનુષ્યોયે છલ કર્યોજ હતો. છેવટે ભક્તોના અંતઃકરણની નિર્વૈરતા તેમના ઉપર છાપ પાડીને તેઓ શત્રુ મટીને મિત્ર થાય છે. વળી નિષ્કામ હોવાથી તેઓના શરીરથી જે જે કર્મ થાય તે તે ફળરહિત હોય છે. અર્થાત્ સંચિત તેમનું ઉભું થતું નથી. એવા ગુણાતીત પુરૂષોના વર્ણનમાં છેવટે ભગવાન્ કહે છે.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥
ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥

અધ્યાયનો ઉપસંહાર આવ્યો. જેમાં પ્રથમ જે ગુણાતીતનાં લક્ષણો કહ્યાં તે પુરૂષાર્થથી ગુણોને ઓળંગવાના પ્રયત્નના બારામાં છે. જ્યારે છેવટના બે શ્લોકોમાં સહજપણે તે ગુણોનું કેમ ઉલ્લંઘન થાય તે બારામાં કથન કરે છે. જેમ કે यः च मां अव्यभिचारेण भक्तियोगेन सेवते જે પુરૂષ છે તે મારી અવ્યભિચારિણી ભક્તિ કરીને સેવા કરે છે. सः एतान् गुणान् समतीत्य ब्रह्मभूयाय कल्पते તે આ ગુણોને ઓળંગીને બ્રહ્માનુભવ માટે યોગ્ય થાય છે.

अमृतस्य अव्ययस्य शाश्वतस्य धर्मस्य च અમૃતરૂપ અવ્યયરૂપ શાશ્વત ધર્મ રૂપ તથા ऐकांतिकस्य सुखस्य ब्रह्मण ઐકાંતિક સુખની બ્રહ્મની अहं प्रतिष्ठा अस्मि હું પ્રતિષ્ઠા છું.

એમ ઉપરના શ્લોકમાં પરા ભક્તિને સાધન કહી. છેવટના શ્લોકમાં સાધ્ય સ્વરૂપ પોતાનું વર્ણન સ્વમુખે કરે છે.

ભક્તો સ્વદેહરક્ષણ માટે પુરૂષાર્થ વિશેષ સેવતા નથી. કારણ તેમનો તે બારામાં નિશ્ચય જ છે કે, आयुः कर्म चवित्तं च विद्या निधनमेव च ॥ पंचैतानि च .

सृज्यन्ते गर्भस्थस्यैव देहिनः॥ આયુષ્ય, કર્મ, પૈસો, વિદ્યા, અને મરણ એતો માતાના ગર્ભમાં આવે ત્યારે જ નક્કી થઇ ગયું છે, તેથી પ્રારબ્ધવશાત્ આવીને મળશે જ માટે પરમ પુરૂષાર્થ તે એજ કે પરમાત્માની પરમ ભકિત કરી, ગુણોને ઓળંગી જવા માટે તેઓ આ સંસારમાં નટની પેઠે રહે છે. નટ જેમ હાવ ભાવ કરીને પ્રેક્ષકોને આનંદ આપે છે, છતાં પોતે અલિપ્ત રહે છે. તેમ જ ગુણાતીત પુરૂષો જે જાતીમાં હોય, જે આશ્રમમાં હોય તેમના સર્વે વ્યહવારો કરીને અંતઃકરણમાં દઢ ભક્તિનો યોગ રાખે છે. જ્યાં તુકારામ મહારાજ અભંગમાં કહે છે. ॥ मातें अव्यभिचारें सेवी जो आदरें। पतिव्रता सरे पतीसवें ॥ भक्तियोगें पूर्ण उपासितो त्रिगुण ॥ सांगतों तुज गुण उलंघिती ॥ ब्रह्मत्वास योग्य झाला महाभाग्य । होईल आरोग्य शनैः शनैः ॥ हें ही नको ऱ्याला स्वरूपें ओतला ॥ वैद्य तो मांजला तुकारामु ॥ પતિવ્રતા સ્ત્રી જેમ પતિને અવ્યભિચારી ભક્તિ વડે ભજે છે તેમજ ભક્તિયોગ વડે મારા ભકતો મને ભજે છે. અને ગુણોને ઓળંગી જાએ છે. તેજ બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય થયો તેજ મહાભાગ્ય શાળી પુરૂષને સંસાર હોવા છતાં સ્વરૂપમાં રમમાણુજ હોય છે. તેજ સંસાર સ્વરૂપને જાણનાર વૈદ્ય છે. બીજા તો સંસારમાંથી ગાંજી જાય તેવા હોય છે.

આ અવ્યભિચારીણી ભક્તિનાં બારમાં સાતમા અધ્યાયમાં ભગવાન્ બોલ્યા છે. કે જ્ઞાન દશા પ્રાપ્ત થાય ત્યારે ભક્ત एकभक्तिर्विशिष्यते મારોજ ધ્યાસ જેને છે. એવા મારા ભકતો સતત મારામાંજ રમે છે. જેથી ગુણો કે જે પુરૂષાર્થથી ઓળંગવા અતિ દૂસ્તર છે તે ભકતો સહજમાં તરી જાય છે. એમ ઉપરનાં શ્લોકમાં સુગમ સાધન બતાવી નીચેનાં શ્લોકમાં સાધ્ય સ્વરૂપનું વર્ણન કરે છે. જ્યાં શંકાકાર શંકા કરે છે કે, ગુણોને ઓળંગવા તે અન્ય એક વસ્તુ છે. મુક્તિ બીજી અન્ય વસ્તુ છે. અને ભક્તિ ત્રીજી અન્ય વસ્તુ છે, જેનો અર્થ એમ થાય છે કે, વાવવું એક ઉગે બીજું, અને મેલવવું ત્રીજું, એવો ભેદ પડે છે. જે શંકાના સમાધાનમાં આ શ્લોકમા ભગવાન્ કહે છે કે, સર્વનો પૃથક્ પૃથક્ ભેદ પાડવો એજ અજ્ઞાનતા છે, હુંજ સર્વની પ્રતિષ્ઠા છું "બ્રહ્મની પ્રતિષ્ઠા પણ હુંજ છું. અમૃત સ્વરૂપ પણ હુંજ છું તેમજ આ વિશ્વનો શાશ્વત્ ધર્મ પણ હુંજ છું. ગુણોની શક્તિ માતા પર્યન્ત છે. તે પ્રકૃતિને આધિન જ્યાં સુધી પુરૂષ છે, ત્યાં સુધી ગુણો તેને સતાવી શકે છે. પરંતુ પ્રકૃતિ મને સ્વાધીન છે. તો મારા શરણે આવેલાને પ્રકૃતિ કાંઈપણ કરી શકતી નથી. જ્યાં શ્રી મધુસૂદન સરસ્વતિ આ શ્લોકની ટીકામા કહે છે. सर्वेषामेव वस्तूनां भावार्थो भवति स्थितः ॥ तस्यापि भगवान्कृष्णः किमतद्वस्तु रूप्यताम् ॥ સર્વ પ્રાપંચિક કાર્ય પદાર્થો છે. તેના ભાવાર્થ રૂપ સત્તા રૂપ જે પરમાર્થ સ્વરૂપ છે, તે સત્તારૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ છે. તો તેમનાથી વિશેષ નિરૂપાધિક સ્વરૂપ અન્ય છેજ નહિ. તેજ ભગવાન્ एकः। स आत्मा पुरूषसपुराणः सत्यः स्वयंज्योतिरनन्त. आद्यः ॥ नित्योऽक्षरोऽजस्रसुखो निरञ्जनः पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः ॥ તેજ શ્રીકૃષ્ણ ભગવાન્ સર્વનાં આત્મા પુરૂષ પુરાણ સત્ય, સ્વયંજ્યોતિ, અનન્ત, આદ્ય, નિત્ય, અક્ષર, વ્યાપક, નિરંજન, પરિપૂર્ણ દ્વૈત ભાવથી રહિત છે. તેવા પ્રભુ पराकृत

नमद्वन्धं परं ब्रह्म नराकृति ॥ सौन्दर्यसारसर्वस्वं वन्दे नंदात्मजं महः ॥ તે શ્રીકૃષ્ણ પ્રભુ નરાકૃતિ છતાં સર્વ સૌન્દર્યના સારરૂપ પરબ્રહ્મ સ્વરૂપ એવા નન્દ નન્દનને હું નમસ્કાર કરૂં છું.

આ શ્લોકમાં ભગવાન્ બોલ્યા છે કે, બ્રહ્મણો અહં પ્રતિષ્ઠા જેના વ્યાપક ઘણા અર્થ થાય છે. બ્રાહ્મણ શબ્દ જાતિ વાચક પણ છે તેમજ વેદ વાચક્ પણ છે. જેમ કે यो वेब्रह्मणो विदधाति पूर्व यो वं वेदांश्च प्रहीण्णोति तस्मै ॥ જે પરમાત્મા વેદોના પણ આદ્ય સ્વરૂપ છે. તેમ જ બ્રહ્માનો પણ બ્રહ્મ વાચક્ શબ્દ છે. તેના પણ આદ્ય છે. એમ પોતાનું પરી પૂર્ણ બ્રહ્મસ્વરૂપનું ભગવાન્ અત્રે સ્થાપન કરે છે. વળી અમૃત કહેતાં મોક્ષ સ્વરૂપ પણ હું જ. મારી સાથે જે અભેદતાનો સાક્ષાત્કાર તેજ મોક્ષનું સ્વરૂપ છે. અને શાશ્વત એવો જે ધર્મ તે પણ મારી પ્રતિષ્ઠા વડે જ ટકે છે. આ વિશ્વમાં સર્વ અશાશ્વત છે. જ્યારે ધર્મ એક જ શાશ્વત છે. અત્રે શાશ્વત ધર્મનો વ્યાપક અર્થ એ થાય છે કે, જ્યારે આત્માનું વિજ્ઞાન સહિત જ્ઞાન પ્રાપ્ત કરવું તેજ શાશ્વત અને તે થવા માટે જેજે સાધનો તેને પણ અત્રે ધર્મ રૂપ કહ્યા છે. અને તે પણ શાશ્વત્ ધર્મ જ છે અને તેનું ફળ જે મોક્ષ તેજ પરમ એકાન્તિક મારૂ સુખ છે. સામાન્ય સુખ તે ઇન્દ્રિય જન્ય છે. જ્યારે આ સુખ કેવળ સુખ હોવાથી અતીન્દ્રિય સુખ છે. એવા શ્રીકૃષ્ણના આધીન જ સર્વ કાંઈ છે. જ્યાં મધુસૂદન સરસ્વતિ કથન કરે છે.

कृष्णाधीनगुणा संग प्रज्ञितभवाम्बुधिम् ॥
सुखं तरति तद्भक्त इत्यभाणि चतुर्दशे ॥

શ્રીકૃષ્ણ ભગવાનને ગુણો આધીન હોવાથી તેમનાં શરણમાં રહેવાથી આ ભવાબ્ધિ ટળીને સુખથી તેમના ભક્તો તરી જાય છે.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

---

ॐ

# श्रीमद्भगवद्गीता

## अध्याय १५ मो

### पुरुषोत्तमयोगः

श्रीभगवानुवाच—

ऊर्ध्वमूलमधःशाख-मश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि, यस्तं वेद स वेदवित् ॥ १ ॥

ચૌદમા અધ્યાયમાં સંસાર બંધના હેતુરૂપ ત્રણ ગુણોનું વર્ણન કર્યું. છેવટમાં કહ્યું મારી પરમેશ્વરની ભક્તિવડે ત્રણ ગુણોનું અતિક્રમણ કરી બ્રહ્મભાવ રૂપ મોક્ષ પદને પામે છે. ત્યાં અર્જુનના મનમાં શંકા ઉપસ્થિત થઈ કે, જીવાત્મા અને પરમાત્મા આત્યંતિક નિકટ છે. તો પરમાત્માની ભક્તિ સુલભ છે ત્યારે પ્રાણીઓ આટલી સુલભ ભક્તિયોગ સાધીને પ્રભુને કેમ પામતા નથી. આ શંકા અંતર્યામિ પ્રભુએ જાણીને ૧૫ મા અધ્યાયનો આરંભ કર્યો જેમાં બતાવ્યું કે ભક્તિથી સુલભ છતાં સંસાર રૂપી મહાવૃક્ષ વચમાં પડયો છે. તેથી પરમાત્મા સુસમીપ છતાં આત્યંતિક દૂર થયા છે. આ અધ્યાયમાં ભગવાને સંસારને પીપળાના વૃક્ષનું રૂપક આપ્યું છે. અને તે પણ આશ્ચર્યવત્ વૃક્ષનું વર્ણન છે. જેમ કે, उर्ध्वमूलम् ઉંચામુળીઆવાળું अधः शाखम् નીચીશાખાઓવાળું अश्वथ्यम् સ્વસ્થ ન રહેવાવાળું अव्ययम् आहुः અવ્યય કહેવામાં આવ્યું છે. यस्य पर्णानि જેનાં પાંદડા छंदांसि सन्ति વેદો છે यः तम् वेद જે આ વેદને જાણે છે. सः वेदवित् તેવેદવિત્ છે.

ચિત્તમાં આ સંસારવૃક્ષ વચમાં કેમ પડયું છે, તે બારામાં પૂર્વે બારમા અધ્યાયમાં દૃષ્ટાંત આપ્યું છે. એક રાજાને બ્રહ્મ દર્શન કરવું હતું, વર્ષો સુધી ગીતા પઠન કર્યું તોએ દર્શન થયાં નહિ. પછી એક બ્રહ્મદર્શી મહાત્મા એ દેવલમાં અમુક દિવસે અમુક મુહૂર્તે બ્રહ્મદર્શન કરાવીશ. એમ નક્કી કર્યું હતું, ત્યારે તેજ સમયે એક મરેલું ઉંટ માર્ગમાં ન આવી રાજાની દૃષ્ટિ તેના ઉપર પાડી, પછી બ્રહ્મદર્શન થવા પહેલાં રાજાને કહ્યું. ઉંટને ચિત્તમાંથી કહાડી નાંખો. તો બ્રહ્મદર્શન હમણાંજ થશે. રાજાને કેમે ઉંટ ચિત્તમાંથી નીકળેજ નહિ ને બ્રહ્મદર્શન થાયજ નહિ. તેમજ આપણે પણ અનેક જન્મથી સંસાર ભોગવતા આવ્યા છીએ જેનો લેપ ચિત્ત ઉપર એવો ચોટેલો છે કે તે નીકળવો આત્યંત કઠણ તે જ્યારે નીકળે ત્યારેજ પરબ્રહ્મનો ભેટો થાય.

માટે પરમાત્મા આ અધ્યાયમાં પીપળાના વૃક્ષનું રૂપક આપી સમજાવે છે. જ્યાં ઉપર ઉપરની દૃષ્ટિ નાંખીએ તો કાંઇએ ધ્યાનમાં આવે નહિ. ભગવદ્ગીતાનો કુટ શ્લોકમાંનો આ શ્લોક છે. કારણ જેનું બહિર્દર્શન એક અને અધ્યાત્મ જ્ઞાન અન્ય વિલક્ષણજ છે. જેમાં ઝાડનું વર્ણન પણ વિચિત્ર પ્રકારે પરમાત્મા કરે છે. ઝાડ સામાન્ય રીતે તો આ મૂળીઆ અને ઉંચી શાળાઓ વાળું છે. જ્યારે આમાં જે વૃક્ષનું વર્ણન છે. તેમાં શાખા નીચે અને મૂળ ઉંચે એવું વર્ણન છે. તે નામ પણ અશ્વત્થ કહેતા પીપળાના ઝાડનું આપ્યું છે આપણે ક્યાંએ પણ પીપળાનું વૃક્ષ ઉંચાં મૂળ અને અધઃ શાખાવાળું જોયું હોતું નથી. જ્યાં શંકાકાર કહે છે કે, શ્રીવેદવ્યાસ મહાભારત નદી કીનારે લખવા બેઠા હતા ત્યાંજ કાંઠા ઉપર પાણીના પ્રવાહથી. કીનારો ધોવાઈ ગયો હતો જેથી વૃક્ષની શાખાઓ ઢળીને નીચે પાણીમાં પડવાથી મૂળ ઉંચુ ને શાખાઓ નીચે દેખાતી હતી જેથી વેદવ્યાસે સંસારની વૃક્ષ તરીકે, કલ્પના કરી ને શાખાઓ નીચે એમ વર્ણવ્યું. તે દૃશ્ય જોયું તેવું વર્ણન કર્યું છે. વળી એક નવાઈ એ છે કે, આમ્ર વૃક્ષ કે જેનાં ફળ અત્યંત મીઠાં છે તેનું વર્ણન કર્યું નહિ અને પીપળાના વૃક્ષનું વર્ણન કર્યું. તેનું કારણ શું ? જ્યાં એમ અર્થ થાય છે કે, તે વૃક્ષના ગુણો વેદવ્યાસના ધ્યાનમા હતા, જે ગુણો સંસારના ગુણો જેવા લાગવાથી વેદવ્યાસે તે ઝાડ લક્ષમાં લીધું તેની છાયા અત્યંત નિર્મળ છે, છતાં તેનાં ફળો દેખાવમા અત્યંત સુંદર પરંતુ ખાવાથી વિષવત્ મરણ લાવે છે. તે ખાઈને જે પચાવે તેને ૧૦૦૦ વર્ષનુ આયુષ્ય પ્રાપ્ત થાય છે. એ ફળોને કાગડાઓ ખાય છે. અને હજાર વર્ષનું આયુષ્ય ભોગવે છે. આમજ સંસારનાં ફળો ખાવાથી જીવાત્મા સ્વરૂપ બોધનો નાશ કરી લીએ છે. માટે પીપળાનું વૃક્ષ જોતાં સંસાર વૃક્ષ ધ્યાનમાં આવે જેથી વેદવ્યાસે અતિ વિચિત્ર રીતે વર્ણન કર્યું છે. જેનું વર્ણન વિચિત્ર છે, એષ वन्ध्यासुतो याति मृगतृष्णा महती स्नाता ॥ खपुष्प कृतं शीर्ष शशशृंगधनुर्धर ॥ વન્ધ્યાનો પુત્ર, જે મૃગતૃષ્ણાના પાણીમા નાહ્યો છે. જેના માથા ઉપર આકાશનું પુષ્પ છે, અને જેણે શશલાના શૃંગનું ધનુષ્ય ધારણ કર્યું છે. એમ શબ્દ જ્ઞાનાનુપાતિ વસ્તુશૂન્ય એવો સસાર છે. આ શ્લોક રાજા ભરથરીએ વાંચ્યો તો તેને બ્રહ્માંડ કરતાં પણ પિંડ ઉપર વિશેષ લાગ્યો. મનુષ્ય પ્રાણીને સર્વ કરતાં વિશેષ મમતા પોતના પિંડ ઉપર છે. પિંડને જોતાં ઉર્ધ્વમૂળ અધ શાખાવાળું છે આપણા માથાનું તાળવું તે મૂળ છે. ત્યાં ઠડું તેલ નાંખતા આખા શરીરને પોચે છે. અને છાતી, પેટ, હાથ, પગ એ સર્વ અધઃ શાખા છે જેનો કાંઇ પણ ભરોસો નથી. આજે છે ને આવતી કાલે નથી. જ્યાં ભરથરી રાજા શ્લોક લખે છે ॥ यं येभ्यो जाताश्चिरपरिगता एव खलु ते समं यैः संवृद्धा स्मृतिविषयतां तेऽपि गमिता । इदानीमेतेस्म प्रतिदिवसमासन्नपतनात् गतातुल्यावस्थां सिकतिलनदीतीरतरुभि ॥ આપણે જેનાથી ઉત્પન્ન થયા તે મા બાપ તો ઘણો કાળ થયાં ચાલ્યાં ગયાં, જેમની સાથે ઉછર્યા હતા તે બન્ધુ વર્ગ પણ સ્મૃતિ રૂપજ થઈ ગયા અને હાલમાં આપણે પણ નદીના કિનારા ઉપર ઉભેલા તરૂ જેવા પ્રતિદિન પાસે આવતી મરણ દશાને પ્રાપ્ત થતા જઇએ છીએ. છતાં આવા અસ્વસ્થ શરીરને અવ્યયા પ્રાહઃ હમેશ રહેવાવાળું માનીએ છીએ. વળી 'છંદાંસ યસ્ય પર્ણાનિ'

એટલે નવી નવી કામનાઓ કરીએ છીએ, તેજ દેહરૂપી વૃક્ષના છંદસ છે. અને તેનાવડે વાસના ઉભી થાય છે. હવે જે કોઈ પ્રાજ્ઞ હોય તે સ્વસ્વરૂપમાં ક્રમીને આ દેહના સ્વરૂપને જાણીને તેના ઉપર વૈરાગ્ય રાખે. તેજ यस्तं वेद सः वेदवित् આમ પિંડન્યાયથી આખા બ્રહ્માંડનો ન્યાય વપાસતાં આખું બ્રહ્માંડ પંચ ભૌતિક છે. અને આદિ પ્રકૃતિ જેનું ઉચું મૂળ તે પરબ્રહ્મ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ એવી લખે છે. ज्ञातृज्ञेया विहीन । नुसधेंचि जें ज्ञान । सुखा भरीलें गगन । गाळींव जें ॥ जें कार्य ना कारण । जया दुजें ना एकपण । आपणया जें जाण । आपणचि ॥ ऐसें वस्तु जें साचें । तें उर्ध्वगा यया तरूंचें। तेथआर घेणे मूळाचें। तें ऐसें असें ॥ જ્ઞાતા અને જ્ઞેય એના વિરહિત શુદ્ધ ગગનથી પણ સૂક્ષ્મ જે જ્ઞાન તે આ બ્રહ્માંડનું ઉંચું મૂળ છે. જે કાર્ય કારણથી રહિત જે બીજો પણ નહિ. જેથી એક પણ નહિ. જે પોતે એકલોજ એવી જે સત્ વસ્તુ તેજ આ સંસારનું મૂળ છે. ત્યાં આદિ માયા જેનું વર્ણન પૂર્વે કથન કર્યું. તેવી सदसद् વિલક્ષણ છે. જ્યાં બ્રહ્મદેવથી લઈને ઇન્દ્રાદિ દેવતાઓ ઉંચી શાખાઓ છે. મનુષ્ય પ્રાણી મધ્ય શાખાઓ છે. જેનું વર્ણન ઉપનિષદ-માં उर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ॥ तदेव शुक्रं तद् ब्रह्म तदेवामृतमुच्यते ॥ तस्मिल्लोकाः श्रिताः सर्वे तदुनात्येति कश्चन ॥ અર્થાત્ આ સંસાર અશ્વત્થ વૃક્ષ હોઇને તેનું મૂળ ઉંચે જાય છે. અને શાખાઓ નીચે આવે છે. આ સંસાર વૃક્ષને શુદ્ધ કહેવાય છે. તેને બ્રહ્મ એમ પણ કહેવાય છે. તેને કેવળ અમૃત એમ પણ કહેવાય છે. તેના જ આશ્રયમાં સર્વ લોકો છે. તેની પેલી પાર કોઈ પણ જઈ શકતો નથી. એમ મૂળ જેનું પરબ્રહ્મ અત્યંત પવિત્ર છે. માટે ઉંચું છે. એવી ભાવના હોવાથી ઊર્ધ્વ એમ કહેવામાં આવ્યું છે. વળી અધઃ શાખામાં બ્રહ્મ ને સમીપની શાખા બ્રહ્મ દેવાદિક જેઓ ઉંચી શાખાવાળા મનુષ્ય પ્રાણી વચલી શાખાવાળા અને કીટ પતંગ પશુપક્ષી ઇત્યાદિ નીચી શાખાવાળા છે. છતાં તે વૃક્ષ અશ્વત્થઃ કહેતાં આજ છે, ને કાલે નથી. એમ ન સ્વસ્થ અશ્વસ્થઃ છે. વળી એનાં પાંદડાં વેદો છે. જેમાં વેદવ્યાસે બતાવ્યું છે કે વેદે કર્મકાણ્ડ બતાવીને આ સંસાર કે જે વસ્તુતઃ અશ્વત્થઃ છે. તેને પ્રવાહરૂપે અવ્યયઃ રાખ્યો છે, વેદના કર્મકાણ્ડમાં ઉંચી ગતિ બતાવી કર્મમાં જ પ્રાણીઓની પ્રેરણા કરવાથી સંસારનું ખરૂં સ્વરૂપ અશ્વત્થ છંદસઃ કહેતાં ઢંકાઈ જઈ અવ્યયઃ સમજી પડી રહે છે. અને વારંવાર કર્મો કરી કરીને સંસારને પ્રવાહ રૂપે ઉત્પન્ન કરે જ જાય છે. એવા રોચક ભાષાવાળા વેદના અર્થને જેણે સારી રીતે જાણ્યો તેજ વેદવિત્ છે. આ વૃક્ષનું વર્ણન ઉપનિષદમાં છે. अव्ययमूलप्रभवस्तस्यैवानुग्रहोत्थितः ॥ बुद्धिस्कन्धमयश्चैव इन्द्रियान्तरकोटरः । महाभूतविशाखश्च विषयैः पत्रवांस्तथा ॥ धर्माधर्मसुपुष्पश्च सुखदुःखफलोदयः ॥ आजीव्यः सर्वभूतानां ब्रह्मवृक्षः सनातनः ॥ एतद् ब्रह्मवनं चास्य ब्रह्माऽऽचरति साक्षिवत् ॥ एतच्छित्त्वा च भित्त्वा च ज्ञानेन परमात्मनः ततश्चाऽऽत्मा गतिं प्राप्य तस्माद्याऽऽवर्तते पुनः ॥ જેનું નામ અવ્યાકૃત માયા વિશિષ્ટ એવું બ્રહ્મ અવ્યય છે. એવા અવ્યય મૂળમાંથી જેનો પ્રભવ છે. તે આ સંસાર પ્રસિદ્ધ વૃક્ષની પેઠે જ શાખાસ્કંધ પ્રણવવાળું છે. જેમાં બુદ્ધિ સ્કંધ છે. તે જ નાના

પ્રકારના સંસારને ઉત્પન્ન કરે છે. અને વૃક્ષની અંદર છિદ્રો હોય છે. તેમ શ્રોત્રા- દિક છિદ્રોવાળું આ વૃક્ષ છે. પંચમહાભૂતો રૂપી વિવિધ શાખાવાળું છે. વળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી વિષયો જેમાં છે, એવા પત્રોવાળું છે. વળી ધર્મ અધર્મ રૂપી સારાં પુષ્પો છે. જેના ફળરૂપ સુખ દુઃખ છે. જેમ વૃક્ષ છે તે મનુષ્યોનું ઉપજીવ્ય છે. તેમ સંસારરૂપી વૃક્ષ પણ પ્રાણી માત્રનું ઉપજીવ્ય છે. વળી પર- માત્મા બ્રહ્મને આશ્રિત હોવાથી આ વૃક્ષનું નામ પણ બ્રહ્માશ્રિત છે. વળી આત્મ જ્ઞાન વિના જેનું છેદન સંભવતું નથી. તેથી તે સનાતન છે. વળી જીવાત્મા રૂપી બ્રહ્મનું ભોગ્ય સ્થાન હોવાથી બ્રહ્મવત સંજ્ઞા વાળું છે. તેમ પરમાત્મા તેમાં સાક્ષીવત્ બિરાજે છે. તેવા વૃક્ષને આત્મજ્ઞાને કરીને છેદન કરવાથી અધિકારી પુરૂષ પરમ પદને પામે છે. તે ફરીને આવતો નથી. આ વૃક્ષનાં ઋક્, યજુસ્, સામ અને અથર્વણરૂપી વેદો પાંદડાં છે. એમ સામાન્ય રીતે પરમાત્મા રૂપી ઉંચો મૂળ, પ્રાણીમાત્ર તે અધઃ શાખા અને આજે છે, કાલે નથી એવો અશ્વથઃ છતાં અવ્યય પ્રવાહરૂપે છે. વેદોરૂપી પાંદડાંવાળું આ સંસાર વૃક્ષના સ્વરૂપને જે જાણે તે વેદોને જાણનાર છે.

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

વેદાંત શાસ્ત્રનો મુખ્ય મુદ્દો એ છે કે, સંસાર ક્યાંથી ઉત્પન્ન થયો, કેવો છે, અને તેમાં કેવી રીતે સુખથી રહી શકાય, વળી હું પોતે કોણ છું ? તેના પ્રત્યુત્તરમાં પ્રભુ ત્રણ શ્લોકોવડે સંસારનું વર્ણન કરે છે. तस्य शाखाः अधः તેની શાખાઓ નીચે છે. च ऊर्ध्वं प्रसृतः તેમજ ઉંચે પણ ફેલાયલો છે. गुणप्रवृद्धा· ગુણોથી ભરેલા विषयप्रवालाः सन्ति વિષયોરૂપી પ્રવાળવાળો છે च तथा मूलानि कर्मानुबंधीनि કર્મ રૂપી મૂલવાળું બંધનવાળું છે. मनुष्यलोके મનુષ્ય લોકમાં अधः अनुसंततानि નીચે ગયેલો છે.

એમ વૃક્ષનું રૂપક અલંકાર બનાવી ભગવાન્ સંસારનાં સ્વરૂપને વર્ણવે છે. રૂપક અલંકારનો અર્થ એ કે જે પ્રત્યક્ષ નહિ. તેને પ્રત્યક્ષ જેવું બતાવવું તે રૂપક અલંકાર કહેવાય છે. જ્યાં કવિઓ મનુષ્યને પશુની ઉપમા આપવી હેય તો રૂપક અલંકાર કરે છે. साहित्यसंगीतकला वीहिनः साक्षात पशु· पुच्छविशालहीनं ॥ तृणं न खादन्नपि जीवमातज्ञानस्यध्येयं परमं पशूनाम् ॥ સાહિત્ય, સંગીત, કળાથી વિહીન એવા મનુષ્ય પુચ્છ અને શીંગડા વિનાના પશુઓજ છે. તેઓ તૃણ ખાવા નથી એટલુંજ પશુઓનું ભાગ્ય છે. કારણ તે તેઓ ખાય તો પશુઓને માટે ખાવાનું પણ શીલક રહે નહિ

એવી જ રીતે પરમાત્માને સંસાર પીપળાના વૃક્ષ જેવો લાગ્યો. તેથી તેનું વર્ણન વૃક્ષરૂપે કર્યું. જેમાં પહેલા શ્લોકમાં કહ્યું કે, આ સંસારરૂપી વૃક્ષનું મૂળ અતિ ઉંચું સાક્ષાત્ પરબ્રહ્મ ચૈતન્ય સ્વરૂપ છે. તેમનાથી જ આ જડચેતનાદિ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. આપણી દૃષ્ટિમાં સંસાર છે. માટે પ્રભુએ તેનું અસ્તિત્વ સ્વીકારીને

રૂપક વર્ણન કર્યું છે. જ્યારે સાધુ સંતની દૃષ્ટિમાં સંસાર છે જ નહિ. તેમની દૃષ્ટિ પદાર્થ ઉપર ન રહેતાં વસ્તુ સુધી પહોંચે છે. આપણી અવિદ્યા તે પરમાત્માની શક્તિ છે. તેના વડે આપણે આપણા સ્વરૂપના જ્ઞાનથી ચ્યુત થઈએ છીએ. જેથી સત્ય ઢંકાઈને મિથ્યાજ્ઞાનનું દર્શન થાય છે. જ્યારે પુનઃ સદ્ સંગતિ થાય, સદવિદ્યા વડે વિવેકની જાગ્રતિ થાય અને વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે સંસારનો મોહ નીકળી જઈને ऊर्ध्वं ब्रह्मणि मूलं यस्य सः તેનું મૂળ બ્રહ્મ અતિ ઉંચું છે, એમ ધ્યાનમાં આવે અને પછી પોતાનું ધ્યાન પણ મૂળ ધ્યાનમાં જ સમાઈ જાય ત્યારે જ તેનો સંગ છુટે. માટે પરમાત્મા આ બીજા શ્લોકમાં અજ્ઞાનની વૃદ્ધિથી સંસાર રૂપી વૃક્ષની ડાળીઓ, કેટલી, કેવી રીતે અને કેમ ફેલાઈ છે, તેનું વર્ણન કરતાં કહે છે. તેની શાખાઓ નીચે તેમજ ઉપર ફેલાઈ ગઈ છે. વળી તે સત્વાદિક ગુણોથી વૃદ્ધિને પામી છે. તેમજ શબ્દાદિક વિષયોવાળી પલ્લવવાળી છે. તે સંસાર વૃક્ષની વાસના રૂપી મૂળ નીચે તેમ જ ઉપર છે અને મનુષ્ય લોકમાં પુણ્ય પાપ રૂપી કર્મો બન્ધન કર્તા છે. પહેલા શ્લોકમાં વૃક્ષનું ઊર્ધ્વ મૂળ અને અધઃ શાખા એમ વર્ણન કર્યું. આ શ્લોકમાં શાખાઓનું વર્ણન હોવાથી તે શાખા ઉપર અને નીચે વિસ્તારથી વધેલી છે. વળી ત્રિગુણનું ખાતર તેને મળ્યું છે. જેમાં મનુષ્ય લોક એમ બોલીને સંસાર વૃક્ષને ઉત્પન્ન કરનાર કારણ મનુષ્ય લોક બતાવ્યો છે. જ્યાં જ્ઞાનેશ્વરી अर्जुना गा अवधारीं ॥ मनुष्या लागोनि इयापरी ॥ वृद्धि स्थावरांत वरी । अधोशाखांची ॥ ह्मणोनि जीं मनुष्यडाळें । तिंयें जाणावीं अधींचीं मूळें ॥ जेथुनि हा पद्याळे ॥ संसारतरू ह्मणोनि तनु मानुपा ॥ इया उर्ध्व मूळौंनि जरी शाखा। तरी कर्म वृद्धिसि देखाइयेचि मूळें ॥ મનુષ્યરૂપી મૂળથી જ સ્થાવર પર્યન્ત શાખાઓ નીચે જાય છે. તેમજ ઉપર જવાથી શાખાઓનું પશ્વાદિ મૂળ પણ મનુષ્ય જ છે. માટે મનુષ્ય તનુ જ કર્મની વૃદ્ધિથી અનેક શાખાઓ જેવી કે દેવ, બ્રહ્મા, ગંધર્વ, દૈત્ય, દાનવાદિ સર્વની ઉત્પત્તિનું કારણ છે. જે પુરૂષો સત્વગુણનો આશ્રય કરીને પુષ્કળ પુણ્ય કમાવે તે દેવલોકને પામીને ઊર્ધ્વ શાખારૂપ થાય છે. જે કોઈ રજોગુણનો આશ્રય કરીને મિશ્રિત કર્મો કરે તો મર્ત્ય લોકમાં આવે છે. અને મનુષ્ય થાય છે. અને તમોગુણનો આશ્રય કરી નિષેધ કર્મો કરે તે પશ્વાદિ સાધારણ યોનિમાં જાય છે. માટે ગુણ પ્રવૃદ્ધાઃ એમ કહ્યું છે, ઇતર લોક પુણ્ય પાપનાં ફળની ભોગયોનિ છે. જ્યારે મનુષ્ય પ્રાણી તે યોનિઓ ઉત્પન્ન કરવાનો કર્મ ભૂમિ છે. વળી પરમાત્માએ એમ કહ્યું છે કે, શબ્દાદિ વિષયો તેના છીણા, છીણા, પલ્લવો કહેતાં અંકુરો છે. કારણ તે વિષયોમાં જ આવૃતિ થવાથી રાગઃ દ્વેષઃ ઉત્પન્ન થાય છે. તે રાગઃ દ્વેષના વિકારો લિંગ શરીર ઉપર સૂક્ષ્મ રીતે સંસ્કાર પડે છે, તેજ સંસ્કાર વાસનારૂપ થઈને ઉંડા ઉંડા ગુળીઆં ઉપર તેમજ નીચે અનુસ્યુત રીતે રહેલાં છે, જે પિતા પુત્રરૂપે ક્રમે કરીને સંસાર વૃક્ષની એક શાખા મંડિત થાય, તો બીજી ઉભી થાય છે. એમ પ્રવાહરૂપે સંસારવૃક્ષ સ્થિર રહ્યો છે. એમ જ કર્મથી વાસના થઈને તેમાં જીવાત્મા બદ્ધ થવાથી સંસાર વૃક્ષમાં શાખારૂપે થાય છે. માટેજ અત્રે ભગવાન્ બોલ્યા છે કે, मनुष्यलोकः कर्मानुबंधीनि તે કર્મો જ્યાં સુધી અજ્ઞાન

હોય ત્યાં સુધી તેને પરિપૂર્ણ ખાતર મળવાથી પુનઃ પુનઃ જન્મ મરણના ફેરામાં ફર્યાજ કરે છે. હિરણ્ય ગર્ભ બ્રહ્મદેવનો દેહ પણ સત્વગુણની વાસના કરવાથી ઉંચી શાખામાં છતાં પણ વૃક્ષમાંજ રહેવું પડ્યું એમ દેવો ઉંચા રહેવાવાળા છતાં ગુણ પ્રવૃદ્ધામાંથી છુટી શક્તા નથી. શબ્દાદિક વિષયો તેમની પછવાડે પણ પડ્યા છે. માટે પતંજલિએ યુવનમઘવન્ શ્વન્ એમ ત્રણેને એક સૂત્રમાં ગુંઠ્યા છે. યુવાન મનુષ્ય, મઘવન ઈન્દ્ર અને શ્વન કુતરો વિષય ભોગના બારામાં સર્વનું સામ્ય છે. તેથીજ પુણ્યનું ક્ષીણ થઇને ફરીને મૃત્યુ લોકમાં આવવું પડે છે, તેમ જ મનુષ્ય પ્રાણી પણ યુવાનીમાં ઇન્દ્રિયનિગ્રહ રાખવું કઠણ પડે છે. તે યુવાનિ જેણે જીતી તેણે જ આ સંસાર વૃક્ષનું છેદ ન કર્યું. શાસ્ત્રની મર્યાદાથી જેણે વિષય ભોગ ભોગવ્યા તેણે પણ ક્રમે કરીને વાનપ્રસ્થ અવસ્થામાં તેને જીતીને સૂક્ષ્મ શરીરમાં વિષયોના સંસ્કાર પાડવા ન દીધા, તે પણ આ વૃક્ષના છેદક છે. એમ પરમાત્મા આ શ્લોકમાં સંસારની શાખાઓનું મૂળ મનુષ્ય પ્રાણીનાં કર્મો છે, એમ બતાવે છે.

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

આજનો શ્લોક સાધનો છે. જેમાં ચોથા ચરણમાં અજ્ઞાનથી વૃદ્ધિ પામેલા એવા સંસારરૂપી પીપળાના વૃક્ષનું છેદન કેમ કરવું. જેનો ઉપાય પરમાત્મા પોતે જ આ શ્લોકમાં કથન કરે છે. इह अस्य रूप तथा न उपलभ्यते આ સંસારનું રૂપ જેવું દેખાય છે, તેવું હોતું નથી न अन्त च आदि न તેનો અંત તેમજ આદિ નથી च प्रतिष्ठा न તેની સ્થિતિ પણ નથી. सुविरूढ मूलं જેના મૂળીઆં અત્યંત ઉંડાં ગયાં છે. एनं अश्वत्थं આ ક્ષણભંગુર છે, दृढेन असंगशस्त्रेण छित्वा તેને દૃઢ એવા અસંગ શસ્ત્રથી છેદન કરવું.

પૂર્વે જે સંસાર વૃક્ષનું અજાયબ રીતે વર્ણન કર્યું. તેમજ આ શ્લોકમાં પણ પહેલાજ ચરણમાં અજાયબ એ છે કે, તેનું રૂપ નથી તેને કાપવુ છે માટે તો મહા કવિ એવા વેદવ્યાસે શસ્ત્રનું નામ પણ અસંગ રાખ્યું છે. શસ્ત્ર છે તે જે વસ્તુનો સ્પર્શ કરે તેને કાપે જેમ સોપારી સુડીમાં આવે ત્યારે સુડી સોપારીને કાપે છે. પરંતુ જે રૂપ રહિત તેને કાપવાને શસ્ત્ર પણ સંગ રહિત એવા આ સંસારવૃક્ષ ઉંચામૂળ વાળું અનંત શાખાઓવાળું અનંત જન્મની વાસનાઓરૂપી દૃઢ મૂળીઆંવાળું જેને પોષણ પણ મનુષ્ય જન્મનાં શુભાશુભ કર્મોથી મળ્યાંજ કરે છે. જેથી અનંત કોટી વર્ષોથી સનાતન રીતે તે અખંડ રહ્યુ છે. છતાં પણ કેવું જ્યાં જ્ઞાનેશ્વરી છે. ॥ गंधर्वदुर्ग कायी पाडावे ॥ काय शशविषाण मोडावें ॥ होआवें मग तोडावें । खपुष्प कीं ॥ तैसा संसारू हा वीरा । रूख नाहि साचोकारा । मा उन्मूळणीं दरारा । कायिसा तरी આકાશમાં દેખાતા કિલ્લાએ કેમ પાડી શકાય, વળી શશલાનાં શૃંગો કેમ મોડી શકાય, આકાશ પુષ્પ હોય તોજ તોડી શકાય. તેમ આ સંસાર વૃક્ષ ખરૂં નથી છતાં પણ આપણને તે સાચો લાગે છે. માટે ભગવાન્ તેને કાપવાનો ઉપાય બતાવે છે. જેમાં આપણને રૂપ રહિત સંસારનું ભાન થાય છે. ત્યાં પ્રત્યુત્તર.

આપે છે, કે તમને જે દેખાય છે તે अंधेन नीयमाना यथा अंधाः એક આંધળા-એ ઠરાવી મુકેલા માર્ગે બીજા આંધળાઓ ચાલે છે. તેવી આપણી ગતિ છે. આપણે પ્રત્યક્ષ પ્રમાણવાળા હોવાથી અવિદ્યામૂલક સંસાર આપણને સત્ય જેવો ભાસે છે. જ્યારે શાસ્ત્રમાં પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ મનુષ્ય અને પશ્વાદિમા સમાન છે. જ્યારે પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ કરતાં સત્ય વસ્તુ પરે હોવાથી અનુભવીઓનેજ તે ગમ્ય છે તે અનુભવીઓએ જ ઉપરોક્ત સિદ્ધાંત નક્કી કર્યો છે, કે આ સંસારનું રૂપ ઉપલબ્ધ થતું નથી. જેમ રજ્જુ ઉપર સર્પભાસ વસ્તુતઃ સર્પ છેજ નહિ માત્ર રજ્જુના અસ્તિત્વથી તેનો ભ્રમ થાય છે. તેમ જ પરમાત્મા અત્રે છાતી ઠોકીને કહે છે કે મારા પરમાત્માના અસ્તિત્વ ઉપર તમને મારી જ માયા શક્તિના આ ગુણથી સંસારનો ભ્રમ થાય છે. પણ તેને શોધવા જતાં જેમ સૂર્ય પાસે અંધારૂં ટકતું નથી. તેમ મારૂં યથાર્થ જ્ઞાન થાય ત્યારે આ વૃક્ષ ત્યાં છે જ નહિ, એવો તમને અનુભવ થશે. જેમ ઝાંઝવાનું પાણી મિથ્યા છે. છીપમાં રૂપાનો આભાસ મિથ્યા છે. તેમ સંસાર પણ મિથ્યા છે, એમ જ લાગશે. તો જેનું રૂપ નથી, તેનું આદિ કેમ જ સંભવે, અને આદિ નહિ તેનો અંત પણ કેમ જ હોઈ શકે, માટે તેની પ્રતિષ્ઠા પણ નથી. જેમ પૂર્વે બીજા અધ્યાયમાં કથન કર્યું છે કે, अव्यक्ता दीनि भूतानि व्यक्तमध्यानि भारत अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ જે આદિમાં વ્યક્ત નહિ, અંતમાં અવ્યક્ત ત્યારે મધ્યમાં અવિદ્યા મૂલક વ્યક્ત ભાસે છે. જેમ સ્વપ્નમાં હોઈએ ત્યારે ત્યાં ઉપલબ્ધ થયેલા પદાર્થો સત્ય ભાસે છે, જાગ્રત દશામાં તે મિથ્યા છે તેમજ અજ્ઞાન દૃષ્ટિમાં જે સત્ય તે જ્ઞાન દૃષ્ટિમાં મિથ્યા છે. માટે અનુભવી મહાત્મા જ્ઞાનેશ્વર મહારાજે લખ્યુ છે કે, वांचूनि ज्ञानेवीण एकें। उपाय करीसी जितुके । तिहीं गुंफसि अधिकें। रूखी इयें ॥ બ્રહ્મજ્ઞાન વિના સંસાર મુક્ત થવા માટે જે, જે, ઉપાય કરશે તે, તે, અપાય થઈને તું આ સંસારમાં વિશેષ ને વિશેષ તેમાં ફસાઈ જશે. માટે શ્રુતિ ભગવતીના વચન પ્રમાણે उत्तिष्ठ जाग्रत प्राप्तवरान् निबोधत થઇને છેવટે सर्वं खलु इदं ब्रह्मનો અનુભવ લે । ત્યારે લાગશે કે न त्वं नाऽहं लोकः હું નથી તેમ જ આ લોક પણ નથી. ત્યારે પછી तदर्थं किमर्थं क्रियते शोकः શોક શા માટે કરવો ? માટે અશ્વત્થ એવા સંસાર વૃક્ષનું છેદન અસંગ શસ્ત્ર કહેતા વૈરાગ્યરૂપી શસ્ત્ર વડે જ નાશ થાય છે. વૈરાગ્યથી જ સંસારનો સ્પર્શ ન થતાં મેળે જ કપાઇ જાય છે. જ્યા જ્ઞાનેશ્વર મહારાજ કહે છે उठीलेनि वैराग्यें जेणे ह्यामीवर्गु पेसा सांडणे ॥ जैसें वगुनियां सुणें आतांचि गेलें ॥ જ્યારે વૈરાગ્ય ભાગે ત્યારે કુતરાએ ઓકેલા અન્ન ઉપર જેવી સુગ ચડે છે. તેવી જ રીતે ત્રૈલોક્યના સર્વે પદાર્થો ઉપર અરૂચિ ઉત્પન્ન થાય છે. ત્યાર પછી तं आत्मज्ञानाचें खांडे अद्वैत प्रमेचें निवाडें ॥ ते दोल उरो फवणे फडे भव वृक्षासी ॥ આત્મજ્ઞાન રૂપી ખાડાથી અદ્વૈત પ્રમા અંતઃકરણમાં ઉત્પન્ન થવાથી સંસાર વૃક્ષ ઉભુંજ રહેતું નથી. માટે જ્ઞાન મૂલક વૈરાગ્ય હોવુ જોઇએ તો જ સંસાર વૃક્ષનો નાશ થાય. તો શસ્ત્રની મુઠને ઠેકાણે જ્ઞાન અને તરવાર તે વૈરાગ્ય જેમાં ભક્તિની પણ જરૂર છે. જ્યાં તુલશીદાસજી કહે છે. बिना भक्ति ज्ञान न होइ रामकृपा बिनु सुलभ नसाई

જ્ઞાન વિના ભક્તિ નહિ અને રામ કૃપા વિના તે સુલભ થતું નથી. જેવો અંતઃકરણમાં પોતાના વિષે પ્રેમ છે. તેવો પ્રેમ પ્રભુ માટે ઉત્પન્ન થાય ત્યારે જ પરમાત્માનો ભેટો થાય અને સંસાર નષ્ટ થાય. તે બારામાં બીજા શ્લોકમાં ઉપાય બતાવે છે.

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

આજના શ્લોકમાં પહેલું પદ આવ્યું ततः જેનો ભાવાર્થજ એમ છે કે, આમ, આમ, થયા પછી, શું થયા પછી, તો પૂર્વના શ્લોકમાં જે કહ્યું કે असंगशस्त्रेण दृढेन छित्वा વૈરાગ્યરૂપી શસ્ત્રથી સંસાર વૃક્ષનું છેદન કરીને પછી શું કરવું? તો ततः पदं तत्परिमार्गितव्यं 'તત્વમસિ' માંનો પહેલો ततः પદ અને તેનો પરિમાર્ગ એટલે કે તે રસ્તે પડવું. પ્રથમ જે સંસાર સાથે સંગ હતો, પૂર્ણ સંસારી હતો તે વૈરાગ્ય રૂપી અસંગશસ્ત્રવડે સંસારથી અસંગ થયો. અને પ્રથમ જે કહ્યું તે ઇશ્વરના પદનીજ શોધ કરવા માંડી. ત્યાં અન્વય, ततः तत् पदं परिमार्गितव्यं પછી તે પદનું શોધન કરવું यस्मिन् गताः भूयः न निवर्तंति જેમાં ગયેલા ફરીને પુનરાવર્તન પામતા નથી. यतः पुराणी प्रवृत्तिः प्रसृता જેનાવડે પુરાણી પ્રવૃત્તિ પ્રસરેલી છે.

આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ તે ततः પદની સમીપ પહોંચવાની પ્રણાલિકા રચી અને વર્ણાશ્રમ ધર્મો નિયત કરી મુકયા. જેમનો ઉદ્દેશજ આ પદના અધિકારી તૈયાર કરવાનો હતો. ૮૪ લક્ષ પ્રાણીઓમાં એક મનુષ્ય યોનિ જ આ પદને પહોંચવાને માટે અધિકારી છે. તે અવતારમાં પંચેન્દ્રિય વિષયોનો પરિત્યાગ કરી સ્વરૂપાનંદ ભોગવવો એજ પરમ પુરૂષાર્થ છે. છતાં પણ અનેક જન્મોથી વિષયભોગ ભોગવતા આવ્યા હોવાથી, સહજ સ્વભાવમાંથી પશુત્વ નીકળી જવું કઠણ હોવાથી ક્રમે નીકળવાની જે અભ્યાસની રીત તેજ વર્ણાશ્રમ ધર્મોની રચના, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં ધ્યાનમાં આવશે. બ્રહ્મચર્યાશ્રમમાં જ ઋષિ મુનિઓએ બ્રહ્મચારી પાસેથી જે, જે, નિયમો પળાવતા તેમાં જ ઇન્દ્રિય નિગ્રહને વૈરાગ્યનું બીજ સહજ હતું. રાજપુત્ર અને રંક પુત્રને ગુરૂના આશ્રમમાં સમાન સ્વભાવે રહેવું પડતું. જે રાજપુત્રના મહેલોમાં હજારો દાસ દાસીઓ સેવામાં હાજર તેનેજ ગુરૂના ઘરમાં ગુરૂપત્નીના હાથ નીચે સેવા કરવી પડતી હતી, અને સ્વકાર્યમાં પણ એવો નિયમ હતો કે, स्वयं दासः तपस्विनः પોતાના દાસ પોતેજ રહેવું. પ્રભાતમાં અરૂણોદય પહેલાં ઉઠીને સ્નાન સંધ્યાદિક, નિયમોવડે ચિત્તની શુદ્ધિના સંસ્કાર પાડવામાં આવતા. વળી જે જે ગ્રન્થો ભણાવવામાં આવતા તેમાં સહજ આધ્યાત્મિક જ્ઞાનનો પ્રાદુર્ભાવ થતો જે વડે બ્રહ્મચર્યાશ્રમમાંથી જ્યારે ગૃહસ્થાશ્રમમાં આર્યો આવતા ત્યારે વિષયભોગો ભોગવવાની રીત પણ એવીજ હતી. धर्मोऽनुकुलो भूतेषु कामोऽस्मि भरतर्षभ ધર્મને અનુકૂળ જ કામ ભોગવતાં જ્યાં રઘુવંશ કાવ્યમાં શ્લોક છે. शैशवेभ्यस्तसुविद्यानां यौवने विषयेक्षणा ॥ वार्धक्ये मुनिवृत्तिनां योगेनान्ते तनुं त्यजेत् ॥ એમ પ્રથમ બે આશ્રમ ક્રમસર પાળતા પછી વાનપ્રસ્થાશ્રમમાં વૈરાગ્ય ઉત્પન્ન થઈ, ततः પદના પરિમાર્ગિતવ્યં માટેનો જ તે આશ્રમ

જેના અંતમાં સન્યાસ તે સિદ્ધાશ્રમ અર્થાત્ તતઃ પદનું વિજ્ઞાનાત્મ અનુભવનો આશ્રમ. એવા અનુભવીઓ જ્યાં જ્યાં રહેતા હતા તેમના વાતાવરણથી સ્થાનમાં પવિત્રતા ઉત્પન્ન થઈ તે સ્થાનોને જ આપણે હમણાં તીર્થ તરીકે સેવીએ છીએ. તે સર્વ પ્રાચીન પ્રણાલિકા તુટીને માત્ર પેટ ભરવાની અંગ્રેજી વિદ્યા બ્રહ્મચર્યાશ્રમમાં રહી, અને પછી જે ગૃહસ્થાશ્રમ તે પણ ભાંગ્યા તુટયા ધર્મવાળો રહ્યો. જેથી કરીને વાનપ્રસ્થાશ્રમ તેમજ સન્યાસાશ્રમ તો સમૂળ જ નીકળી ગયા. જેથી મુખ્ય ધર્મ તેનોજ થયો કે, પંચેન્દ્રિયોનો વિષયભોગ સુલભ સારી રીતે કેમ ભોગવી શકાય, એમ પશુધર્મ જ કાયમ રહ્યો. જેથી પરમાર્થ દર્શન દુર્લભ થઈ ગયું. અને વૈરાગ્યના અભાવે 'તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં' સમજવું કઠણ થઈ પડયું. વસ્તુતઃ પૂર્વની પ્રણાલિકા પ્રમાણે નિયમો કાયમ રહ્યા હતે તો 'એકોઽહમ્ બહુસ્યામ પ્રજાયેતીતિ' એ ઈશ્વરેચ્છા પ્રમાણે ગૃહસ્થાશ્રમ ભોગવીને વાનપ્રસ્થાશ્રમમા શ્રવણ, મનન, નિદિધ્યાસન વડે તતઃ પદ સુગમ થઇ પડે. જે માટે શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનું સેવન કરવું. જેમ કે, ॥ तस्माद् गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेयमुत्तमम् ॥ શાબ્દે પરે च निष्णांतं ब्रह्मण्युपसमाश्रयम् ॥ જિજ્ઞાસુએ પોતાના શ્રેયસ માટે શબ્દજ્ઞાનાં પરે બ્રહ્માનુભવી ગુરૂનો આશ્રય લઇને કલ્યાણ સાધી લેવું, જેથી વેદાંતનાં ચાર મુખ્ય વાકયો तत्त्वमसि, प्रज्ञानं ब्रह्म, सर्वं खल्ु इदं ब्रह्म, अयं आत्मा ब्रह्म નો વિવેક અંતરાત્મામાં ઉત્પન્ન થતાં તે પરમત્મામાં લીન થાય છે. જ્યાં શાસ્ત્રકારો દષ્ટાંત આપે છે કે, મીઠાનો ખડો સમુદ્રને મળવા ગયો તો પુનઃ જેમ ફરતો નથી તેમજ તે પદને પામીને भूयः न निवर्तते પુનરાવર્તિને આવતો નથી અર્થાત્ નિરહંકાર વૃત્તિને પામીને અસિ પદનો અનુભવ કરે છે. ત્યારેજ તેને શાન્તિનું સુખ મળે છે. જેમ કોઈ મુસાફર તડકામાં રખડી રખડીને અનેક વિટંબણાઓ સહન કરીને છેવટે સ્વગ્રહમાં પહોંચે ત્યારેજ તેને સુખ મળે છે. તેમજ જીવને અસિપદના અનુભવ વિના પૂર્ણ સુખ મળતુંજ નથી. માટે મનુષ્ય જીવનમાં શાસ્ત્રોનો આધાર લઈને પ્રથમ પરમાત્માનાં ચરણરૂપી પદ સ્વીકારી પછી જે પદમાંથી પુનઃ ચ્યુતી થતી નથી તે પદને પામે છે. માટે નીચેના ચરણમાં બોલ્યા છે કે, तमे च आद्यं पुरुषं प्रपद्ये તે પરમ પુરૂષનું શરણ લેવું. શ્રીકૃષ્ણ પરમાત્મા સાક્ષાત્ સગુણ નિર્ગુણના આદ્ય પૂર્ણ પરબ્રહ્મ છતાં અર્જુન પ્રત્યે તે તત પદ જાણે પોતાથી પરે હોય એમ બોલે છે. જેનું કારણ જ એ કે પ્રત્યક્ષ ઉપર શ્રદ્ધા ઓછી હોય જ્યારે પરોક્ષ ઉપર શ્રદ્ધા વિશેષ થાય. માટે ભગવાન્ શ્રીકૃષ્ણ નિર્ગુણ પરમાત્માનું શરણ અત્રે કથન કરે છે. અને નીચે બોલે છે કે, यत प्रवृत्तिः प्रसृता पुराणी તેજ મહા પુરૂષનો માયાશક્તિથી આ સંસાર વૃક્ષની માયામય પ્રવૃત્તિ આવી રહી છે. જેમ ઇન્દ્રજાલિક પુરૂષથી તેની શક્તિવડે અનેક નજર બંધી નાખેલી વસ્તુના અભાવે દૃષ્ટિમાં પડે છે. તેમજ આ આદ્ય પુરૂષની પુરાણી પ્રવૃતિથી ઇન્દ્રજાલ જેવું સંસાર વૃક્ષ ઉભું થયું છે. તે પુરૂષ જેમ અનાદિ સિદ્ધ છે. તેમજ તેની માયા દેવી પણ અનાદિ સિદ્ધ છે. માટે તેની શરણાગતિ વડે જ માયામાંથી છુટાય છે. આ ધ્યાનમાં લઇને વેદવ્યાસે તતઃ પદને બ્રહ્મસૂત્રમાં अथातो ब्रह्मजिज्ञासा कर्तव्या

પ્રથમ સુદીને છેવટે अनावृत्ति शब्दात् अनावृत्ति शब्दात् માં આ શ્લોકનું પહેલું ચરણ 'તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિન્ ગતાઃ ન નિવર્તન્તિ ભૂયઃ' નેજ ગુંફ્યું છે. હવે નીચેના શ્લોકમાં અધિકારી પુરૂષોનું વર્ણન કરે છે.

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

આ શ્લોકમાં એકલાં વિશેષણો જ છે. જીવન્મુક્ત પુરૂષના ગુણોનું વર્ણન છે. निर्मानमोहाः માન અને મોહ જેને નીકળી ગયા છે. जितसंगदोषाः સંગદોષ જેણે જીત્યા છે. अध्यात्मनित्याः જેના અંતઃકરણમાં અધ્યાત્મ નિત્ય સ્વરૂપમાં રહે છે. विनिवृत्तकामाः જેમની કામનાઓ નિવૃત્ત થઇ છે. सुखदुःखसंज्ञै द्वन्द्वैः विमुक्ताः સુખ દુઃખની સંજ્ઞા દ્વન્દ્વોથી જે મુક્ત છે अमूढाः અમૂઢ એવા तत् अव्ययं पदं गच्छन्ति તે અવ્યય પદને પામે છે.

આ શ્લોકમાં વેદવ્યાસની મતિને नमोऽस्तुते व्यास विशाल बुद्धे જેમના ગુંફેલા શ્લોકમાં સૂક્ષ્મ રીતે તપાસતાં કયાંએ કર્તા ઉપલબ્ધ થતો નથી. કર્તા હોય તે ઉપરોક્ત વિશેષણોને પાત્ર થતો નથી. કારણ કર્તાપણું તે अहम् ને જેમાંથી અહમ્ નીકળી ગયું તેનામાંજ ગુણાતીત લક્ષણો સ્વાભાવિક આવે છે. જેને તતઃ પદનો સાક્ષાત્કાર થયો. તેનું અહમ્ તે પદમાં વિલીન થઇ ગયું જેથી પ્રથમ સ્વભાવમાં પ્રગટ થયો તે निर्गताः मानमोहाः येभ्यः निर्मानमोहा :જેમાંથી માન મોહ પોતાની મેળેજ નીકળી ગયાં છે. તે નિર્માન મોહાઃ છે. આપણે પ્રભુ સાથે જે અંતર પડે છે. તેનું કારણ જ આ માન અને મોહ છે. આપણે ઉભયને આધીન હોવાથી સ્વસ્વરૂપની ઝાંખી અત્યંત દૂર રહે છે. જયારે જ્ઞાની પુરૂષને માન અને મોહ પોતાની મેળે જ છોડી જાય છે. જ્યાં એકનાથ મહારાજ ભાગવતમાં કથન કરે છે. ॥ ज्याची अहं ममता खुंटे । त्याची निःशेष कल्पना तुटे । अत्यंत प्रलयी त्यासीच भेटे । नेहेपाटे निजात्मता ॥ देह पडलिया हा प्रलयो घडे । हें बोलणें सर्वथा कुडें । जितांची हा प्रलयो जोडे । वाढे कोडें निजनिष्ठा ॥ જેને અહમ્ મમ નીકળી જાય તેને જ નિશેષ કલ્પના પણ નીકળી જાય અને તેનો જ આત્યંતિક પ્રલય સંસારનો થઇ જાય ત્યારે જ નિજાત્મતાનો લાભ થાય. દેહ પડ્યા પછી મુક્તિ છે. એ માનવું અસત્ય છે આવા મહાપુરૂષો દેહ છતાં પણ મુક્ત જ છે. એમનો બીજો જે ગુણ અત્રે કથન કર્યો છે, તે जितसग दोषाः અહમ્ મમ હોય ત્યાંજ ચિત્તમાં સંગ દોષો ઉત્પન્ન થાય છે. તો અહમ્ મમરૂપી અવિદ્યા નીકળી ગઇ જેથી સંગથી ઉત્પન્ન થયેલા દોષો પણ નીકળી જાય છે. અત્રે સંગદોષ ઉત્પન્ન કેમ થાય ત્યાં દૃષ્ટાંત લઇએ. પ્રથમ ચિત્તમાં વસ્તુનો રાગ હોય તેનું મનમાં ધ્યાન રહે. પછી નેત્ર ઇન્દ્રિય વડે રૂપનું દર્શન થાય, જેથી ચિત્તમાં તેનો સંગ થાય સંગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી બુદ્ધિનાશરૂપી દોષ ઉત્પન્ન થાય. જેમ રાજા ભરતને મૃગનો સંગ થયો. પ્રથમ નેત્ર વડે તેનું દર્શન થઇ કરૂણા આવી તેના ઉપર રાગ થયો. રાગથી મૃત્યુકાળમાં સ્વરૂપ જ્ઞાનના બોધનો અભાવ થઇ મૃગ પ્રેમરૂપી દોષ

ઉત્પન્ન થઈ ફરીને જન્મનું કારણ ઉપસ્થિત થયું. જેથી મુક્ત થવા માટે ત્રીજે જન્મે જડ જેવા ફરવા લાગ્યા અને લોકોને તેમની ઉન્માદ અવસ્થા ભાસવા લાગી. જ્યારે લોકો તેમને ઉન્માદ જેવા લાગવા માંડ્યા જેમકે ज्ञाततत्त्वस्य लोकोऽयं जडोन्मत्तपिशाचवत् ॥ ज्ञाततत्त्वोऽपि लोकस्य जडो उन्मत्तपिशाचवत् ॥ એમ તે જન્મમાં જીત સંગ દોષો થઈને ભવાટવીથી મુક્ત થયા ત્રીજું લક્ષણ આપ્યું કે, विनिवृत्तकामाः જેમની કામના અશેષ રીતે નીકળી ગઈ એવા જેમ પ્રહ્લાદને નરસિંહજીએ માંગવાનું કહ્યું ત્યારે કાંઈ પણ ન માંગતાં પ્રાણી માત્ર ઉપર કૃપા દાન માંગી લીધું તેમ જ વત્રાસુરે પણ મરતી વખતે જે માંગ્યું તે એજ કે ननाकपृष्ठं न च सार्वभौमं न पारमेष्ठ्यं न रसाऽधिपत्यं । न योगसिद्धी रपुनर्भवं वा ॥ वांच्छंति यत्पादरजःप्रपन्नाः ॥ ઇન્દ્ર પદ; બ્રહ્મ પદ; પોતાનું આધિપત્ય, સાર્વભૌમ થઈ યોગીઓની સિદ્ધિ તેમજ મોક્ષ પણ ન ઇચ્છતાં પ્રભુની સેવા જ માંગી લીધી, એમ મહા પુરૂષોને સંસારસુખની અભિલાષા નીકળી જાય છે. કારણ आत्मलाभा सारीखें । गोमटें कांही च नव्हे देखें ॥ આત્મલાભથી બીજો લાભ અધિક કાંઈ છે જ નહિ એવા મહાપુરૂષને સુખ તે શું ? અને દુઃખ તે શું ! નરસિંહ મહેતાને એક જ પુત્રી અને એક જ પુત્ર હતો. દૈવ યોગે પુત્ર અને જામાતાનું મરણ થયું ત્યારે કરતાલ હાથમાં લઈને વિશેષ પરમાત્માનું ભજન કરવા લાગ્યા ને બોલવા લાગ્યા કે, "ભલું થયું ભાંગી જંજાલ સુખે ભજીશું શ્રીગોપાલ" એમ જેને પરમાત્માનો અનન્ય ભક્તિયોગ થયો તેમાં સર્વ દ્વન્દ્વો નીકળી જાય-એવા જે અમૂઢઃ પુરૂષો ભગવાનને પામે છે. અમૂઢનો અર્થ જ્ઞાનમય અંતઃકરણમાં વિક્ષેપ દોષ અને આવર્ણ દોષ નીકળી જઈ મૂઢતાનો નાશ થાય છે. તે પૂર્વે કથન કરેલા તત્‌ પદરૂપી અવ્યય પદને પામે છે.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥

પંદરમો અધ્યાય એટલે વેદાંતના સમગ્ર દર્શનના કહાડેલા અર્ક જેવો છે. જેમ હિમાલય પર્વતનો ફોટો ઝીણામાં ઝીણો ઉતરાવ્યો હોય તો વિંટીના નંગને ઠેકાણે મુકી શકાય છે. તેના સર્વ અવયવ જોવાને સૂક્ષ્મ દર્શી કાચવડે સ્ફોટ દેખાય છે. તેમ જ આખા વેદાંતનો સૂક્ષ્મ ફોટો આ પંદરમો અધ્યાય છે. તેને જોવા માટે મહાપુરૂષે આપેલી દિવ્ય દૃષ્ટિરૂપી સૂક્ષ્મ બુદ્ધિમાં તેનું દર્શન વિજ્ઞાનાત્મક થાય છે. જેમાં પ્રથમના ત્રણ શ્લોકો અધિકારી નિરૂપણના છે. બીજા ત્રણ तत्त्वमसि મહાવાકયમાંના છે. ત્યાં કોઈ શંકા કરે કે निर्मानमोहः શ્લોકમાં તત્ત્વમસિનું નિરૂપણ કયાં આવ્યું ત્યાં જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો अमूढाः अव्ययं तत् पदं गच्छन्ति એ વર્ણનમાં તત્પદનું નિરૂપણ છે. આજનાં શ્લોકમા પણ તેજ તત્પદની પ્રશંસા કરે છે. જેમાં તેની સર્વોપરી તેજસ્વિતાનું વર્ણન કરે છે. વળી જેના તેજ વડે જ બીજા તેજસ્વી પદાર્થોમાં તેજ આવે છે. જ્યાં અન્વય सूर्यः तत् न भासयते સૂર્ય ત્યાં પ્રકાશ કરી શકતો નથી. शशांकः न भासयते ચંદ્ર પણ ત્યાં પ્રકાશ

કરી શકતો નથી. पावकः न भासयते અગ્નિ પણ પ્રકાશી શકતો નથી. यत् गत्वा न निवर्तन्ते જ્યાં ગયેલા ફરીને આવતા નથી. तत् मम परमम् धाम તેજ મારૂં પરમ ધામ છે.

અત્રે શ્રીકૃષ્ણ ભગવાન્ પુનઃ હુંજ પરબ્રહ્મ છું એમ કથન કરે છે. અત્રે શંકા ઉઠે કે મહાપુરૂષોના લક્ષણનું વર્ણન કર્યા પછી પછવાડેથી આ શ્લોક કેમ આવ્યો ? તેના પ્રત્યુત્તરમાં છે કે ભગવાને તત્ પદનું વર્ણન કર્યું: ત્યાં શંકા થાય છે કે તે પદ કેવું હશે ? કયાં હશે ? સૂર્યાદિકની ગતિ ત્યાં હશે છે કેમ ? તેના સમાધાનમાં આ શ્લોકનું વર્ણન કરે છે. જ્યાં બતાવે છે કે, તે પદના પ્રકાશથી જ સર્વ તેજસ્વી પદાર્થોમાં તેજ હોય છે. આપણે સૂર્યના પ્રકાશના અભાવે ચંદ્રપ્રકાશમાં વ્યવહાર કરીએ છીએ. ચંદ્રમાના પ્રકાશના અભાવે દીપ કહેતાં અગ્નિના પ્રકાશની જરૂર પડે છે. જ્યાં અગ્નિ પણ ન હોય ત્યાં વાણીનો આશ્રય લેવો પડે છે. એમ આપણો પરાશ્રયી વ્યવહાર ચાલે છે. પરંતુ આ પદને જે કોઈ પ્રાપ્ત કરે તે પદ જ એવું ઉંચું છે કે જ્યાં સૂર્યાદિકની ગતિ જ થતી નથી. કારણ કે વસ્તુમાત્રની શક્તિ પોતાથી ઉત્પન્ન થયેલા કાર્ય ઉપર ચાલી શકે છે. પોતાના કારણ ઉપર ચાલી શક્તિ નથી. તેમ જ સૂર્યાદિક પદાર્થોનું કારણજ આત્મદેવ છે. માટે કારણ ઉપર કાર્યની શક્તિ અજમાવી શક્તા નથી. જ્યાં શ્રુતિસિદ્ધાંત છે કે, न तत्र सूर्यो भाति न चंद्रतारकं नेमा विद्युतो भांति कुतोऽयमग्निः ॥ तमेव मनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ પરબ્રહ્મ પદને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર તેમ જ તારાગણો પણ પ્રકાશી શકતા નથી. તેમ જ વિદ્યુત્ પણ પ્રકાશ કરી શક્તી નથી. તો અલ્પ શક્તીવાળો અગ્નિ તો કયાંથી પ્રકાશી શકે: એવું જે પદ કે જેને પ્રત્યક્ષ પ્રમાણ વડે સિદ્ધ કરી શકાતું નથી. અનુમાન પ્રમાણ પણ પહોંચતું નથી. વેદવાણી પણ જ્યાં નેતિ, નેતિ, કહીને પાછી ફરે છે. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ॥ હોવાથી ભગવાને પણ ગીતાજીમાં કહ્યું છે કે ॥ इन्द्रियाणि पराण्याहुः इन्द्रियेभ्यः परं मनः । मनसस्तु परा बुद्धिः यो बुद्धेः परतस्तु सः ॥ એમ ઇન્દ્રિયોથી મન પરે છે. મનથી બુદ્ધિ પરે છે. બુદ્ધિથી આત્મા પરે છે. એ બુદ્ધિતત્ત્વ આત્મા સમીપનું હોવાથી જ્યાં અતિ પવિત્ર શુદ્ધ થાય ત્યારે शुद्धादिबुद्धिः कील कामधेनुः કામધેનુ જેમ મન વાંચ્છિત ફળ આપે છે, તેમ ૠતંભરા તત્ર પ્રજ્ઞા ફળદાયી છે. તેમાં જે જે સંકલ્પ વિકલ્પ ઉઠે તે તે સત્ય જ હોય છે. કારણ સત્ય આત્મા ચૈતન્ય સ્વરૂપ જ બુદ્ધિ છે. વ્યવહારમાં સમજને માટે બુદ્ધિ, મન, જીવ, એમ ભિન્ન, ભિન્ન, નામો પાડયાં છે. જેમ નાનીબાળા પથરાના કાંકરાઓ વડે રમત રમે ત્યારે એક કટકાને રોટલી કહે, એક કટકાને ભાત કહે એકને દાલ કહે, છતાં સર્વ વસ્તુતઃ પથ્થરના કટકાજ છે તેમ જ વસ્તુઃ ચૈતન્ય સ્વરૂપ જ પોતપોતામાં રમે છે. છતાં શાસ્ત્રકારો ત્યાં કહે છે, કે શુદ્ધ બુદ્ધિમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, તે જીવાત્મા છે. અને વાસના લિંગ કપાઈ જતાં પ્રતિબિંબનું બિંબમાં જે લય થવું, તેજ અત્રે પરમાત્માએ કહ્યું છે કે, यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ત્યાં પહોંચ્યા પછી પુનરાવૃત્તિ થતી નથી. એમ સ્વર્ગાદિક ગતિથી અત્યંત નિકૃષ્ટ ગતિ આ

ધામની બતાવી છે. સ્વર્ગાદિક ધામથી તો પુનઃ આવૃત છે. જ્યારે આ ધામ અત્યંત શ્રેષ્ઠ હોવાથી ભગવાન્ કહે છે કે,પરમં મમ ધામ મારૂં ઉત્તમ ધામ છે. અત્રે મમ શબ્દનો જે પ્રયોગ છે તે શ્રવણ કરતાં પરમાત્માને તેમનું ધામ એ ઉભય પૃથક્ છે, એવો ભાવ થાય. પરતુ વસ્તુતઃ પરમાત્મા પોતે જ ધામ સ્વરૂપ છે. જેમ રાહોઃ શિરઃ રાહુનુ મસ્તક એમ બોલાય છે. પરતુ રાહુ અને તેનું મસ્તક ભિન્ન નથી. મસ્તક રૂપેજ રાહુ છે. તેવી જ રીતે અત્રે પણ મમકાર શબ્દનો પ્રયોગ ગૌણાં પ્રભુ અને તેનું પદ ભિન્ન નથી. તેની સત્તા વડે જ વિશ્વ ચાલી રહ્યું છે. જે પરમાત્મા બીજા શ્લોકમાં જીવાત્માનું વર્ણન કરે છે.

ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः ।
मनःषष्ठानींद्रियाणि, प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥
शरीरं यदवाप्नोति, यचाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति, वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

અધિકારી નિરૂપણ પછી તત્ પદનુ વર્ણન હવે પાંચ શ્લોકોવડે ત્વં પદનું વર્ણન ભગવાન્ કરે છે જ્યાં અન્વય मम एव अंश કેવળ મારો જ એક અંશ जीवलोके सनातन. જીવલોકમાં સનાતન जीवभूत. જીવભૂત થઇને प्रकृतिस्थानि પ્રકૃતિસ્થ मनः षष्ठानि इन्द्रियाणि कर्षति મન સાથે છ ઇન્દ્રિયો આકર્ષે છે. ईश्वरः यत् शरीरं अवाप्नोति તેજ ઇશ્વર જ્યારે આ શરીર મેળવે છે. यत् च उत्क्रामति અને જ્યારે તે ઉત્ક્રમણ કરે છે. तत् एतानिवायुः आशयात् ત્યારે આ વાયુ આશયથી गंधान् ग्रहाति ગંધને ગ્રહણ કરે છે. इव गृहित्वा संयाति તેમ લઇને જાય છે.

આપણે આ ગીતામાં પ્રથમ અધ્યાયમાં અર્જુન વિષાદયોગ જાણ્યો, અને છેવટે મુંઝાઇને પરમાત્માને શરણે આવેલો પણ જાણ્યો. તેમજ ઉપનિષદ્ વિગેરે શાસ્ત્રોમા ઠેક ઠેકાણે જીવાત્માને વિષાદ કરતા વર્ણવ્યો છે. જ્યારે આજના શ્લોકમાં ભગવાન્ વિષાદ કરતાં બોલે છે. ममैवांशो जीवलोके जीवभूतः सनातनः મારોજ સનાતનનો જ અંશ જીવલોકમાં જીવભૂત થઇને *मन षष्ठनितीन्द्रियाणि प्रकृति स्थानि कर्षति* મન જેમાં છઠું છે એવી ઇન્દ્રિયોમાં પ્રકૃતિવડે જીવ આકર્ષાય છે. આવી રીતે સ્વયં પરમાત્મા પોતેજ પોતાના અંશ જીવાત્મા માટે વિષાદ કરે છે. ઉપનિષદ્ શાસ્ત્રમાં જીવ પરબ્રહ્મ સંબધમાં વર્ણન છે કે, द्वासुपर्णा सयुजा सखाया समानंवृक्ष परिषस्वजाते ॥ આ સંસારરૂપી મહાન્ વૃક્ષ અથવા તો આ શરીરરૂપી વૃક્ષમાં ઉપર બે સખાઓ બેઠા છે. એક જીવાત્મા અને બીજો પરમાત્મા तयोरन्यः पिप्पल स्वाद्वत्त्यनश्नन्न्यो अभिचाकशीति ॥ એક સ્વાદુ થઇને વિષયોરૂપી ફળ ખાય છે. બીજો પક્ષી ફળો હાથ ન અડાડતાં સાક્ષીરૂપે જુએ છે. તે જ ઇશ્વર આ શ્લોકમાં પોતાની સાથે બેઠેલા અંશમાં અર્જુન પ્રત્યે સંસારરૂપી વૃક્ષનાં ફળો ખાવાથી થતી દશાનું વર્ણન કરે છે. અસલનું જીવાત્માનું સ્વરૂપ શુદ્ધ, બુદ્ધ, નિત્ય મુક્ત છે જેનું સ્વરૂપ પણ એવું કે તેનું ખંડન પણ થાય જ નહિ, જેમ પાણીના જલાશયમાંથી એક ઘરો પાણી બહાર કહાડતાં ઘડાની ઉપાધિ થી પાણી પૃથક્

પડ્યું, એમ ભાસમાન થાય છે. વસ્તુતઃ પાણીનો ભેદ પડતો નથી. તેમ જીવ પરા- માત્માનો અભેદ જ છે. છતાં મનાદિક ઉપાધિથી ભેદ જેવું ભાસમાન થાય છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. समुद्र कां वायुवशें। तरंगाकार उल्लसे। तो समुद्रांशु ऐसा दिसे। सानिया जेवीं ॥ तेवीं जडातें जीववितां। देहअहंता उपजविता। मी जीव गमें पांडुसुता। जीवलोकीं ॥ पैं जीवाचिया बोधा। गोचर जो हा धांदा। तो जीवलोक शब्दा। अभिप्रावो ॥ अगा उपजणें निमणें। हें साचचि जें कां मानणें। तो जीवलोकु मी ह्मणें। संसारु हन ॥ एवविध जीवलोकीं। तं मातें ऐसा अवलोकीं। जैसा चन्द्र कां उदकीं। उदकातीत ॥ પવનથી સમુદ્રમાં લહેરો ઉત્પન્ન થાય છે ત્યારે સમુદ્રનો અંશ છે, એમ દેખાય છે. તેમજ દેહ અહંકારને અગે તે જડ દેહનો ચાલક આ મૃત્યુલોકમાં જીવરૂપે હુંજ છું તેજ પ્રમાણે હું જીવ છું. એ બોધને અગે જે, જે, વ્યવહાર ચાલે તેજ જીવ સૃષ્ટિ છે. જ્યાં જન્મ, મૃત્યુને સાચું માનવું તેજ સંસારનું રૂપ છે. તેને જ જીવલોક છે. એમ આ જીવલોકમાં જેમ ચંદ્રનું પ્રતિ- બિંબ પાણીમાં પડવાથી ચંદ્ર પાણીમાં પડ્યો એમ ભાસે છે. વસ્તુતઃ ચંદ્ર પાણીમાં પડયો હોતો નથી. તેમ જીવરૂપ પ્રતિબિંબ સંસારમાં પડયો ભાસે છે. છતાં પરબ્રહ્મ સ્વરૂપે તે પડયો હોતો નથી. માટે પરમાત્માએ અત્રે જીવભૂત એ શબ્દ નાખી બતાવ્યું છે કે, વસ્તુ સ્વરૂપે મુક્ત જીવ બદ્ધ જેવો ભાસે છે. છતાં તે બ્રહ્મરૂપ જ છે. પરતુ પોતાની બ્રહ્મરૂપતા ભુલી જા યછે. તે માટે પરમાત્મા શોચ કરે છે. કેવી રીતે ત્યાં આખ્યાયિકા છે એક પવિત્ર કર્મનિષ્ઠ, સ્વધર્મચારી બ્રાહ્મણ હતો. તે એક વખતે ગગાકાઠે સ્નાન સંધ્યામાં બેઠો હતો, ત્યાં તેનોજ પુત્ર કે જે મુસલ- માનોના સંગથી ભ્રષ્ટ થઈ મુસલમાન ધર્મ સ્વીકારી પોતાની સ્રિ સાથે જતો જોયો. જેથી તેનુ મુખ મ્લાન થયું. તે જોઇને તેની સમીપ બેઠેલ એક બ્રાહ્મણે પૂછયું આ કોણ છે? ત્યારે માથે હાથ દઈ ભેદ કરતો બ્રાહ્મણ બોલ્યો ममैवांशोद्गुणलोके काजी भूतोद्विजोऽपि सन् ॥ तत्रत्यान् परधर्मीयान् स्वजनत्वेन कर्षति ॥ આ મારો પવિત્ર બ્રાહ્મણનો પુત્ર છે. પરતુ તેને એક મુસલમાની સ્રોનો સંગ લાગવાથી તેનો સંગી થઇને પરધર્મ સ્વીકારી કાજી થયો છે. અને તેથી તે સ્રીના માતપિતા વિગેરેને પોતાનાં સગાંસમજે છે. અને પોતાની સંતતિને પણ મુસલમાન બનાવી છે. રે મને જાણે ઓળખતોએ નથી તેમજ પોતે બ્રાહ્મણ છે, તે પણ જાણે ભુલી ગયો હોય, તેમ વર્તે છે. તેમજ પરમાત્મા આ શ્લોકમાં જીવાત્મા માટે ખેદ કરે છે. અસ્મિતા નામની સ્રીના સંગથી પ્રથમ હું બ્રહ્મસ્વરૂપ છું, એનું વિસ્મરણ થયું. જેથી અજ્ઞાન ઉભું થયું અને અસ્મિતાએ રાગ દ્વેષ નામનાં બે દીકરા જણ્યા તેના ઉપર બ્રહ્મરૂપ જીવાત્માની આત્યંતિક પ્રીતિ ઉત્પન્ન થઈ. પછી રાગને કામનારૂપ સ્રી પરણાવી અને દ્વેષને ઈર્ષારૂપી સ્રી પરણાવી, સંસારનો મોટો ઠાઠ કર્યો ત્યાં પરધર્મ તે એ કે "હું સુખી છુ, હું દુઃખી છુ, હું જન્મું છુ, હું મરીશ" ઈત્યાદિ માનવું તે છે. વળી અસ્મિતાની સખીઓ પંચેન્દ્રિય, છઠ્ઠું મન જીવાત્માને નાના પ્રકારના ભોગો બતાવીને પોતા તરફ આકર્ષી રાખે છે. જેથી જીવાત્મા પોતાને કર્તા ભોક્તા માને છે. અને સનાતન અજરામર સ્વરૂપને ભુલી જાય છે. જેને

પરમાત્માએ અત્રે જીવલોક એમ કથન કર્યું છે, અને બીજા શ્લોકમાં કહે છે. તે કાળમાં જીવાત્મારૂપી ઇશ્વર બીજા શરીરમા જાય છે. અથવા તો શરીર મુકીને બ્હાર જાય.છે. તથા જે કાળમા બીજા શરીરને પામે છે, તે કાળમાં મન સહિત ઇન્દ્રિયોને પણ ગ્રહણ કરીને લઈ જાય છે. જેમ પુષ્પોમાથી વાયુ ગંધને ગ્રહણ કરી લઈ જાય છે. તેમ જીવાત્મા પણ વાસના લઈ જાય છે એમ નીચેના શ્લોકમાં જીવાત્માનુ વર્ણન ચોર જેમ ઘરમા પેઠો હોય અને પારકાની દૃષ્ટિ ચુકવીને ઘરની વસ્તુઓ જડે તે લઇ જાય છે. તેમજ શરીર ઇન્દ્રિયોના સંઘાતનો સ્વામી થઈ બેઠેલ જીવાત્મા શરીર છુટવાને ટાણે મૃત્યુ દેવની દૃષ્ટિ પડે ત્યારે સમજી જાય છે કે, મને ધકેલશે માટે શરીરમા જે ઉંચો માલ મનાદિક ઇન્દ્રિયોરૂપી લિંગ દેહને લઇને ચાલ્યો જાય છે. જે દેહવડેજ બીજા સ્થૂલ દેહો પ્રાપ્ત થાય છે. એમ લિંગ દેહ તેજ ખરેખરો જીવ સ્વરૂપ કાયમ રાખવાનુ કારણ છે એ લિંગ દેહ જ્યારે વૈરાગ્યરૂપી શસ્ત્રથી કપાઈ જાય ત્યારેજ પુનઃ સનાતન અસલ સ્વરૂપને પામે. પરબ્રહ્મમાથી છુટો પડયો તે પણ આ લિંગ દેહનો સાથી થઇને જ અને જ્યારે ફરીને પરબ્રહ્મમા લીન થાય ત્યારે પણ એનાથી જ પૃથક્ પડે ત્યારે તે બ્રહ્મરૂપ છેજ છે. નીચેના બે શ્લોકોમા જીવાત્મા વિષય ભોગો કેમ ભોગવે છે તેનુ વર્ણન કરે છે.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥
उत्क्रामंतं स्थितं वापि भुंजान वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

સાતમા શ્લોકથી ત્વં પદ વાચ્ય જીવાત્માનુ વર્ણન ભગવાન્ કરે છે જેમા પરમાત્માનો વિવાદ યોગ છે. પોતાનો અંશ જીવ પ્રકૃતિ સંગથી સ્વરૂપને ભુલીને હાલ કેવા કરી લીએ છે, તે બારામા આજના શ્લોકમા કહે છે. अय श्रोत्र चक्षु च આ જીવાત્મા છે તે શ્રોત્ર અને ચક્ષુને स्पर्शनं रसनं च घ्राण च તથા સ્પર્શ ઇન્દ્રિય જિન્હા અને ઘ્રાણ ઇન્દ્રિયવડે मन च अधिष्ठाय एव च તેમજ મનનો આશ્રય કરીને विषयान् उपसेवते વિષયોનું સેવન કરે છે. उत्क्रामन्तम् वा स्थितम् वा એક શરીર ત્યાગીને બીજા શરીરમા જાય છે ત્યારે भुंजानं गुणान्वितम् તેમ જ ત્રણ ગુણોથી ઉત્પન્ન થયેલા સુખ દુઃખોને ભોગવતો હોવાથી अपि विमूढा अनुपश्यन्ति માયાથી મૂઢ થયેલા જોતા નથી. ज्ञानं चक्षुष. पश्यन्ति જ્ઞાનચક્ષુ વડે જુએ છે.

આ શ્લોકમા ભગવાન્ કહે છે કે, न तु माम् उपासते विषयान् उपासते મનુષ્ય શરીર ધારણ કરીને મારી ઉપાસના જોઇએ જેને બદલે જીવ વિષયોની ઉપાસના કરે છે. જે બારામા શ્રીમદ્ ભાગવતમા પ્રાચીન બર્હિષ રાજા પાસે ચતુર્થ સ્કંધમા નારદજીએ પુરંજન આખ્યાનમા જીવાત્માનું અલંકારીક રીતે સુંદર વર્ણન કર્યું છે. જે વર્ણનમા છે કે, એક પદભ્રષ્ટ રાજા ફરતો, ફરતો, એક નગરી સમીપ આવી ચડયો તે નગરી અતીવ રમણીય હતી, તેને નવ દરવાજા હતા. સુંદર રસ્તાઓ કરેલા હતા. ત્યા મોહિત થઇને રાજા અંદર પેઠો ત્યા તેને એક દ્રશ્ય દૃષ્ટિએ પડ્યું.

એક નવોઢા સ્ત્રી અનેક સ્ત્રીઓ તેમ જ સેવકો સાથે ફરતી હતી. તેની સાથે એક પાંચ માથાવાળો નાગ તેનું રક્ષણ કરવા ફરતો હતો. તેને જોઇને રાજા સમીપ જઇ તે સ્ત્રીને પૂછવા લાગ્યો: તમે બ્રહ્માણી, ઇન્દ્રાણી વા પાર્વતી, લક્ષ્મીજી-માંથી કોણ છો, ત્યારે તે બોલી કે હું કન્યા છું, કોઇને પણ વરી નથી. યોગ્ય પતિની શોધમાં જ છું. ત્યારે પુરંજને પોતાની ઓળખ આપતાં એનું મન એક થતાં લગ્ન કર્યું. તેમાં લુબ્ધ થઇને પુરંજન ત્યાં જ રમમાણ કરવા લાગ્યો. અને નવ દ્વારવાળી નગરીમા પૃથક્ પૃથક્ મિત્રો સાથે અનેક પ્રકારના વિહાર કરતો હતો તેજ વર્ણનનુ આ શ્લોકમાં ભગવાન્ કથન કરે છે. स्वकर्मभिः पुरं शरीरं जनयतीति पुरंजनो जीवः જે પોતાનાં કર્મોથી શરીરરૂપી નગરીને ઉત્પન્ન કરે છે, તે પુરંજન નામે જીવાત્મા છે. અને નવ દ્વારવાળી નગરી તે મનુષ્ય દેહ છે. કારણ આ દેહ-જ પૂર્ણ છે. બીજા દેહોમાં એક ઇન્દ્રિય વડે બે બે વિષયો ભોગવાય છે. જેમ સર્પ પેટવડે જ ચાલે છે. તેને પગ હોતા નથી માટે ત્યાં અપૂર્ણતા છે. માત્ર મનુષ્ય દેહજ પૂર્ણ છે. ત્યાં બુદ્ધિરૂપી સ્ત્રી અને તેની સખીઓરૂપી ઇન્દ્રિયો તેમ જ વિષયોરૂપી મિત્ર સાથે રહે છે. અને પાચ માથાવાળો નાગ તે પાંચ પ્રાણ આ શરીરનું રક્ષણ કરે છે. ત્યાં જીવાત્મા વિષયોને ઇન્દ્રિયો વડે ભોગવે છે. જેમ કે શ્રોત્ર કહેતા શરીરમાં સાંભળવાના જે ગોલક દેખાય છે, તેની અતીન્દ્રિય ચક્ષુઃ કહેતાં રૂપ બતાવવાવાળી ઇન્દ્રિય, સ્પર્શ ઇન્દ્રિયનો અનુભવ ત્વચામાં થાય છે. રસના ઇન્દ્રિયનો અનુભવ જિંહ્વામાં થાય છે. અને ઘ્રાણ ઇન્દ્રિયનાં ગોલક નાકનાં બે છિદ્રો છે. તેના વડે જીવને ગંધનો અનુભવ થાય છે. એમ મનને અધિષ્ઠાન કરી અર્થાત્ મન જેમાં મુખ્ય છે, એવા શરીરમાં જીવાત્મા પંચ વિષયોનો ઉપભોગ કરે છે. જે વિષયોનાં નામ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ–જેના બારામાં ઉપનિષદમાં કથન છે કે, आत्मेन्द्रियमनोयुक्त भोक्तेत्याहुर्मनीषिण· દેહ શ્રોતાદિક ઇન્દ્રિયો વડે તથા મન વડે યુક્ત થઈને આત્મા ભોકતા થાય છે, દશમા શ્લોકમાં ભગવાન્ કહે છે કે, શરીર છોડતાં અથવા નવું ગ્રહણ કરતાં વિમૂઢ પુરૂષો મને જાણતા નથી. વિમૂઢ કોણ ત્યાં જ્ઞાને-શ્વર કહે છે. तैसा चित्ति अहंते ठावो । आणी जिभे सकळ शास्त्रांचा सरावो । एसेनि कोही एक जन्म जावो । परी न पाविजे मातें ॥ જેના ચિત્તમાં અભિમાનરૂપી મૂઢતા હોય અને મોઢે સર્વ શાસ્ત્રો બોલતો હોય તેવા હજારો જન્માન્તર થાય છતાં મને પામતો નથી. પરંતુ ज्ञानें कां जयाचे डोळे । देखोनि न राहाति देहींचे खोळे । सूर्यरश्मि आणियाळे । ग्रीष्मीं जैसे ॥ तैसी विवेकाचेनि पैसें । ज्यांची स्फूर्ति स्वरूपिं वैसे । ते ज्ञानिये देखती पैसे । आत्मयातें ॥ જે કોઈ જ્ઞાનના પ્રકાશથી દેહ છે તે આત્માની ખોળ છે, એમ જુએ તે વિવેક દૃષ્ટિથી જેમ સૂર્ય વાદળાના ઢગમાંથી બહાર પ્રકાશે છે. તેમ જ્ઞાન પ્રકાશ વડે સ્વરૂપની સ્ફુર્તિ જેને અખંડ છે તે આત્માના અકર્તુત્વને જાણે છે અને આત્મા વસ્તુતઃ ગમન આગમન ક્રિયાથી રહિત છે તે ક્યાંએ જતોએ નથી ને આવતોએ નથી. चैतन्य चेढना वोहटे ॥ चेष्टवीना चेष्टे ॥ पैसें आत्मज्ञानें चोखटें जाणती ते ॥ ચૈતન્ય જાડો થતો નથી. જીણો થતો નથી. કોઈની ચેષ્ટા પણ કરાવતો નથી, તેમ પોતે પણ કરતો નથી. આ જ્ઞાન જેને વાસ્તવિક છે તેજ તેનું સ્વરૂપ

જાણે છે.' છતાં પણ અંતઃકરણની ઉપાધિથી જતો હોય, આવતો હોય, ઉત્ક્રામન્તં સ્થિતં ભુંજાનં ભોગો ભોગવતો હોય એમ દેખાય છે. વિમૂઢ તેમ જ દેખે છે. જ્યારે જ્ઞાની તેને સદા મુક્ત જ જુએ છે. જે બારામાં બીજા શ્લોકમાં ભગવાન્ કહે છે

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

ત્વં પદ જીવાત્માનું પાંચ શ્લોકોવડે જે વર્ણન કર્યું તેમાંનો આ છેલ્લો શ્લોક છે. માટે ફળશ્રુતિ જેવો છે. પરમાત્મા કહે છે, यतन्तश्च योगिनः યત્ન કરવા એવ યોગી પુરૂષો છે તે आत्मनि अवस्थितम् एनं पश्यन्ति પોતાની બુદ્ધિમાં રહેલે આત્માને જુએ છે. यतन्तः अपि अकृतात्मानं યત્ન કરવાવાળા છતાં અશુદ્ધઃ અંતઃકરણવાળા अचेतसः एनं न पश्यन्ति મૂઢ અવિવેકી પુરૂષો આ આત્માને જોતા નથી એમ ઉપરનાં બે ચરણોમાં આત્માનં એટલે અંતઃકરણ જેનું શુદ્ધ છે, તેવા પુરૂષો આ આત્માને જુએ છે, એમ આવ્યું. અને નીચેનાં બે ચરણોમાં યત્ન કરવાવાળા છતાં જેનું અંતઃકરણ અશુદ્ધ છે, તે જોઈ શકતા નથી.

અંતઃકરણ સામાન્ય મનુષ્યોનાં અશુદ્ધ જ હોય છે. કારણ જન્માન્તરોમાં વિષયોના સંગથી સિંદૂર ચડેલા હનુમાનનું જેમ મૂળ સ્વરૂપ ઢંકાઇ જાય છે. તેમજ આત્યંતિક કામનાઓના લેપથી સ્વરૂપાચ્છાદન થઇને ત્યાં વિષય દર્શન થાય છે. માટે બે મનુષ્યો મળે કે વિષય ભોગની જ વાતો કરે છે. કારણ હૈયે હોય તેવું હોઠે આવે. જેમના મનમાંજ ઠસોઠસ જ વિષય ભરેલા હોય તેની વરાળરૂપ વાણી તેવીજ હોય. એવા મલિન અંતઃકરણવાળાને ઉપદેશ આપો તો પણ જેમ બળેલી કોથળીના કાગળમાં રૂપીઓ ઠરી શકતો નથી. તેમ તેમનાં અંતઃકરણમાં જ્ઞાન ઠરી શકતું નથી. અંધ રાજા ધૃતરાષ્ટ્રને વિદુરજીએ વારંવાર ઉપદેશ કર્યો હતો, પરંતુ તેને ધ્યાનમાં ઉતરતો નહિ. વળી ભારત યુદ્ધને પ્રાક્ સાક્ષાત્ વેદવ્યાસ સ્વયં તેને દિવ્ય ચક્ષુ ભગવાનનાં દર્શન માટે આપવા આવ્યા હતા તોએ તેમણે તે લીધાં ન હતાં. છેવટે ૧૦૦ પુત્રો મરણ શરણ થયા તો પણ પાંડવ ગૃહમાં ટુકડા ખાતા પડ્યા હતા ત્યાં ફરીને વિદુરે આવીને જ્યારે કડક ભાષા વાપરી બોધ આપ્યો ત્યારે વનમાં ગયા. એમ न मलिन्येतस्युपदेशबीजप्ररोहः अजवत् તેવીજ રીતે અજ રાજાની રાણી ઇન્દુમતી નારદજીના હાથમાંથી પુષ્પહાર તેના અંગ ઉપર પડયો, તે નિમિત્તે દેહત્યાગ કર્યો ત્યારે ગુરૂ વસિષ્ઠે તેને બોધ માટે પોતાના બે શિષ્યો મોકલ્યા હતા. શિષ્યોએ ગુરૂબોધ રાજાને ઘણોએ કર્યો પરંતુ જેવા શિષ્યો બોધ આપી પાછા ફર્યા તેવોજ બોધ તેમની પછવાડે ચાલ્યો કારણ રાજા અજના અંતઃકરણમાં ઇન્દુમતી સિવાય કયાંએ તલમાત્ર સ્થાન હતું નહિ કે જ્યા ગુરૂબોધ કરે. માટે પરમાત્મા અત્રે બોલ્યા છે કે, જેમનું અંતઃકરણ અશુદ્ધ છે, તેવા यतन्तः अपि अकृतात्मानं अचेतसः न पश्यन्ति પુરૂષો યત્ન કરે તોએ આ આત્માને જોઈ શકતા નથી. છાંદોગ્ય ઉપનિષદ્‌માં ઇન્દ્ર અને વિરોચન બ્રહ્મદેવની પાસે આત્મજ્ઞાન સાંભળવા ગયા હતા, બ્રહ્માજીએ તેમને કહ્યું. તમારૂં અંતઃકરણ શુદ્ધ કરવા મટે

૧૨ વર્ષ તપ કરીને આવો. તેમ ૧૨ વર્ષ પુનઃ આવ્યા ત્યારે બ્રહ્માજીએ કહ્યું. અરીસામાં જે દેખાય છે તે આત્મા, તેમ જોતાં સ્વશરીર દેખાયું. ઉભય તેનેજ આત્મા સમજી ઘેર ગયા જ્યાં વિરોચનનું અંતઃકરણ મલિન હોવાથી તેનેજ આત્મા સમજી તેનાજ નાદમાં પડી મસ્ત થઈ રહ્યો પરંતુ ઇન્દ્રનું અંતઃકરણ તેના કરતાં શુદ્ધ હોવાથી તેણે વિચાર કર્યો કે, શાસ્ત્રમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, એમ સાંભળ્યું નથી તેમજ न जायते न म्रियते એવું તેનું સ્વરૂપ કથન કરવામા આવ્યું છે જ્યારે આ શરીર તો જાયતે મ્રિયતે ધર્મવાળું જાણીને ફરીને બ્રહ્મદેવ પાસે ઉપસ્થિત થયો. બ્રહ્મદેવે તેને બીજાં ૧૨ વર્ષ તપશ્ચર્યા કરાવી એમ ૧૨૫ વર્ષ જ્યારે ઇન્દ્રે તપશ્ચર્યા કરી ત્યારે અંતઃકરણ શુદ્ધ થઇને સ્વરૂપ જ્ઞાન પ્રાપ્ત કર્યું. તે અંતઃકરણ શુદ્ધિને માટે ભગવાને આ પંદરમા અધ્યાયમાં પાચ શ્લોકો કથન કર્યા છે आत्मनि ब्रह्मरूपेऽपि नैनं पश्यन्त्यचेतसः ॥ इममर्थं हरिः प्राह पंचश्लोकेन सुयुक्तिकम् ॥ આત્મા વસ્તુતઃ બ્રહ્મ રૂપજ છે. તેને અચેતસઃ લોકો જાણતા નથી. તેથી પરમાત્માએ સુયુક્તિથી આ પાચ શ્લોકો કથન કર્યા છે. એમ મલિન અંતઃકરણવાળાને તપશ્ચર્યાની જરૂર છે. શ્રીમદ્ ભાગવત માહાત્મ્યમાં પ્રેત થયેલા ધુંધુકારીએ સાવધાન થઈને ભાગવત માહાત્મ્ય સાંભળતા પવિત્ર થઈ વિમાનમાં બેસીને વૈકુંઠમાં ગયો. જ્યારે બીજા શ્રોતાઓ જેમના તેમ રહ્યા. કારણ તેમનું અંતઃકરણ શુદ્ધ ન હોવાથી ઉપદેશ લાગ્યો નહિ કારણ ધુંધુકારી પ્રેત યોનિમા સતપ્ત થવાથી તેનાં અંતઃકરણમા પરિતાપનો દાવાગ્નિ પ્રગટ્યો હતો જેનાવડે તે નિર્મળ થવાથી બોધ પ્રાપ્ત થયો. એમ यतन्तः योगिनः च एनं आत्मनि पश्यन्ति ॥ યત્ન કરનાવાળા યોગીઓ કે જેનું અંતઃકરણ શુદ્ધ હોય તેજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. તેમની જ भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वसंशयाः હૃદય ગ્રન્થી ભેદાઈને સર્વ સંશયો દૂર થઈને બોધ ગ્રહણ કરે છે. અત્રે ભગવાને યોગિન શબ્દ વાપર્યો છે, તે માર્મિક શબ્દ છે. જ્યાં સૂક્ષ્મ વિચાર છે. કે યોગી ય નથી પામે છે વિયોગી પામતા નથી જેને આત્મજ્ઞાન માટે જ વેધ લાગ્યો છે તેજ પામે છે. જેમ ગોપિકાઓને શ્રીકૃષ્ણનો વેધ અખંડ લાગ્યો હતો. જેમને તદ્દ્વ્યતિરિક્ત કાંઇએ વ્યસન જ હતું નહિ, તેજ પામે છે. જ્યારે સામાન્ય માણસોનો યત્ન ગધેડાનાં સ્નાન જેવો હોય છે. ગધેડા ગંગાજીમા નાહિને પુન ધુળમા આળોટે છે. તેમ જ શ્રવણ કરીને પુન સંસારમાં મન રાખવાથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી. કેરીનુ અથાણું જેમ તેલમાં રચી પચી બે વર્ષ પર્યંત તેમનું તેમ હોય છે. તેમ જ આપણું અંતઃકરણ સંસારમાં રચી પચી રહેવાથી ત્યા બોધને ઠરવાનો માર્ગ જ મળતો નથી. માટે જેમ કાળા કાગળ ઉપર અક્ષર નીકળતા નથી. ધોળા ઉપર નીકળે છે. તેમ જ શુદ્ધ અંતઃકરણની આત્યંતિક આવશ્યકતા છે. સામાન્ય રીતે ગંદા પાણીમાં રૂપીઓ પડ્યો હોય તો દેખાતો નથી. શુદ્ધ પાણીમા જ તે દેખાય છે. એમ ચિત્તશુદ્ધિ માટે હવે પછી પાંચ શ્લોકો ઉપાસનાના ભગવાન્ કથન કરે છે.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥

આના પૂર્વેના પાંચ શ્લોકોનો એક કટકો પ્રકરણ જીવ પરબ્રહ્મ ઐક્યના બારામાં આવી ગયો. એમ તત્ પદ નિરૂપણ કરી પછી ત્વં પદ નિરૂપણ કર્યું, હવે અસિ પદના બારામાં કથન કરે છે, જ્યાં સાધન ક્રમ છે. જીવ સ્વરૂપ ટળીને બ્રહ્મ રૂપતા પ્રગટ કરવાને માટે ઉપાસના બતાવે છે. જ્યાં અન્વય. यदा आदित्यगतं तेजः આદિત્યને ઠેકાણે રહેલું જે તેજ છે તે अखिलं जगत् भासयते આખા જગતને પ્રકાશ કરે છે. यत् च चंद्रमसि અને જે ચંદ્રમાને ઠેકાણે यत् च अग्नौ अस्ति અને જે અગ્નિમાં तत् तेजः मामकम् विद्धि તે તેજને મારૂં સ્વરૂપ જાણ, गां च आविश्य તેમજ પૃથ્વીને ઠેકાણે પ્રવેશ કરીને अहं ओजसा भूतानि धारयामि હું મારા સામર્થ્યથી પ્રાણી માત્રને ધારણ કરૂં છું. रसात्मकः सोमः भूत्वा રસરૂપ સોમ થઈને सर्वाः औषधीः पुष्णामि સર્વ ઔષધીઓનું પોષણ કરૂં છું.

એમ ઉપાસના ચિત્તશુદ્ધિનું સાધન હોવાથી શાસ્ત્રમાં કહ્યું છે કે, देवद्विज-गुरुप्राज्ञः ની ઉપાસના કરવી. દેવોની ઉપાસના મૂર્તિ આદિમાં નિઃસ્વાર્થ અંતઃકરણ-થી પૂર્ણ પ્રેમ ભાવથી કરવી. તેમજ પ્રથમ દ્વિજો એવા હતા કે જેમના દર્શન માત્ર-થી પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થતી. જેથી સહજ તેમને ત્રિવર્ણના ગુરૂ સમજીને ત્રિવર્ણ જ્ઞાનપ્રાપ્તિ માટે ઉપાસના કરતાઃ ને જેઓ ઉપાસના કરતા તેઓ પ્રાજ્ઞ ગણાતા. વળી પ્રાજ્ઞનો અર્થ એવો પણ થાય છે કે, ગામમાં બુદ્ધિશાળી પુરૂષો સલાહને યોગ્ય હોય તે કહેવાતાં તેમની ઉપાસના પણ ચાલતી. વર્તમાન કાળમાં ઉપાસનાના ક્રમનો જ લોપ થયો છે. કયાંક દેખાય છે, તે સ્વાર્થ પુરતો જ છે. જે વખતે ગરજ પડે ત્યારે શરણે જાય અને માંગે· पुत्रः मे स्यात् द्रव्यं मे स्यात् दारा मे स्यात् એમ સ્વાર્થ માટે ભજન કરવાવાળા ઘણા નિઃસ્વાર્થ અંતઃકરણથી ભજવાવાળા વિરલજ હોય છે. તેવીજ રીતે બ્રાહ્મણ ઉપાસના પણ નીકળી ઘણી, બ્રાહ્મણોમાં સ્વધર્માચરણ ઓછું થવાથી તેમની તેજસ્વિતા ઘટી ગઈ, જેથી તેમના પ્રત્યે ત્રિવર્ણનો ભાવ ઘટી ગયો. જેથી પૂજ્ય બુદ્ધિ નીકળી ગઈ, તેમજ વડિલો પ્રત્યેનું માન પણ રહ્યું નહિ. જ્યારે પૂર્વ કાળમાં યુધિષ્ઠિર ભીમને તેના અંતઃકરણ વિરૂદ્ધ આજ્ઞા કરતા છતાં વડિલ ભ્રાતને પિતૃસમાન ગણીને તેની ઉપાસના કરતા. તેવીજ રીતે ભગવાન્ રામચંદ્ર જ્યારે વનમાં પધાર્યા ત્યારે દશરથે તેમને વનવાસની આજ્ઞા કરી તે વખતે લક્ષ્મણજી ક્રોધાવેશમાં આવીને પિતૃ આજ્ઞા તોડવા કહ્યું કે, જે પિતા સ્ત્રીવશ થઈ પિત ધર્મ ચૂકે તેની પ્રત્યે પુત્ર ધર્મ શામાટે પાળવો, ત્યાં ભગવાન્ રામે કહ્યુંઃ તેમનો ધર્મ તેમને પાળવાનો છે. મારો ધર્મ મને પાળવાનો છે. માટે પિતૃઆજ્ઞા લોપ કરવી નહિ. એમ શાસ્ત્ર આજ્ઞા, પાળવી જ જોઈએ. એમ પ્રાચીન કાળમાં પૂજ્યેષુ અનુરાગ વૃત્તિ હતી. ત્યાં શંકા પણ કોઈને આવતી નહિ. વર્તમાન કાળમાં પાશ્ચાત્ય વિદ્યામાં સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા વધીને પ્રત્યક્ષ પ્રમાણમાં સંશયો વધ્યા શ્રદ્ધા ઘટી. વિતંડાવાદ ઉભા થવાથી ઉપાસનાનો લોપ થયો. જેથી અંતઃકરણની

મલિનતા યાં સુધી આવીને ઉભી રહી કે, ઈશ્વર જેવી કાંઈ વસ્તુજ છે નહિ. જે દેખાય છે તે નેચર છે. માટેજ અંત:કરણ શુદ્ધિની આવશ્યકતા છે. શુદ્ધ અંત:કરણવાળા માટે વેદાંત શ્રવણ છે. અને અશુદ્ધ અંતઃકરણવાળા માટે ઉપાસના છે. अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे॥ अन्ये तेभ्य अजानन्त श्रुत्वाऽन्येभ्य उपासते॥ શુદ્ધ અંતઃકરણવાળા સાંખ્યથી યોગથી જનકાદિ જેવા નિષ્કામ કર્મયોગથી તરે પરંતુ મલિન અંતઃકરણવાળા તો ઉપાસનાથીજ પાત્ર થાય છે. માટે આજના શ્લોકમાં ભગવાન્ સૂર્યનારાયણની ઉપાસના કહે છે. જેની ઉપાસનાથી માનસિક આગતુક અને શારીરિક રોગો નીકળી જાય છે. જેમ કે, आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने॥ जन्मान्तरसहस्रेषु दारिद्र्यं नोपजायते॥ સૂર્યનારાણને ૧૦૮ દંડવત્ કરવાથી સહસ જન્મોમાં પણ દારિદ્રય ઉત્પન્ન થતું નથી. એમ શાસ્ત્રકારે ફળેચ્છુ આપણે હોવાથી ફળ બતાવે છતાં નિષ્કામ કર્મ યોગથી તેની ઉપાસના કરી ત્રિકાળ સંધ્યા નિયમિત કરતા રહેવું. પ્રાતઃસંધ્યા સૂર્યની ઉપાસના છે અને સાયંસંધ્યા ચંદ્રમાની ઉપાસના છે. ચદ્રમાનો જે પ્રકાશ છે, તે પણ સૂર્યમાંથી જ આવેલું છે. માટે સર્વ ઉપાસના ચંદ્રમાને પણ પહોચે છે. મધ્યાને વૈશ્વદેવ કરવો તે અગ્નિની ઉપાસના છ. જેમાં મંત્ર છે. यत्ते अग्ने तेजः तेनाऽहं तेजस्वी भूयासम् એ મંત્રમાં જ અગ્નિનું જે તેજ તે પરમાત્માનું તેજ છે असौ आदित्यः ब्रह्म એમ સૂર્ય નારાયણને બ્રહ્મ કહ્યા છે. તે પરમાત્માનાં તેજથી તેજસ્વી થઇ સૂર્ય નારાયણ આખા વિશ્વને તેજસ્વી કરે છે. तमेव भांतमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति સૂર્યમાં ચૈતન્યાત્મક જ્યોતિ રૂપ તેજ છે. ચંદ્રમામાં રહેલું ચૈતન્યાત્મક જ્યોતિ રૂપ તેજ છે તેજ સર્વ જગતને પ્રકાશ કરે છે તે પરમાત્માના સ્વરૂપભૂત છે. માટે સૂર્યમાં ચંદ્રમામાં અગ્નિમાં ભગવાનની ભાવના વડે ઉપાસના કરે તો અંતઃકરણ શુદ્ધ થઈ અધિકારી થાય એમ ઉપરના શ્લોકમાં ત્રણ તેજસ્વી પદાર્થોની ઉપાસના બતાવી. નીચેના શ્લોકમાં પૃથ્વીને પોતાનું સ્વરૂપ બતાવે છે. અને ગા એમ ગોવાચક કથન કરે છે ગો શબ્દ વાણીને ગાયને પૃથ્વીને ઈન્દ્રિયોને લાગે છે, એમ તે વ્યાપક છે જેમાં કહે છે કે મારા તેજ વડે હું પૃથ્વીમાં પ્રાણી માત્રને ધારણ કરી રહ્યો છું. તેમ જ સર્વ રસવાળો થઇ સોમરૂપે ઓષધીઓનું પોષણ કરૂં છુ. એમ પૃથ્વી કોણે ધારણ કરી છે. એ પ્રશ્નમાં આપણે શેષને માથે તે છે એમ સાંભળ્યું છે. જેનું મનમાં સર્પાકાર લક્ષમાં આવે જ્યારે વસ્તુત અર્થ એ છે કે શ્રુતિ જ્યાં નેતિ નેતિ કથન કરીને શેષ પરબ્રહ્મ રહે છે તેજ સત્ પર બ્રહ્મ વડે પૃથ્વી ધારણ કરવામાં આવી છે. ત્યાં પરમાત્મા અંતર્યામિ રૂપે વસેલા છે. આપણે આપણા શરીર ઉપર લક્ષ આપીએ તો આપણા અંત કરણમા હું પદ છે. તેણે જ શરીરને ધારણ કર્યું છે. તેમજ પૃથ્વી પણ બ્રહ્મદેવના અહં પદે ધરવામાં આવી છે. છતાં જેમ આપણા અંત:કરણમા અતર્યામિ ઈશ્વર પૃથક્ છે. તેમ જ બ્રહ્માંડમાં પણ બ્રહ્માથી અવિત પરબ્રહ્મ છે. તેમણે આ પૃથ્વીને પોતાનાં તેજ વડે ધારણ કરી છે. અત્રે ભગવાન્ અદ્દશ્યરૂપે પૃથ્વીમાં હોવાથી આવેશ્ય ક્રિયાપદ મુક્યું છે. પ્રવેશ તે પેસવું અને આવેશ તે આવિર્ભાવે ઉત્પન્ન થવું. 'ભગવાન્ પૃથ્વીમાં અદ્દશ્યરૂપે

રહેવાથી ગામ आविश्य भूतानि બોલ્યા છે. તે પૃથ્વીના પરમ આધાર હોવાથી પુરાણો વિગેરેમાં જ્યાં, ત્યાં, ગાયનું રૂપ લઈ પૃથ્વી તેમને શરણે ગઈ એમ આપણે વાંચ્યું છે. તેમજ પરમાત્માએ ગોવર્ધન પર્વત તર્જની આંગળી ઉપર ધારણ કરી બતાવ્યું કે, હું જ આખા વિશ્વને ધારણ કરી રહ્યો છું. તેમ જ ચંદ્રમા રૂપેપણ. સર્વ ઔષધીઓનું પોષણ કરી રહ્યો છું ચંદ્રમાનું વર્ણન શાસ્ત્રમાં ચાલતા જલાશય જેવું છે. તેથી જ તે રસાત્મક છે. જેના દ્રવતા રસ વડે પૃથ્વીને પોષણ મલી ઔષધીઓની ઉત્પત્તિ થાય છે. પરમાત્મા અત્રે કહે છે કે તે સોમ સ્વરૂપમારૂં છે.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

યદાદિત્ય ગતં તેજથી આરભીને ઉપાસના કાન્ડનું વર્ણન ચાલે છે. જ્યાં આપણને લાગ્યું પરમાત્મા ઘણા દૂર છે, આદિત્યમાં છે, ચંદ્રમામાં છે, જેથી આકાશમાં છે. પછી પ્રભુ ભૂમિમાં આવ્યા ત્યારે પણ આપણને લાગ્યું કે, કાંઈ નહિ હજી પણ દૂર છે. જ્યારે આજના શ્લોકમાં ભગવાન્ કહે છે કે, अहं वैश्वानरः भूत्वा प्राणिनां देहमाश्रितः હું વૈશ્વાનર અગ્નિ થઈને પ્રાણીઓના દેહનો આશ્રય કરીને રહ્યો છું. प्राणापानसमायुक्तः પ્રાણ અપાનને સમાન કરીને चतुर्विधं अन्नं पचामि ચાર પ્રકારનું અન્ન પચન કરૂં છું.

એમ ભગવાન્ છેક આપણા પેટ સુધી આવ્યા જ્યાં પ્રાણીઓ ભગવાન્ છે કે નહિ, ત્યાં જ વાદવિવાદ કરતા બેઠા છે. ત્યારે ભગવાન્ કહે છેઃ તમારા પેટમાં જ હું છું. હિરણ્યકશિપુ દૃષ્ટિમાં ભગવાન્ કયાય પણ નથી જ્યારે પ્રહ્લાદ દૃષ્ટિથી પરમાત્મા અણુ, અણુમાં વ્યાપ્ત છે. તે અમૂર્ત સ્વરૂપ હોવાથી સૂક્ષ્મ સર્વત્ર રહ્યા છે, જ્યાં વામન પંડિત કહે છે. स्थिरचरव्यापुनि अवघा तो परमात्मा दशांगुलें उरला॥ એવા પરમાત્માના સ્વરૂપના બારામાં ઉપનિષદમાં કથન છે यः पृथिव्यां तिष्ठन् यं पृथ्वी न वेद તે પૃથ્વીમા રહ્યા છે. પરંતુ પૃથ્વિ તેમને જાણતી નથી. તેવી જ રીતે આપણા અંતર બહિર પરમાત્મા રહ્યા છે. તેમને આપણે જાણતા નથી. તે પરમાત્મા આજના શ્લોકમાં કહે છે કે, રાત્રિ દિવસ તમે જેની ઉપાસના કરો છો તે અન્નમાં પણ હું જ બેઠો છુ. બીજી ત્રીજી ઉપાસના તો મનુષ્ય પ્રાણી કરે છે. પરંતુ અન્નની ઉપાસના તો પ્રાણી માત્ર પશ્વાદિ સાધારણ પણ કરે જ છે. પરમાત્માએ આ ઉપાસના તો એવી મુકી છે, કે જે કર્યા વગર છુટકોજ નહિ. આપણે સવારથી ઉઠીએ છીએ ને સાંજના સુઈ જઈએ છીએ ત્યા સુધીની જે, જે, ધરપડ કરીએ છીએ તે સર્વ અન્ન પ્રાપ્તિના બારામાં જ હોય છે. ઇતર પ્રાણીઓને જે અન્ન સહજ પ્રાપ્ત થાય છે. પરતુ સૌ કરતાં જ્ઞાનમાં જે વિશેષ મનુષ્ય પ્રાણી તેને જ અન્ન પ્રાપ્તિ માટે ધરપડ ઘણી કરવી પડે છે. આખું આયુષ્ય જ આ અન્નપ્રાપ્તિની ખટપટમાં જ વ્યતીત થાય છે. ચોર ચોરી એને માટે કરે છે અને દાસ અન્યની સેવા પણ અન્ન માટેજ ઉઠાવે છે. એમ મનુષ્ય પ્રાણીને અન્ન મહાકષ્ટે પ્રાપ્ત થાય છે. જ્યારે પશ્વાદિ સાધારણ માટે ભગવાને જ્યાં ત્યાં ઘાસ ઉગાડી રાખ્યું છે. સર્પ જેવા

ક્રૂર પ્રાણી માટે પણ પવન ભક્ષ સહજ રાખ્યો છે. વ્યાઘ્રાદિ માટે પણ વનમાં સહજ તેમનું અન્ન મળે છે. ત્યારે પ્રશ્ન આ ઉઠે છે, અમારા માટે તે સહજ કાં નહીં ? જેનો પ્રત્યુત્તર એ છે કે, પ્રભુએ જેવી રીતે અન્ન પ્રાપ્ત કરવાની આજ્ઞા કરી છે, તેમ આપણે ન વર્તતાં અન્યાયથી આજીવિકા મેળવવાની ખટપટ કરીએ છીએ, તેથી પરમાત્માનો કોપ ઉતરવાથી અન્નનાં સાં સાં પડવા માંડયાં. મનુસ્મૃતિમાં આજ્ઞા છે કે, કન્યાવિક્રય કરવો નહીં, રાંધેલું અન્ન વેચવું નહિ, અને અન્ન છે તે પ્રાણી માત્રને એમ ને એમ આપતા રહો. તેમજ વિદ્યા પણ અધિકારીને આપતા રહો ત્યાં આપણે અન્ન, વિદ્યા, તેમજ કન્યા, વેચાવા લાગ્યા. જેથી સર્વ દુર્લભ થઈ ગયું. છાદોગ્ય ઉપનિષદ્‌માં વૈશ્વાનર વિદ્યામાં વર્ણન છે કે, પાંચ ઋષિઓ પાઠશાળામાં બ્રહ્મચર્ચા કરતા બેઠા હતા, ત્યાં अन्नं ब्रह्मेति विजानतः અન્ન છે તે બ્રહ્મ છે. એવી વાત થઈ માટે અન્નને બ્રહ્મરૂપે કેમ ઉપાસના કરવી તે પ્રશ્ન ઉઠયો ત્યારે પાંચે મળીને ઉદ્દાલક ઋષિ પાસે ગયા ત્યાં અન્ન બ્રહ્મ રૂપે કેમ છે. અને તેની ઉપાસના કેમ કરવી તે પ્રશ્ન પૂછયો. ઉદ્દાલક ઋષિએ તેમને અશ્વપતિ નામના રાજા કે જે વૈશ્વાનર વિદ્યામાં પારંગત હતા, તેમની પાસે લઇ ગયા ત્યાં રાજા યજ્ઞ કરતા બેઠા હતા. ઋષિઓને જોઇને રાજાએ અર્ધ્યપાદ્યથી આદર પૂર્વક સત્કાર કરીને किमागताः પ્રશ્ન પૂછયો ત્યારે ઋષિઓએ કહ્યું: વૈશ્વાનર વિદ્યાનાં બારામાં જાણવા આવ્યા છીએ, ત્યાં રાજાએ કહ્યું : અન્નની થાળી સાંમે આવે તેને પરબ્રહ્મ જાણવી વળી તે અન્ન જેનાવડે મેળવાય છે, તે દ્રવ્ય પણ ન્યાયથી મળેલું હોવું જોઇએ. જેમ કે, पंचऽमे ह्नि षष्ठे वा शाकं पचति स्वे । गृहे अनृणिचाप्रवासी च स वारिचर मोदते ॥ પાંચમે કિંવા છઠ્ઠો દિવસે કેવળ શાક જ મળ્યું હોય છતાં માથે ઋણ ન હોય અને અત્યંત કષ્ટથી મળેલું ન હોય તે અન્ન કે જ अकृत्वा परसंतापं अगत्वा खलमंदिरं । अक्लेशयित्वा चात्मानं यदल्पमपि तद्बहु કોઇને સંતાપ કર્યા વિના ખલ મંદિરે ગયા વિના પોતાના આત્માને પીડવા વિના થોડું પણ મળે તે ઘણું છે. તેવું અન્ન પ્રસન્ન ચિત્તે અગ્નિહોત્ર જેવા પવિત્ર અગ્નિમાં પકાવેલું અન્ન બુદ્ધિને મેધા કરે છે. અને મુખમાં મુકતી વખતે મુખને યજ્ઞની વેદી જાણી, પેટમાં જે વૈશ્વાનર ભગવાન્ બેઠા છે, તેમને આહુતિ આપું છું, એવી ભાવના વડે અન્ન ગ્રહણ કરવામાં આવે તો તે ભગવાનની ઉપાસના જ થાય છે. વળી પ્રથમ પાંચ પ્રાણોનાં નામ લઈને સ્વાહા કહીને આહુતિ આપવી. વળી પાંચ ભાગ પાડી ગાય બ્રાહ્મણ અગ્નિ અતિથિ કુતરાદિકને પણ રોજ જમાડતા રહેવું. એમ પવિત્રપણે યજ્ઞ કુંડની જ ભાવનાં રાખી જમવામા આવે તે પૂજા છે. પાંડવોની તેવી સતત પૂજા હોવાથી ભગવાન્ શ્રીકૃષ્ણે દ્રૌપદીના અક્ષય પાત્રમાં થી ભાજીનું પાંદડું ગ્રહણ કરીને સમસ્ત બ્રહ્માંડની તૃપ્તિ કરી હતી એમજ આ વૈશ્વાનર વિદ્યા દુર્વાસા ઋષિને પ્રાપ્ત હોવાથી તેમણે ૬૦ ખાંડી અન્ન જમીને નિરાહારી ગણાયા હતા. વળી જેવું અન્ન તેવું મન થાય છે. માટે પવિત્રપણે પ્રશંસા કરતા કરતા ભગવાનની પૂજા સમજી અન્ન પ્રસાદ તરીકે ગ્રહણ કરવું જેથી यादृशि अन्नं बुद्धिर्भवति तादृशी અને સામાન્ય કહેવત છે કે અન્ન તેવો ઓડકાર જેના ઘરનું જમીએ તેવી બુદ્ધિ

થાય છે. બનતાં સુધી દોષો જેમાં ઓછા તેવું અન્ન ગ્રહણ કરવું. અહિંસાત્મક અન્ન મળવું કઠણ છે. કારણ 'જીવો જીવસ્ય ભક્ષણં છે. છતાં પણ પ્રબોધ જીવોનો નાશ કરીને અન્ન ગ્રહણ કરવું નહિ. આ સર્વ ઉપાસના આજાન શ્લોકમાં ભગવાન્ કહે છે. તેમ વૈશ્વાનર ભગવાનની પૂજા છે. જે ભગવાન્ પ્રાણી માત્રના દેહનો આશ્રય કરીને રહ્યા છે અને ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય નામનાં ચાર પ્રકારનાં અન્નને પચાવે છે. દાંતોથી ભુકો કરી ખાવું તે ભક્ષ્ય. દાંતના વ્યવહાર વિના જે ચાટવું જીભથી ખાવું તે ભોજ્ય. શેરડી શીંગ વિગેરે ચુસી ખાવું તે ચોષ્ય અને લેહ્ય, એટલે ચાટીને ખાવાનો પદાર્થ. એ ચાર પ્રકારનાં અન્ન આપણે પેટમાં નાખીએ તે પરમાત્મા પ્રાણાપાન સમાન કરીને તેને પચાવે છે." ચતુર્વિધનો બીજો અર્થ એમ છે કે અન્નમાં આકાશ સિવાયનાં ચાર ભૂતો તેમાં છે. તે ચતુર્વિધ એમ વિધિથી જમેલા અન્નથી ભગવાનની ઉપાસના થાય છે. ચોથા શ્લોકમાં ભગવાન્ કહે છે.

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

ઉપાસના કાન્ડનો આ ચોથો શ્લોક આવ્યો, જેમાં ભગવાન્ કહે છે., સઉ કોઈના હૃદયમાં હું બેઠો છું. ગતશ્લોકમાં પેટમાં હતા, જ્યારે આ શ્લોકમાં ભગવાન પ્રાણીમાત્રની છાતી ઉપર ચડી બેઠા છે. જ્યાં અન્વય. अहं च હું છું તે सर्वस्य हृदि सन्निविष्ट. સર્વ કોઇના હૃદય ઉપર બેઠો છું. स्मृतिर्ज्ञानं च સ્મૃતિ જ્ઞાન છે તે अपोहनं અજ્ઞાન પણ मत्तः सन्ति મારાવડેજ થાય છે. सर्वैर्वेदैः સર્વ વેદો છે. તે अहं एव वेद्यः अस्मि સર્વ વેદો વડે મારૂંજ જ્ઞાન થાય છે. च તથા वेदांतकृत् एव वेदविद् अहम् अस्मि વેદોનો કરતા વેદવેત્તા પણ હુંજ છું.

આમ આ શ્લોકમાં પ્રાણી માત્રના હૃદય દેશે હું જ અંતર્યામિ બેઠો છું, અને તેના સર્વ જ્ઞાન અજ્ઞાનનો ઉત્પાદક પણ હું જ છુ. ઉપનિષદમાં पुरुष चक्रे द्विपदः पुरुषचक्रे चतुष्पादः બે પગવાલા ચાર પગવાળા અનેક હસ્તપાદવાળા બનાવીને સર્વ શરીરને વિષે એક જ પરમાત્મા વાસ કરીને રહ્યા છે. ત્યાં પ્રશ્ન ઉઠે. કે, કેમ રહ્યા છે ? ઘડામાં પાણીની પેઠે કે માટલામાં ગોળની પેઠે ? ત્યાં શાસ્ત્રકારો જવાબ આપે કે તેમ પરમાત્માનો વાસ નથી. જેમ બરફમા પાણીની પેઠે છે. બરફ પાણી. નામ માત્ર ભિન્ન છે. જ્યારે વસ્તુસ્વરૂપમાં તેનો અભેદ છે. તેમ વિશ્વજ પરબ્રહ્મ સ્વરૂપ છે. ત્યારે શરીર પૃથક્ અને પરબ્રહ્મ પૃથક્ હોઇને તેમાં રહ્યા છે, એ સમજ ખોટી છે. સર્વત્ર સર્વ ઠેકાણે પરમાત્મા જ છે. જેનો અનુભવ શ્રી શુકદેવજી પોતે બ્રહ્મસ્વરૂપ થયા હતા તેથી પિતા વેદવ્યાસના બોલાવ્યાનો પ્રત્યુત્તર વૃક્ષોમાંથી આપ્યો. એમ જેનો આત્મા વ્યાપક થયો છે, તેને પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, એમ અનુભવ થાય છે. જે બારામાં સંત શિરોમણિ તુકારામ મહારાજ ખેતરનું રક્ષણ કરતા બેઠા હતા, તેમને જોઇને પક્ષીઓ ઉડી ગયાં. ત્યારે મહારાજે વિચાર્યું કે सर्वस्य अहं हृदि-सन्निविष्ट એમ સિદ્ધાંત વાકય છે. તો મારા હૃદયમાં જે પરમાત્મા છે. તેજ પક્ષીઓના હૃદયમાં બીરાજે છે, ત્યારે મને જોઇને પક્ષીઓ ઉડી ગયાં. માટે મારા મનમાંજ ભાવનો અંતર થયો હશે અને नाहिं झाला प्रपंच

आहे पर ब्रह्म એ સિદ્ધાંત મારા હૃદયમાં પરિપૂર્ણ લાગ્યો નથી. પછી ભગવાનનું અતિ તીવ્ર પરિતાપથી ભજન કરવા લાગ્યા. ત્યારે તેમના સર્વાંગ ઉપર પક્ષીઓ આવીને બેઠાં. એમ સાધુ સંત પુરૂષોને જ સર્વસ્ય ચ અહમ્ પરબ્રહ્મની પ્રતીતિ થાય છે. બીજા ચરણમાં ભગવાન્ કહે છે मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च મારા વડે જ સ્મૃતિ, જ્ઞાન અને અજ્ઞાન પણ છે. હું જ હૃદયમાં બેઠો, બેઠો, પ્રાણી માત્રની સ્મૃતિ જાગ્રત કરૂં છું. જ્ઞાન પણ જાગ્રત રાખું છું અને ત્યાં અજ્ઞાન પણ મારાવડે જ છે. જેમકે નિદ્રામાં એક અવસ્થા આપણે એવી ભોગવીએ છીએ કે, संमिलने नयनयोः न हि किंचिदस्ति ॥ બે નેત્રો બંધ થયાં કે પછી કાંઈ જ નથી. પુનઃ પ્રભાતમાં જાગ્યા કે સ્મૃતિ સાથે ઉઠયા અને સર્વ વ્યવહાર રીતસર ચાલે છે. જો કોઇ સમય એવો આવી જાય કે નિદ્રામાંથી ઉઠયાને કાંઈ સ્મરણજ રહ્યું નહિ, તો પછી કોઈ પણ નિદ્રા જ લે નહિ. એમ સ્મૃતિએ આયુષ્યમાં આત્યંતિક ઉપયોગી છે. પ્રભુ પ્રેમ પણ અખંડ સ્મૃતિમાં જ ભોગવવાનો છે. જેના ઉપર પ્રભુની કૃપા થાય તેને જન્માન્તરોની સ્મૃતિ અખંડ રહે છે. વસ્તુતઃ આપણે સ્વસ્વરૂપને ભુલી જ ગયા છીએ. તેથી શાસ્ત્રના શરણે આવીને પુનઃ સ્મૃતિ જ જાગ્રત કરવાનો ઉપાય કરીએ છીએ તેજ સાધનો છે. અને સ્મૃતિની જે જાગૃતિ તેજ વાસ્તવિક જ્ઞાન છે. માટે સંતો માગે છે કે, अखंड तूझी स्मृति अखंड तूझें नाम। देरे मज प्रेम पंढरीराया ॥ એમ સ્વરૂપ બોધ તે જ્ઞાન તદ્‌વ્યતિરિક્ત સર્વ કાંઈ અજ્ઞાન છે. પશુઓમાં અજ્ઞાન છે ત્યારે તો આપણે તેના ઉપર અમલ બજાવીએ છીએ. તેમનામાં જો જ્ઞાન હોય તો આપણી સત્તા તેમના ઉપર ચાલી શકે નહિ. વળી અજ્ઞાન છે, ત્યારે વિશ્વનો સંભવ છે. વિના અજ્ઞાને વિશ્વ ટકે જ નહિ. એમ જ્ઞાન પણ પોતે તેમ અજ્ઞાન પણ પોતા વડે જ થાય છે. અત્રે શંકાકાર શંકા કરે કે જ્ઞાન પરમાત્માથી તે બરોબર પણ અજ્ઞાન પરમાત્માથી કેમ સંભવે ? જ્યાં પ્રત્યુત્તર છે કે, પ્રાણી માત્રના કર્મફળના પ્રદાતા ભગવાન્ હોવાથી પાપનું ફળ અજ્ઞાન ભગવાન જ આપે છે. નીચેના ચરણમાં કહે છે હું જ સર્વ વેદરૂપ છું. તેના કરતા વેદવ્યાસ તે પણ મારો જ અવતાર છે. વેદ જાણનારા બ્રાહ્મણો પણ મારા સ્વરૂપ રૂપ છે. સકામી માટે પૂર્વ મીમાંસા અને નિષ્કામી માટે ઉત્તર મિમાંસા છે. એમ પરમાત્મા કહે છે કે હું જ જાણવા યોગ્ય છું.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानिकूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

આ શ્લોકથી આરંભીને ત્રણ શ્લોકોવડે પરમાત્માએ અધ્યાયને નામ આપ્યું છે. પુરૂષોત્તમયોગ અધ્યાય તે પુરૂષોત્તમનું વર્ણન કરે છે. જેમાં આખા સંસારમાં ત્રણજ પુરૂષો છે, એમ કહે છે. અત્રે પુરૂષ શબ્દ આવ્યો તે સ્ત્રી પુરૂષ સર્વ કોઇને સંબોધીને છે. પ્રભુ દૃષ્ટિમાં સ્ત્રી છેજ નહિ. જે છે તે પુરૂષ જ છે. માટે આ શ્લોકમાં બોલે છે કે इमौ द्वौ पुरुषौ लोके આ સૃષ્ટિમાં બે જ પુરૂષો છે क्षरः च अक्षरः च एव ક્ષર અને અક્ષર એ બેજ છે. क्षरः सर्वाणि भूतानि સર્વ પ્રાણીમાત્ર ક્ષર છે. अक्षरः कूटस्थ उच्यते અને અક્ષર તે કૂટસ્થ માયા કહેવાય છે.

અત્રે ક્ષર સર્વાણિ ભૂતાનિ બોલ્યા છે. ત્યાં ભૂત શબ્દ વ્યાપક છે. યદ્ યદ્, ભવન ધર્મ તત્ તત્ ભૂતં, જ્યાં જ્યાં ઉત્પત્તિ ધર્મ લાગ્યો, તે તે પદાર્થભૂત છે. એમ આખા બ્રહ્માંડમાં દ્રવ્ય, પદાર્થ ભૂત છે, અને જેને ઉત્પત્તિ ધર્મ લાગે તેનો નાશ પણ અવશ્યજ છે. માટે ભગવાને અત્રે ક્ષરઃ એમ કહ્યું છે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. जेतुलें पंच भौतिक घडतें । जें नामरूपा सांपडतें । गुणत्रयाच्या पडतें । कामठां जे ॥ एसे उपाधिचेनि पाडें ॥ क्षणितत्व यातें जोडे ॥ तेणें खोकरपणें घडे । क्षर हें नांव ॥ एवं जीव चैतन्य आघवें । हें क्षर पुरुष जाणावें । आतां रूप करूं बरवें । अक्षरासी જે જે કાંઈ પાંચ ભૂતોમાંથી થાય છે, નામ રૂપમાં આવી જાય અને ત્રણ ગુણના જડબામાં આવે એવી જે ઉપાધિમાં સપડાઈને ક્ષણિકત્વ પ્રાપ્ત થવાથી તેને ક્ષર એમ કહેવાય છે. એમ જીવ ચૈતન્યને તેજ ક્ષર પુરૂષ જાણવો. હવે અક્ષરનું રૂપ કહીએ.

એમ શ્લોક દૃષ્ટિ લઈને ભગવાને અત્રે, બે પુરૂષો કહ્યા છે. વસ્તુતઃ શાસ્ત્ર દૃષ્ટિથી એક ચૈતન્ય મયજ પુરૂષ છે. પરંતુ આપણે પ્રકૃતિને જોઈએ છીએ. તેના જ બે વિભાગ કરીને પરમાત્માએ અત્રે એક ક્ષર પુરૂષ અને બીજો અક્ષર પુરૂષ એમ કથન કર્યું છે. મૃત્તિકા ઘટવત્ તેનો ભેદ પડે છે. જેમ મૃત્તિકાનાજ ઘડા કોડીઆં વિગેરે નામ રૂપે ભિન્ન, ભિન્ન, ઘડવામાં આવે છે. જે આદિ અંતમાં મૃત્તિકા જ છે. તેમજ આખું વિશ્વજ अस्ति जायते वर्धते विपरिणमते अपक्षीयते नश्यति વિકાર ષડ્ વિકાર યુકત છે. તે ક્ષર પુરૂષ અને પ્રકૃતિ અનાદિ સિદ્ધ જેનું વર્ણન ત્રયોદશ અધ્યાયમાં વિસ્તારથી આવી ગયું. જેને પરમાત્માએ અત્રે અક્ષર પુરૂષરૂપે વર્ણવ્યો છે. કારણ બળવત પુરૂષ જેવાંજ જેનાં કામો છે. જેનું વર્ણન શ્રીજ્ઞાનેશ્વર કરે છે. तरी अक्षरू जो दुसरा । पुरुषु पैं धनुर्धरा ॥ तो मध्यस्थु गा गिरिवरां । मेरुजैसा ॥ जीवत्व जेथुनि किरीटी ॥ विश्व उठतची उठी ॥ ते उभय भेदां मिठी । अक्षरू पुरुषु ॥ पैसे जीव कार्य कारण । जया माया संगुची लक्षण ॥ अक्षर पुरुषु जाण । चैतन्य तें ॥ અક્ષર પુરૂષ જે બીજો તે મેરૂ પર્વતની પેઠે મધ્યસ્થ છે. જ્યાંથી જીવત્વ ઉત્પન્ન થાય. અને વિશ્વ જ્યાંથી ઉઠે છે, તે ઉભય ભેદની મીઠી તે અક્ષર પુરૂષ. એમ જીવ કાર્ય, કારણ, જે માયાના સંગથી ચૈતન્યમાં ઉત્પન્ન થાય છે, તેજ અક્ષર પુરૂષ જાણ. એમ ચિત્ર વિચિત્ર જગતની રચના કરી પુરૂષ ચૈતન્યને તેમાં રમાડી લુબ્ધ કરી મુકે છે, અને દ્રવ્ય ક્ષર પદાર્થ માત્ર તેમાં લીન થઈ જાય છે. માટે તે કૂટસ્થ નામે ઓળખાય છે. રાજા ભોજના દરબારમાં આ શ્લોક ઉપર ચક્રીપુરાણ રાખતાં વિદ્વાનોએ પૃથક્ પૃથક્ અર્થ કર્યો. એક બોલ્યો द्वाविमौ पुरुषौ लोके शिरः शूलकरौ मतौ । गृहस्थश्च ह्यनारंभो यतिश्च सपरिग्रहः ॥ કવિ કહે છે કે સંસારમાં આ બે પુરૂષો માથું પકાવે એવા છે. ગૃહસ્થ હોય તે ઉદ્યમ રહિત હોય અને સંન્યાસી થઈને પરિગ્રહવાળો હોય. બીજો બોલ્યો द्वाविमौ पुरुषौ लोके नभूतो न भविष्यति ॥ यः प्रार्थितं यश्च कुरुते यश्च नार्थयते परम् સંસારમાં આ બે પુરૂષો થયા પણ નથી ને થશે પણ નહિ. એક તો મનમાં ઇચ્છે તે કરી શકે અને બીજો કોઈ પાસે પણ કદાપિ માગે નહિ. અત્રે કોઈ કહે અમે તો માંગતા નથી. ત્યાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જન્મ્યો ત્યારે ભુખ લાગી તે પ્રથમ મા પાસેજ પ્રાર્થના કરી

દુધ પીધું, એમ શરીરધારી પુરૂષ માગ્યા વિના જીવી શકતો જ નથી. ત્રીજાએ અર્થ કર્યો ક્ષર તે પ્રાણીમાત્ર અને અક્ષર તે પ્રકૃતિ, હવે તેને કૂટસ્થ કહેવાય છે. જેના ત્રણ ચાર અર્થ થાય છે. લુહારની એરણના મધ્યના દાંડાને કૂટસ્થ કહેવાય છે. વળી મૃત્તિકા પણ કૂટસ્થને ઠેકાણે છે. સોનું પણ કૂટસ્થ ઠેકાણે છે. વળી કોઈ ભાગ્ય શાળી પુરૂષ પોતાની ત્રણ ચાર પેઢી થયા છતાં જીવે તે પુરૂષ પણ કૂટસ્થ કહેવાય છે. જેમ શ્રી વેદવ્યાસ વિચિત્ર વીર્યના પિતા થતા હતા છતાં, પાંડવોના પૌત્ર જન્મેજય રાજાના સર્પસત્રમાં આવ્યા હતા. એમ કાર્યનું કારણ તે કૂટસ્થ આખા વિશ્વનું કારણ માયા અચલ હોવાથી કૂટસ્થ છે. ચોથા પંડિતે કૂટસ્થનો અર્થ એમ કર્યો કે, શ્રીરામચંદ્રજી રાજ્ય ગાદી પર આવ્યા પછી કેટલાંક વર્ષો વીત્યા બાદ ફરીને વનથી જોવા પધાર્યા ત્યારે સૃષ્ટિમાં આદપાનમાં અનેક અંતર જોયો અને ભાગીરથી હતી ત્યાં જમીનને અને જમીનને ઠેકાણે ભાગીરથી દેખાઈ તેથી તેમને આશ્ચર્ય લાગ્યું. પરંતુ ત્ર્યંબકેશ્વરનો ડુંગર જેવો ને તેવો સ્થિર ઉભેલો દેખાયો તે કૂટસ્થ. એમ સૃષ્ટિના કાર્યભાગનો પલટો થાય છે, પરતુ માયા સ્થિર છે. માટે તે કૂટસ્થ છે. આમ આમાં બે પુરૂષો કથન કરી નીચેના શ્લોકમાં ઉત્તમ પુરૂષનું વર્ણન કરે છે.

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।
यो लोकत्रयमाविश्य विभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

હવે પંદરમા અધ્યાયનો અંત સમીપ આવ્યો જેમાં પરમાત્મા ઉત્તમ પુરૂષનું વર્ણન કરે છે. જ્યાં અન્વય तु उत्तमः पुरुषः अन्यः ઉત્તમ પુરૂષ જુદા છે. જેને परमात्मा इति उदाहृत. પરમાત્મા એમ કહેવામાં આવે છે. अव्ययः ईश्वरः અવ્યય એવા ઇશ્વરઃ लोकत्रयम् आविश्य ત્રણ લોકોમાં પ્રવેશ કરીને રહ્યા છે. विभर्ति અને ધારણ કરીને રહ્યા છે. તેજ પુરૂષ છે. તે यस्मात् क्षरम् अतीतः ક્ષરથી અતીત अक्षरात् अपि च उत्तम. અક્ષર કરતાં પણ પરે अहम् लोके च वेदे च હું લોકમાં તેમજ વેદમાં પણ पुरुषोत्तमः प्रथित. अस्मि પુરૂષોત્તમ કહેવાઉં છું.

આમ આ અધ્યાયની સમાપ્તિમાં ભગવાન્ અતી વ રમણીય વર્ણન કરે છે. આખો અધ્યાય વીશ શ્લોકોનો જેમાં વેદાંતના મુખ્ય, મુખ્ય, પ્રમેયો આવી ગયા. જેમા પ્રથમ સંસારનું રૂપક અલંકાર કરીને વર્ણન કર્યું. પછી તેનો નાશ કરવાને અસંગ શસ્ત્ર બતાવ્યું. ત્યાર પછી तत् पद નું શોધન કથન કર્યું. પશ્ચાત્ त्वं પદ જીવાત્માના સ્વરૂપનું પાંચ શ્લોકોવડે વર્ણન કર્યું જેમાં પરમાત્માનો વિષાદ બતાવ્યો. પછી અંતઃકરણની શુદ્ધિ માટે ઉપાસનાનું વર્ણન કર્યું. જેમાં સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વૈશ્વાનર, તેમજ પૃથ્વીમાં ચૈતન્ય ઉપાસ્ય દેવ બતાવ્યા. હવે પુરૂષોત્તમની વ્યાખ્યા કરે છે. જેમાં બે કનિષ્ઠ પુરૂષો બતાવી ઉત્તમ પુરૂષનું વર્ણન કરે છે. અત્રે અન્ય શબ્દ વાપરી તેની વિલક્ષણતા બતાવે છે. જેમ ભક્ત કવિ તુલસીદાસજી કહે છે કે, रामनाम सब कोइ कहे ठग ठाकुर अरु चोर । जिस नामसे प्रभु मिले यहि नाम कछु

ओर॥ એમ અન્ય શબ્દમાં વિલક્ષણતા બતાવી છે. पुरि शेते इति पुरुषः જે કોઈ પુરમાં રહે તે પુરૂષ શરીરરૂપી નવદ્વારવાળો નગરીમાં રહેનારો પુરૂષ તે જીવાત્મા. જ્યારે यतो वा इमानि जायन्ते जातानि એવા જે પરમ્ પુરૂષ પુરૂષેષુ ઉત્તમઃ એવા પુરૂષોત્તમ જ્યાંઉપનિષદ્‌માં ભૃગુવલ્લિમાં ભૃગુનામના ઋષિએ પિતા વરૂણ પાસે જઈ પ્રશ્ન પૂછયા છે. अधि भगवो ब्रह्म पृच्छामि બ્રહ્મ શું તે મને કહો, ત્યારે વરૂણે કહ્યું. પ્રાણીમાત્ર જેમાંથી ઉત્પન્ન થાય છે, તેનાવડે જ સ્થિતિને પામે છે. અને જેમાં લય થાય છે, તે બ્રહ્મ. તે સાંભળી ભૃગું ઋષિને લાગ્યું કે, અન્નથીજ પ્રાણી ઉત્પન્ન થાય છે,જીવે છે અને અન્નમાંજ તેમનો લય થાય છે. માટે अन्नं ब्रह्मेति विजानीयात् પુનઃ વરૂણ પાસે જઈને પ્રશ્ન પૂછતાં તેમણે કહ્યું, અન્ન કરતાં પરબ્રહ્મ વિલક્ષણ છે. ત્યારે તેમને પ્રાણોથી પ્રાણી જીવે છે, માટે प्राणं ब्रह्मेति विजानीयात् લાગ્યું. ફરીને પ્રશ્ન પૂછતાં વરૂણે પૂર્વવત્ પ્રત્યુત્તર આપ્યો. છેવટે આનંદ બ્રહ્મ લાગ્યું. ત્યાં પણ વરૂણે તેજ ઉત્તર આપ્યો ને કહ્યું કે, ब्रह्म पुच्छं प्रतिष्ठा જેના એક શેષ ભાગમાં આખું બ્રહ્માંડ રહ્યું છે, જે પાંચે કોશથી પરે છે. જ્યાં શ્રુતિ ભગવતી કથન કરે છે કે, पुरुषा परान्किंचिद् सा काष्ठा सा परा गतिः એવા પરમાત્મા परम् च असौ आत्मा परमात्मा આત્યંતિક ઉત્કૃષ્ટ આત્મા તે પરમાત્મા. તે પરમાત્માની પ્રાપ્તિ પણ જેને થઈ હોય તેવા પુરૂષોનું પણ વર્ણન છે. કે, विद्यावतां जगद्धितमयि मनसः प्रवृत्ती अन्या ॥ 'वचनावलीनां रचना काऽपि अन्यैव कृतिश्च लोकोत्तरा ॥ જે કોઈને પરબ્રહ્મરૂપી વિદ્યા પ્રાપ્ત થઈ તે મહાપુરૂષોના મનની પ્રવૃત્તિ વિલક્ષણ હોય છે. તેમની વચનાવલ્લી પણ અન્યજ હોય છે. અને કૃતિ પણ લોકોથી વિચિત્ર હોય છે. એમ મહાત્મા પુરૂષો પણ વિલક્ષણ હોય છે. તો પછી સાક્ષાત્ પરબ્રહ્મ વિલક્ષણ હોય તેમાં શું આશ્ચર્ય. આત્માના બારામાં પંચદશીકાર ત્રણ વિભાગ પાડે છે. મિથ્યાત્મ, ગૌણાત્મ અને મુખ્યાત્મ. સંસારનાં સુખે સુખી દુઃખે દુઃખી તે મિથ્યાત્મ. બીજો પરમાત્માંથી પોતે પોતાને ભેદ માની જીવરૂપે માનવું, તે ગૌણાત્મ. અને સાક્ષાત પરમાત્મા મુખ્યાત્મા કે જે આખા વિશ્વમાં પ્રવેશ કરીને તેનું રક્ષણ પોષણ કરે છે, છતાં અવ્યયરૂપે હોવાથી કશાથી લેપાતા નથી. હવે બીજા શ્લોકમાં તે પરમ પુરૂષ હુંજ છું એમ કહે છે. એમ અઢારમાં શ્લોકમાં ક્ષર અક્ષરાતીત પુરૂષ તે હું જ છું એમ કહે છે. અત્રે અતીત શબ્દ વાપરીને પોતાની ઉત્તમત્તા સિદ્ધ કરે છે. ઉત્તમ તેજ ઉંચું એમ છે. જ્યારે ઉત્તમમ્ એટલે અતિ ઉંચું છે. તે શ્રીકૃષ્ણ પ્રભુના વર્ણનમાં શ્રી શંકરાચાર્ય વર્ણન કરે છે. *ब्रह्मांडानि बहूनि पङ्कजभवान्प्रत्यण्डमत्यद्भुतान् ॥ गोपान्वत्सयुतानदर्शयदजं विष्णूनशेषांश्च यः ॥* शंभुर्यच्चरणोदकं स्वशिरसिधत्ते च मूर्त्तित्रयात्कृष्णो वै पृथगस्ति कोऽप्यविकृतः सच्चिन्मयो नीलिमा ॥ વત્સ હરણ સમયે બ્રહ્માજીએ શ્રી કૃષ્ણના અંગમાં પોતાના જેવા કમલમાં ॥ ઉત્પન્ન થતા અનેક બ્રહ્માઓ બ્રહ્માંડ સહિત જોયા. તેમજ શંભુને પણ જેનાં ચરણોદક મસ્તક ઉપર ધારણ કરતા જોયા એવા શ્રીકૃષ્ણ પ્રભુના વિષ્ણુ પણ શેષ અંશ છે. તે કૃષ્ણ પરમાત્મા ત્રણ દેવો કરતાં વિલક્ષણ સત ચિત્ આનંદરૂપ નીલસ્વરૂપ છે. માટે જ પરમાત્મા અત્રે પણ કહે છે, કે લોકમાં તેમજ વેદમાં હું જ સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ છું. તે શ્રીકૃષ્ણ

પરમાત્માના સાક્ષાત્કારથી શ્રી મધુસૂદન સરસ્વતિ પોતાની ટીકામાં લખે છે. कारुण्यतो नरवदाचरतः परार्थान्पार्थाय बोधितवतो निजमीश्वरत्वम् ॥ सच्चित्सुखैकवपुषः पुरुषोत्तमस्य नारायणस्य महिमा नहि मानमेति ॥ केचिन्निगृह्य करणानि विसृज्य भोगमास्थाय योगममलात्मधियो यतन्ते ॥ नारायणस्य महिमानमनन्तपारमास्वादयन्नमृतसारमहं तु मुक्तः ॥ કરૂણાથી નર પેઠે આચરણ કરવાવાળા ભગવાન્ પોતાનું પરાર્થ સ્વરૂપ પાર્થ પ્રત્યે કહે છે. અને તેના પાસે પોતાનું નિજ ઈશ્વર સ્વરૂપ પ્રગટ કરે છે. જેનું વપુ જ સત્ ચિત્ સુખરૂપ છે, એવા નારાયણ સ્વરૂપ પુરૂષોત્તમનો મહિમા સર્વ કોઈ જાણતા નથી. કોઈકજ વિરલ પુરૂષો ભોગને ત્યજીને યોગવડે નિર્મલ અંતઃકરણવાળા થઈને નારાયણના મહિમાનો અમૃતસ્વાદ ગ્રહણ કરીને મુક્ત થાય છે. એવા શ્રીકૃષ્ણ પરમાત્મા આ શ્લોકમાં પોતાને ઉત્તમ કહે છે. વસ્તુતઃ જીવનું અસ્તિત્વ તેજ પરમાત્માનું સ્વરૂપ છે જીવનું અનેકત્વ મિથ્યાભાસ છે. જ્યાં દૃષ્ટાંતઃ પૂજ્ય શાસ્ત્રી મહારાજ એક સમયે એક બાપુભાઈ નામના શેઠને મળવા ગયા હતા. તે શાસ્ત્રના શોખીન છતાં વિલાસી શ્રીમંત હતા, સાથે રઘુજી પણ હતા. મહારાજ મળવા ગયા ત્યારે તે એક આખા કાચ જડેલા હોલમાં બેઠા હતા, ત્યાં જઈ ઉભા રહેતાં અનેક બાપુભાઈ દેખાવા લાગ્યા. પછી શાસ્ત્રી મહારાજે યુક્તિ કરી તેને જે સ્તોત્ર પ્રિય હતુ તે બોલવા લાગ્યા. એટલે બાપુભાઈ સામે ઉઠી મળવા આવ્યા. ત્યારે, સર્વ બાપુભાઈ તેમાં સમાઇ ગયા, એમ એકજ પરમાત્મા ચૈતન્ય છે તેના પ્રતિબિંબ રૂપ જીવનું છે. જીવ નિરહંકાર થાય ત્યારે એકજ પરમાત્મા શિવરૂપે છે. માટેજ અત્રે બોલ્યા છે કે, લોકમાં તેમજ વેદમાં હુંજ એકલો પુરૂષ છું. માત્ર તમારી સમજણ માટે મેં ત્રિધા વિભક્ત કરીને બતાવ્યું છે. માટે તો લોકમાં બે પુરૂષો કથન કર્યા. પરંતુ વેદમાં તો હુંજ એકલો પુરૂષ છુ. મારી દૃષ્ટિમાં મદ્વ્યતિરિક્ત કાંઇ છેજ નહિ માટે પુરૂષોત્તમ હુંજ છું. નીચેના બે શ્લોકોવડે ફળ સ્તુતિ કથન કરી અધ્યાયની સમાપ્તિ કરે છે.

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ! ॥ १९ ॥
इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ! ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात् कृतकृत्यश्च भारत ! ॥ २० ॥

આ શ્લોકમાં સમાપ્તિ સાથે પરમાત્માએ સૂત્રરૂપે વર્ણવેલા વેદાંત શાસ્ત્રની ઇતિ છે. માટે ઇતિમાં પણ મંગલ આવવું જોઇએ માટે ચોથા શ્લોકમાં જે તત્પદનું વર્ણન કર્યું હતું તેજ વર્ણન પુનઃ સમાપ્તિમાં કરે છે જેમાં તે તત્પુરૂષ હુંજ છું. તેમને અસંમૂઢ પુરૂષો જ જાણે છે. જ્યાં અન્વય हे भारत ભારત यः असंमूढः જે કોઈ મૂઢતાથી રહિત છે તે एवं पुरुषोत्तमम् मां એવા પુરૂષોત્તમ મને जानाति જાણે છે. सः सर्ववित् मां सर्वभावेन भजति તે સર્વ પ્રકારે સર્વ ભાવવડે મનેજ ભજે છે.

अनघभारत હે પાપરહિત એવા અર્જુન ! इदं इति गुह्यतमं शास्त्रं આ પ્રકારે ગુહ્યતમ એવું શાસ્ત્ર मया उक्तं મારાવડે કથન કરવામાં આવ્યું છે. एतत् बुध्वा

તેને જાણીને बुद्धिमान् च कृतकृत्यः स्यात् બુદ્ધિમાન્ પુરૂષ કૃતકૃત્ય થાય છે.
આમ આ શ્લોકમાં જેને અક્કલ નહિ. તે ઠ. અને સારી પેઠે મૂર્ખ બન્યો હોય તે સંમૂઢ કહેવાય છે. તે સંમૂઢતા જેની અશેષ રીતે નીકળી ગઇ તે અસંમૂઢ કહેવાય છે. ज्ञानेन तु तदज्ञानं नाशयति જ્ઞાનવડે જેમણે અજ્ઞાનનો નાશ કર્યો છે. તેવા જ પુરૂષો ભગવાનને યાદવ ન જાણતાં પરમાત્મા જાણે છે. જ્યાં મધુસૂદન સરસ્વતિ લખે છે. चिदानन्दाकारं जलदरुचिसारं श्रुतिगिरां ॥ व्रजस्त्रीणां हारं भवजलधिपारं कृतधियाम् ॥ विहन्तुं भूभारं विदधदवतारं मुहुरहो ॥ अहो वारंवारं भजत कुशलारम्भकृतिनः ॥ ચિતસ્વરૂપ જ આકારમાં આવેલું નેત્રોની રૂચિના સારરૂપ શ્રુતિ જેના પારને પામી નથી એવા વ્રજ સ્ત્રીઓના હૈયાના હાર ભવરૂપી સમુદ્રમાંથી કાઢનારા અને ભૂમિના ભારને ઉતારવાને અવતાર ધારણ કરવાવાળા શ્રીકૃષ્ણ ભગવાનને કુશળ બુદ્ધિવાળા પુરૂષો જ ભજે છે. જ્યાં પરમ તત્વનું જ્ઞાન થયું. ત્યાં સિદ્ધાંત જ એ છે કે, वंशीविभूषितकरान्नवनीरदाभात् ॥ पीतांबरादरुणबिम्बफलाधरोष्ठात् ॥ पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्कृष्णात्परं तत्त्वमहं न जाने ॥ જેના હાથો વંશીથી વિભૂષિત થયા છે. અને વીજળીના ચમક જેવું જેનું તેજસ્વી મુખારવિંદ છે. પીતાંબર જેમણે પહેર્યું છે. અરૂણોદય સૂર્યના પ્રકાશ જેવા લાલ અધરોષ્ઠ જેના છે. પૂર્ણ ચંદ્રમાના જેવું મુખારવિંદ છે. નેત્રો જેનાં કમલ પત્ર જેવાં સુંદર એવા શ્રીકૃષ્ણથી પરે તત્વ કાંઇ પણ હોય એમ હું જાણતો નથી. એવા શ્રીકૃષ્ણ પરમાત્માને प्रमाणतोऽपि निर्णीतं कृष्णमाहात्म्यमद्भुतम् ॥ न शक्नुवन्ति ये सोढुं ते मूढा निरयं गताः ॥ એવા શ્રીકૃષ્ણનું શ્રુતિનાં પ્રમાણ સાથે માહાત્મ્ય છે. જે અદ્દભુત છે છતાં તેને સમજવાને જે શક્તિમાન્ થતો નથી તે મૂઢ પુરૂષ છે. ભગવાન્ શ્રીકૃષ્ણ પાસે ભારત યુદ્ધની પૂર્વે અર્જુન અને દુર્યોધન ઉભય સહાયની માંગણી કરવા ગયા હતા ત્યારે દુર્યોધને નારાયણી સૈન્યની માગણી કરી. જ્યારે અર્જુને નિઃશસ્ત્ર એવા પરમાત્માની એકલાની માત્ર સલાહ આપવાની માંગણી કરી. તે સારી પેઠે જાણતો હતો કે, એકલા શ્રીકૃષ્ણ મારી બાજુમાં હશે તો હું એકલોજ ત્રૈલોકયને જીતી શકીશ. કારણ શ્રીકૃષ્ણ ચરણમાં જ तत्र श्रीर्विजयो भूतिः વસે છે. એમ પાંડવો અસંમૂઢ હતા અને દુર્યોધનાદિ સંમૂઢ હતા. તે પાંડવો શ્રીકૃષ્ણને સર્વ ભાવેન ભજતા હતા. તેમનો આધાર જ શ્રીકૃષ્ણ હતા. જ્યાં પ્રમાણઃ એક સમયે ધનુર્માસ સમીપ આવ્યો, ત્યારે પાંડવોનો એવો નિયમ હતો કે જે દિવસે ધનુર્માસ નકકી થાય તે દિવસે સવારમાં સુંદર રસોઇ કરીને ભોજનની તૈયારી કરવી ને પાટલા માંડ્યા પછી દ્વારિકા તરફ મુખ કરી ભગવાન્ કૃષ્ણને બોલાવવા. તેઓ આવ્યા પછી તેમની અર્ઘ પાદ્યાદિવડે પૂજા કરી તેમને જમાડીને જમવું. એક વખતે તેમણે ચારેએ મળીને ભીમસેનની ઠઠ્ઠા કરી હતી. અને ભીમસેનને મૂર્ખ જાણતા હતા. તેથી તેની શિક્ષા આપવા ભગવાન્ તેમના ચારેના બોલાવ્યા છતાં આવ્યા નહિ. પાંચમા દ્રૌપદીએ પણ મોટે મોટે સાદે પોકારીને બોલાવ્યા છતાં પ્રભુ પધાર્યા નહિ. ત્યારે સર્વેનું મુખ મ્લાન થયું. અને અત્યંત નિરાશ થઈ માથે હાથ દઇ રૂદન કરતા બેઠા. એટલામાં ભીમસેન બહારથી ગદા ફેરવતો ફેરવતો આવ્યો, અને રોવાનું કારણ પૂછતાં જાણ્યું કે શ્રીકૃષ્ણ કાંઇક

પણ કારણે પાંડવો પ્રત્યે રીસાયા છે. તેથી તેણે ગદા આકાશમાં ઉગામી બોલ્યો: ભગવાન્ પધારો, નહિ તો આ ભીમસેન પોતાનુ મસ્તક આપને ચરણે મૂકે છે. ગદા મસ્તકને અડ્યા પૂર્વે પ્રભુએ તે પકડી લીધી અને સર્વજ્ઞ વચમાં પધાર્યા. સર્વેએ સાથે મળી ભોજન કર્યું. ત્યારે પાંડવોના મનમાં ભીમસેન માટે આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ. એમ પાંડવો સર્વ ભાવથી ભગવાનને ભજતા હતા માટે તો અર્જુનને સર્વજ્ઞ કરવાને ગીતાનો ઉપદેશ સ્વયં ભગવાન્ સ્વમુખથી જ કરતા હતા. એમ જેમનો સર્વ ભાવ ભગવાનમાં થાય તેનો દેહ પ્રારબ્ધ પ્રમાણે વર્તે છતાં સર્વ પ્રકારે ભગવાનને ભજે છે. જ્યાં શ્લોક છે. देहभावे तु दासोऽस्मि जीवभावे त्वदंशकः ॥ आत्मभावे त्वमेवाहमिति मे निश्चिता मतिः ॥ જ્યાં સુધી દેહભાવ હોય ત્યાં સુધી દાસ થઇ રહે, જીવભાવ હોય ત્યારે અંશરૂપ માને, શ્રીવેદવ્યાસ ભગવાનની એજ પ્રકારે પૂજા કરતા હતા. અને આત્મભાવ હોય ત્યારે પ્રભુ રૂપ જ થઇ રહે. સ્વરૂપ સ્થિતિમાં બેસીને ભગવાન્ શંકરાચાર્યે કહ્યું છે કે, सत्यऽपि भेदापगमे नाथ तवाऽहम् न मामकीनस्त्वम् ॥ सामुद्रो हि तरङ्गः क्वचनसमुद्रो न तारङ्गः ॥ હે નાથ ! મારો અને તમારો અભેદ છે. છતા આપનામાં હું છું, પણ મારામા આપ નથી. સમુદ્રમાં તરંગ છે, પરંતુ તરંગમાં સમુદ્ર નથી. તેમ આપનામા હું છુ, મારા હું પદમાં આપ નથી. એમ શંકરાચાર્ય જેવા મહાપુરૂષો ભગવાનને સર્વ ભાવે ભજે છે. હવે નીચેના શ્લોકમાં ભગવાન્ કહે છે. હે પાપરહિત અર્જુન ! ગુહ્યમાં જે પરમ ગુહ્ય એવું જે શાસ્ત્ર તે મેં તને કહ્યું છે. હે ભારત ! તેનો વિચાર કરીને તું બુદ્ધિમાન્ થઇને કૃતકૃત્ય થઇશ એમ અત્રે જે ઇતિ આવ્યો તો વસ્તુસ્થિતિ તપાસતાં ગીતાજ્ઞાનની ઈતિ જ આ અધ્યાયવડે આવી છે. જે, જે, ભગવાનને કહેવું હતું તે, તે, આ પંદરમા અધ્યાય સુધીમાં કહી દીધુ ત્યારે શંકા આવે કે, પુન: ત્રણ અધ્યાયો શા માટે ? ત્યાં પ્રત્યુત્તર છે કે, જે શ્રીમદ્ ભાગવતની સમાપ્તિ એકાદશસ્કંધમાં થઇ છે, છતાં દ્વાદશસ્કંધ તેના સિંહાવલોકન માટે છે. તેમ ત્રણ અધ્યાયો વડે ફરીને ગીતાનું સંક્ષેપમાં વર્ણન આવશે. જેમાં અઢારમો અધ્યાય તો કલશરૂપ અધ્યાય છે. આખી ગીતાની મંદિરરૂપે કલ્પના કરીએ તો કલશરૂપે ૧૮ મો અધ્યાય શ્રીજ્ઞાનેશ્વર મહારાજે અલંકાર રૂપે વર્ણવ્યો છે અત્રે છેવટમાં અર્જુનને અનઘ ! સંબોધન અર્પિ સૂચના કરી છે કે, તું પાપરહિત હોવાથી પિતા જેમ પુત્રને પોતાનુ ગુહ્ય ધન આપે છે. તેમ મેં પણ તને મારૂં ગુહ્ય જ્ઞાન કહ્યુ છે. વળી પિતાનું ધન તો બહાર રહે છે. પરંતુ મારૂં આપેલું જ્ઞાન તો જીવના અંદર ઉતરે છે. અને જીવ શિવરૂપ થઇ જાય છે. તેજ કૃતકૃત્યતા તેમાં આવે છે. આપણુને કૃતકૃત્યતા સંસારમાં यदि रामा यदि रमा यदि तनये तनयोत्पत्ति ॥ સ્રીદીપક લક્ષ્મી હોય અને પુત્ર પૌત્રાદિક હોય તો કૃતકૃત્યતા લાગે છે. ભગવાન્ અત્રે કહે છે. વાસ્તવિક 'કૃતકૃત્યતા તે નથી. સ્વરૂપ જ્ઞાનનું અનુસંધાન કરીને જે કોઇ આ શરીરને છોડે एतद् अक्षरस्य विदित्वा अस्मात् लोकात् प्रैति स ब्राह्मणः અક્ષર પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને આ શરીર છોડે તેજ બ્રાહ્મણ એમ આ અધ્યાયની સમાપ્તિ કરી પરમાત્મા ગીતાશાસ્રની સમાપ્તિ કરે છે.

અધ્યાય ૧૫ મો સમાપ્ત.

ॐ

# श्रीमद्भगवद्गीता

## अध्याय १६ मो

### दैवासुरसंपद्विभागयोगः

**श्रीभगवानुवाच—**

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

પંદરમા અધ્યાયના છેવટે અર્જુનને આશિષ આપી કૃતકૃત્ય કર્યો. કૃતકૃત્ય થયા પછી શું થવાય. તો અભય. પરમાત્મા તેનુ વર્ણન કરતાં કહે છે. જ્યાં અન્વય अभयं सत्वसंशुद्धिः ज्ञानयोगव्यवस्थिति· અભય અંત કરણની શુદ્ધિ જ્ઞાનયોગની વ્યવસ્થા दानं दमः यज्ञः स्वाध्याय तप च आर्जवम् દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરળતા એ પ્રકારે દૈવી ગુણોની સંપત્તિ છે.

સંપત્તિ શબ્દ કાનમાં આવે ત્યારે લક્ષ્મીજી ધ્યાનમાં આવે. કારણ, વ્યવહારમાં સંપત્તિ એટલે લક્ષ્મી, એમ શબ્દ વપરાય છે વળી કોઇક વખત પશુઓ, ઘર, ખેતર ઇત્યાદિને પણ સંપત્તિ તરીકે ઓળખીએ છીએ. અત્રે ભગવાને બે સંપત્તિઓનું વર્ણન કર્યું છે. એક દૈવી અને બીજી આસુરી. જેમાં સંપત્તિ શબ્દનો અર્થ સમૂહ રૂપે વાપર્યો છે. દૈવી ગુણોનો સમૂહ અને આસુરી ગુણોનો સમૂહ તે સંપત્તિ દેવાસુર સંબંધી આખ્યાનો ઉપનિષદ્ પુરાણો વિગેરેમાં ઘણા વાંચ્યા અને સાંભળ્યા છે. જેમાં ઉભયમાં પરસ્પર વૈર સ્વભાવિક જ ચાલ્યું આવ્યું છે. સ્વર્ગમાં દેવતાઓનું સ્થાન, મધ્યમાં આપણે અને પાતાળમાં દૈત્યો છે. એમ મધ્યમા આપણે હોવાથી, કોઇ વખત દેવતાઓનું રાજ્ય આપણા ઉપર હોય, કોઇ વખત દૈત્યોનું હોય. જ્યારે દેવતાઓનું રાજ્ય હોય ત્યારે, દૈવી સંપત્તિવાળા થઇએ, અને અસુરોનું હોય ત્યારે, આસુરી સંપત્તિવાળા થઇએ. આપણુ અંતઃકરણ તે દૈવાસુર સંગ્રામની ભૂમિ. ત્યાંજ રાગ, દ્વેષ રહેલા હોવાથી તેમને આવવાને સુગમ પડે છે. આ અધ્યાયમાં ભગવાન્ પ્રથમ માંગલિક એવી દૈવી સંપત્તિનું વર્ણન કરે છે. જેમાં નવ સંપત્તિનો આંક છે. એકંદર ૧૬ ગુણોનું વર્ણન ૩ શ્લોકોવડે કરશે. પ્રથમ સંપત્તિ તે અભયં. આવી ગુહ્યતમ જ્ઞાન થયા પછી પ્રથમ જે આવે તે અભયં. જે બારામાં શ્રીજ્ઞાનેશ્વર કહે છે. अथवा पैक्य भावाचेनि पैसें ॥ दुजें मानूनि आतमा पैसें ॥ भयवार्ता देशें दवडणें

जें ॥ પરમાત્મા સાથે ઐક્ય ભાવ થવાથી આખું વિશ્વ આત્મરૂપ લાગવાથી ભય જેને રહેજ નહિ, મરણ ભીતિ મનુષ્યને માથે છેજ. બ્રહ્માથી લઇને કીડી પર્યન્ત એ ભીતિ તો પછવાડે પડીજ છે. જેને સમ્યક્ જ્ઞાન થયું. તેણેજ આ ભીતિને જીતી છે. તે અભયનાં બારામાં મધુસૂદન સરસ્વતિ લખે છે. शास्त्रो उदीष्टेऽर्थे संदेह विना अनुष्ठाननित्यत्वं શાસ્ત્રની આજ્ઞા જે નિ સંદેહ 'રીતે પાળે તેજ અભય. જેમ રાજાના કાયદા તેના રાજ્યમાં પાળવાથી તેનો ભય નથી. તેમ પ્રભુના રાજ્યમાં તેના કાયદા રૂપી શાસ્ત્ર પાળવાથી તેનો ભય રહેતો નથી. એ ભયને પ્રલ્હાદે પૂર્ણ પણે જીત્યો હતો. જ્યાં વામન પંડિત લખે છે. नमरे यास्तव नेला पर्वत शिखरासी लोटीला खोली। परतो निर्भय चित्तासी स्मरीतो नारायणा ॥ હિરણ્યકશિપુએ પ્રહ્લાદ મરતો ન હતો તેથી એને ઉંચે શીખરથી નીચે ડુંગરની ખીણમાં નાંખ્યો. છતાં તેણે નિર્ભય અંતઃકરણથી પ્રભુનાં સ્મર્ણમાં મરણ ભિતીને જીતી. એમ અભયતા આવે તોજ ખરેખરી સત્ત્વશુદ્ધિ થાય. ચિત્તશુદ્ધિ થયે જ્ઞાન થાય. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तेवीं सत्स्वरूप रूचलेपणें। बुद्धि जें पेसे अनन्य होणें ॥ ते सत्त्वशुद्धि ह्मणे फेडीहंता ॥ સત્સ્વરૂપની રુચી ઉત્પન્ન થઈ બુદ્ધિ તેમાં અનન્ય થઇ, તેને સત્વશુદ્ધિ કહે છે. સત્વશુદ્ધિ માટે જ સર્વ સાધનો છે. સત્વનો અર્થજ અર્ક છે. ફૂલના અર્કને સત્વ કહેવાય છે. ઘઉંના અર્કને પણ સત્વ કહેવાય છે. અને દૂધનો અર્ક ઘી તે પણ તેનો સત્વ છે. તેમજ શરીરનો અર્ક તે બુદ્ધિ છે. અને 'જેને પરમાત્મા 'દદામિ બુદ્ધિયોગં તં' આપે। તેને પ્રભુ પ્રસન્નતાથી ઉત્પન્ન થયેલી જે બુદ્ધિ તે સત્વશુદ્ધિ' માટે તો સાંખ્ય શાસ્ત્રમાં પણ બુદ્ધિનેજ મહત્ તત્ત્વ કહ્યું છે. તે शुद्धादि बुद्धिः किल कामधेनुः શુદ્ધ થયેલી બુદ્ધિ તે કામધેનુના જેવી મનોરથો પૂરનાર છે. જ્યાં પતંજલિ ઋષિ લખે છે કે, सत्वशुद्धिसौमनस्य आत्मदर्शनयोग्यत्वात् અંતઃકરણ જયારે શુદ્ધ થઇને એકાગ્ર થાય ત્યારે આત્મ દર્શનની યોગ્યતાવાળું થાય. એમ ત્રિજી સંપત્તિ તે જ્ઞાન. સત્વશુદ્ધિના પરિણામે ઉત્પન્ન થાય. જેમાં ભગવાન્ બોલ્યા છે કે, જ્ઞાનયોગ વ્યવસ્થિતિ જ્ઞાનથી સાથે યોગ જોઇએ. યોગ વિનાનું જ્ઞાન કેવું જ્યાં કવિઓ બોલે છે. ॥ साक्षरा विपरीताश्चेत राक्षसा एव केवलम् ॥ ઘણું ભણીને જ્ઞાન કમાવ્યું હોય, છતાં જો ક્રિયામાં તે ઉતર્યું ન હોય તો यथा खरश्चंदनभारवाहि भारस्य वेत्ता न तु चंदनस्य ગધેડાએ જેને ચંદનનો ભારો માથા પર લાગ્યો હોય છતાં તેનો ઉપયોગ કાંઇ પણ થતો નથી. તેમજ ક્રિયા વિનાનું જ્ઞાન પણ ભાર રૂપ છે. આમ ક્રિયા સહિત જે જ્ઞાન તેજ અત્રે પરમાત્મા બોલ્યા છે કે, જ્ઞાનયોગવ્યવસ્થિતિ જે જ્ઞાન અભય આદિ રહે, રત્નોમાં સઉથી ઉંચું રત્ન તે છે. તે સામાન્યમાં તો ટકેજ નહિ. જેમ સિંહણનું દુધ સોનાના પાત્રમાં ઠરે છે. તેમ જ્ઞાન પણ અધિકારીમાં ઠરે છે. જેની બુદ્ધિ શુદ્ધ ત્યાં તેવું જ્ઞાન જ્યાં કવિ કાલીદાસ વર્ણન કરે છે. आकारसदृशा प्रज्ञा प्रज्ञा सदृशागमा ॥ आगमैः सदृशारंभा आरंभासदृशोदया ॥ રઘુ રાજાનો આકાર હતો તેવી બુદ્ધિ હતી, બુદ્ધિ હતી તેવો તેનો અભ્યાસ હતો. અને અભ્યાસ જેવું જ તેમનુ વર્તન હતું. અને વર્તન જેવો જ તેનો ઉદય પણ હતો, માટે જ રાજા અતિ ભાગ્યશાળી હતો. ચોથો ગુણ ભગવાન્ દાનનું

કથન કરે છે. જેનું વર્ણન વિસ્તારથી સતરમા અધ્યાયમાં दातव्यमिति यद्दानं માં આવશે. દેશ; કાળ અને પાત્રને જોઇને અનુકૂળ પ્રસંગમાં વા પ્રતિકૂળ પ્રસંગમાં આપતા રહેવું તે દાન છે. જ્યાં શ્લોક છે કે अनुकूले विधौ देयं यतः पूरयिता हरिः ॥ प्रतिकूले विधौ देयं यत. सर्वं हरिष्यति ॥ પ્રભુ સંપત્તિ આપનાર પણ છે અને હરિ લેનાર પણ છે. માટે દાન તો આપતા જ રહેવું. રાજા ભોજ અતિદાન શૂર હતો. તેથી કવિ કાલીદાસે એના અંતઃપુરના દરવાજા ઉપર ,લખ્યું કે ॥ आपदार्थे धनं रक्षेत् આપત્તિ માટે ધનનું રક્ષણ કરવું, ત્યારે રાજા ભોજે પ્રત્યુત્તર લખ્યો કે, श्रीमतां आपदाः कुतः શ્રીમંતોને' આપત્તિ કેવી, તેવાં ચતાં કાલીદાસે લખ્યું કે, कदाचित् कुप्यते दैवं કોઈ કાળે દૈવ રૂઠે ત્યારે કામ આવે, રાજાએ પ્રત્યુત્તર આપ્યું. संचितार्थो विनश्यति સંચિત કરેલું ધન પણ નાશ પામે છે. એમ દાન શૂર સમજીને નિર્મલ અંતઃકરણથી આપતા જ રહે છે. હવે છઠ્ઠો ગુણ તે દમ છે. ઇન્દ્રિયોનો જે નિગ્રહ 'તે દમઃ છે. ભગવદ્ ગીતામાં ઇન્દ્રિય નિગ્રહનાં બાબામાં ઘણું વિસ્તાર યુક્ત વિવેચન આવી ગયું છે. સાતમો ગુણ તે યજ્ઞ, જે યજ્ઞનાં બાબામાં ચોથા અધ્યાયમાં ભગવાન્ બોલ્યા છે કે, एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ॥ વેદનાં અગ્રભાગમાં ઘણા પ્રકારે યજ્ઞ કથન કરવામાં આવ્યા છે. જેમાં અત્રે જપ યજ્ઞ વિશેષ કરીને ધ્યાનમાં લેવો. કારણ પરમાત્મા વિભૂતિ યોગમાં બોલ્યા છે કે यज्ञानां जप यज्ञोऽस्मि જપ યજ્ઞ તે સર્વ યજ્ઞોમાં મારૂં સ્વરૂપ છે. આઠમા ગુણમાં સ્વાધ્યાય તત્વ આવ્યું. જ્યાં સુધી સ્વરૂપ સ્થિતિ થઈ ન હોય. ત્યાં સુધી स्वाध्याय प्रवचनाभ्याम् न प्रमदितव्यम् નિત્ય નિયમ પ્રમાણે દર દિન પ્રભુનું એન કેન પ્રકારે સ્મરણ ભક્તિ ને સ્વાધ્યાય જેમાં પ્રભાતમાં બ્રાહ્મ મુહૂર્તમાં ·ઉઠી ત્રણ કલાક को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ॥ कश्चाऽहम् का च मे शक्तिरिति चिंतय मुहुर्मुहुः ॥ મારો દેશ અસલ કયો, મારા મિત્રો કયા, કયો કાળ, કેવું દેવું, શું છે, હું કોણ, મારી શક્તિ શું ? વિગેરે વિગેરે સ્વરૂપાનુસંધાન ચિંતવન તેજ સ્વાધ્યાય તત્વ છે. ઋષિ મુનિયોએ સ્વાધ્યાય તત્વ કરીને જે અનુભવ થયો તે શાસ્ત્રો રચ્યાં તેજ શબ્દ પ્રમાણ છે. તેનું મનન, પાઠ, અને શ્રવણ તે પણ સ્વાધ્યાય તત્વ છે. તેની સિદ્ધિમાં પતંજલિ ભગવાન્ કહે છેઃ स्वाध्यायात् इष्टदेवता संप्रयोगः સ્વાધ્યાયથી ઇષ્ટ દેવનો સંપ્રયોગ થાય. માટે स तु दीर्घकालः नैरन्तर्यसत्कारा सेवितः दृढभूमिः લાંબા કાળ સુધી સત્કાર પૂર્વક સ્વાધ્યાય કરતા રહેવું. નવમો ગુણ તે આર્જવ જેનો અર્થ સરલપણું આવ્યું. ભક્ત હૃદય શત્રુઓનાં પણ દોષ જુએ નહિ. તે સરલ પણું છે. જેમકે રાજા ધર્મ દુર્યોધનનાં અનેક દોષો જોતા સમજતા પણ તેના પ્રત્યે ક્ષમા રાખતા એમ બુદ્ધિ માન છતાં ક્ષમાવાન્ અંત:કરણ તે સરલ સ્વભાવ. જેની પરમાત્મામાં પૂર્ણ શ્રદ્ધા હોવાથી લોકો પ્રત્યેની કુટિલતા નિકળી જાય તે સરલતા કહેવાય. એમ પહેલા શ્લોકનો અર્થ પૂરો થયો.

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

પહેલા શ્લોકમાં સ્વાધાયસ્તપઃ એમ આવ્યું તે તપ તે શું ? તે બાબમાં આ શ્લોકમાં વર્ણન છે. જયા અન્વય अहिंसा सत्यं जक्रोध त्यागः અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ शांतिः अँपशुनं શાંતિ ચાડી ન કરવી તે. भूतेषु दया પ્રાણી માત્ર ઉપર દયા अलोलुप्त निर्लोभि मार्दव ह्री अचापलम् અદુપણું લજ્જા સ્થિરતા એમ ૧૧ ગુણોનું વર્ણન આ શ્લોકમાં આવ્યું.

જેમાં પ્રથમ તપ તે અહિંસા. જે અહિંસા તત્ત્વ એટલું વ્યાપક છે, કે જૈન લોકોએ अहिंसा परमो धर्म. એમ ઠરાવીને સ્વધર્મનો પાયો તેજ અહિંસાને પરમ ધર્મ તરીકે સ્વીકાર્યો છે. તે સર્વ દેશમાં પણ માન્ય છે તેમજ સર્વ ધર્મને પણ તે માન્ય છે બીજા ધર્મોમાં મતભેદ પડે પરતુ અહિંસા ધર્મમાં ' મતભેદ છે જ નહિ. છતા તે ધર્મો હિન્દુના અનેક મતમતાન્તરોના સિદ્ધાંતમાં અહિંસા તત્ત્વનો સ્વીકાર છે, જ્યારે મુસલમાન ધર્મમા અહિંસા જેવું તત્ત્વ છે જ નહિ. તેઓ મુસલમાન વ્યતિરિક્ત ઈશ્વરને મારવામા પરમધર્મ માને છે. પરંતુ આપણા ધર્મ શાસ્ત્રોમાં અહિંસાનો સૂક્ષ્મ નિર્ણય કરવામા આવ્યો છે. કાયિક, વાચિક, અને માનસિક ત્રણ પ્રકારની હિંસા છે. કાયાથી કોઇનો દ્રોહ કરવો, વાચા વડે અપમાન કરવું, ગાળો આપવી અને મનથી કોઇનું પણ અહિત ઇચ્છવું. તે હિંસા છે. જેનામાં દૈવી સંપત્તિ ઉત્તપન થઈ તે ત્રણે પ્રકારે પ્રાણી માત્રનો દ્રોહ કરતા નથી માટે તો પતંજલિ પોતાના સૂત્રમા લખે છે કે, अहिंसा प्रतिष्ठायाम् तत्सन्निद्धौ वैरत्यागः જેનાં હૃદયમાં અહિંસાની પ્રતિષ્ઠા થઈ તેના હૃદયમાથી વૈરનો સમૂળ નાશ થઈ જવાથી તેમના વાતાવરણમાં હિંસક પ્રાણીઓ પોતાનુ વૈર ભુલી જાય છે. અત્રિ ઋષિના આશ્રમમાં શ્રીરામચદ્ર ભગવાન્ પધાર્યા ત્યારે આશ્રમની શાતતા જોઈ ભગવાન્ સીતાજી પ્રત્યે કહેવા લાગ્યા अनिग्रहवास विनीतसत्त्वमपुष्पलिङ्गत्फलवन्धिवृक्षम् ॥ वनं तपसाधनमेदतद् ‚वेराचिष्कृतोदग्रतरप्रभावम् ॥ અહિ ઉગ્રતપવાળા અત્રિ ઋષિનો પ્રભાવ આ વનમાં કેવો છે. કે જેમના વાસથી ક્રૂર પ્રાણીઓ પરસ્પરનું વૈરભુલી પ્રેમથી રહે છે. તેજ ભગવાન્ શ્રી રામચંદ્રજીના રાજયમાં પણ અહિંસા ધર્મ લોકો સારી પેઠે પાળતા હતા એક સમયે એક ઋષિનાં આશ્રમમાં એક રાક્ષસ કપટથી ઋષિનો વેશ લઈને આવ્યો હતો. તેના વાતાવરણમાં એક વ્યાઘ્રે ગાય ઉપર તરાપ મારી ત્યારે આકાશમાથી તરવાર અકસ્માત્ આવી વ્યાઘ્રનું ગળું કાપ્યું. ઋષિઓએ તપાસ કરતા જાણ્યું કે રાક્ષસના વાતાવરણમા વ્યાઘ્રનો મુળ સ્વભાવ ફૂટી નીકળ્યો. એમ અહિંસા તત્વ મહા કઠણ. પૂર્વે ઋષિ મુનિયો સારી પેઠે પાળતા હતા. વસ્તુ સ્થિતિ તપસતા પરિપૂર્ણ રીતે અહિંસા શરીર ધારીથી પાળી જ શકાતી નથી. શ્વાસોશ્વાસ લેતા પણ હિંસા થાય છે માટે શાસ્ત્રકારોએ. પ્રાયશ્ચિત્ત તરીકે પંચમહાયજ્ઞ, વૈશ્વદેવ દરદિન કરવાની આજ્ઞા કરી છે. જેથી શરીર ચલાવવા જેટલી હિંસા કરતાં પાપનું પ્રાયશ્ચિત થાય છે. છતા પણ અકારણ કોઇની પણ હિંસા કાયિક, વાચિક, માનસિક, કરવી નહિ, એમ 'અકરણાત્ મંદ કરણું અપિ શ્રેયા' પૂર્ણ પણે નપળાય તો બને તેટલી તો અવશ્ય જ પાળવી. આ શ્લોકમાં બીજું રત્ન તે સત્ય આવ્યું. સત્ય પાળવું ને ગ્રહસ્થાશ્રમ અત્યંત કઠણ છે. વ્યહવારમાં

આપણે ડગલે ને પગલે અસત્ય બોલીએ છીએ અને આપણું સૂત્ર જ એ છે કે, વ્યહવાર સત્યાનૃત વિના ચાલતો નથી. આવી સમજ આપણી સકામ અવસ્થાને અંગે છે. જો અંતઃકરણ નિષ્કામી થયું. તો વ્યહવારમાં પણ સત્ય હરિશ્ચંદ્રની પેઠે પાળી શકાય છે. અને તે સહજ સ્વભાવ થઈ શકે છે. પતંજલિ ઋષિ લખે છે. सत्यप्रतिष्ठायाम् क्रियाफलाश्रयत्वम् ॥ જેનાં અંતઃકરણમાં સત્યની પ્રતિષ્ઠા થઈ તેના સર્વ સંકલ્પો સત્ય થાય છે. એક સમયે રાજા ભરથરી એક ઋષિના આશ્રમમાં દર્શનાર્થે ગયા. ઋષિએ રાજાને આગ્રહથી રાખ્યા અને વનમાં તેમનો અતિથી સત્કાર પંચપકવાન વડે કર્યો. રાજાને આશ્ચર્ય લાગ્યું. ઋષિ કે જે માત્ર ઝુંપડી બાંધી રહેતા હતા. તેણે આવો સત્કાર કેમ કર્યો હશે. તેથી પૂછયું કે આપની પાસે લંગોટી ઝુંપડી અને તુંબડી વીના કાંઈ પણ સંગ્રહ નહિ છતાં મારો એવો સત્કાર કેમ કરી શકયા ? ત્યારે ઋષિએ જવાબ આપ્યો કે સત્ય રૂપી મહારત્ન મારી પાસે છે. જેવડે મેં તમારો સત્ય સંકલ્પથી સત્કાર કર્યો છે. એમ સત્ય મહામોટું તત્વ છે. સૃષ્ટિનો આધાર જ સત્ય વડે ચાલે છે. રાજા યુધિષ્ઠિર સત્યવ્રત સારી પેઠે પાળતા હતા. માટે તો ગુરૂ દ્રોણનો તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. જેથી અશ્વત્થામા મુવો. નરોવા કે કુંજરો વા તે ન સાંભળતાં સાચું માની લીધું. એટલું જ અસત્ય તેમને સ્વર્ગારોહણમા નડયું હતું. માટે શ્રેયસના માર્ગમાં સત્યની આત્યતિક જરૂરિયાત છે. ત્રીજો ગુણ આ શ્લોકમાં આવ્યો તે અક્રોધ છે. ક્રોધ એ મનુષ્યમા સ્વભાવિક ગુણ છે. જ્યારે મહાત્મા પુરૂષો ક્રોધને મારે છે, રાજા ધૃતરાષ્ટ્ર સંજયને વારંવાર પૂછતા હતા કે, ધર્મરાજાને ક્રોધ ચડયો છે કે, જો તેમને ક્રોધ ચડશે તો હું જાણું છું કે મારા પુત્રોનો નાશ પાસે છે. કારણ તેમનો મારેલો ક્રોધ છે. ભીમસેનનાં ક્રોધથી હુ ડરતો નથી. તેને તો અખંડ ક્રોધ રહે છે. તેથી હું ડરતો નથી. એમ મહાપુરૂષો પ્રથમ ક્રોધને મારે છે. પછી બીજે રસ્તે તેને વાળે છે. જ્યાં કવિ કહે છે કે, काम असावा ईश्वर भजनि । क्रोध व्हावा ईन्द्रीय दमनि । लोम रहावा संत चरणीं એમ મહાપુરૂષો ઇન્દ્રિય દમનમાં ક્રોધને વાપરે છે. ચોથો ગુણ આવ્યો તે ત્યાગ. અત્રે જે ત્યાગ ભગવાને કહ્યો છે તે ત્યાગ વસ્તુઓનો નથી. કારણ વસ્તુ ત્યાગના બારામાં પૂર્વે દાન કહ્યું. તેમાં આવી ગયું. પરંતુ અત્રે જે ત્યાગ કહ્યો છે. તે અંતઃકરની વૃત્તિમાં કામના રહિત થવું તે ત્યાગ કહ્યો છે. નિરપેક્ષ અંતઃકરણ તે ત્યાગ છે પાંચમો ગુણ અપૈશુનમ્ આવ્યો. પિશુન એટલે ચાડી ચુગલી કરવી તે. ને અપૈશુનમ્ એટલે કોઇની પણ ચાડી કરવી નહિ તે ? મંથરા દાસીએ ચુગલી કરીને જ રામ રાજ્યમાં વિઘ્ન ઉત્પન્ન કર્યું હતું એમ રાગદ્વેષવાળા લોકો સુકૃતમાં વિઘ્ન નાંખે છે. જ્યારે દૈવી અંતઃકરણવાળા મનુષ્યોમાં રાગ દ્વેષ જ હોતો નથી. તેથી કોઇની ચાડી ચુગલી કરતા નથી. પવિત્ર અંતઃકરણમાં જ અપૈશુનમ્ કરીને શાન્તિ પ્રાપ્ત થાય છે. જ્યાં ત્યાગ ત્યાં અરાગ દ્વેષઃ અને અરાગ દ્વેષ ત્યાં અપૈશુનમ્ તેમજ અપૈશુનમ્ ત્યાં શાન્તિ અને એવા પુરૂષો જ પ્રાણી માત્રમાં દયા યુક્ત હોય છે. તેઓ જગત ઉપર માતાના જેવી દૃષ્ટિ રાખે છે. માતા બાલકને શાસન કરે તો પણ તેમાં દયા ભાવ હોય છે. તેમજ સત્પુરૂષો દુનિયાને શિક્ષા આપે તો

પણ તેમનું અંત કરણ દયા યુક્ત જ હોય છે. પ્રાણી માત્રના ખરા કલ્યાણમાં જ તેમની પ્રવૃત્તિ હોય છે. વળી તેમનામાં અલોલુપ્ત સહજ સ્વાભાવિક હોય છે. લોલુપ્તા એટલે આત્યંતિક આસક્તિ. આપણે સામાન્ય શબ્દમાં પણ વાપરીએ છીએ કે, ફલાણાને લોલુપ્તા ઘણી છે. એ મુળનો સંસ્કૃત શબ્દ છે. જેનો અપભ્રંશ થઈને લલુતા એમ પણ બોલીએ છીએ. તો જેમનામાં લોલુપ્તા હોય નહિ એવા પુરૂષો દૈવીસંપત્તિ યુક્ત છે. તેમનાંમાંજ આર્દ્રવતા આવે છે. આર્દ્રવતા એટલે કોમળ અંતઃકરણ. તેમનું શરીર પણ કોમળ તેમજ અંતઃકરણ પણ કોમળ હોય છે. જ્યાં વર્ણન છે કે, वज्रादऽपि कठोराणि मृदूनि कुसुमादऽपि દયા કરવામાં ફૂલ કરતાં પણ વિશેષ કોમલ છે. જ્યારે ધર્મ પાળવામાં વજ્ર જેવા દૃઢ હોય છે. ૧૦ મો ગુણ આવ્યો તે હ્રિ કહેતાં લજ્જા. કાંઈ પણ દુષ્કૃત કરવાના બારામાં તેમને લજ્જા ઉત્પન્ન થાય છે. અકાર્ય,કદાપિ કરે નહિ લજ્જા માટે તો લોકો વસ્ત્ર ધારણ કરે છે. તેમજ મહાપુરૂષો છે તે यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयम् नाचरणीयम् ॥ લોક વિરૂધ શુદ્ધ કર્મ હોય તો પણ કરતા નથી. ભગવાન્ રામચંદ્ર સાક્ષાત્ ભગવાન્ છતાં સીતાજીની પવિત્રતા જાણતા હતા છતાં લોકસંગ્રહ માટે તેમને વનવાસ આપ્યો હતો. અગ્યારમો ગુણ તે અચાપલ્યમ્ જ્યાં નિષ્કામ અંતઃકરણ હોય ત્યાંજ અચાપલ્યમ્ કરે છે. એમ બે શ્લોકોમાં ૨૦ ગુણો કથન કર્યા, હવે ત્રીજા શ્લોકમાં છ ગુણોનું વર્ણન કરે છે.

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातोऽसि भारत ! ॥ ३ ॥

આ પૂર્વેના બે શ્લોકોમાં દૈવીસંપત્તિના ૨૦ ગુણોનું કથન કર્યું. હવે આ શ્લોકમાં અર્ધ ભાગમાં છ ગુણોનું કથન કરી ભગવાન્ અર્જુનને સૂચવે છે કે, તું ભારત છો તેથી દૈવી સંપત્તિમાં ઉત્પન્ન થયેલો છો. માટે ઉપરોક્ત ગુણો તારામાં સ્વભાવ સિદ્ધ રહેલા છે જેનાં વંશમા તું આવ્યો તે ભરત રાજા પાંચવર્ષની ઉમરમાંજ સિંહ સાથે રમતો હતો. તેથી તેવા તેજસ્વી રાજાના વંશમાં આવ્યાથી તારામાં દૈવીસંપત્તિ રહેલી છેજ પણ પ્રસુપ્ત રૂપે રહેલા ગુણોને ખીલવવા તેટલું જ બાકી છે. જેમાનાં છ ગુણો આજના શ્લોકમાં કથન કર્યા છે. તે તો અર્જુનમાં સ્વભાવ સિદ્ધજ હતા. જ્યાં અન્વય भारत ! હે ભારત ! तेज क्षमा धृतिः शौचम् अद्रोह. अतिमानिता તેજ, ક્ષમા, ધૈર્ય, શૌચ, અદ્રોહ, અતિમાનરહિતપણું, दैविसंपत्ति अभिजातस्य भवति દૈવી સંપત્તિમાં ઉત્પન્ન થયેલામાં હોય છે.

પ્રથમ ગુણ તેજસ્વિતા. જે તેજસ્વિતા અર્જુનને પોતાના ચારિત્ર્યમાં જ્યાં ત્યાં બતાવી છે. એક ચક્રા નગરીમાંથી નીકળીને દ્રુપદ રાજાની નગરીમાં જતાં માર્ગમાં પાંડવોને ચિત્રસેન ગંધર્વની ભેટ થઈ હતી ચિત્રસેને તેમને જતાં અટકાવતાં અર્જુન અને ચિત્રસેનનું યુદ્ધ થયું. ત્યારે ચિત્રસેન હારી ગયો. અને અર્જુને તેને બાંધ્યો હતો. પછી ધર્મરાજાના કહેવાથી તેને છોડી મુકયો. ચિત્રસેન અર્જુનની તેજસ્વી આંખોથી મોહીત થઈ. તેનો સદાનો મિત્ર થઇ રહ્યો હતો. વળી દ્રુપદ રાજાએ પણ

અર્જુનના પરાક્રમથી આકર્ષાઈને યજ્ઞ કુંડમાંથી દ્રૌપદીને ઉત્પન્ન કરી હતી અને તેને આપી. એમ ક્ષત્રિયમાં હોવી જોઇતી તેજસ્વિતા અર્જુનમાં પરિપૂર્ણ હતી તેવીજ રીતે પૂર્વે બ્રાહ્મણોમા પણ તપ, સ્વાધ્યાય, નિરતઃ રહેવાથી તેમનામાં તેજ રહેતું, જેનું પ્રમાણ શ્રીમદ્ ભાગવતમાં અષ્ટ વર્ષનો ઋષિ બાલક પોતાના પિતા શમીક ઋષિનાં ગળામાં મુકેલો સાપ જોઈ તે કાર્ય રાજા પરીક્ષિતનું છે. જાણીને બોલ્યો હતો કે, अहो अधर्मः पालानां पीव्नां वलीभुजामिव स्वामिन्यघ यद्दासानां द्वार्पानां शुनामिव ॥ અહો અધર્મે રાજાઓનું બળ તો જુઓ કે બ્રાહ્મણોએ આપેલા ટુકડા રૂપ રાજ્ય ભોગવ્યા છતાં જેમ દરવાજા ઉપર રહેલા કુતરાઓ જેમ સ્વામિના જ અંગ ઉપર આવે તેમ બ્રાહ્મણોનો દ્વેષ કરે છે. માટે તેને તો બરોબર મારો પ્રતાપ બતાવીશ. બોલી શાપ આપ્યો જેથી પરીક્ષિતને આઠમે જ દિવસે તક્ષક નાગ કરડયો. અર્થાત્ એમ આઠ વર્ષનાં બ્રહ્મપુત્રમાં તેજસ્વિતા હતી. આ શ્લોકમાં બીજો ગુણ તે ક્ષમા આવ્યો. શમીક ઋષિના પુત્રમાં તેજસ્વિતા હતી પણ ક્ષમા ન હોવાથી પરીક્ષિતને શાપ આપ્યો. જ્યારે વશિષ્ઠ ઋષિમાં તેજસ્વિતા સાથે ક્ષમાનો ગુણ હોવાથી. વિશ્વામિત્રે ૧૦૦ પુત્રો માર્યા છતાં તેમનાં માટે વશિષ્ઠને સહજ પણ ક્રોધ ચડયો ન હતો. તેમજ ઋષિ શમીકે પણ જ્યારે સમાધિમાં જાણ્યું કે, મારા પુત્રે રાજાને શાપ આપ્યો છે. તેથી વ્યુત્થાન થયા પછી બાલકને ઠપકો આપ્યો. રાજા પાસે મોકલાવી ચેતવી દીધા. જેથી રાજાએ અનશન વ્રત ધારણ કરી સાત દિવસમાં શ્રેયસ્ સાધી લીધું. એમ તેજસ્વિતા સાથે ક્ષમા હોય તો દુધને સાકર જેવું થાય. ખાલી તેજસ્વી હોય તો દુર્વાસાની પેઠે અનર્થ કરે. માટે ક્ષમા યુક્ત તેજસ્વિતા જોઈએ. ત્રિજો ગુણ આવ્યો ધૃતિ, તેજ, ક્ષમા અને ધૃતિ જો સાથે હોય તો અદ્ભુત કાર્ય કરે. આ ધૃતિ યુધિષ્ઠિરમાં ઘણી હતી. સતી દ્રૌપદિ તેમજ ભીમસેન રાજાને દુર્યોધન માટે ઉશકેરતા છતાં ક્ષમાવંત ધર્મરાજા તે સર્વ સાંભળી લેતા, છતાં એક પગલું પણ ઉતાવળનું ભરતા નહિ. તેમનો તે સ્વભાવ ધૃતરાષ્ટ્ર રાજા જાણતો હતો. તેથી તેના મનમા શાન્તિ હતી કે જ્યાં સુધી યુધિષ્ઠિરમાં ધૃતિ છે. ત્યાં સુધી મારા પુત્રને માટે ભીતિ નથી એમ ક્ષમા, ધૃતિ એ ઉભય ધર્મરાજામાં હતાં. ચોથો ગુણ આવ્યો શૌચં. જેનાં બારામાં ૧૩ માં અધ્યાયમાં વિસ્તારથી કથન કરી ગયા છીએ જ્યાં સુધી કાયિક વાચિક, અને માનસિક, શુદ્ધતા હોય નહિ. ત્યાં સુધી આત્મદર્શન થાય જ નહિ, માટે શાસ્ત્રકારોએ જ્યાં, જ્યાં, શુદ્ધિ રાખવાની કહી છે. ત્યાં, ત્યાં, ધ્યાન રાખવાં ચિત્ત. માં વિક્ષેપ દોષ આવે નહિ. દ્રવ્ય ઉપાર્જનમા પણ अकृत्वा परसंतापं अगत्वा खल-मंदीरं ॥ अक्लेशयित्वा चात्मानं अदल्पमऽपि तद्वहु ॥ કોઇને સંતાપ આપ્યાવિના ખલ માણસોની દાઢીમાં હાથ નાખ્યા વિના ને પોતાના આત્માને ક્લેશ આપ્યા વિના જો થોડું દ્રવ્ય ઉપાર્જન થાય તો પણ તે ઘણુ છે. એમ દ્રવ્યોપાર્જનથી આરંભીને શુદ્ધતા કરવાની છે. એમ શુદ્ધતા એ દૈવી સંપત્તિમાં સૌથી મુખ્ય લક્ષણ છે પાંચમો ગુણ આવ્યો તે અદ્રોહ છે. અદ્રોહ તે પણ એક પ્રકારની અહિંસા જ છે. બીજાને છલવું તે દ્રોહ કહેવાય છે. જ્યારે દૈવી સંપત્તિના મનુષ્યો કોઇનો પણ છલ કરતાજ નથી. છઠ્ઠો ગુણ તે અતિમાનીતા નઃ અતિ સર્વત્ર વર્જેત્ હોવાથી કવિઓએ શ્લોક ઘડયો

છે કે, अतिदानेन बलिर्बद्धो ह्यति मानात् सुयोधनः। विनष्टो रावणो लौल्यादति सर्वत्र वर्जयेत् ॥ અતિદાનથી બળી રાજા બદ્ધ થયો, અતિ માનથી દુર્યોધન નાશ પામ્યો, અતિ વ્યસનથી રાવણુ મરણુ શરણુ થયો, એમ અતિ સર્વત્ર અનર્થ કારી છે. વળી બીજો શ્લોક છે કે, अतिदर्पे हता लंका अति माने च कौरवाः ॥ अतिदानेन बलिर्बद्धः सर्वमत्यन्तगर्हितम् ॥ એમ અતિ સર્વત્ર ખરાબ છે. એમ દૈવી સંપત્તિમાં જન્મેલાને અતિ ગર્વ હોતોજ નથી. એમ ૨૬ ગુણો દૈવી સંપત્તિનાં કથન કરી હવે આસુરી સંપત્તિના દોષો વર્ણન કરે છે.

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ ! संपदमासुरीम् ॥ ४ ॥

ઉપરનાં ત્રણ શ્લોકોમાં દૈવી સંપત્તિનું વર્ણન કરી હવે આ શ્લોકથી આસુરી સંપત્તિનું કથન કરે છે. દૈવી કરવાં અત્યંત વિલક્ષણ તે આસુરી. જે વાડે दंभः दर्पः अभिमानः क्रोधः एव च દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ ઇત્યાદિ पारूष्यं च अज्ञानं નિષ્ઠુરતા, અજ્ઞાનતા आसुरीं संपदम् अभिजातस्य આસુરી સંપત્તિમાં ઉત્પન્ન થાય છે.

વાસ્તવિક રીતે જોતાં આસુરી દોષો વર્ણનીય હોતા નથી. પરંતુ દૈવી સંપત્તિ સારી પેઠે પ્રકાશમાં આવે માટે ભગવાન્ તેનું અત્રે વર્ણન કરે છે. જે વર્ણન ત્યાજ્ય દૃષ્ટિથી કરવામાં આવ્યું છે. પ્રથમ દૈવી સંપત્તિનું જે વર્ણન કર્યું તે ગ્રાહ્ય દૃષ્ટિથી કરવામાં આવ્યું અને આ વર્ણન અગ્રાહ્ય હોવાથી ત્યાજ્ય દૃષ્ટિથી વર્ણવે છે. જેમાનાં આજના શ્લોકમાં ૭ દોષોના નામો આવ્યાં છે. જેમાં પહેલો આવ્યો તે દંભ, જેનો અર્થ એ છે કે, અંતઃકરણ મલીન હોય અને બહારથી સાધુતાનો જે દેખાવ કરવો તે દંભ છે. આ દુનિયામાં એક જાતિ દાંભિકની છે. અને એક જાતિ નાસ્તિકની છે. દુનિયાને દાંભિકો બગાડે છે. તેટલા નાસ્તિકો બગાડતા નથી. નાસ્તિકો સાચ હૃદયનો ભાવ બતાવે છે કે, ઈશ્વર પ્રત્યક્ષ પ્રમાણ ન હોવાથી અમે માનતા નથી. જ્યારે દાંભિકો અંદરથી નાસ્તિક અને ઉપરથી ધર્માત્માનો ડોળ રાખે છે. જેથી અનેકને ડુબાડે છે, જેમ નાવમાં બેઠા પછી નાવિક બરોબર ન હોય તો પોતે પણ ડુબે અને બીજાને પણ ડુબાડે. જેમ રાવણે દંભથી સાધુનો વેશ લઇને સીતાજીને ફસાવ્યાં હતાં. તેમજ દાંભિકો સીતા જેવા સરલ સ્વભાવના માણસોનો છલ કરે છે. તેથી દાંભિકોથી સાવચેત રહેવું. બીજો દોષ આવ્યો દર્પ. જે દોષ શીશુપાલમાં હતો. શ્રીકૃષ્ણની પાસે કિંચિત પોતે છતાં મનમાં દર્પ રાખતો કે મારા જેવો કોણ છે. તેથી શ્રીકૃષ્ણનો જ નિરંતર દ્વેષ કર્યા કરતો હતો. રાજસૂય યજ્ઞમાં શ્રીકૃષ્ણ ભગવાનની પ્રથમ પૂજા નક્કી થઇ ત્યારે તેનાથી તે સહન ન થવાથી અભિમાન યુક્ત વાણી વડે શ્રીકૃષ્ણને અપમાન યુક્ત શબ્દો બોલવા લાગ્યો. જેમાં ભાવ એવો હતો કે હું તેમનાથી શ્રેષ્ઠ છું. જેના પરિણામમાં મૃત્યુને વશ થયો. એમ મિથ્યા ગર્વ તે દર્પ. ત્રીજું લક્ષણ અભિમાન. ગર્વ અને અભિમાનમાં થોડું અંતર છે. ગર્વ મિથ્યા અભિમાનને કહેવાય છે. જ્યારે પોતાની અંદર કાંઇ પણ કળા કૌશલ્ય હોય તેનો અહંકાર તે અભિમાન કહેવાય વાસ્તવિક રીતે જોતાં નૈસર્ગિક કળા

કૌશલ્ય છે. ત્યાં મનુષ્ય પ્રાણીની બુદ્ધિ પહોંચી પણ શક્તિ નથી. જેટલી ક્રિયા સૃષ્ટિની પછવાડે રહેલી મહાન્ શક્તી કરે છે. તેમાં આપણે તે કોણ માત્ર. શરીરમાં આપણે કયાં છીએ, તેનો પણ આપણને પત્તો નથી. છતાં મિથ્યા અભિમાનથી પ્રાણીમાત્ર પોતાને કર્તા માને છે. એ દોષ પણ આસુરી સંપત્તિનો જ છે. ચોથો દોષ તે ક્રોધ. ક્રોધથી 'સંમોહ થઇ બુદ્ધિનો નાશ થાય છે. જેનું વર્ણન બીજા અધ્યાયમાં વિસ્તારથી વર્ણવ્યું છે. હિરણ્યકશિપુએ ક્રોધથીજ ભક્ત પુત્ર પ્રહ્લાદ-નો દ્રોહ કર્યો જે બુદ્ધિનાશથી. નરસિંહ ભગવાનના હાથથી મરણ શરણ થયો. પાંચમો દોષ પારૂષ્ય આવ્યો. પોતે કરેલા કાર્યની સ્વમુખથી સ્તુતિ કરવી તેને પારૂષ્ય કહેવાય છે. તે કરવાથી धर्म क्षरति कीर्तिवान् જે કાંઈ કર્યું હોય તેનો પણ નાશ થાય છે. માટે પોતે કરેલા ધર્મોનું વર્ણન કરવું નહિ. જ્યાં કાવ્યના શ્લોકમાં इन्द्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैः गुणैः ॥ ઇન્દ્ર પણ પોતાના ગુણોનું વર્ણન પોતે કરે તો લઘુતાને પામે છે. એમ આસુરી સંપત્તિમાં પ્રથમ અજ્ઞાનતા હોય અને તેનાથી ઉત્પન્ન થયેલા ઉપરોક્ત દોષો હોય. માટે ભગવાન્ અત્રે બોલ્યા છે કે અજ્ઞાનતાથી આસુરી સંપત્તિ ઉત્પન્ન થાય છે. આ આસુરી સંપત્તિ કવચિત્ માત-પિતાના સંસ્કારજન્ય બાલકોમાં ઉત્પન્ન થાય છે. જેમ શ્રીમદ્ ભાગવતમાં કથા છે કે, દિતિએ સંધ્યા સમયે કશ્યપ પ્રજાપતિ પાસે ગર્ભાધાનની માંગણી ઋષિયે ના કહેતાં માન્યું નહિ. તે સમયે ગર્ભધારણા કરવાથી. જે પુત્રો ઉત્પન્ન થયા, તે હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ થયા એમ દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારૂષ્ય ઇત્યાદિક દોષો આસુરી સંપત્તિમાંજ જન્મસિદ્ધ હોય છે. જેનું વર્ણન આ અધ્યાય-માં ભગવાન્ હવે પછીના શ્લોકોમાં વિસ્તારથી કથન કરે છે.

दैवी संपद्विमोक्षाय निबन्धायाऽऽसुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥

વસ્તુતઃ જોતાં આસુરી સુસંપત્તિ તે ચોખ્ખી વિપત્તિ જ છે. છતાં પરમાત્મા સ્વય મંગલાનાં ચ મંગલમ્ હોવાથી વિપત્તિનું નામ ન લેતાં સંપત્તિ બોલે છે. કવચિત્ અપવાદરૂપે આનુવંશિક આસુરી સંપત્તિ ઉત્પન્ન થાય છે. છતાં તે નિયમ સર્વ ઠેકાણે લાગુ પડતો નથી. જેમકે પૌલસ્ત્ય ઋષિ પોતે દૈવી સંપત્તિના હતા, છતાં તેનાથી ત્રણ પૃથક્ પૃથક્ સ્વભાવની સંતતિ ઉત્પન્ન થઈ હતી. રાવણ, આસુરી સ્વભાવનો હતો, વિભીષણ દૈવી સ્વભાવનો હતો 'અને કુંભકરણ રાક્ષસી સ્વભાવનો હતો. કશ્યપ ઋષિ કે જેમનાંથી આખી સૃષ્ટિ નિર્માણ થઇ છે. તેમનામાંથી દૈવી આસુરી ઉભય પ્રકારની સૃષ્ટિ ભરાઈ ગઈ હતી કવચિત્ દેવમાંથી અસુર ઉત્પન્ન થાય, જ્યારે કયારેક અસુરમાંથી દેવ ઉત્પન્ન થાય છે. શ્રીનારદજી પોતે દાસીપુત્ર છતાં પુરૂષાર્થથી બ્રહ્મપુત્ર થઈ દેવર્ષિ પદને પામ્યા. તેમજ અસુર પ્રહ્લાદ નારદજીની કૃપાથી દૈવી બન્યો અને દૈવી અંગ રાજામાંથી અસુર વેન થયો. એમ પુરૂષાર્થ પ્રધાન દૈવી આસુરી સંપત્તિ છે આજના શ્લોકમાં ભગવાન્ અર્જુનને કહે છે. દૈવી સંપદ્ વિમોક્ષાય

દૈવી સંપત્તિ મોક્ષ માટે છે. आसुरी संपद् निबंधाय अस्ति આસુરી સંપત્તિ બંધન કારણ છે. મતા એમ માનેલી છે. हे पांडव माशुचः હે પાંડવ શોક કરમા દૈવી संपदं अभिजातः असि, તું દૈવી સંપત્તિમાં જન્મેલો છે. આમ ભગવાન્ અર્જુન પ્રત્યે તેને પોતાની કૃતાર્થતા માટે ખાત્રી આપે છે. અને કહે છે કે, તું તારે માટે તો શોક કરજ મા. તારૂં તો કલ્યાણ જ છે. માટે તો સ્વયં ભગવાન્ તેની પાસે હાજર હતા, જ્યારે અસુરોમાં દૈવી ગુણો હોય તો પણ તેઓ તેમને ઉલટા વાપરે છે. જેમકે विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ॥ खलस्य साधो विपरीतमेतद् ज्ञानाय दानाय च रक्षणाय ॥ જો ખલ પુરૂષ પાસે વિદ્યા હોય તો વિવાદ માટે હોય, જેની તેની સાથે પ્રજ્ઞા વાદ કરતા ફરે. અને ઇતરોને સંશયમાં નાખી દીએ છે. એમ વિદ્યાને વિવાદમાં વાપરે ધનને પારકાઓને પીડવામાં વાપરે છે. અને તેનો અતિ ગર્વ રાખે છે, તેમજ શક્તિને બીજાઓને દુઃખ આપવામાં વાપરે છે. એવી રીતે સાધુ પુરૂષોની પાસે ખલ પુરૂષો પાસે તેના તેજ ગુણો જુદી, જુદી, રીતે વપરાય છે. જેમ હિરણ્ય કશિ પુને શીવજીએ વરદાન આપી શક્તિ આપી ત્યારે તેણે શીવજીને કહ્યું કે, કાંતો તમે મારી સાથે લડો, વા લડનારો આપો. નરકાસુર પણ લોકોને પીડતો હતો. જ્યારે સંત પુરૂષો પાસે તેના તે ગુણો જ્ઞાન માટે દાન માટે, અને રક્ષણ માટે હોય છે. વિદ્યાથી શાસ્ત્રોનું મનન કરીને આચાર વિચારમાં લાવે છે, દ્રવ્યથી સર્વ પ્રાણીઓનું હિત કરે છે, અને શક્તિ વડે અનેક સાધુ. સતોનું રક્ષણ કરે છે. એવા મહાપુરૂષોના અનેક ઉપકારોથી તો અદ્યાપ વિદ્યારૂપી પરમ ધન અખંડ રહ્યું છે. તે જો વિદ્યા નાશ પામી હોત તો આપણે પશુવત્ હોવ. તેથી ભગવાન્ અત્રે કહે છે કે, સાધુ પુરૂષોના ગુણો મોક્ષ માટે છે. તે પોતાનો મોક્ષ પણ કરે તેમજ બીજાઓને પણ બંધનથી મુક્ત કરે છે. વસ્તુતઃ જીવાત્મા શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત છે. તેને બંધ મોક્ષ જેવું કાંઈ છે જ નહિ. ત્યારે પરમાત્મા અત્રે બંધ મોક્ષ શા માટે બતાવે છે. એમ શંકા આવે ? ત્યાં પ્રત્યુત્તર છે, કે ઉપરોક્ત ગુણો ચિત્તમાં આરૂઢ હોય ત્યારે જ સ્વરૂપનો બોધ અખંડ રહે, માટે ભગવાન્ અત્રે બંધ મોક્ષ બતાવે છે. ચિત્તમાં સંસર્ગદોષથી વિક્ષેપ અને આવર્ણ થઈ જવાથી અજ્ઞાન ઉત્પન્ન થાય છે. અને અજ્ઞાનનો જે નાશ તેજ મોક્ષ છે. તદ્‌વ્યતિરિક્ત જીવાત્મા મુક્ત સ્વરૂપ જ છે. બંધ મોક્ષનું સ્વરૂપ પરમાત્માને મોઢે સાંભળીને અર્જુન વિમાસણમાં પડી પોતામાં આસુર ભાવ છે કે કેમ, તે તપાસવા લાગ્યો. તેથી પરમાત્માએ નીચેની લીટીમાં તેને ઉદ્દેશીને કહ્યું કે. તું તો દૈવી સંપત્તિમાં જન્મેલો છે. તેમજ સ્વભાવ સિદ્ધઃ તારામાં દૈવી ગુણો છે. જે ગુણોથી આકર્ષાઇને હું તારો સારથી થયો છું. મોરોપંત કવિ અત્રે કહે છે કે, જ્યાં ઘરી હરિ ચાકર આહે ત્યાં ઘરી હરિ ચાકર આહે ॥ જે ઘરમાં હરિનું સતત કીર્તન છે, તે ઘરમાં પરમાત્મા ચાકર છે. પાંડવોને માટે ભગવાને દુર્યોધનને સ્વયં મોઢે કહ્યું હતું કે, एकत्वं मां विद्धि पांडवैः धर्मचारीभिः ॥ यास्तान्द्वेष्टि स मां द्वेष्टी यस्ताननुसमानु ॥ પાંડવો ધર્માચારી હોવાથી મને પ્રિય છે. તેનો દ્વેષિ તે મારો દ્વેષિ છે, અને તેનો જે મિત્ર તે મારો મિત્ર છે. એમ ભગવાન્ અર્જુનને આશ્વાસના આપીકહે છે.

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ ! मे शृणु ॥ ६ ॥

આ સૃષ્ટિમાં આપણે ત્રણ લોકો સાંભળ્યા છે. એક સ્વર્ગલોક, બીજો ભુર્લોક અને ત્રીજો પાતાલ્ લોક. દેવતાઓનો તે સ્વર્ગ. આપણો તે ભુર્લોક અને દૈત્યોનો તે પાતાલ લોક. જ્યારે આ શ્લોકમાં ભગવાન્ કહે છે કે, अस्मिन् लोके द्वौ भूतसर्गौ આ લોકમાં બે પ્રકારનાં સર્ગો છે. दैवासुर एव च દૈવ અને આસુર. જેમાં दैवः विस्तरशः प्रोक्तः દૈવવિસ્તારથી કહ્યો. पार्थ ! आसुरं मे शृणु હે પૃથા પુત્ર અર્જુન ! આસુર છે તે હવે મારી પાસેથી સાંભળ. આ ઉપરથી એમ લાગે કે, સ્વર્ગના દેવતા માટે તેમજ પાતાળના આસુરી લોકો માટેજ બોલ્યા છે કે કેમ, પરંતુ તેમ નથી. અસ્મિન્ લોકે વાકય મુકીને સૂચના કરી છે કે, આજ લોકમાં અર્થાત્ મૃત્યુ લોકમાં બે પ્રકારના સ્વભાવના સર્ગો છે. તે સર્ગોજ કર્મભૂમિ છે. જેનાં ફળ રૂપે જ ઉપરના દેવતાઓ તેમજ પાતાળના અસુરો ઉત્પન્ન થયા છે. માત્ર કર્મ ફળ જ ભોગવનારા તે સ્થાનો છે. જ્યારે મનુષ્ય સ્વતંત્ર હોવાથી શાસ્ત્રો પણ મનુષ્ય પ્રાણી માટે જ છે. તે ધારે તેવો પુરૂષાર્થ કમાવા સમર્થ છે. જેમ સવાર સાંજ અન્ન તાજું રાંધી ખાઈએ છીએ. તેમજ કર્મો પણ નવાં, નવાં, આજ લોકમાં કરીએ છીએ. જ્યારે દેવાદિક યોનિઓ વાસી અન્ન કહેતાં કરી રાખેલાં કર્મ ફળો જ ભોગવે છે. માટે દેવ થવું કે અસુર થવું એ મનુષ્ય પ્રાણીના હાથમાં છે. તેથી જ मनुष्याधिकारित्वात् હોવાથી ગીતા પણ આપણને જ ઉદ્દેશીને બોલે છે. જેમાં કહે છે કે, આજ લોકમાં કેટલાક દૈવ સ્વભાવના મનુષ્યો છે. અને કેટલાક આસુર સ્વભાવના મનુષ્યો છે. જેમાં સર્ગ બોલ્યા છે, તે સૃષ્ટિના અર્થમાં બોલ્યા છે. કારણ, સર્ગના ઘણા અર્થો થાય છે. સૃષ્ટિ, સ્વભાવ, નિશ્ચય, પ્રકર્ણ, બુદ્ધિ, વળી ઈશ્વર કૃષ્ણકૃત સાંખ્યકારિકામાં સર્ગનાં બારામાં બોલ્યા છે. વિપર્ય અશક્તિઃ તુષ્ટિ-સિદ્ધિ મિથ્યા જ્ઞાન તે વિપર્ય, પ્રાપ્ત વસ્તુનો સંતોષ તે તુષ્ટિ, સિદ્ધિ એટલે ફળ મેળવવું તે અને અશક્તિ તે સરલ અર્થ છે. તે સર્વને સર્ગ શબ્દ લગાડાય છે. રઘુવંશમાં કવિ કાલિદાસે રઘુરાજાના ચરિત્રમાં રાજા રઘુએ ૧૦૦ અશ્વમેઘ યજ્ઞ પુરા કરવા વિચાર કર્યો ત્યારે ઘોડો છોડયો છે. ત્યાં ઇન્દ્રે અદૃશ્ય રહીને તેનું હરણ કર્યું છે. રાજા રઘુ તેના રક્ષક બન્યા છે. અને કામધેનુની ઉપાસના કરી ત્યારે તે સુત્રી છે તેનું સુત્ર આંખો ઉપર લગાડતાં દિવ્ય ચક્ષુ થયાં, ત્યારે ઇન્દ્રને અશ્વ ચોરતો દીઠો. ત્યાં બોલ્યા કે, गृहाणशस्त्रम् यदि सर्ग एष ते જો એમજ હોય તો યુદ્ધ કરવાનો નિશ્ચય કરો. એમ નિશ્ચયના બારામાં સર્ગ શબ્દ વાપર્યો છે. તેમજ આ શ્લોકમાં પણ ભગવાને નિશ્ચયના બારામાં સર્ગ શબ્દ વાપર્યો છે. કારણ આપણી બુદ્ધિના નિશ્ચયમાંથી જ દૈવ અને આસુર સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. આપણા સુકૃતનાં ફળથી દૈવી અને દુષ્કૃતનાં ફળમાં આસુર છે. અને તેવા સ્વભાવનાં મનુષ્યો આપણે પ્રત્યક્ષ અનુભવ કરીએ છીએ. જ્યાં કવિ વર્ણન કરે છે. तक्षकस्य विषं दन्ते मक्षिकाया विषं शिरः ॥ वृश्चिकस्य विषं पुच्छं सर्वांगे दुर्जनो विषम् ॥ નાગનું ઝેર દાંતોમાં છે. મધમાખીને માથામાં છે,

વીંચ્છીને પુછમાં છે. જ્યારે દુર્જનના સર્વાંગમાં વિષ છે. તેમ અસાધુ પુરૂષ તે આસુરી સંપત્તિ છે. જેને પ્રયત્નથી પણ સુધારી શકાતા નથી. સત્પુરૂષોએ કરેલા પ્રયત્નો તેમના માટેના વ્યર્થ જાય છે. યથા वृष्टिः समुद्रेषु भुक्तस्योपरिभोजनम् ॥ एव प्रितिः खलै. साधौ उत्पन्नेऽर्थेऽवसीदति ॥ સમુદ્રમાં પડેલી વૃષ્ટિ વ્યર્થ જાય છે. તૃપ્ત પાસે ભોજન વ્યર્થ છે, તેમજ ખલ પુરૂષો સાથે સાધુ પુરૂષોએ કરેલી પ્રીતિ વ્યર્થ જાય છે. એવા પ્રકારની પણ એક સૃષ્ટિ છે. જેને પરમાત્માએ આસુરી સૃષ્ટિ કહી છે. દૈવી સંપત્તિના ગુણો ભગવાને સ્વય વર્ણન કર્યા છે. છતાં સામાન્ય રીતે દૈવી સંપત્તિવાળા મનુષ્યો કેવા છે. જ્યાં કવિ કહે છે. घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादुचैवेक्षुकाण्डम् । तप्तं तप्तं पुनरपि पुनः काञ्चन कान्तवर्णं न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् જેવી રીતે પુનઃ પુન ઘસાવા છતાં ચદન સુગંધ જ છોડે છે પુન. પુનઃ કાપવાથી શેરડીનો દાંડો વિશેષ સ્વાદવાળો નીકળે છે વળી સોનુ પણ પુનઃ પુન તપી તપીને વિશેષ કાંતિવાળું થાય છે તેમજ અત્યત કષ્ટ પડ્યા છતાં સત્પુરૂષોની પ્રકૃતિ કદાપિ પણ બદલાતી નથી. જેમ, જેમ, કષ્ટ પડે તેમ, તેમ, તેઓ વિશેષ ને વિશેષ નમ્ર થતા જાય છે. એમ ભગવાન ઉપરના ચરણમા કહે છે કે, આ સસારમાં બે પ્રકારની સૃષ્ટિ છે દૈવી અને આસુરી. નીચેના ચરણમા કહે છેઃ દૈવી સૃષ્ટિનું વર્ણન ! હે અર્જુન ! મેં તારા પ્રત્યે વિસ્તારથી કથન કર્યું. હવે આસુરી સૃષ્ટિનું વર્ણન મારા વડે તું સાંભળ. જેથી જ તને જણાશે કે દુર્યોધનાદિક કૌરવો આસુરી સંપત્તિના છે તેઓ ઉપર ઉપકાર કરવો તે અપકાર બરોબર છે. જેથી 'શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્' ના જ ન્યાયે વર્તવુ એમ અર્જુનના ધ્યાનમાં લાવવા માટે પણ ભગવાન્ અત્રે આસુરી સપત્તિનું વર્ણન કરે છે.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाऽऽचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

પૂર્વે ત્રણ શ્લોકોવડે દૈવી સંપત્તિના ૨૬ ગુણોનુ વર્ણન કરી હવે આ શ્લોક વડે આસુરી સપત્તિનુ વર્ણન કરે છે. જયા અન્વય आसुरा जना प्रवृत्तिं च निवृत्तिं न विदु આસુરો છે તે પ્રવૃત્તિ અને નિવૃત્તિને જાણતા નથી. तेषु शौच च आचारः च सत्यं अपि न विद्यते તેમનામા શુદ્ધતા આચાર તેમજ સત્ય પણ હોતું નથી આ આસુરી સપત્તિના વર્ણનમા ભગવાન અર્જુન પ્રત્યે સૂચવે છે કે, દૈવી સપત્તિ જેમ મારા બાલકો છે. તેમજ આસુરી સંપત્તિ પણ મારા જ બાલકો છે. જેમાં દુર્યોધનાદિક આવ્યા. તેમને તું ઈર્ષાથી કિંવા ક્રોધથી મારવા યોગ્ય નથી. એમ અર્જુન અને ભગવાનની સ્વૈર કથા ચાલે છે. મહાપુરૂષોની જે સ્વૈર કથા તે અન્યોને ઉપદેશરૂપ હોય છે જેમ શ્રી તુકારામ મહારાજ બોલે છે કે, गान जातो तुका तेची उपदेश लोकां હું આનંદમાં ભજન કરતો જાઉં છુ તેજ ઉપદેશ લોકોને થાય છે. પરમાત્મા અર્જુનને કહે છે. મારી સેવારૂપે ધર્મ સમજીને તું તેમની સાથે લડ.

કારણ અસુરો છે તે શાસ્ત્ર આજ્ઞા ઉલ્લંઘીને વર્ત્તતા હોવાથી શિક્ષાને પાત્ર છે. કારણ શાસ્ત્ર જે વિધિ મુખે વર્ણન કરે તે પ્રવૃત્તિ છે, તે તેઓ જાણતા નથી. તેમજ નિષેધ મુખે જે વર્ણવ્યું છે તે નિવૃત્તિ છે. તેને પણ તેઓ જાણતા નથી. શાસ્ત્ર જ્ઞાન હોવા છતાં ઘણા સાક્ષરો જ્ઞાનના પ્રમાણે પોતાનું વર્તન રાખતા નથી. માટે તો કહ્યું છે કે साक्षरा राक्षसा इव केवलम् સાક્ષરો છે તે રાક્ષસના જેવા જ છે દુર્યોધન સ્વ મુખે જ બોલે છે કે, जानामि धर्मं न च मे प्रवृत्तिः॥ जानाम्यधर्मं न च मे निवृत्तिः॥ केनाऽपि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥ હું ધર્મ જાણું છું પરંતુ મારી પ્રવૃત્તિ તેમાં થતી નથી. અધર્મને પણ જાણું છું છતાં તેમાંથી નિવૃત્તિ થતી નથી. કોણ જાણે કયો દેવ મારા હૃદયમાં બેઠો છે કે, જેની પ્રેરણાથી હું વર્તન કરૂં છું. એમ મનુષ્ય પ્રાણી ધર્મ જાણવા છતાં બુદ્ધિમાં ગત જન્મનાં પાપના ફળ રૂપ કર્મ દેવતાની પ્રેરણાથી તેને આધીન વર્તિ રહે છે. જ્યાં હિતોપદેશમાં એક કથા છે કે, એક વ્યાઘ્ર નદીના બીજે કાંઠે ઉભો રહીને સોનાનું કડું બતાવી લોકોને તે લેવા લલચાવતો હતો. લોકો તે સમજતા હતા, જેથી લોભાતા ન હતા. પરંતુ એક બ્રાહ્મણ લલચાઈને કડું જેવો લેવા ગયો કે વ્યાઘ્રે તેને ફાડી ખાધો. તેમજ કામનારૂપી વ્યાઘ્રની લલચાવાથી મનુષ્ય પ્રાણી સ્વકર્તવ્યને ભૂલી જાય છે. અને હાથે કરીને ખાડામાં પડવા જેવું થાય છે. આ પ્રવૃત્તિના બારામાં ગૌતમ ઋષિ ન્યાયશાસ્ત્રમાં લખે છે प्रवृत्तिवाक् बुद्धिः शरीरारंभाः વાણી બુદ્ધિ અને શરીરની ચલન ક્રિયા તે પ્રવૃત્તિ કહેવાય છે. સામાન્ય રીતે મનુષ્ય પ્રાણીની વાણી જે સવારથી આરંભી રાત્રિ સુધી બોલે છે, તે ૭-૮ ભગવદ્ ગીતા થાય એટલું બોલે છે. જેમાં વ્યર્થ બકવાટ જેવું હોય છે. લોકોની નિંદા સ્તુતિમાં તેનો વ્યય થાય છે. જ્યારે આખા દિવસમાં એક વખત પણ ભગવદ્ ગીતા બોલાતી નથી, તેમજ બુદ્ધિનો ખર્ચ પણ દેહધર્મમાં જ વ્યય થાય છે. તેને વ્યવસાયાત્મિકા કરવામાં આવતી નથી. તથા શરીર પણ તેવા જ કર્મમાં પ્રવૃત્ત રહે છે. એ પ્રવૃત્તિ વ્યર્થ છે. જ્યારે શાસ્ત્ર જ્ઞાનના બારામાં જે પ્રયત્ન તેને જ ભગવાને પ્રવૃત્તિ કહી છે. જે પ્રવૃત્તિ ફળદરૂપ થાય ત્યારે નિવૃત્ત માર્ગ ઉપર યોગી આરૂઢ થાય છે. છેવટે નિવૃત્ત માર્ગ છુટીને પણ આત્મબોધથી પરમ શાન્તિને મળવે છે. જ્યાં તુકારામ મહારાજ બોલે છે કે, प्रवृत्ति निवृत्ति चे आहुनिया भाग॥ उत्तरीलो चांग रसायण॥ ज्ञानाग्नि हुताशनी कडशीले वोजा॥ आत्म स्थिती काजा लागों नियां॥ પ્રવૃત્તિ નિવૃત્તિ બેને પરે જઇને જ્ઞાનરૂપી અગ્નિથી સર્વ સંકલ્પો બાળી નાખી આત્મસિદ્ધિને મેળવી છે. એમ સમજીને પ્રવૃત્તિથી પરિણામે ઉત્તમોત્તમ ગતિ મળે. જ્યારે કામનાની પ્રેરણાથી જે પ્રવૃત્તિ થાય તેમાંથી હજારો દુઃખો આપણે ઉપન્ન કરીએ છીએ. જ્યાં ગૌતમ ઋષિ લખે છે કે, મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્તિ થાય, તેથી જન્મ થાય, જન્મથી રાગ દ્વેષ થાય અને છેવટે દુઃખ થાય. માટે શાસ્ત્ર જ્ઞાનથી જ મિથ્યા જ્ઞાનનો નાશ થાય તોજ દુઃખોનો નાશ થાય. માટે પ્રવૃત્તિ તે બારામાં હોવી જોઈએ. જ્યારે આસુરી તે તેજ કે જેઓ आसुः सु रमते इति आसुरः જેઓ પંચ પ્રાણોમાં રમે તે આસુર. જેઓ પ્રવૃત્તિ શું અને નિવૃત્તિ શું તે

જાણતા નથી. જ્યારે પૂર્વના રાજાથી લઈને સર્વ કોઈ જાણતા હતા, જ્યાં કવિ કાલિદાસ રઘુવંશમાં રાજા અજ અને રઘુના બારામાં લખે છે. यतिपार्थिवलिङ्गधारिणौ ददृशाते रघुराघवौ जनैः । अपवर्गमहोदयार्थयोर्भुवमंशाविव धर्मयोर्गतौ ॥ રાજા રઘુ કે જે રાઘવ તથા તેનો પુત્ર અજ જ્યારે સિંહાસન ઉપર આરૂઢ થયા ત્યારે એક અભ્યુદયની સાક્ષાત્ મૂર્ત્તિ અને બીજો નિશ્રેયસ્‌ની સાક્ષાત્ મૂર્તિ હોય તેવા દેખાતા હતા. અર્થાત્ એક પ્રવૃત્તિ સ્વીકારનાર અને એક નિવૃત્તિ સ્વીકારનાર ધર્મ રૂપ જ ઉભય હતા. એમ પ્રવૃત્તિ તે સાધન અને નિવૃત્તિ તે સાધ્ય રૂપ છે. આસુરી ઉભયને જાણતા નથી, એમ ભગવાન્ અત્રે કહે છે. જ્યાં અર્જુનને કૌરવોના બારામાં દૃષ્ટિ આપે છે કે, તેઓ ન જાણતા હોવાથી જ અનેક અધર્મ કર્યા છે. તે મારવા યોગ્ય છે અને મારો અવતાર કાર્ય પણ 'વિનાશાય ચ દુષ્કૃતામ્' હોવાથી તેમનો નાશ મેં જ કરી મૂકયો છે તું નિમિત્ત માત્ર થા. એવા અધર્મિઓમાં શૌચતા પણ હોતી નથી. અંતર શુદ્ધિ ન હોવાથી બહિર્શુદ્ધિ પણ તેઓમાં નથી. અને શુદ્ધતા વિના સત્યતા પણ ઠરતી નથી. સત્યતા હોય તો દ્રૌપદી કે જે નાનાભાઈની પત્ની હતી તેને સભામાં લાવી વસ્ત્ર ખેંચવાં દ્યુત રમવું ઇત્યાદિ અનાચાર થાત નહિ. અને જ્યાં અનાચાર આવ્યો ત્યાં નાશ નક્કી છે. કારણ आचारः प्रथमो धर्मः આચાર છે તે પ્રથમ ધર્મ છે. તે પાળવાથી ધર્મનું રક્ષણ સહેજ થાય છે. અસુરોમાં તે હોતા નથી. બીજા શ્લોકમાં કહે છે.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

આ શ્લોકમાં ચોખો ચાર્વાક મત અથવા તો લોકાયત મત આવ્યો છે. જ્યાં અન્વય તે आहुः તેઓ બોલે છે. जगद् असत्यं જગત્ અસત્ય છે. अप्रतिष्ठं કારણ રહિત अनीश्वरं ઈશ્વર વિનાનું अपरस्परसंभूतं પરસ્પરના સંયોગથી ઉત્પન્ન થયેલું कामहैतुकम् अस्ति કામ જેનુ મૂળ છે એવું છે. अन्यद् किम् બીજું શું?

આ પ્રકારે નિરીશ્વર મત તેજ ચાર્વાક મત છે. જેનો પ્રચાર વિશેષે કરીને વર્તમાન કાળમાં છે. જેમાં લોકો એવા બુદ્ધિમાન્ હોય છે કે શાસ્ત્ર ઉપર ઢીલી શ્રધ્ધાવાળા લોકોને તેમજ સામાન્ય લોકોને તો તેઓ જરૂર પોતાના મતમાં અંજાવી શાસ્ત્રો ઉપર તેમજ ગુરૂજનો ઉપરથી શ્રધ્ધા ઉઠાડી મુકે છે. જેમાં પાશ્ચાત્ય વિદ્યાથી વિભૂષિત થયેલા તરૂણોને કે જેને શાસ્ત્રોનો ગંધ સુધાંએ હોતો નથી તેમને તો આ મત અનુકૂળ જ પડે છે. કારણ કે ઇન્દ્રિય વિષય ભોગવવાના બારામાં આ મત સહાયક હોવાથી ગ્રહણ કરવા યોગ્ય લાગે છે. માટે વૈદિક મત કે જેમાં ઈશ્વરનું અનુશાસન છે. તે તેમને રૂચતું નથી. જે મત અનાદિ સનાતન છે. જેમાં 'સર્વં ખલ્વિદં બ્રહ્મ' એમ આખુ વિશ્વને ઈશ્વર રૂપ જોવાની આજ્ઞા છે. બીજો મત જે સાંખ્ય તેમાં પણ પ્રકૃતિ પુરૂષ સિદ્ધ કર્યા છે. જ્યારે આ આસુરી મતમાં પુરૂષ પરમાત્માને ઉરાડી એકલી પ્રકૃતિનેજ માને છે. અને બોલે છે કે जगत् आहुः જે કાંઈ છે તે નેચર જ છે. જેને સ્વભાવ કુદરત ઇત્યાદિ કહે છે.'

આપણે જ્યાં ઈશ્વરેચ્છા એમ બોલીએ છીએ ત્યાંજ એ લોકો ઉપરોક્ત ભાષા વાપરે છે. અને કેવળ દુનિયાદારીનુંજ પ્રતિપાદન કરે છે. જ્યાં શાસ્ત્રો વૈરાગ્ય રાખવા કહે છે. ત્યાંજ અતિરાગ તેઓ બતાવે છે. અને વેદ,શાસ્ત્ર, પુરાણ, ઋષિ, મુનીઓ, વિગેરેની નિંદા કરે છે. વેદો બ્રાહ્મણોએ પોતાની આજિવીકા માટે ભોળા લોકોને ઠગવા માટે બનાવ્યા છે. વળી વેદો ઉપર આક્ષેપ મુકીને વિતંડાવાદ કરે છે. વેદમાં उदीते जुहोति સૂર્ય ઉગ્યા પહેલાં સંધ્યા કરવી, એવી આજ્ઞા છે. તેમજ વળી કહ્યું છે કે, अनुदीति जुहोति સૂર્ય ઉગ્યા પછી કરવી, વળી વેદોમાં એમ પણ લખ્યું છે કે, श्यामः तस्य बलिं अभ्याहरति शवलस्तस्य बलिं अभ्याहरति ઉપરોક્ત સંધ્યાદિ કરે છે. તેનું કરેલું કર્મ યમરાજાના રાખેલા કુતરા જેનું નામ શ્યામ ને શબલ છે તેઓ ખાઈ જાય છે. જ્યાં તેઓ કહે છે કે, "તમે વેદ આજ્ઞા પ્રમાણે જે, જે, કર્મ કરો છો તે શું કુતરાને ખવડાવવા માટેજ કરો છો કે, એમ બોલીને કાચા પોચા માણસોના અંતઃકરણની શ્રધ્ધા ઢીલી કરી મુકે છે. વળી કહે છે કે, વેદમાં પુત્ર કામેષ્ટિ યજ્ઞ કરવા કહ્યો છે. તો અમે ક્યાં યજ્ઞ કરવા ગયા હતા, છતાં અમારે ત્યાં તો ત્રણ ચાર પુત્રો છે. જ્યાં દક્ષિણી ભાષામાં કહેવત છે કે, नवसें कन्या पुत्र होती तरि कां करणें लागे पति બાધાથી યજ્ઞથી પુત્ર કન્યા પ્રાપ્ત થતા હોય તો સ્ત્રીને પતિ અને પુરૂષને પત્ની કરવાની શી જરૂર છે? ઇત્યાદિ જલ્પવિતંડા વિગેરે વાદો કરે છે, અને બોલે છે કે, त्रयो वेदस्य कर्ता भांडधूर्तनिशाचराः ભવૈયા, ઠગારા અને ભૂતપ્રેતાદિક. વેદોના કરતા છે. એમ ચર્વાક મતમાં જેને ફસાવું ન હોય તેણે સુંદર શાસ્ત્રમથી બુદ્ધિ કરી લેવી. વેદો પરમાત્માના રચેલા છે. તેમાં જે, જે, આજ્ઞા છે. તે પ્રમાણે વર્તવાથી આપણું કલ્યાણ છે. કારણ કે यावत् गर्जन्ति शास्त्राणि जंबूका विपिने यथा ॥ न गर्जति महाशक्तिः तावद्वेदान्तकेसरी વનમાં સિંહસુતો હોય ત્યાં સુધીજ શીયાળની ગર્જના હોય છે. સિંહ ઉઠ્યા પછી બીજા પ્રાણીઓ દરમાં પોશી જાય છે. તેમ વેદાંત શાસ્ત્ર જ્યાં સુધી જાણ્યું નથી ત્યાં સુધીજ બીજાં શાસ્ત્રો કપિલાદિક મતો સાચા લાગે છે. વેદાંતના જ્ઞાન પછી તે સર્વ વ્યર્થ છે. अध्यात्मज्ञानं ज्ञानानां અંતઃકરણમાં ઠરે કે બીજા શાસ્ત્રો આપણાં હૃદયમાં પેશી શકતાં નથી. જે હૃદયમાં દુનિયાની પ્રતિષ્ઠા પરમાત્મા છે. તો આપણે તેને આધીન છીએ. માટે વેદ આજ્ઞા પ્રમાણ. જેમ કે, चोदना लक्षणो धर्मः ને તેજ ધર્મ માટે तस्मात् शास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ માટે શાસ્ત્રની આજ્ઞાથી કાર્યાકાર્યનો વિચાર કરી વ્યવહાર રાખવો તે દૈવી સંપત્તિ છે. અને આજનાં શ્લોકમાં જેનું વર્ણન કરે છે તે આસુરી સંપત્તિના લોકો બોલે છે. આ જગતની પ્રતિષ્ઠા છેજ નહિ અર્થાત્ અનાથાલય છે. માટે મનસ્યોક્ત વર્તન તેજ ધર્મ છે. આ મત પણ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. માટે નૈષધ કાવ્યમાં શ્રીહર્ષ કવિ દમયંતિને પરણવા કળી જાન લઈને આવ્યો છે. ત્યાં વર્ણનમાં ઉપરોક્ત મતનો જ વખાણ કરે છે. જેમ કે, असत्यं अप्रतिष्ठं अनीश्वरम् अपरस्परसंभूतं कामहेतुकम् आहुः ખોટું પ્રતિષ્ઠા રહિત અનીશ્વર અને સ્ત્રી પુરૂષના સંભોગથીજ ઉત્પન્ન થયેલું કામનાના જ હેતુ રૂપ છે. તેનો ઉત્પાદક કોઈ ન હોવાથી ધર્માધર્મ વ્યર્થ છે. જેમ

પશ્વાદિકને ધર્માધર્મ કાંઇ છેજ નહિ. તેમ મનુષ્ય પણ પશ્વાદિક સાધારણ હોવાથી ધર્માધર્મ તેમને માટે પણ નથી. તેઓ પણ જગતનાં તેમના જેવાજ એક અંગ રૂપ છે. અને માત્ર સ્ત્રી પુરૂષના મૈથુનિ કૃતં ઉત્પન્ન થઈ. નૈસર્ગિક છે. આમને જો આપણે પૂછીએ કે મનુષ્ય પ્રાણીનું કર્તવ્ય શું તો પ્રત્યત્તર આપે. यावज्जीवं सुखं जीवेदृणं कृत्वा घृतं पिबत ॥ भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ? ॥ રૂણ કરીને પણ ઘી પીવું અને જીવવું ત્યાં સુધી સુખથી જીવવું. ભસ્મ થનાર શરીરનું ફરી આવવા પણ છેજ નહિ. વળી આપણા વડે જગત ચાલે છે. તેજ તેના ઇશ્વર આપણેજ છીએ. માટે શરીર છે ત્યાં સુધી આનંદમાં રહેવું. આ પ્રમાણે તેમનો મત. બીજા શ્લોકમાં પણ ભગવાન્ કહે છે કે,

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આસુરી સંપત્તિનું મત વર્ણન કરતાં ભગવાન્ કહે છે કે, एतां दृष्टिं अवष्टभ्य नष्टात्मानः આ દૃષ્ટિ પકડીને દુષ્ટઅંત:કરણવાળા अल्पबुद्धय ટુંકી બુદ્ધિવાળા उग्र कर्माणः ઉગ્ર કર્મ કરવાવાળા जगतः अहिताः જગતનુ અકલ્યાણ કરવાવાળા क्षयाय प्रभवंति નાશને માટે જ પ્રવૃત્તિ કરે છે

જ્યારે વેદવ્યાસની આજ્ઞા છે કે, धर्मार्थकामाः सममेव सेव्याः ધર્મ, અર્થ અને કામને સમાન રીતે સેવન કરવું. જેથી કલ્યાણ છે. કેવળ, કામનું સેવન તે અનર્થકારી છે. જ્યાં અસુર મત ઉલટો છે. તેઓ કહે છે ધર્મ અર્થ અને કામ તેની બાજુમાં મોક્ષ હોવાથી કામને સેવવાથી જ મોક્ષ થઈ જાય છે જ્યાં પાણીની આચાર્યની અષ્ટાધ્યાયીમાં લખ્યું છે કે, अपवर्गे तृतीया મોક્ષને માટે ત્રીજાને સેવો એમ પાણીની આચાર્યે પણ અમારૂં પ્રમાણ જ બોલે છે. જ્યારે ખરી રીતે પાણીની આચાર્ય વ્યાકરણના કરતા છે. તેઓનું બોલવું શબ્દના બારામાં વિભક્તિનું સમાનત્વ બતાવવા અર્થે છે. મોક્ષના બારામાં કામને જ સેવવો એમ અર્થ ત્યાં નથી. તેમના અભિપ્રાયનો અનર્થ ચાર્વાક મત વાદીઓ કરે છે. વળી કામદેવને ઇશ્વર તુલ્ય પણ બતાવે છે. કારણ ઇશ્વર જેવો સમાન સ્વભાવ તેમાં છે. જેમ ઇશ્વર સર્વ વ્યાપક છે તેમ કામદેવ પણ સર્વ વ્યાપક છે. પરમાત્મા શરીરિ છે. કામદેવ પણ અશરીરિ છે. પરમાત્માના જેમ સગુણ નિર્ગુણ ઉભય શરીર છે, તેમ કામદેવના પણ ઉભય શરીર છે. જયારે પુરૂષ વા સ્ત્રીમાં તે વ્યાપ્ત થાય છે. ત્યારે વિહવળતા આવે છે જેમકે स्त्रीदेवा कामकिंकरा થાય તે તેનો સગુણ રૂપ છે. વળી જગતની ઉત્પત્તિ સ્થિતિને લય પણ તેનાંમા જ છે. એમ આ લોકો કહે છે. જેને આજના શ્લોકમાં ભગવાન્ ગાળો આપે છે. આ લોકો अवष्टभ्य કહેતાં ગર્વિષ્ઠ છે. તેઓની દૃષ્ટિ નષ્ટાત્મા કહેતાં શરીરને જ આત્મા માની ચાલવા વાળી છે. જેથી અસત્ય વાદી તેઓ છે. અને આત્માને ન જાણનારા અલ્પબુદ્ધિવાળા છે. જેમની દૃષ્ટિથી વર્તનાર દુનિયાનું અહિત થાય છે. અત્રે દૃષ્ટિનો અર્થ સમજણ લેવી, તેમની સમજ ઉંધી હોય છે. જેથી દુનિયાં તેમને ઉંધી દેખાય છે. કારણ દૃષ્ટિ તેવી સૃષ્ટિ છે. ભગવાન્

શ્રીકૃષ્ણ કંસને મારવાને જ્યારે તેની સભામાં આવ્યા ત્યારે ત્યાં રહેલા લોકોને પૃથક્ પૃથક્ રૂપે દેખાતા હતા. જેમ કે मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः ॥ मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्वं परं योगिनां वृष्णीनां परदेवतेति विदितो रंगं गतः साग्रजः ॥ મલ્લોને મોટા મલ્લ જેવા દેખાતા હતા, રાજાઓને મનુષ્યોમાં શ્રેષ્ઠ દેખાતા હતા. સ્ત્રીઓને મૂર્તિમાન્ કામદેવ જેવા જ જણાતા હતા. ગોપોને પોતાના સ્વજન લાગતા હતા, દુષ્ટ મનુષ્યોને શાસ્તા દેખાતા હતા, માબાપને બાલક જેવા લાગતા હતા. કંસને મૂર્તિમંત મૃત્યુજ દેખાતા હતા. ભક્તને સગુણ પરમાત્મા દેખાતા હતા, તત્ત્વવેત્તાઓને તત્ત્વરૂપ દેખાતા હતા, વૃષ્ણીઓને પરમ દૈવતજ દેખાતા હતા. એમ જેના અંતઃકરણનો જેવો ભાવ તેવાં પ્રભુનાં દર્શન થતાં હતાં. તેમજ આ સૃષ્ટિમાં પણ લોકોની જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ દેખાય છે. ભગવાન્ કહે છે કે, આસુરી દૃષ્ટિ અંતઃકરણવાળા હોવાથી તેમની બુદ્ધિઅલ્પ છે. કારણ તેઓ આ જગતમાં ઉગ્ર કર્મો કરવાને જ જન્મેલા હોય છે. જેવી રીતે હિરણ્યાક્ષ કંસરાજા ઇત્યાદિક દૈત્યોએ મહા અનર્થ ફેલાવી સદ્ધર્મ, સદાચારનો નાશ કરવાનાં જ કાર્યો કર્યાં હતાં. માટે ભગવાને આ શ્લોકમાં કહ્યું છે કે, जगतः अहिताय જગતનું અહિત કરવા માટે જ તેમનો જન્મ થયો હોય છે. એવા મનુષ્યો ભગવાન્ કહે છે કે મારી દૃષ્ટિમાં નષ્ટાત્મનઃ છે અર્થાત્ તેઓ જીવતે મરેલા જ હું તેમને માનું છું. કારણ આ સૃષ્ટિ તે મારા આનંદનું સ્થાન છે. તેમાં જે, જે, જીવો છે, તે મારાજ અંશરૂપ છે. તેમને કષ્ટ આપનારા તેમની હિંસા કરનારા આ અસુરો હોય છે. તેમની સર્વ પ્રવૃત્તિ જ ઉગ્ર કહેતાં પારકાને સંતાપ આપવાવાળી હોય છે. માટે હું તેમને બીજા જન્મોમાં વ્યાઘ્ર સર્પ અજગર ઇત્યાદિ યોનિમાં નાખું છુ. જેનું વર્ણન આ અધ્યાયના અંતમાં સ્વમુખે જ કરનાર છે. આ પુરૂષો પોતે જ પોતાનો નાશ કરીલે છે, જેમ કે, केचिदज्ञानतो नष्टाः केचिन्नष्टाः प्रमादतः ॥ केचिद्ज्ञानाघलेपेन केचिन्नष्टैस्तु नाशिताः ॥ કેટલાક અજ્ઞાનથી નાશ પામ્યા, કેટલાક પ્રમાદથી નાશ પામ્યા, કેટલાક જ્ઞાનના મિથ્યા અહંકારથી નાશ પામ્યા અને કેટલાકે બીજાઓનો નાશ કરીને પોતાનો નાશ કરી લીધો, એમ ગર્વિષ્ટ અલ્પ બુદ્ધિવાળા, દુષ્ટ અંતઃકરણવાળા, ઉગ્ર કર્મો કરનારા જગતનાં અહિત માટે જ જન્મેલા હોય છે. એમ આ શ્લોકમાં કથન કરી બીજા શ્લોકમાં અસુરોનું જ વર્ણન કરતાં કહે છે.

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

અસુર સંપત્તિ એટલે ચોખી વિપત્તિ છતાં પરમાત્મા 'મંગલાનાં ચ મંગલમ્' હોવાથી તેજ સંપત્તિ નામ આપે. વળી તેનું વર્ણન કરવાનો ઉદ્દેશ પવિત્ર માણસોમાં તે સંપત્તિ પેસી જાય નહિ, તેથી ગીતામાં તેનુ કથન છે. જ્યાં આજના શ્લોકમાં અન્વય છે કે, दुष्पूरं कामं आश्रित्य અલિપ્ત કામનો આશ્રય કરીને दंभमानमदा-

न्विताः દંભ, માન, મદથી યુક્ત मोहात् असद्ग्रहान् મોહથી કરીને મોટા ગૃહો गृहीत्वा ગ્રહણ કરીને अशुचिव्रताः प्रवर्तन्ते અશુદ્ધ એવાં આચરણો કરે છે. તેઓ અંતર બહાર અશુદ્ધ હોવાથી તેમની વૃત્તિ ઉલટી હોય છે. જેથી તેઓનો ઉદ્દેશ સારો પણ હોય તેઓ એમ જાણતા પણ હોય કે અમે દુનિયાનું કલ્યાણ કરીએ છીએ છતાં તેઓથી દુનિયાનું અનિષ્ટ જ થાય છે. જ્યાં દષ્ટાંત : 'એક રાજાએ પોતાની ખીદમતમાં એક વાંદરાને રાખ્યો હતો. તેને માણસની પેઠે ભણાવ્યો હતો, અને અંગત બોડીગાર્ડ તરીકે તેને રાખ્યો હતો. એક સમય રાજા મધ્યાન્હે સુતો હતો. પાસે વાંદરો નાગી તરવાર લઈને બેઠો હતો. જ્યાં રાજાના અંગ ઉપર માખીઓ આવીને બેસતી હતી. વાંદરો તેને ઉરાડતો હતો પરંતુ માખીના સ્વભાવ પ્રમાણે ફરી ફરીને આવીને બેસતી હતી. જેથી તેને ગુસ્સો ચડ્યો ને માંખીને મારવાના ઉદ્દેશથી તરવાર ઉગામી રાજાના ચરણ ઉપર મારી. જેથી માંખી તો ઉડી ગઈ પરંતુ રાજાને મોટો ઘા પગ ઉપર પડ્યો. એમ અસુરો દુનિયાનું કલ્યાણ કરીએ છીએ એમ બોલે છે. પરંતુ તેઓ વડે દુનિયાનું અકલ્યાણ જ થાય છે તેઓ પોતાનો વિશેષ મત રાજાઓમાં જ ફેલાવે છે. જેથી યથા રાજા તથા પ્રજા એમ થાય છે. પુરાતન ઇતિહાસમાં રાજા વેનનુ ચરિત્ર તેવાજ મતનુ આપણે શ્રીમદ્ ભાગવતમાં વાંચ્યું છે. એમ રાજાઓનું મત આસુરી થાય ત્યારે પ્રજા પણ તેવી જ ભાવનાવાળી થાય છે. તેઓ કેવા જ્યા આજના શ્લોકમાં ભગવાન્ કહે છે કે, 'कामभाश्रिताः' કામનો જ આશ્રય કરવાવાળા છે. અને તેનાજ ગુલામ થઇ રહે છે. જેનાં હૃદયમાં રામ છે તે કામના ગુલામ થતા નથી. જેમ મદારી પકડેલા વાંદરાને નચાવે છે, તેમ આવા લોકોને કામ નચાવે છે. વિશ્વામિત્ર જેવા ઋષિને કામે સ્વાધીન કરી મેનકા પછવાડે સ્વર્ગમાં ગયા હતા. એમ કામ મોટા મોટાઓની રેવડી કરે છે. માટે તો ભગવાને ત્રીજા અધ્યાયમાં કહ્યુ છે કે, महाशनो महापाप्मा મોટો ખાઉધરો અને મહાપાપ રૂપ કામ છે. માટે ભગવાને અત્રે તેને બીજું વિશેષણ આપ્યું છે કે दुष्पूर તેની તૃષ્ણા કદાપિ પણ તૃપ્ત થતી જ નથી. અત્રે કામને ઇચ્છાના બારામા બોલ્યા છે. દુનિયામાં કેટલીક વસ્તુ અતૃપ્ત છે. જ્યાં કવિ કહે છે. सप्तैतानि न पूर्यन्ते पूर्यमाणा अनेकशः। ब्राह्मणोऽग्निर्यमो राजा पयोधिरुदरं गृहम् ॥ આ સાતને પુરવા છતાં પણ પુરાવા નથી. બ્રાહ્મણ[1] અગ્નિ[2] યમરાજા[3] રાજા[4] સમુદ્ર[5] પેટ[6] અને ઘર[7] તેઓને સંતોષી શકાતા નથી. બ્રાહ્મણને ગમે તેટલું આપો તો પણ સંતોષ થતો નથી. અગ્નિમાં જેટલું નાખીએ તેટલું બાળી નાખે છે. યમરાજા રોજરોજ પ્રાણીઓનુ ભક્ષણ કરે છે, પણ ધરાતો નથી. રાજાને પ્રજા ગમે એટલો કર આપે તોએ તેને સંતોષ થતો નથી. એમ સમુદ્રમાં વર્ષાદનુ પાણી પડે છે તે છતાં તેને તૃપ્તિ થતી નથી. તે ફેલાઇને પૃથ્વીનો માત્ર એક જ ભાગ રહેવા દીધો છે. વળી પેટને સવાર સાંજ પુરવા છતાં પણ ખાલી ને ખાલી રહે છે. અને ઘરમાં રોજ, રોજ, વસ્તુઓનો સંગ્રહ કરીએ છીએ છતાં તે ખાલી ને ખાલી રહે છે. આ સર્વ હજી પુરી શકાય પણ કવિ કહે છે કે, न जातु कामः कामानामुपभोगेन शाम्यति ॥ हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ આ કામની ઇચ્છાની તૃપ્તિ કરો તો જેમ

અગ્નિમાં ઘી નાંખવાથી તે વિશેષને વિશેષ પ્રજ્વલિત થાય છે. તેમ તૃષ્ણા પણ વિશેષ ને વિશેષ વધે છે. વળી તે પોતાના સાથીદાર દંભ માન ને મદને સાથે લઇ આવે છે. જેમ સમુદ્રને કાંઠે બક માછલીનું ધ્યાન ધરી બેસે છે. તેમ આ તૃષ્ણા મોહમયી હોવાથી પ્રાણીઓને પોતાના તાબામાં કરી લીએ છે. એમ અસુર લોકો છે તે અહંકારનો આશ્રય કરી દંભ માન મદવાળા થઇને મોહવડે જકડાઇને ખોટા વિચારવાળા થાય છે. જેમ કોઇ જાદુગર પોતાની સત્તાથી મનુષ્યોને મોહમાં નાખે છે. તેમ પરમાત્મા મોટા જાદુગર હોવાથી તેમની દુનિયામાં આવા અસુરો મોહ પામીને ફસાય છે. તેથી મોહમાં સપડાયલા તેમના વિચારો અગ્રાહ્ય હોવાથી અસત છે. વળી તેઓ અશુદ્ધ વ્રતવાળા છે જેમાં કેટલાકનો ઉદ્દેશ સારો પણ વૃત્તિ નીચ હોય છે. કેટલાકો તો દંભી હોઇને અન્યનું બગાડે છે. એવી આસુરી સંપત્તિનું વર્ણન ભગવાન બીજા શ્લોકમાં પણ કરે છે.

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

આ અસુર લોકોની કલ્પના એમ ન કરવી કે આસુર એટલે કોઇ બીજા આપણું અંતઃકરણ કોઇ વખત દૈવી સંપત્તિવાળું હોય, અને કોઇ વખત આસુરી સંપત્તિવાળું હોય. જ્યારે અંતઃકરણ આસુરી સંપત્તિવાળું હોય ત્યારે તેના સ્વભાવના બારામાં ભગવાન્ ઉપરોક્ત વર્ણન કરે છે. જ્યાં અન્વય अपरिमेयां च प्रलयांतां चिंतां उपाश्रिताः જેનો છેડો નથી એવી ચિંતા મરણ સુધી જેને લાગી છે, कामोपभोग. परमाः કામ અને ભોગમાં જ આસક્ત एतावत इति निश्चिताः છે ચિત્ત જેઓનું અને તેવા જ નિશ્ચયવાળા आशापाशशतैर्बद्धाः આશાપાશથી બદ્ધ થયેલા काम. क्रोधपरायणा. કામ ક્રોધથી પરાયણ कामभोगार्थं अन्यायेन अर्थसंचयान् ईहते અને વળી કામ ભોગને માટેજ જેઓ અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવા માગે છે."

એવી આસુરી સંપત્તિ જો મનુષ્યમાં ઘુસી તો નીકળવી ઘણી કઠણ. તેને કાઢવાને માટે મોટો પુરૂષાર્થ કરવો પડે છે. આપણે આપણામાં જરા ઉંડા ઉતરી વિચાર કરીએ તો આપણું અંતઃકરણ કોઇ વખત સાત્વિક વિચારો કરે છે. કોઇ વખત રાજસ તામસ વિચારો આવે છે. જ્યારે સાત્વિક વિચારો કરતું હોય ત્યારે દેવતાઓને સ્વાધીન હોય છે. રાજસ તામસ વિચારો હોય ત્યારે અસુરોને સ્વાધીન હોય છે. ત્યારે ઉપરોક્ત પરમાત્માએ કહ્યુ છે, તેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એમ એના ઉપભોગના વિચારો સિવાય બીજા વિચારો જ આવતા નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ દૈવી અંતઃકરણ હોય ત્યારે પણ આપણામાં હોય છે. છતાં તે પણ સાત્વિક સ્વરૂપમાં જ હોય છે, શાસ્ત્રના શબ્દોમાં મન રમે. ગુરૂચરણનો સ્પર્શ મસ્તક વડે કરવો ગમે. રસ પણ કથા કીર્તનમાં પડે, રૂપ કહેતાં સમગ્ર સૃષ્ટિ

જોતાં જ્યાં પરમાત્મા સ્વરૂપ છે, એવી જ ભાવના થાય અને ગંધ પણ પરમાત્માના પ્રાસાદિક અન્નનો પ્રિય લાગે. જ્યારે આસુર સંપત્તિનું તેથી ઉલટું. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે स्त्रिया गाइलें आइकावें । स्त्री रुप डोळां देखावें । सर्वेन्द्रियें आलीं गावें । स्त्रिये तेंची ॥ कुरवंडी कीजे अमृतें पर्स सुख स्त्रीये परीतें नाहींच ह्मणोनि चित्तें निश्चयी केला ॥ સ્ત્રીઓને જ ગાવી સાંભળવી, આલિંગન આપવું, સ્ત્રીઓનું રૂપ આંખોથી જોવું અને અમૃતને પણ સ્ત્રીઓના સુખ ઉપર ઓવાળી ફેંકી દેવું એ પ્રમાણે કામ જ જેમની મુખ્ય દેવતા છે. એવા રાજસ તામસ નિશ્ચયવાળા હોય છે. જેમને દ્રવ્યોપાર્જનના બારામાં પણ ઉંડી ચિંતા જ થયા કરે છે. અને તે ચિંતા તેમને મરણ સુધી થયા જ કરે છે. જે ચિંતા ચિતા કરતાં પણ ખરાબ હોય છે. ચિતા મનુષ્યને એક વખતમાં બાળી મુકે છે. જ્યારે ચિંતા કોરી કોરીને હૃદયને ખાય છે. કારણ તેમની ઇચ્છાની તૃપ્તિ જ કેમે કરીને થતી નથી. જ્યાં કવિ કહે છે, इच्छा संचयतो नास्तिचेच्छया न निवर्तते જ્યાં સુધી સંપત્તિના બારામાં ઇચ્છા રહેલી છે, ત્યાં સુધી ચિંતા હૃદયમાં રહેલી જ છે ત્યાંથી તે ખસે નહિ, ત્યાં સુધી સંતોષ પણ થતો નથી. સંતોષના બારામાં કવિ લખે છે કે, उपरि उपरि पश्यतः कस्य महिमा नोपचीयते આપણાથી ઉંચી સ્થિતિવાળા ઉપર નજર નાખીએ તો અવશ્ય તેમના ઉપર આપણને ઇર્ષા આવે. માટે अधः अधः पश्यतः सर्वस्येव दरिद्रता પોતાથી નીચેના ને જોવું તો સર્વ કોઈ દરિદ્ર દેખાવા માંડશે. જ્યાં કવિ કહે છે કે, તો જ સંતોષ થાય નહિ તો આખી દુનિયા મળે ત્રૈલોક્ય પ્રાપ્ત થાય પણ સંતોષ મળતો નથી. જ્યાં પૂર્વે કથન કરી ગયા તેમ રાજા ભરથરી કહે છે કે, જે ૧૦૦ ની પ્રાપ્તિથી સંતોષ્યો નહિ તેને શિવપદથી પણ સંતોષ થતો નથી. અને તેને માટેની અપરિમિત ચિંતા કર્યા જ કરે છે. વૈદ્યોએ ૭૨ રોગોની ગણના કરી છે. જેમાં ચિંતા રોગ સર્વોપરી ગણ્યો છે. માટે પરમાત્મા આજના શ્લોકમાં કહે છે. તેઓ સો પ્રકારની આશાના પાશથી બદ્ધ થયેલા હોય છે, અને કામ ક્રોધમાં જ પરાયણ રહેલા હોય છે. જેમને રાત્રિ અને દિવસ इदं मे स्यात् इदं मे स्यात એમ ઇચ્છા થયા જ કરે છે. છેવટે ઉંદરની પેઠે મરણ શરણુજ થાય છે. એક ઉંદર ત્રણ ચાર દિવસથી ભુખ્યો હતો તે એક મદારીને ત્યાં ઘુસ્યો, તેને ત્યાં એક સર્પ જંગલમાંથી પકડી લઈ આવેલો ટોપલામાં પડયો હતો. ઉંદર કાંઈ પણ ખાવાની વસ્તુ છે સમજી તેની પાસે ગયો અને જેવો કરંડીઓ કરડી ખાધો કે તરત સર્પના મોઢામાં જ પડયો. તેમજ છેવટે કાળરૂપી સર્પના મોઢામાં મનુષ્ય પ્રાણી પડે છે. માટે મહાપુરૂષોએ કહ્યું છે કે, तेनाऽधीतं कृतं तेन सर्वमनुष्ठितम् ॥ येनाशा: पृष्ठतः कृत्वा नैराश्य-मवलंबितम् ॥ તેણે સર્વ સાધનો કર્યાં જેણે આશાને પછવાડે કરીને નિરાશાને આશ્રય આપ્યો. માટે યદ્દચ્છા લાભ સંતુષ્ટ રાખવો. જેને તેમ નહિ તેઓ જ કામ ને ભોગ ને માટે હજારોને ગરદન મારીને અર્થનો સંચય કરે છે. જે અન્યાય યુક્ત હોય છે, તે કેવી રીતે મેળવે છે. જેના બારામાં ભગવાન્ બીજા શ્લોકમાં કહે છે.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

આસુરી સ્વભાવનાં માણુસોના વર્ણનમાં આજનાં શ્લોકમાં ભગવાન્ વર્ણન કરે છે. इदम् अद्य मया लब्धम् इमम् मनोरथम् प्राप्स्ये આજ મને આટલું મળ્યું, આવતી કાલે ફરીને મેળવીશ એ પ્રકારે મનોરથ કરવા मे इदम् अस्ति આ મારૂ છે इदम् अपि धनं पुनः मे भविष्यति અને ફરીને પણ હું આટલું, ધન મેળવીશ मया असौ शत्रुः हतः મારા આટલા શત્રુઓ મરાવ્યા च अपरान् अपि हनिष्ये બીજાઓને પણ મારીશ अहं ईश्वरः હું ઇશ્વર છું अहम् भोगी હું ભોગી છું अहम् सिद्धः હું સિદ્ધ છું अहम् बलवान् હું બલવાન છું अहम् सुखी હું સુખી છું.

એમ શેખચલ્લીના જેવા વિચાર કરે છે, એક શેખચલ્લી ઘીનો ડબો માથા ઉપર લઈ ચાલતો હતો. તે મનમાં મનોરથો કરતો હતો, કે આ મજુરીના પૈસા ચાર આના આવશે તેની એક મરઘી લઇશ. તેનાં ઇંડા થશે તે વેચીશ તેની બીજી મરઘી લઇશ. પછી ગાય લઇશ. જેનું દુધ વેચીશ. પછી લગ્ન કરીશ. ત્યારે છોકરા થશે. તે મને બાપા કરીને બોલાવશે. એમ મનોરથો કરતો કરતો ચાલતો હતો. ત્યાં માથા ઉપરથી ઘીનો ડબો જ ઢોળાઇને નીચે પડયો. જેથી મૂળના ચાર આના ગયા. એમ લોકો જન્મારાપર્યન્ત જે, જે, મનોરથો કરે છે. અને તેની પણ પૂર્ણ કરવાની ચિન્તામાં ને ચિન્તામાં આયુષ્ય પુરૂં થાય છે અને અર્થ કંઇ સરતો નથી. માટે શાસ્ત્રકારો કહે છે કે વિષય દોષ દર્શનાભ્યાસ કરતા રહેવું તો જ તેના ઉપર વૈરાગ્ય આવે છે. ચોવીસ કલાકમાં એક કલાક તો જરૂર જ વિષય દોષ, દર્શનાભ્યાસ કરવો. જે બારામાં अवध्यं दिवसं कुर्यात् એક પણ દિવસ ખાલી જવા દેવો નહિ જેથી આવા મનોરથો ઇદમસ્તિ 'ઇદમપિ ચ મે' વિગેરે હૃદયમાં ઘુસીને સતાવે નહિ માટે अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् અધ્યાત્મજ્ઞાનનું દર્શન નિરંતર કરતા રહેવું તેમજ હૃદયમાં વૈરાગ્યની પરિપૂર્ણ દૃષ્ટિ રાખવી. જેની દૃષ્ટિ વૈરાગ્યપૂર્ણ છે, તેમને વિષયી પુરૂષો કેવા લાગે છે જ્યાં શાકુન્તલમાં શકુન્તલા જ્યારે દુષ્યન્તને મળવા ગઈ ત્યારે તેની સાથે આશ્રમવાસી બે મુનિકુમારો હતા. તેઓએ શહેરમાં જ્યારે પગ મુકયો ત્યારે ત્યાનાં મનુષ્યો તેમને કેવા લાગ્યા તે બારામાં કવિ કાળિદાસ શ્લોક લખે છે अभ्यक्तमिव स्नातः शुचिरशुचिमिव प्रबुद्ध इव सुप्तम्। बद्धमिव स्वैरगतिर्जनमिह सुखसङ्गिनमवैमि ॥ જેમ કોઈ પ્રભાતમાં સૂર્યોદય પ્રાક્ સ્નાન નદી કિનારે કરી સંધ્યા જપ વિગેરે કરીને આવતો હોય તેને કોઈ તુરતનો પથારીમાંથી ઉઠેલો આળસુ બગાસાં ખાતો એક હાથમાં ચિરૂટ ને બીજા હાથમાં ચાનો પ્યાલો પકડી બેઠેલો મનુષ્ય કેવો લાગે તેવા ઋષિ બાળકોને શહેરી માણસો દેખાવા લાગ્યા. એમ સસારમાં વસ્તુતઃ શાન્તિ છે જ નહિ. દુનિયાદારીમાં મુખ્ય અર્થ પ્રધાન છે. તે અર્થ બીજા પાસે હોય તે કેમ ખેંચી લેવું એમ કાગ દૃષ્ટિ સઉ કોઇની હોય છે. જ્યાં શ્રીમદ્ ભાગવતમાં એક કથા છે. ગુરૂદત્તાત્રેયે પોતે જે ચોવીસ ગુરૂ કર્યા છે તેમાં એક સમડીને ગુરૂ કરી

છે. એક સમડી આકાશ માર્ગે જતી હતી. તેના મોઢામાં માંસનો પિંડો હતો. બીજા કેટલાક પક્ષીઓએ જોયું. ત્યાં તેઓએ વિચાર કર્યો કે એના મોઢામાંથી માંસનો પિંડો પડાવી લેવો. તેથી સર્વ પક્ષીઓ ટોળાં મળીને તે સમડીની પછવાડે પડ્યાં. સમડી ઉડી ઉડીને થાકી. છેવટે માંસને એક ઠેકાણે ફેંકી દીધું. ત્યારે સુખી થઈ. તેમજ દુનિયામાં અર્થને માટે જ શત્રુતા ઉત્પન્ન થાય છે, જેથી એ વિચાર આવે છે કે, असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानऽपि ॥ એક શત્રુને તો માર્યો અને બીજા શત્રુઓને હવે પછી મારીશ વિગેરે મનોરથો કરે છે. જે બારામાં હિતોપદેશમાં એક શિયાળની વાત છે. જેમ શિયાળની ગતિ થઇ તેમ એવા મનુષ્યોની ગતિ થાય છે. એક શિયાળ એક કોતરમાં બેઠો હતો, ત્યાં એક શીકારી આવ્યો. તેણે બાણુ મારીને એક હરણને મારી નાંખ્યો. તેવો જ એક મોટો ભુંડ તેની સામે લડવા આવ્યો. તે માણસ ને ભુંડ સામસામે લડતા હતા. તે બેની અથડા અથડીના તડાકામાં એક સર્પ વચમાં આવ્યો તેથી માણસ મરી ગયો. અને ભુંડ પણ શિકારીના બાણથી મરી ગયો. આ સર્વ સ્થિતિ શિયાળે દૂરથી જોઈ. પછી બહાર આવ્યો ને જોયું તો એક મૃગ, બીજો ભુંડ, ત્રીજો માણસ અને ચોથો સર્પ. એમ ઘણા દિવસનો સામટો ખોરાક તેને પ્રાપ્ત થયો. તેથી મનમાં ખુશ ખુશ થઈ મનોરથો કરવા લાગ્યો. मासमेकं नरो याति द्वौ मासौ नृपसूकरौकं अहिरे दिनं याति अद्य भक्ष्यो धनुर्गणः ॥ એક માસ તો મને આ માણસનું માંસ ચાલશે તેમ જ બીજા બે માસ આ મૃગ અને સુકરનું ચાલશે, વળી આ સાપનું માંસ પણ એક દિવસ તો ચાલશે જ એમ વિચાર કરતો ધનુષ્યની દોરી ઉપર તેની દૃષ્ટિ પડી તે જોઇને વિચાર કરવા લાગ્યો કે, આ ધનુષ્યની દોરી પણ ચામડાની જ છે, તે શું કરવા રહેવા દઉં. હમણાં તો તેનો જ ઉપયોગ લઈ લઉં એમ સમજીને તે ધનુષની દોરીને ઉપર જેવા દાંત ભેરવ્યા તેવીજ દોરી ખેંચાઇને બાણ છુટયો અને તે શિયાળ ઉપર પડયો. તેથી તરત તે ત્યાંજ મરણ શરણ થયો. એમ મનોરથો કરતો જ રહ્યો અને પંચત્વ પામી ગયો તેવીજ રીતે મનુષ્ય પ્રાણીના મનોરથોનો અંત આવે છે. જ્યાં બીજું દૃષ્ટાંત છે કે દેડકો નાક ઉપર બેઠેલી માંખીને ગળે છે. દેડકાને સર્પ ગળે છે. સર્પને મારવા માણસ લાઠી લઇને ઉભો હોય છે. અને મનુષ્યની પછવાડે કાળ હોય છે. છતાં મનુષ્ય પ્રાણી સમજે છે કે, હું બલવાન છું તેથી શત્રુને મારીશ. પરંતુ કાળરૂપી મહા સર્પથી તે ગળેલો છે તે કયારે પુરો કરશે તેનું કાંઇએ નક્કી નહિ ને તેના મનોરથો જ્યાંના ત્યાં પુરા થાય છે. છેવટે શિયાળના જેવી ગતિ થાય છે. તેવા માણસોના હૃદયમાં ઇશ્વરભાવ ન હોવાથી પોતાને જ ઇશ્વર સમજે છે અને માને છે કે, 'ઇશ્વરઃ અહમ્ અહમ્ ભોગી સિદ્ધો અહમ્' બલવાન્ સુખી હું જ ઇશ્વર છું. હું ભોગી છું, હું બલવાન છું માની પોતાથી નબળા પ્રાણીઓ ઉપર સત્તા ચલાવે છે જેમ હિરણ્યકશિપુએ પ્રહ્લાદને કહ્યું હતું કે મારા વ્યતિરિક્ત બીજો ઇશ્વર કોણ છે, તે મને બતાવ. છેવટે પરમાત્માએ નરસિંહાવતાર ધારણ કરી તેનો મદ ઉતાર્યો હતો, એમ આસુરી સંપત્તિનાં લક્ષણ કહેતાં ભગવાન્ બીજા શ્લોકોમાં કહે છે.

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥

દૈવી આસુરી સંપત્તિમાં તમઃ પ્રકાશવત મોટો અંતર છે. દૈવી પુરૂષાર્થથી આવે જ્યારે આસુરી સંપત્તિ જેમ ખેતરમાં કાંઈ પણ ન વાવ્યું હોય તો ઘાસ ઉગ્યા વિના રહે નહિ, તેમ આ શરીર રૂપી ક્ષેત્રને ખેડીને અમાનિત્વં અદંભિત્વમ્ આદિક ગુણો વાવ્યા ન હોય તો પણ ઘાસવત્ આસુરી સંપત્તિ ઉગી નીકળે છે. તે ઘાસને જે કોઈ પાણી નાંખીને વધારે છે, તેમનું વર્ણન ચાલે છે. જેમાં આજના શ્લોકમાં તો ભગવાન્ કહે છે કે, पतन्ति नरके अशुचौ આ અશુદ્ધ માણસો છે તે નરકના જ અધિકારી છે. आढ्यो अस्मि ધનવાન છું, अभिजनवान् अस्मि હું કુલીન છું, मया सदृशः મારા જેવો अन्यः कः अस्ति મારા જેવો બીજો કોણ છે. अनेकचित्तविभ्रांताः અનેક મનોરથોથી ચિત્ત ભ્રાન્તિને પામેલા मोहजालसमावृताः મોહજાલમાં ગુંથાયલા कामभोगेषु કામભોગોમાં प्रसक्ताः અત્યંત આસક્ત થયેલા अशुचौ नरके पतन्ति અમંગલ એવા નરકમાં પડે છે. જેઓ વેદશાસ્ત્રની નિંદા કરે તે નરકમાં જ પડે તેમાં આશ્ચર્ય શું ? કુમારીલ ભટ્ટ જેવા સાંગોપાંગ વેદ ભણેલા અને તેના ઉપર શ્રદ્ધાવાન્ શંકરાચાર્યના સમયમાં જેની ઉત્પત્તિ થઈ હતી એવા બ્રાહ્મણ હતા. તેમણે વાદમાં વેદના સમ ખાધા હતા ને કહ્યું હતું કે, यदि वेदाः प्रमाणं स्युः વેદો જો મને પ્રમાણ હોય તો આમ આમ થાય. એમ સંક્ષિપ્ત ગર્ભિત વાકયો બોલ્યા હતા. તે દોષમાં તેમની એક આંખ ફૂટી ગઈ હતી. જોકે તે કાર્તિક સ્વામીના અવતાર હતા છતાં કરેલા અપરાધનું અનુશાસન ખમવું પડ્યું હતું. તો જે કોઈ પ્રત્યક્ષ વેદોને ધૂર્ત ભાંડ અને પિશાચના બનાવેલા છે વિગેરે વિગેરે વેદો ઉપર આક્ષેપ મુકીને નિંદા કરે છે તે નરકમાંજ પડે છે. વળી જેને ઇશ્વર ઉપર એવી અશ્રદ્ધા હોય જેથી બોલે કે, નરક સ્વર્ગ લોક છે તેને અમે માનતા નથી. ભલે તેઓ સાંખ્ય શાસ્ત્રમાં અંત રીક્ષમાં અંધતા મિસ્ર વિગેરે નરકની કલ્પના કરી છે તેને ન માને, છતાં અત્રે જ નરક સ્વર્ગ પ્રત્યક્ષ દેખાય છે, અનેક મનુષ્યો અનેક રીતે પીડાય છે. એજ તેમનું પૂર્વ સંચિત કર્મોનું ફળ છે. તેજ નરકયાતના છે. કોઈ દુઃખી, કોઇ સુખી, કોઈ આનંદમાં ને કોઈ શોકમાં દેખાય છે. એમ પરસ્પર સૃષ્ટિ વિષમ દેખાય છે. એ તેમના કર્મોનું જ ફળ છે. આ સ્થિતિ અંતરતો નાસ્તિકોને પણ પ્રત્યક્ષ પ્રમાણથી માનવું પડે છે. તેઓ જેને નેચર કુદરત કહે છે. તેનો પ્રવાહ તો એક સરખો ચાલે છે. ત્યારે સૃષ્ટિમાં વિષમતા છે તે શું ? વસ્તુસ્થિતિ તપાસતાં કુદરતમાં શીત ઉષ્ણતા આવે છે. તે કીડીથી લઈને ચક્રવર્તી રાજાને સમાન આવે છે. છતાં જે સૃષ્ટિમાં વિચિત્રતા દેખાય છે. તેનું મૂળ શોધતાં કર્મવિપાક સિવાય કાંઈ પણ દેખાશે નહિ. માટે કર્મોનાં જે ફળ તેજ નરક સ્વર્ગ છે, આવું પ્રત્યક્ષ પ્રમાણ થાય છે. છતાં તેને ન ગણકારીને પીબત ખાદત મોદત્ રહીને યથેચ્છાચરણ કામ મોહિત થઈને કરે છે. જેથી इदं अद्य मया लब्धं इमं प्राप्स्ये मनोरथम् કરી કરીને પોતાના

અંતઃકરણ ઉપર મેલના પડના પડ ચડાવે છે. તેમની અન્ય કા ગતિઃ બીજી શી ગતિ થાય. જ્યાં સુધી જ્ઞાન સંપન્ન અને વૈરાગ્યવાન થયો નથી. વળી धर्माऽविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ। ધર્મથી અવિરૂદ્ધ અર્થ કામ સેવ્યો નથી. ત્યાં ભય અવશ્ય હોય, તેમનાં ચિત્ત અર્થ કામની લોલુપ્તાથી વિભ્રાંત થયાં હોય છે. જેથી કરીને શાસ્ત્ર આજ્ઞા मातृवत् परद्वारेषु परद्रव्येषु लोष्ठवत् ને નહિ સ્વીકારતાં—પરસ્ત્રી ગમન પર દ્રવ્ય, ચોરી વિગેરેમાં પડી રહે અને એવા, એવા અન્યાયથી અર્થ કામનો સંચય કરે પછી પોતાને आढ्योऽभिजनवानस्मि कोन्योऽस्ति सदृशो मया એમ માને અંહભાવ પણ જ્યાં મહાન્ હોય. વળી સંપત્તિનું અભિમાન પણ એવું હોય કે, જાણે કુબેર ભંડારીની સંપત્તિ મારા હેઠે છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ ઓવી લખે છે કે, कुबेर आथिला होय। परिते नेणे माझी सोय। संपत्ति मझसम नव्हे थी नाथा ही કુબેર પાસે સંપત્તિ હશે પણ મારા જેટલી તો સાક્ષાત્ લક્ષ્મીપતિ ભગવાન્ પાસે પણ નહિ હોય. તો કુબેર પાસે તો કયાંથી જ હોય ? એમ સંપત્તિનો મનમાં અતિગર્વ રાખે. વળી તેની હામાં હા કહેવાવાળા તેની સ્તુતિ કરતા રહે, તેથી ફૂલાઈ જાય અને જાણે કે, अभिजनवानस्मि મારી પાસે કેટલા માણસો છે. વળી અભિજન કહેવાં કુળનું અભિમાન પણ બહુ રાખે કે. મારા કુળ જેવું બીજા કોઇનું પણ કુળ નથી. મારૂં જ કુળ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. એમ કુળાભિમાનના બારામાં રામદાસ સ્વામિ પોતાનાં અષ્ટકમાં લખે છે કે, कुलाभिमानें पडिलों प्रवाहीं કુલનાં અભિમાનથી સંસારનાં પ્રવાહમાં પડ્યો છું. એમ કુળનો અહંકાર પણ વિનાશનું જ કારણ છે. જે અહંકાર પણ આવા લોકોને ઘણો હોય છે. વળી કહે છે કે, कोन्योऽस्ति सदृशो मया મારા સમ બીજો કોણ છે. પૂર્વે કહી ગયા તેમ પોતાને ईश्वरोऽहं अहम् भोगी માનવાવાળાને જ્યારે ઇશ્વર જ નથી તો પોતે ઇશ્વર બની બેઠેલાને પોતાના સમ કોઈ છે, એમ દૃષ્ટિમાં જ આવે નહિ. એવા અહંકારમાં રહેવાવાળા यक्ष्ये दास्यामि मोदिष्य इति ज्ञानविमोहिताः યજન પણ કરે પણ તે કેવું કીર્તિ દાન કરે જ્યાં પોતાની કીર્તિ વધે તેવું યજન કરે યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો હતો તે ઇર્ષામાં બળતો દુર્યોધન પણ પોતાની કીર્તિ યુધિષ્ઠિર સમ થાય, તે માટે તેમનું રાજ્ય હરણ કર્યું, પછી યજ્ઞ કર્યો, તો એમ કીર્તિને માટે પરપીડનને માટે અથવા તો પોતાની મનકામના પૂર્ણ કરવાને માટે તેઓ યજ્ઞ કરે છે. કાંઈ નિષ્કામ થઈને પોતાનો ધર્મ સમજીને કરે નહિ. વળી મોટી મોટી ડાંગ પુકારે કે दास्यामि હું દાન કરૂં છું. પરંતુ તેમનું દાન તે दातव्यमिति यद्दानं એમ હોતું નથી. તેઓ નટવિટ ગાયક નૃતકી સ્તુતિ કરતા હોય એવાઓને જ આપે છે, અને મનમાં મોટું અભિમાન રાખે કે હું મહાદાની છું. એમ इमं मोदिष्य પ્રસન્ન રહે. પ્રભુ કહે છે કે, इत्यज्ञानविमोहिताः એમ સત્ય જ્ઞાન ઉપર જેમને આવરણ આવ્યું છે અને પૂર્ણ અજ્ઞાનમાં મોહ પામ્યા છે, તેઓ ઉપરોક્ત કથન પ્રમાણે બકવાટ કરે છે. જેમ અને પાતમાં માણુસ બકે છે. તેમજ पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् જેણે મોહમયી પ્રમાદ મદિરા પીધી છે. અને ગાંડાની પેઠે જ બકે છે. કારણ કે अनेकचित्तविभ्रान्ता તેમના

ચિત્તવૃત્તિએ। જ ઘણી ઉઠે છે. શાસ્ત્રમાં કહ્યુ છે કે, एकतत्त्वाभ्यासः એક જ તત્વનો અભ્યાસ કરી ચિત્તવૃત્તિને તેલધારાવત્ એકજ રૂપમાં રાખવી. ત્યારે આવા માણસોના મગજમાં અનેક મનોરથો ચાલતા હોવાથી ચિત્તની વૃત્તિએ। પણ ઘણી ઉઠે છે. તેથી मोहजालसमावृताः થાય છે. મોહરૂપી જાળ તેમના ઉપર પડે છે. અથવા તો પોતે જ જઇને મોહજાળમાં શાસ્ત્રનો ઉપદેશ ન સ્વિકારતાં પડે છે. જે બારામાં દૃષ્ટાંત છે કે, એક હરણ અને એક કાગડો હતો. તે બે મિત્ર હતા. આ કાગડાને હરણ ઉપર અતિ પ્રીતિ હતી, તેથી તે તેનું હમેશાં રક્ષણ કરતો હતો. એક વખતે ઘરમાં શિકારથી ફરેલ હરણ સાથે શિયાળ હતો તે કાગડાએ જોયું. જેથી ચતુર કાગડો સમજી ગયો કે આ લુચ્ચો શિયાળ ભોળા હરણ સાથે કપટથી મિત્રતા કરી આવ્યું છે. તેથી તેણે હરણને પૂછ્યું કે, कोऽयं द्वितीय. આ બીજો કોણછે ત્યારે હરણ બોલ્યો : આ મારો મિત્ર છે. કાગડાએ તેને સમજાવ્યો કે अज्ञात कुलशीलस्य वासो देयो न कस्य चित् જેનું કુળ જાણતા ન હોઈએ તેને તેન એક રાત્રિ પણ ઘરમાં વાસ દેવો નહિ. ત્યારે લુચ્ચો શિયાળ કહેવા લાગ્યો કે આપ પ્રથમ બન્ને મિત્રો થયા ત્યારે અજ્ઞાન કુલ શીલ હતા કે સજ્ઞાન એ વાત હરણને ગળે ઉતરી અને શિયાળને તેણે પોતાની પાસે જ રાખ્યો. તે શિયાળ હરણને ફસાવવાના પેચમાં હતો. કારણ કે, હરણ હૃષ્ટ પુષ્ટ હતો, તેથી તેના ઉપર તેનું ધ્યાન હતું. તેણે એક ચણાનું ખેતર જોયું, તે ખેતર તેણે હરણને બતાવ્યું અને કહ્યું કે આ આજીવિકા માટે ઉત્તમ સાધન છે. ત્યાં ભોળો હરણ રોજ જવા લાગ્યો ને ખેતરના ચણા ખાવા લાગ્યો. જ્યારે ખેતરના ચણા ઓછા થયા ત્યારે ખેડુતે જોયા ત્યારે સમજી ગયો કે અત્રે કોઈ પણ પ્રાણી આવીને આપણા ખેતરને નુકસાન કરે છે, જેથી તેણે જાળ પાથરી મુકી. જે જાળમાં કોમળ હરણના પગ ગુંથાઈ ગયાઃ તે ફસી પડયો. ફસ્યું ત્યારે સાથે શિયાળ હતો તેને કહ્યું કે, આ જાળ તોડી નાંખ. ત્યારે તે કહે. આજે મારે અપવાસ છે, તેથી આંતરડાની જાળ મારા દાંતથી તોડાય નહિ. એમ બોલી હરણના મરણની વાટ જોતો ઉભો રહ્યો. જ્યારે કાગડાએ હરણને પાછું ફરેલો જોયો નહિ, ત્યારે ભયની શંકા કરીને જ્યાં હરણ હતો ત્યાં આવી તેને જાળમાં ફસેલો જોયો. પોતાના મિત્રને જોઈને હરણ પોકે પોક રોવા લાગ્યો. અને બોલ્યો કે તારી શીખામણ ન માની શિયાળના નાદમાં પડવાથી ફસાયો છુ. માટે મને ઉગરવાનો રસ્તો બતાવ. ત્યારે કાગડાએ કહ્યું કે, તું જાણે મરણ પામ્યો છે એમ પડ અને પેટ ખુબ ફૂલાવજે. તે પેટ ઉપર હું બેશીસ એટલે તને મરણ પામેલો જાણી તારી જાળ કહાડી ખેતરનો મલીક દૂર લક્ષ કરશે એટલે તું ચાલ્યો જજે. એમ કાગડાની શીખામણ માની હરણ છુટયો, એવી જ રીતે કામરૂપી શિયાળની સંગત કરી તેના આપેલા વિષય ભોગોરૂપી ચણા ખાઇને मोहजालसमावृताः મોહજાળમાં ફસાઈ પડે છે. શાસ્ત્રોનો ઉપદેશ તેમને રૂચતો નથી. તેથી प्रसक्ताः कामभोगेषु पतन्ति नरके अशुचौ કામે આપેલા ભોગોમાં ફસાઈ પડી અશુદ્ધ એવા નરકમાં પડે છે, જ્યારે દૈવી સંપત્તિના માણસો ધર્મથી અવિરૂધ્ધ એવા ભોગો यदल्पमपि तद्‌बहु થોડુ પણ પ્રાપ્ત થાય તો ભોગવે

છે. જેથી પરિણામે તેમનું કલ્યાણ જ થાય છે. રાજા દિલીપે પુત્રની કામનાથી જ કામધેનુનું સેવન કર્યું હતું. કામધેનુ રાજાની સેવાથી અત્યંત પ્રસન્ન થઈ હતી. એક વખતે રાજાની પરીક્ષા કરવાને માટે કામધેનુએ રાજાને કહ્યુઃ હું પ્રસન્ન થઈ છું. માટે આ વખતે મારા સ્તનોમાં દુધ છે તેં કહાડીને પ્રાશન કર, તો તને પુત્ર થશે. રાજા પહેલાં તો વિચારમા પડ્યો પછી વિચારી કહેવા લાગ્યો કે, એમ તો કવચિત પણ બને એમ, નથી. કારણ પ્રથમ વાછરડાને પીવરાવું એ મારો નિયમ છે. પછી ગુરૂ વસિષ્ઠને આપ્યા બાદ તેમની આજ્ઞા વડે પીવાય તેમ છે. તે નિયમ ભંગવડે પુત્રપ્રાપ્તિ હું ઇચ્છતો નથી. ધર્મમૂલક પુત્રપ્રાપ્તિ ઇચ્છુ છુ, અધર્મમૂલક પુત્રપ્રાપ્તિ મને જોઈતી નથી. તે સાંભળી કામધેનુ અત્યંત પ્રસન્ન થઈ કહેવા લાગી કે, મેં તારી પરીક્ષા જ કરી હતી તેં મારી આજ્ઞાથી દુગ્ધ પ્રાશન કર્યું પણ હતે તો તેના વડે જે પુત્ર ઉત્પન્ન થતે તે કુલાગાર જ થતે. માટે તેજ શેષ દુગ્ધનું પ્રાશન કર જેથી રઘુ જેવો પુત્ર ઉત્પન્ન થાય. ધર્મશીલ ઉત્પન્ન થાય અર્થાત્ ધર્મમૂલક કામનું સેવન કલ્યાણકારી છે. જ્યારે અધર્મથી કરેલો કામોપભોગ નરકની ગતિરૂપ છે.

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

આસુરી સપત્તિનું વર્ણન દૈવી કરતાં વિશેષ છે. કારણ તે સ્વભાવિક હોવાથી તેની સમજણ રીતસર આપણને મળે. માટે પરમાત્મા તેનું વર્ણન પરિપૂર્ણ કરે છે જેમા આજના શ્લોકમા પણ તેમના જ ગુણોથી ભરેલા વિશેષણોયુક્ત શ્લોકો છે. જયા અન્વય: आत्मसंभाविता. પોતે જ પોતાની સ્તુતિ કરવાવાળા स्तब्धाः ઉધ્ધતઃ धनमानमदान्विता. ધન અને માનથી યુક્ત એવા ત તે દંભવાળા नाम· यज्ञै નામના યજ્ઞ વડે अविधिपूर्वकम् અવિધિવાળા यजन्ते પૂજન કરે છે. अहंकारं बल दर्पं कामं च અહંકાર બળ ગર્વ કામ તથા क्रोधं संश्रिताः ક્રોધનો આશ્રય કરવાવાળા आत्मपरदेहेषु च પોતાના તેમ જ પરના દેહ સબંધ·વડે माम् મારો, प्रद्विषंत· દ્વેષ કરવાવાળા च તથા अभ्यसूयका નિંદા કરવાવાળા હોય છે.

એમ સભાવિતાઃ એટલે માનવાળા જે ઉંચ ગુણવાળા પુરૂષોને પણ લાગે છે. જેમના પરમાર્થ કામને અગે મનુષ્યો કીર્તિ ગાય છવા તેમને કીર્તિની અભિલાષા પણ હોતી નથી. લોકો દ્વિમુખી છે, એમ તેમને ધ્યાનમાં હોય છે. તેથી તેમની ખ્યાતિની અપેક્ષા નરાખતા સહજ સ્વભાવમાં લઘુતા યુક્ત હોય છે. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજની ઓવી છે. पूज्यता डोळां न देखावी । स्वकीर्ति कानीं नायकावी ॥ हा अमुका पेसी नोहावी । सेची लोकां ॥ આપણને લોકો પૂજ્ય માને તે જોવાની ઇચ્છા નહિ, પોતાની કીર્તિ પોતાને કાને ન સાંભળવી અને હું મહાન્ છું એમ માણસોને સ્મૃતિ સુધ્ધા ન થાય એવી જે પુરૂષની ઇચ્છા છે. જ્યારે આસુરી સંપત્તિ· વાળાને તેથી ઉલટી ઇચ્છા હોય છે. લોકો તેમને માન આપે કિંવા નહિ છતાં

તેઓ પોતે જ પોતાની ખ્યાતિ કરે છે, કે મારા સમ બીજો છે જ નહિ જે છે તે હુંજ છું. તેઓ ચારવાક મતવાદી હોવાથી દેહ અહંકાર તેમને વધી જાય છે. શરીરને જ હૃષ્ટ પુષ્ટ રાખવાના નાદમાં પડ્યા રહે છે. જેથી તેમનું શરીર મલ્લ જેવું હોય છે, અને પોતાના શરીરને પોતે જ જોઈ જોઇને મસ્ત રહે છે. છતાં તેઓને ભાન નથી કે, इन्द्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥ ઇન્દ્ર જેવા પણ પોતાની કીર્તિ પોતે ગાવા માંડે તો લઘુતા આવી જાય માટે જ परैः प्रोक्ताः गुणाः सगुण પારકાઓ અંતઃકરણ પૂર્વક જે કીર્તિ ગાય તેજ ખરી કીર્તિનાં લક્ષણો છે. આવા પુરૂષો પારકા પાસે પણ જે કીર્તિ ગવાડે તે દ્રવ્ય આપીને ગવડાવે છે. એવા તે आत्मसंभाविताः વળી સ્તબ્ધા હોય છે. અર્થાત્ અક્કડ રહેવાવાળા છે. જ્યાં જ્ઞાનેશ્વરી છે. आदिवा लोहाचे खांब जैसे कीउघवले आकाशि शीलाराशी ॥ જેવી રીતે બીડનો થાંભલો નમતો નથી અથવા તો આકાશ સુધી ઉંચું ગએલું પર્વતનું શિખર જેમ નમતું નથી. તેમ કોઇને નમતો નથી. વળી આશ્ચર્યવત્ થઈ ગએલા પણ સ્તબ્ધ હોય છે. જેમના અંતઃકરણની વૃત્તિમાં કાંઇક વિશેષ પણું આવી જાય, તે સ્તબ્ધ થાય છે. આવા પુરૂષોને અહંકારરૂપી વિશેષતા આવી જવાથી તેમની વૃત્તિઓ સ્તબ્ધ થઈ ગઈ હોય છે. અને તેઓ ધન માન મદવાળા હોય છે. મનુષ્ય પ્રાણી પાસે લક્ષ્મી બે પ્રકારની હોય છે. એક તો ઇશ્વર ભક્ત પાસે રહે છે જ્યાં રામ ત્યાં રમા હોય છે. તે સ્વયં સેવા માટે આવે છે વળી જ્યેષ્ઠ લક્ષ્મી કરીને તેની બેન હોય છે, જ્યાં એક કવિ લખે છે. वेधा द्वेधा भ्रमं चक्रे कान्तासु कनकेषु च મસ્તકના બે દ્વારમાં ભ્રમ સામાન્ય માણસોને હોય છે. તે ભ્રમ કયા ? ત્યાં કવિ કહે છે કે, એક કનકમાં અને બીજો કાન્તામાં. પુરૂષ પરણે છે ત્યારે કન્યા તેને વરમાળ આરોપણ કરે છે ત્યારે જ એક પ્રકારનો ભ્રમ ઉત્પન્ન થઈ જાય છે, અને બીજો ભ્રમ कामभोगार्थ अन्यायेनार्थसंचयान् કામ ભોગોને માટે અન્યાયથી અર્થ કામનો સંચય કરે છે. ત્યારે ભ્રમ મસ્તકમાં ચડે છે. જેનો કેફ એવો છે કે, હલાહલ શંકરના મસ્તક ઉપરના વિષ કરતાં પણ પરે છે. हालाहलो नैव विषं विषं रमा હાલાહલ તે વિષ નથી. વિષ રમા છે. ધતુરાના વિષ જેવું છે. જેનું સેવન અત્યંત કેફી છે. અપૈયાદીક્ષિત કરીને મોટા વિદ્વાન્ પુરૂષ હતા. તેઓ આ ધતુરાના બીજનું સેવન કરવા હતા. તે બીજનું નામ કનક છે. તો નામના ગુણમાં જો મહા કેફ તો પ્રત્યક્ષ જ જે કનક તેમાં કેટલું કેફ હોય. તે જેની પાસે હોય તેને પણ તે કેવો ચડનો હોય. જેમ શ્રીમંત માણસોને ત્યાં કોઇ શાસ્ત્રી પંડિત મળવા જાય તો એટલા ઉપરથી ભૈયાને શેઠ આજ્ઞા કરી જ મૂકી હોય કે બોલદેના શેઠ કામમેં હૈ. બીજી વખત આવે તો કહે સ્નાન કરે છે. ફરીને આવે તો કહે ભોજન કરે છે. એમ निद्राति स्नाति भुंक्ते चलति इति आहुः એમ કહે છે. અને તે વિદ્વાનોને મળતો જ નથી. એક મહા ઉસ્તાદ પંડિત શેઠને મળવા ગયો ત્યારે ભૈયાએ કહ્યું; શેઠ સુતા છે પંડિત પણ પીઠોડી પાથરી ઓટલા ઉપર જ સુતો. શેઠે જાણ્યું કે પંડિત ગયો, તેથી ઉઠી ઓટલા ઉપર આવ્યા ને ભૈયાને પૂછ્યું: કયું ભૈયા એ બલા ગઈ કયા ? તો ભૈયો કહે નહિ. ઓતો ગળે વળગી હૈ એમ કોઈ

શાસ્ત્રી પંડિત આવે તો ભલા જ સમજે. એમ મદમસ્ત ધનના કૈફમાં હોય છે જેનો આપણે પ્રત્યક્ષ અનુભવ લઈએ છીએ. એવા પુરૂષો यजन्ते नामयज्ञैस्ते પોતાની નામના માટે યજન કરે છે. તે કેવી રીતે ત્યાં કહે છે. अविधिपूर्वकम् વિધિરહિત યજન કરે છે. એમ નામના માટે જ યજન કરવાવાળા સમજે છે કે, ૧૦૦ રૂપીઆના ખર્ચથી કીર્તિ મળતી હોય તો એવા ૧૦૦ રૂપીઆ તો કયાંથી પણ મેળવી લેવાયે માટે દીક્ષા લીધેલા દીક્ષિત જેવી વિધિ તેઓને પાળવી ઘટે, છતાં તેમાં તેમનું ધ્યાન જ હોય નહિ. તે કયાં ને કયાં ચરતું હોય છે. માત્ર વાહવાહ માટે તે કરાય છે. કર્તવ્ય સમજીને કરાતું નથી. તેથી પરમાત્માએ અત્રે વાણી ઉચ્ચારી છે કે, दंभेन अविधिपूर्वकम् તેઓનું યજન છે. વળી અહંકાર બલં દર્પ કામ ક્રોધનો આશ્રય કરે છે. જેનું વર્ણન પ્રથમ પણ આપણે કરી ગયા છીએ. જેમ લસણમાં દુર્ગંધી છૂટે તેમ તેવા પુરૂષોમાં આસુરી સંપત્તિનાં લક્ષણો રહ્યાં છે. વળી ભગવાન્ કહે છે કે, બીજું બધું તો ઠીક પરંતુ मामात्मपरदेहेषु प्रद्विषंत· अभ्यसूयकाः હું ઇશ્વર કે જે પ્રાણી માત્રના હૃદેશે બિરાજેલો છું. તેઓ મારો પણ દ્વેષ કરે છે. અને મારા ગુણો ઉપર પણ દોષોનો આરોપ કરે છે. જેવા કે શિશુપાલ દુર્યોધનાદિક સાક્ષાત્ પરમાત્મા સમીપ છતાં તેમને મનુષ્ય તરીકે માનતા હતા. અને પોતા કરતાં પણ હલકા ગોવાળીઆ છે એમ સમજતા હતા. એમ સાક્ષાત્ શ્રીકૃષ્ણના ગુણો ઉપર દોષોનો આરોપ કરતા હતા. તેમજ આસુરી સંપત્તિના માણસો આત્મા કે જે પ્રત્યક્ષ પરમાત્મા છે તેનો દ્વેષ કરે છે. દેહવાદી હોવાથી આત્માનો ઘાત કરે છે. વળી પ્રભુ ભક્તો કે જે પરમાત્માને અત્યંત પ્રિય છે તેનો પણ દ્વેષ કરે છે. વળી પ્રાણી માત્રનો દ્વેષ કરે છે. તે પણ પરમાત્મા કહે છે કે, મારો જ દ્વેષ કરે છે. એમ अवजानन्ति मां मूढाः જેઓ મૂઢતાને અંગે મને જાણતા નથી. તેને હું શું કરૂં છું ત્યાં પરમાત્મા કહે છે.

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

ચોથા અધ્યાયમાં કહ્યું છે કે, विनाशाय च दुष्कृताम् દુષ્ટ માણસોનો નાશ કરવા માટે વસ્તુતઃ અજન્મા છતાં હું જન્મ ધારણ કરૂં છું તેવી જ રીતે આ શ્લોકમાં ભગવાન્ કહે છે કે, तान् द्विषत क्रूरान् તેવા દ્વેષી ક્રૂરોને अशुभान नराधमान् અમંગલ નરાધમોને संसारेषु एव સંસારમાં आसुरीषु योनिषु કેવળ આસુરી યોનિમાં अजस्रं ફરીફરીને क्षिपामि નાંખું છું.

આમ આજના શ્લોકમાં પ્રભુ પોતાને ભૂલી જનાર એવા અભકતો ઉપર ક્રોધ કરે છે. જેવી રીતે અગ્યારમા અધ્યાયમાં कालोऽस्मि लोकक्षयकृत प्रवृद्धः બોલીને કાળ સ્વરૂપનું દર્શન અર્જુનને કરાવ્યું હતું. ત્યાં દુર્યોધનાદિક ઉપર પોતાનો ગુસ્સો બતાવ્યો હતો. તેમ આ શ્લોકમાં આસુરી સંપત્તિવાળા લોકો ઉપર ક્રોધ કરે છે. વાસ્તવિક રીતે જોતાં પ્રભુ સ્વરૂપ દયાઘન છે. તેમના તુલ્ય દયા કોઇનામાં નથી, તો તેમનાથી અધિક તો કયાંથી જ હોય. આ જગતને પરમાત્માએ જ

ઉત્પન્ન કર્યું છે. તેનું રક્ષણ કરવું એ તેમની જ ઇચ્છા છે. છતાં આ લોકો કે જેઓ अहिता जगत क्षयाय જગતનું અકલ્યાણ કરવાને માટે જ પ્રવૃત્તિ કરે છે. જેથી પરમાત્માએ શાસ્ત્રોક્ત સુવ્યવસ્થા જગત્ કલ્યાણ માટે કરી રાખી છે. તેનો તેઓ ભંગ કરે છે. માટે પરમાત્મા શાસ્તા થઈ તેમના પર ક્રોધ કરી શિક્ષા કરે છે. તેનું વર્ણન આ શ્લોકમાં જાણે પોતે પ્રત્યક્ષ જ શિક્ષા કરતા હોય એમ વાક્ય બોલે છે. પરંતુ ખરેખર વસ્તુસ્થિતિ તપાસીએ તો પરમાત્મા પોતે તટસ્થ છે. પોતે કોઇને પણ કાંઇ કરતા જ નથી. સઉ કોઇને પોતાનું જ કર્મફળ મળે છે. માત્ર કર્મ જડ હોવાથી પોતે ફળ આપી શકતું નથી. માટે પરમાત્મા સાક્ષી થઇને નિમિત્તરૂપ કારણ થાય છે. અને જે જેવું કરે છે તેને તેવું ફળ આપે છે. જો સાત્વિક કર્મ કરે તો कर्मणः सुकृतस्याहुः सात्विकं निर्मलं फलं તેનું ફળ પુનઃ મનુષ્યદેહ મળે છે. शुचीनां श्रीमतां गेहे જન્મે, જેનો જન્મ પોતાના કરતાં પરના હિતમાં વિશેષ લાભ થાય. રાજા રઘુના જન્મ વખતે દેવોએ દુંદુભિ વગાડી હતી. કારણ કે તેના વંશમાં સાક્ષાત્ પરમાત્માનો જન્મ થયો હતો. રઘુ રાજાના પૂર્વજ દિલીપે કામધેનુની સેવા એવી તો કરી હતી કે, તેના ફળરૂપે રઘુ પ્રાપ્ત થયો. અને રઘુના પુણ્યથી તેના ચક્રવર્તિ રાજ્યાસને સાક્ષાત્ રામચંદ્રજી બિરાજ્યા હતા. એમ મનુષ્યાવતાર પુરૂષાર્થી છે. તે ધારે તો દેવ થાય અને પોતાની ઊર્ધ્વ ગતિ કરી લીએ. અને નહિ તો અધમાધમ પોતે જ પોતાને કરી લીએ છે. આ નરદેહ જ ૮૪ લક્ષમાં સૌથી શ્રેષ્ઠ છે. જેમ રત્નોમાં પદ્મરાગ મણિ શ્રેષ્ઠ તેમ જન્મોમાં મનુષ્ય જન્મ સઉથી પરે છે. તેનાવડે ઇચ્છિત લોક પ્રાપ્ત થઇ શકે છે. આસુરી સંપત્તિના મનુષ્યો તે સમજતા નથી. તેઓ પશુયોનિમાંથી આવેલા છે, અને પશુત્વ તેમનું કાયમ રહે છે, आहारनिद्राभयमैथुनं च समानमेतत् पशुभिर्नराणाम् પોતાનો સમય આહાર નિદ્રા ભય અને મૈથુનમાં જ વ્યતીત કરે છે. જેથી નરદેહની વિટંબના કરે છે. જેમ વાંદરાના હાથમાં રત્ન છે. તેને ફોડીને તેના કટકા કરે છે. તેમ જ અસુરો મનુષ્ય શરીરને વિષય ભોગો આપી તેના પરિણામમાં પશુત્વ ઉત્પન્ન કરે છે. એમ નર દેહનો જ દ્વેષ તેઓ કરે છે. માટે પરમાત્મા અત્રે કહે છે કે, 'આસુરીં યોનિ ક્ષિપામિ' તેમને આસુરી યોનિમાં નાંખું છું આ સૃષ્ટિમાં સૌનો દ્વેષ કરનારને ઉપરોક્ત ગતિ થાય છે. તેઓનો દ્વેષ પરમાત્મા સુધી હોય છે. જેમ આપણે ઘરના કચરાને બહાર કુંડીમાં ફેંકી દઇએ છીએ. તેમ એવા જગતનું અહિત કરનારા લોકોને પરમાત્મા નીચ યોનિમાં નાંખે છે. જેમકે વ્યાઘ્ર, સર્પ, વીંછી આદિ ઝેરી પ્રાણીઓ દુનિયાદારીનાં દ્વેષો છે. પૂર્વ જન્મમાં પ્રાણી માત્ર સાથે દ્વેષ કર્યો હોય, તેમને જ આ યોનિ પ્રાપ્ત થાય છે. જેથી સદા વક્ર સદા ક્રુર રહી ખરા સુખથી વંચિત થાય છે. જેમનામાં અત્યંત ક્રોધ અને પર ઉપર ઈર્ષા હોય તે વગર અગ્નિએ જ બળે છે. તેને અગ્નિ તેના હૃદય ઉપર સદા રહીને તેમનું અંતઃકરણ બાળે છે. માટે તેમના હૃદયમાં સુખ શાન્તિ હોવી જ નથી. જેથી તેમને હિમાજ પ્રિય છે. માટે જ હિંસકયોનિમાં પરમાત્મા કહે હું તેમને નાંખું છું. અત્રે શંકા ઉપસ્થિત થાય કે, પ્રભુ પહેલા બોલ્યા છે કે, न मे

द्वेष्योऽस्ति न च प्रियः મને કોઇના ઉપર દ્વેષ પણ નથી અને કોઈના ઉપર પ્રેમ પણ નથી, છતાં પરમાત્મા અત્રે કહે છે કે, મારો દ્વેષ કરે છે, તેને હું અધમ યોનિમાં નાંખું છું. ત્યારે શું પરમાત્મામાં વૈષમ્યનૈર્ઘૃણ્યે છે કે શું? જ્યાં પ્રત્યુત્તર છે કે, જીવોના સાપેક્ષ ઇશ્વર છે. જ્યારે પરબ્રહ્મત્વ પૃથક્ છે. તે જીવોને કર્મ ફળ દાતા થઈ ને ઇશ્વરે ઇશ્વરત્વ સ્વીકાર્યું છે. કારણ કે સૃષ્ટિમાં અનવસ્થા ઉત્પન્ન ન થાય. માટે ઇશ્વર કર્મફળ વ્યવસ્થિત આપે છે. તેથી એકના કર્મ ફળ બીજાને ભોગવવાં પડતા નથી. જેથી યમરાજાનો અવતાર ધારણ કરી પ્રાણી માત્રનાં કર્મ ફળનો હીસાબ રાખે છે. પરમેશ્વરના સર્વ જન્મો પણ જીવોને કર્મફળ આપવા માટે છે. માત્ર શ્રીકૃષ્ણાવતાર સ્વતંત્ર અવતાર છે એમ કવચિત્ વિલક્ષણ અવતાર પોતાની ઇચ્છાથી લીએ છે. પરંતુ ઘણું ખરૂં તો તપાસીએ તો કોઇને કોઈ કારણાત્મક જ ઇશ્વરાવતાર છે. એમ स्वकर्मसूत्रग्रथितो हि लोकः છતાં ઇશ્વર નિમિત્ત કારણ થાય છે. જ્યારે અસુરો ભગવદ્ ભક્તને નડે ત્યારે પરમાત્મા ખાસ કરીને અવતાર ધારણ કરે છે. જેમ પ્રલ્હાદને હિરણ્યકશિપુએ ત્રાસ આપ્યો ત્યારે નરસિંહ સ્વરૂપ પ્રભુએ ધારણ કર્યું. પરમાત્મા કહે છે કે હું કષ્ટ સહન કરીશ, પરંતુ ભક્તને પીડશે તે મારાથી સહન નહિ થાય. માટે આપણે સવારથી ઉઠી રાત્રિમાં સુઇએ છીએ ત્યારે શૈયા ઉપર બેસી વિચાર કરવો કે, આજે આખા દિવસમાં મારૂં કયું કર્મ પશુત્વ જેવું અને કયું કર્મ મનુષ્ય જેવું તેનો વિચાર કરી પશુત્વ સમાન કર્મો ઘડાય નહિ તેવો પુરૂષાર્થ કરવો. બીજા શ્લોકમાં પણ અસુરોનું વર્ણન કરતાં ભગવાન્ કહે છે કે-

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ! ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

આ શ્લોકમાં પણ હસ્તમાં હન્ટર લઈ ઉભેલા નરસિંહાવતાર સમ ક્રોધ યુક્ત ભગવાનનું ભાષણ છે. ભગવાન્ અસુરોની ગતિ કેવી થાય તેનું વર્ણન કરે છે કે, मूढाः जन्मनि जन्मनि મૂઢો જન્મો જન્મમાં આસુરી યોનિ પ્રાપ્ત કરીને हे कौन्तेय ! હે કુન્તીના પુત્ર અર્જુન! मां अप्राप्यैव ततः अधमां गतिं यान्ति મને વંચિત થઇને અધમ ગતિ પ્રાપ્ત કરે છે. એમ અસુરો કે જેઓ નાશવંત એવા પ્રાણોના નાદમાં પડે છે. પ્રાણો છે તે ખોટી ખોટી ધમકી આપે છે કે, અમે નીકળી જશું. એમ તે નીકળી ન જાય તેના જ સંરક્ષણમાં न्याय्यं वा विपरीतं वा આચરણ કરે છે, જેથી આમ જન્માન્તરોમાં અધમાધમ ગતિ પ્રાપ્ત કરે છે એ પ્રાણોને જો એક વખત દર્પ બતાવ્યો હોય તો બેસી જાય. અને તેઓ કાંઇએ નીકળી જાય નહિ. જ્યાં દષ્ટાંત: એક સ્ત્રી મહા તામસી હતી તે પોતાના ધણીને રોજ સતાવતી હતી અને સાથે સાથે ધમકી આપતી હતી, કે હું કુવામાં જઇને પડું છું. પતિ તેની ધમકીથી ડરી જતો હતો કે તામસી છે માટે વખતે કયાંએ ઉંધું ચતું કરી મૂકશે તો નાહક હું કાયદામાં આવી જઇશ. તેથી તેની ઇચ્છા પુરતો હતો. એક દિવસે તેના મિત્રે તેને એક યુક્તિ બતાવી કે જેથી તે સ્ત્રીની હમેશાની ખોડ નીકળી જાય

પછી સ્ત્રીએ જેવું તામસ સ્વરૂપ લીધું કે તરત તેના સ્વામીએ તેને કહ્યું કે, ચાલ પડ જોઉં કુવામાં હું પણ સાથે આવું છું. પછી તેણે તે બાઈની બગલમાં દોરી નાખી તેને કુવામાં ઉતારીને પાણીમાં ઉપર નીચે દોરી ખેંચવા લાગ્યો, જેથી તે બાઈના કાનમાં તથા મોઢામાં પાણી જવાથી ગભરાવા લાગી અને કહેવા લાગી કે ફરીને નહિ કહું મને બહાર કહાડો. પછી તેના પતિએ તેને બહાર કહાડી. ત્યાર પછી તે બાઈ ફરીને એકે દિવસે હું કુવામાં પડું છું એમ બોલી નહિ. તેમ જ પ્રાણો આપણને સતાવે છે. તેના લાડમાં પડવાથી ઉપરના શ્લોકમાં કથન પ્રમાણે ગતિ થાય છે, તેને આપણી સત્તામાં રાખીએ તો તે કાંઈએ નીકળી જતા નથી કારણ આ મનુષ્ય શરીર બહુ દુર્લભ છે. તે મુક્તિનો દ્વાર છે. તે દ્વાર ચૂકી જવાય તો ભગવાન્ અત્રે કહે છે કે, મૂઢો જન્માન્તરોમાં મને નહિ પામીને અધમ ગતિને જ પ્રાપ્ત થાય છે. જ્યાં પંચદશીકાર દૃષ્ટાંત આપે છે કે, એક આંધળા માણસને રાજદરબારમાં જવું હતું. તે રાજાના મહેલના બારામાં માર્ગમાં પૂછતો પૂછતો મહેલ સુધી આવ્યો પરંતુ તેની ભીંત ઉપર હાથ ફેરવતાં દરવાજો અંદર જવા માટે શોધતો હતો. જ્યાં દરવાજો નજીક આવ્યો ત્યાં તેને પગમાં ખરજવું થયું હતું, તેમાં ખરજ છુટી. ત્યાં ખજવાળવાતાં ખજવાળતાં આગળ ચાલ્યો તો દરવાજો ચૂકી ગયો. એમ ફરી ફરીને થાય. જેથી રાજાનાં દર્શન ચૂકી ગયો. તેમ જ પરમાત્મા આપણને મમૈવાંશો કહે ને તે રૂપજ છીએ. સુખસ્વરૂપ પરમાત્માનાં દર્શને નીકળ્યા છીએ. પરંતુ મનુષ્ય શરીર કે જે પરમાત્મા પ્રાપ્તિનો દરવાજો છે છતાં અજ્ઞાનરૂપી અંધકાર હોવાથી આંધળાની પેઠે વિષયભોગરૂપી ખરજવાને ખજવાળતાં મુક્તિને ચૂકી જઈએ છીએ. જેથી પુનઃ પશ્વાદિ યોનિમાં ભટકીએ છીએ. જ્યાં દૃષ્ટાંત: એક સદાચારી બ્રાહ્મણ હતો. એક સમયે માર્ગ ક્રમતાં તેની દૃષ્ટિએ એક હોટલ પડ્યું, ત્યાં ભજીયાં તળવાની સુગંધ તેના નાકમાં આવી. જેથી તે ખાવાનું મન થતાં તેને રોકી શકયો નહિ અને હોટેલમાં જઇને ખાધાં, તે સ્વાદિષ્ટ લાગવાથી પુનઃ પુનઃ તે ખાય. એમ કરતાં દેહ છૂટયો. તેનો બીજો જન્મ કુતરાનો આવ્યો. છતાં પોતે પૂર્વે વેદશાસ્ત્ર સંપન્ન હોવાથી પૂર્વ જન્મની સ્મૃતિ રહી કે હોટેલનું ખાવાથી આ સ્થિતિ થઈ, જેથી કુતરાનાં અવતારમાં હોટેલ સામે આવીને બોલે: હા, એમ કહી પુછડી સામે જોઈ નિઃસાસો મુકે (ટેલ) અરેરે આ હોટેલ એ, આ ટેલ કહેતાં પુછડી આપી, એમ પસ્તાવો કરતો રહે. એમ મનથી બ્રાહ્મણ અને બહારથી કુતરો થયો હતો. એમ દ્વિ ગતિ તેની થઈ. ભાષાચિત્રમાં એક શ્લોક છે. જે શ્લોક અર્ધો જગન્નાથ પંડિતે બનાવ્યો છે. અને અર્ધો એક મુસલમાને બનાવ્યો છે. જેમ કે, हरनयनहुताशज्वालया આ શબ્દ સંસ્કૃત ત્યાં પછી ઉરદુ जो जलाया સં. रतिनयनजलौघे ઉ. खाक बाकी बहाया સં. तदपि दहति चित्तं मामकं क्या करोगी સં. मदनसरसि भूयः ઉ. क्या बला आग लागी ॥ એમ સંસ્કૃત અને ઉરદુ બે સાથે થઇને શ્લોક થયો. તેમ જ બ્રાહ્મણ ઉચો અને અધમ વાસનાયુક્ત હોવાથી. શરીર કુતરાનું અને અંતર બ્રાહ્મણનું રહ્યું. પરંતુ તેનું અંતર શુદ્ધ હોવાથી, ફરી ઉત્તમ જન્મ મેળવ્યો. પરંતુ જેનું અંતર મલિન હોય તેને વાસનાના આધીન જન્માન્તરો અધમાધમ આવે અને જેમ

દાદર ઉપરથી ગબડેલી થાળી ઠં ઠં ઠં કરતી નીચે પડી ઠા થાય. તેમ જન્માન્તરમા અધમાધમ ગતિને પામી સ્થાવરાદિકની યોનિ આવી જાય. એક જ્યોતિષી વિદ્વાન્ બ્રાહ્મણ હતો. તેને માહિતી હતી કે કોઈક કારણાત્મક આપણને બીજો જન્મ ભુંડનો આવશે. જેથી તેણે પોતાના છોકરાને બોલાવી કહી રાખ્યું હતું કે, જો મને બીજો જન્મ સૂકરનો આવશે ત્યારે મારા માથા ઉપર તીલક હશે અને તારે દરવાજે આવી ઉભો રહીશ. ત્યારે તું જાણજે કે તારો બાપ સૂકરના અવતારમાં છે. તે વખતે તું દયા માયા ન કરી અથવા બાપને કેમ હણું વિગેરે વિચાર ન કરતાં મને મારી નાંખજે, તો હું ભુંડ યોનિમાંથી છુટીશ અને ઉત્તમ ગતિને પામીશ. પુત્રે કહ્યુ, ઠીક. થોડા દિવસ પછી બ્રાહ્મણનું શરીર છુટયો ત્યાર પછી પિતાએ કહેલી વાત પુત્રના સ્મરણમા હતી તે રાહ જોતો હતો. તેવામા એક દિવસે તેને આંગણે ભુંડ દૃષ્ટિએ પડયો તે બ્રાહ્મણના કહેવા પ્રમાણે જ આકૃતિ યુક્ત હતું જેને પુત્રે પિતા તરીકે ઓળખ્યો. જેથી ઘરમાંથી મોટો લોખડનો સળીઓ લઈને ભુંડને મારવા ગયો. તેવો જ ભુડ ઉભી પુછડીએ નાસવા લાગ્યો આગળ ભુંડ અને પાછળ બ્રહ્મ પુત્ર જ્યારે થોડેક દૂર ગયા ત્યારે ભૂડ ઉભો રહ્યો અને મનુષ્ય વાણીથી બોલવા લાગ્યો કે, જ્યારે મનુષ્ય હતો ત્યારે મેં તને કહ્યુ હતું કે ભુંડ યોનિમાંથી મારો છુટકો કર જે પરંતુ આ યોનિમાં પણ મને આનંદ છે માટે મરવા ઇચ્છતો નથી. અત્રે પણ મારાં બાયડી છોકરામા મને સુખ છે તેમ જ આ યોનિમાં પણ મને વિષયાનંદ પૂર્ણ સંભોગ સુખ મળે છે. તેથી તું મને માર નહિ. આ તેના મનનો વિચાર જાણી બ્રહ્મ પુત્ર પાછો ફર્યો. કહેવાનો અભિપ્રાય નીચ યોનિમાં અલ્પાનંદમાં પણ જીવાત્મા રમી રહે છે કયા સુધી તો વિષ્ઠાનો કીડો વિષ્ઠામાં આનંદ માને છે. તેમ છાણના જન્તુઓ છાણમાં જ રમી રહે છે. જેથી તે દેહનાં યોગ્ય જ કર્મો કરે છે. વ્યાઘ્ર સિંહ સર્પયોનિમાં હિંસા જ કરતો રહે છે. ને પરિણામે પરમાત્મા કહે છે કે, મારાથી વિમુખ રહેવાથી અધોગતિ પ્રાપ્ત થાય છે કારણ કે, कर्मविपाकः जात्यायुर्भोगा तेऽलादपरिताप-फलाः ॥ કર્મના વિપાકથી જ જાતિ, આયુષ્ય અને ભોગો મળે છે. જે पुण्यापुण्य हेतुत्वात् જેનું કારણ પાપ અને પુણ્ય હોય છે. હવે બીજા શ્લોકમા ભગવાન્ કર્મના વિપાકનો હેતુ કહે છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

સોળમા અધ્યાયના ૨૦ શ્લોકો થયા. તે શ્લોકો અને આ શ્લોકોમાં મહદ્ અતર છે. અત્યાર સુધીમા પરમાત્માએ દૈવી અને આસુરી સંપત્તિનું વર્ણન કર્યું પરંતુ કયાંએ પણ વિધિનિષેધનું વાકય આવ્યું નહિ. જ્યારે શાસ્ત્ર કોને કહેવું? ત્યાં નશાની છે કે, જેમાં જે, જે, આચરણની આજ્ઞા હોય તેને વિધિ એમ કહેવાય છે. અને જે આચરવાની મનાઈ હોય તેને નિષેધ કહેવાય છે. જેમાં વચમાં વચમાં પુરાતન કથા જેમ કે, ત્રીજા અધ્યાયમાં જનક રાજાનું દૃષ્ટાંત, ચોથામાં વિવસ્વાનનું દૃષ્ટાંત, એમ પુરા કૃતિનું વર્ણન આવે તે શાસ્ત્ર. આ અધ્યાયમા કયાં, પણ વિધિ

નિષેધાત્મક વાક્ય આવ્યું નથી. જ્યારે આ શ્લોકમાં નિષેધાત્મક વાક્ય પરમાત્મા બોલ્યા છે: જ્યાં અન્વય कामः क्रोधः तथा लोभः કામ ક્રોધ તથા લોભ છે તે इदम् आत्मनः नाशनं તે આત્માને નાશ કરનારા છે. त्रिविधं नरकस्य द्वारं अस्ति એ ત્રણે નરકનાં દ્વારો છે. तस्मात् एतत् त्रयं त्यजेत् તે માટે એ ત્રણેને તજી દેવાં અર્થાત્ આ ત્રણ દોષોને જેણે જીત્યા તેણે સર્વ જીત્યું. જેમ કોઈ મલ્લને શક્તિમાં સર્વ કરતા વિશેષ થવું હોય તો જે, જે, શહેરમાં જાય ત્યાં સર્વે કરતાં જે કોઈ મોટામલ્લો હોય તેને કુસ્તીમાં જીતે તો એની મેળેજ નાનાઓ જીતાઈ જાય. વળી જેમ શાસ્ત્રોમાં પણ પોતાના સિદ્ધાન્તોનો પ્રચાર કરવો હોય તેણે બીજાનો સિદ્ધાંત જે પ્રચારમાં મુખ્ય ચાલતો હોય તેનું ખંડન કરે. તો બીજા નાના નાના સિદ્ધાંતનું આપ મેળેજ ખંડન થઈ જાય. જેમ કે, શ્રીશંકરાચાર્યે સ્વસિદ્ધાંતનું મંડન કર્યું ત્યારે માત્ર કપિલદેવજીના જ સિદ્ધાંતનું ખંડન કર્યું જેથી બીજા  ત મતો કે જે કપિલના મતો કરતાં ગૌણ મત્તો હતા તેનું આપ મેળેજ ખંડન થઈ ગયું. તેમ જ અત્રે પણ પરમાત્મા આસુરી સંપત્તિમાંના મુખ્ય ત્રણ જબરજસ્ત ગુણો બતાવી કહે છે કે, જેણે આ ત્રણનો જય કર્યો તેણે આખી આસુરી સંપત્તિ ઉપર જય કર્યો. કારણ આ ત્રણ સિદ્ધાંજ નરકનાં દ્વાર છે. જ્યાં રૂપક અલંકારથી જોઇએ તો નરકરૂપી દરીઓ સમજવો. જેમાં મૃત્યુલોકરૂપી સ્ટીમરની કલ્પના કરવી, એ સ્ટીમરમાં સર્વ કરતાં ઉંચો ફર્સ્ટ કલાસ તે મનુષ્યદેહ સમજવો. તેને કેબીનની કલ્પના કરવી ને તેમાં ત્રણ દરવાજા જેનાં નામો પરમાત્મા એ જ આપ્યાં છે. કામ, ક્રોધ અને લોભરૂપી ત્રણ દરવાજામાંથી બહાર પડયો તો સિદ્ધોજ નરકરૂપી દરીઆમાં જ પડયો. એમ જેણે ચિત્તમાં કામના સાથે ક્રોધ સાથે તથા લોભ સાથે દેહ મુકી દીધો તે નરકવાસી થયા. આપણે જેને સ્વર્ગવાસી કહીએ છીએ. તેઓ દેહ છોડતાં જો આ ત્રણેથી મુક્ત હોય તોજ ગણાય. બાકી સર્વ કોઈ आत्मनः नाशनम् कारणम् રૂપ સ્વયં જ થાય છે. આ શ્લોકમાં સાહિત્ય શાસ્ત્ર પ્રમાણે અંતર્લાપિકા કરીને અલંકાર છે. તેનો ધ્વનિ નીકળે છે. અંતર્લાપિકા અલંકારમાં એનાએજ શબ્દોમાં પ્રશ્નોત્તર ઉભય નીકળે છે. જેમ કે कंसंजघान कृष्णः। काशीतलवाहिनी गंगा ॥ केदारपोषणरताः कंवलवन्तं न बाधते शीतम् ॥ જેનો અર્થ એમ થાય છે કે, શ્રીકૃષ્ણે કોને માર્યો? કંસને. બીજા ચરણનો અર્થ શીતલ વાહિની ગંગા કયાં છે? કાશીતલે. ત્રીજો પ્રશ્ન દારપોષણરતા. કે? સ્ત્રી છોકરાઓનું પોષણ શેનાવડે થાય છે? જ્યાં પ્રત્યુત્તર ખેતર જેના ઘરમાં હોય તેનાથી. ચોથા ચરણમાં છે કે, वलवन्तं शीतं कं न बाधते બલવાન્ એવી ઠંડી કોને બાધ કરતી નથી? જ્યાં પ્રત્યુત્તર છે કે, कंवलवंतं न बाधते शीतं જેની પાસે કાંબળી હોય તેને ઠંડી બાધ કરતી નથી. એમ આ શ્લોકમાં પ્રશ્નોત્તર નીકળે છે. તેમજ આજના શ્લોકમાં પણ પ્રશ્નોત્તર છે. જ્યાં ભગવાન્ કહે છે. હે નર ! कस्य इदं द्वारं त्रिविधं હે માણસ! આ ત્રણ દરવાજા શેના છે? જ્યાં પ્રત્યુત્તર नरकस्य કયા કયા તો કામ, ક્રોધ અને લોભ એમ ઉપરના ચરણમાં અંતર્લાપિકાનો ધ્વનિ નીકળે છે. જ્યારે નીચેના ચરણમાં ભાવવાચક પ્રયોગ છે. આ કામનાના સ્વરૂપને જાણવા છતાં આપણે તેને આધીન થઇ જઈએ છીએ. માટે

પણ પરમાત્માએ આસુરી સંપત્તિનું કથન પણ વૃક્ષની પેઠે જ કર્યું છે. પ્રથમ વિસ્તારથી કર્યું, પછી કામ ને ક્રોધ રૂપ થડ બતાવ્યું. ને આજના શ્લોકમાં લોભનું વર્ણન છે. જ્યાં શ્લોકનો અન્વય कौन्तेय હે કુન્તિપુત્ર અર્જુન ! एतैः त्रिभिः तमोद्वारैः આ ત્રણ તમોગુણના દ્વાર રૂપ છે. विमुक्तः नरः आत्मन: श्रेय आचरति તેનાથી છુટેલા મહાપુરૂષો સ્વાત્મકલ્યાણ માટે આચરણ કરે છે. तत. परां गतिम् याति તે પરમ ગતિને પામે છે.

એમ લોભ છે તેજ અનેક અનર્થોનું મૂળ છે. વળી કામ અને ક્રોધની જડ પણ લોભમાં જ છે. ઇતિહાસ પુરાણમાં લોભથી અનેક અનર્થો બતાવ્યા છે. પિતૃહત્યા, માતૃહત્યા, પુત્રહત્યા એ લોભથી જ થાય છે. કેકેયીએ પુત્રને રાજ્ય પ્રાપ્ત થાય તે લોભથી સ્વેચ્છાએ વૈધવ્ય પ્રાપ્ત કરી લીધું તેમ જ કૌરવો પણ રાજ્ય લોભથી જ કુલની હત્યા કરવા તૈયાર થયા હતા. જ્યારે વર્તમાન કાળ તો સ્વસ્વરૂપે જ જાણે મૂર્તિમંત લોભનો જ કાળ છે. જ્યાં ત્યાં લોભ જ દૃષ્ટિએ પડે છે એમ लोमः पापस्य कारणम् હોવાથી પતંજલિના સૂત્રમાં યમોનું વર્ણન છે. જ્યાં વર્ણન છે કે, अपरिग्रह सत्याऽस्तेययमाः કોઇનું કાંઈ લેવુ નહિ, સત્ય બોલવું અને અસ્તેય કહેતાં ચોરી કરવી નહિ. એ યમોને ધક્કો મારનાર આ લોભજ છે જે આસુરી સપત્તિમાનો બરૂખાં છે. તેનું સ્વરૂપ વાસ્તવિક બતાવવા સંસ્કૃત વાઙ્મયમા પ્રબોધચંદ્ર નામનું નાટક છે. જ્યાં અલંકાર એવી રીતે છે કે, મનુષ્યના અતઃકરણને ભૂમિ કલ્પી રચેલું છે, જ્યાં દૈવિ આસુરી સંપત્તિ રૂપી યોધાઓ કલ્પ્યા છે. જેમા વિવેકને દૈવિ સંપત્તિ માં રાજા બતાવ્યો છે. તથા સત્ય અસ્તેય વિગેરે પ્રધાન મંડળ છે. ને બીજા પક્ષમાં મહામોહને રાજા બતાવી તેના સેનાધિપતિ કામ ક્રોધ ને લોભ બતાવ્યા છે. જેમાં સ્પૃહા તે લોભની સ્ત્રી છે. તે પતિને પૂછે છે કે, કદાચ મહામોહનું રાજ્ય જઈ વિવેકનું રાજ્ય થશે તો આપણે કેમ રહીશું. ત્યાં લોભે ઉત્તર આપ્યો છે કે, જ્યાં સુધી હું લોભ, આ કામ અને ક્રોધ હૈયાત છીએ ત્યાં સુધી મહામોહ રાજાના બાલને પણ આળ આવશે નહિ. વિવેક બાપડાનુ શું ચાલશે. તેની પાસે જે વિજય આદિ મંડળી છે, તેનામા શું એવો દમ છે કે જેનાથી તે અમને જીતી શકે. અમે ત્રણ યોધા એવા જબરજસ્ત છીએ કે આખા ત્રૈલોક્યને જીતવા સમર્થ છીએ. એમ લોભ મહાબળવાન્ છે માટે પરમાત્મા કહે છે કે, હે અર્જુન ! આ ત્રણ તમોદ્વારથી વિમુક્ત સ નર' બાકી સર્વ કેના તો નરકઃ સંસ્કૃતમાં કયાંએ પણ ખરાબ શબ્દ વાપરવો હોય ત્યાં ક પ્રત્યય આવે છે ને સારાને રત્ન સંબોધન આવે છે ઉદાહરણ અશ્વને અશ્વરત્ન કહેવાય છે. જ્યારે મસ્તાન અશ્વને અશ્વકઃ કહેવાય છે. તેમ જ અત્રે પણ કામ, ક્રોધ, મદ, મત્સર અને લોભ મોહમાં ફસાય તેને પ્રભુ નરક' એમ કહે છે. તેને જે જીતે તે જ નરઃ છે વળી પ્રસ્તુત અર્થ એમ પણ થાય છે કે, અર્જુનને પરમાત્મા કહે છે કે તું તો સાક્ષાત્ નર છો, માટે આસુરી સંપત્તિ સાંભળી ગભરાઈશ નહિ. કારણ કે કામ, ક્રોધ, લોભના ઘણા પ્રસંગો અર્જુન ઉપર આવી ગયા હતા. છતાં એ બહાદર સર્વમાંથી મુક્ત થયો હતો. તે જ્યારે ઇન્દ્ર કીલપર્વત ઉપર તપશ્ચર્યા કરતો ત્યારે શિવજી ભીલનું રૂપ લઈ તેની પરીક્ષા કરવા આવ્યા હતા. તે

વખતે શિવની સાથે તેનું યુદ્ધ થયું હતું. શિવજી પરીક્ષા લેતા હતા તેથી મહા શક્તિને છુપાવી અર્જુનને રમાડતા યુદ્ધ કરતા હતા. તે વખતે અર્જુન શિવના સ્વરૂપને જાણતો ન હતો તેથી તે પોતાના ક્ષાત્રતેજથી જ શિવજી સાથે લડતો હતો. જે થી શિવના મસ્તક ઉપર અર્જુનના ધનુષનો દાંડો લાગી ગયો હતો તે અદ્યાપિ કાશીવિશ્વેશ્વરના મસ્તક ઉપર અર્જુનના ધનુષની નિશાની છે. કાશી માહાત્મ્યમાં લખ્યું છે કે, કાશીમાં મરણ થાય તો શિવસ્વરૂપ પ્રાણી થાય. ત્યાં એક રમુજી માણસે પૂછયું કે, ત્યાં મરણ થાય તો શિવજીને કેમ ઓળખવા ત્યારે પુરાણી બાવા કહે કે, શિવના મસ્તક ઉપર અર્જુનના ધનુષનું ચિહ્ન હોય તે જ કાશીવિશ્વેર જાણવા.

તેમ જ સ્વર્ગમાં ગયો હતો ત્યારે તેનું સ્વરૂપ જોઈ ઉર્વશી તેના ઉપર મોહિત થઇ હતી. એકાંતમાં આવી સંભોગની માંગણી કરી હતી. જ્યાં અર્જુન બોલ્યો હતો કે, मातृवत्परदारेषु મારૂં વ્રત છે. વળી તું તો મારી સાક્ષાત્ મા-જ છે. કારણ ઇન્દ્રની રાખેલી રાંડ છે. માટે કુંતા સમ તું મને છે જ્યાં ઉર્વશીએ ઘણી રીતે તેને સમજાવી કહ્યું કે, મૃત્યુ લોકના ધર્મ અમને લાગતા નથી, છતાં તે નિશ્ચયમાંથી ડગ્યો નહિ. એમ અર્જુન નર રૂપ હતો. માટે જ કામજિત હતો. વળી 'न कांक्षे विजयं कृष्ण' બોલી લોભનો પણ જય પ્રથમ અધ્યાયમાં બતાવ્યો છે. તેથી જ તે आत्मना श्रेयः आचरण માટે યોગ્ય હતો. તેમજ અર્જુન નિમિત્તે સર્વ મનુષ્ય પ્રાણીને બોધ આપે છે કે, આ કામ ક્રોધ અને લોભને જે જીતશો તોજ તમે નરઃ થશો અને તોજ તમારૂં શ્રેયસ કરી લેતાં આવડશે. જે કોઇ જાણે અજાણે પણ આ ત્રણેને આધીન રહે છે, તેઓ પોતાનો અભ્યુદય પણ કરી શકતા નથી તો નિઃશ્રેયસ તો કયાંથી જ કરે. માટે પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છનારે આ ત્રણે દુર્ગુણો તજવા.

> यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
> न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥
> तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
> ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

આ બે શ્લોકો અધ્યાયના અંતના છે. વળી યુગલ સ્વરૂપમાં છે. તે માંગલિક છે. તેમજ સમયાનુસાર છે. આ શાસ્ત્રના બારાના શ્લોકો શીખેલા સુધરેલા ગ્રેજ્યુએટના મુખથી વ્યાખ્યાન દ્વારા નીકળે તો વિશેષ દીપે. કારણ આધુનિક કાળમાં શાસ્ત્રો ઉપર તો આક્ષેપ છેજ કે તેમણે જન્મારાજ શાસ્ત્રોમાં કહાડયો છે. જેથી શાસ્ત્રની જ પ્રશંસા કરે છે. તેજ પ્રશંસા ગ્રેજ્યુએટ કરે તો અદ્‌ભુત રંગ આવે એમ કાલમાહાત્મ્ય છે. ગીતા કથન કરતાં ભગવાન્ સાક્ષાત્ શાસ્ત્રોનું પ્રતિપાદન કરતાં કહે છે. જ્યાં અન્વય :

**यः शास्त्रविधिं उत्सृज्य** જે કોઈ શાસ્ત્રવિધિને છોડીને **कामकारतः वर्तते** સ્વચ્છંદપણે વર્તે છે. **सः सिद्धिं न अवाप्नोति** તે સિદ્ધિને પામતો નથી. **सुखं न अवाप्नोति** સુખને પામતો નથી. **परां गतिं न अवाप्नोति** શ્રેષ્ઠ ગતિને પણ પામતો નથી.

तस्मात् તે માટે कार्याकार्यव्यवस्थितौ કાર્યાકાર્ય વ્યવસ્થા કરી તે शास्त्रं प्रमाणं अस्ति શાસ્ત્ર જ પ્રમાણ રૂપ છે. ज्ञात्वा शास्त्रविधानोक्तं શાસ્ત્રને સારી પેઠે જાણીને कर्म इह कर्तुम् अर्हसि કર્મ આ લોકમાં કરવા યોગ્ય છે.

સામાન્ય રીતે જોતાં ૮૪ લક્ષ પ્રાણીઓમાં મનુષ્ય પ્રાણી સર્વ કરતાં ઉત્તમ છે. કારણ આપણા પાસે બુદ્ધિતત્ત્વ છે. ત્યારે પ્રશ્ન ઉઠે છે કે, ત્યારે શું પશ્વાદિકમાં બુદ્ધિતત્ત્વ નથી કે, કાગડો એકાક્ષી હોવા છતાં દ્વિઅક્ષીથી જોવાવાળા કરતાં ચબરાક છે. તેમ જ શિયાળ પણ બુદ્ધિમત્તામાં વખણાય છે. છતાં તેમનામાં જે બુદ્ધિ છે તે આહાર વિહારના બારામાં જ છે. તેથી પર જતો નથી. જ્યારે મનુષ્ય પ્રાણીમાં જે બુદ્ધિ છે તે ધારે તો નરનો નારાયણ કરે. છેક પરબ્રહ્મ સુધી પહોચાડવાની બુદ્ધિ મનુષ્ય સિવાય ઈતર પ્રાણીઓમાં નથી, એ બુદ્ધિ વ્યવસ્થિત રીતે કેમ રહે તેજ આ બે શ્લોકોમાં ભગવાન્ બતાવે છે. વળી કામ ક્રોધ ને લોભ, કે જે સમૂળ ચિત્તમાંથી નીકળી જાય નહિ, તેને ધર્મમૂલક કેમ વાપરવા તેનો ઉપદેશ આ બે શ્લોકો વડે ભગવાન્ કરે છે. કારણ પ્રાણી માત્રના વૈદ્ય પ્રભુ તેમની નસ જાણતા હોવાથી તેમને વ્યવસ્થિત વાપરવાની રીત બતાવે છે. વસ્તુસ્થિતિ જોતાં નિષ્કામ મુનિઓ માટે તો શાસ્ત્રો છેજ નહિ, જેમને ભોગેચ્છા છે તેમને માટે ઋષિ મુનિઓએ શાસ્ત્રો રચ્યાં છે. ઋષિ મુનિઓએ પોતાના જીવનમાં જે, જે, કર્મો કરી પ્રત્યક્ષ અનુભવ લીધો તેજ આપણા ઉપર કૃપા કરી શાસ્ત્રો રચી મુકયાં એમ ઋષિ મુનિઓનું જે પ્રત્યક્ષ પ્રમાણ તેજ આપણું શબ્દપ્રમાણ છે.

તેમણે આપણને આજ્ઞા કરી છે કે, જો ધર્મમૂલક કામ ક્રોધ ને લોભ વાપરશો તો આ કામ ક્રોધ ને લોભ એવા અદ્દભુત છે કે, તેઓ જ તમારૂં અંતઃકરણ શુદ્ધ કરીને ઠેઠ પરબ્રહ્મ સુધી પહોંચાડશે. તેમને દાબી રાખ્યા હોય તો તેમાં અદ્દ્ભુત શક્તિ આવે છે. જેમ વરાળને બહાર નહિ કહાડી ઈન્જીનમાં ભરવાથી વરાળનીજ શક્તિથી ૧૫-૨૦ ડબા તેમજ ૫૦૦—૬૦૦ માણસો સાથે ખેંચી જાય છે. તેમ જ આ ત્રણ દુર્ગુણોને પણ દાબી રાખવાથી તેજસ્વિતા વધે છે. જેમ ૧૬ થી લઈને ૨૫ વર્ષ સુધી વીર્યની ક્ષતિ થાય નહિ તો તે પરિપૂર્ણ થયેલ વીર્યમાં તેજ અદ્દ્ભુત હોય છે. તે વીર્યમાંથી ઉત્પન્ન થયેલો બાળક મહાબુદ્ધિમાન અદ્દ્ભુત પરાક્રમશાળી દૈવી સંપત્તિવાળો થાય છે. માટે પરમાત્મા આજ્ઞા કરે છે કે, એને ધર્મમૂલક વાપરશો તોજ તે તમને ભોગાપવર્ગ આપશે. એમ જીહીં જગુ મણુ પરમાર્થ જોહવા એવા ઋષિ મુનિ મુક્તિના સ્વરૂપને પણ જાણે છે. તેમ જ ભોગોને પણ જાણે છે. તેમ જ આપણને પણ સારી પેઠે જાણે છે. અને પોતે શાસ્ત્રઅમલમાં મુકીને તેમાં યુક્ત થઈ પછી વિદ્યારણ્ય સ્વામિ જેવા આનંદમાં આવી પોકાર કરે છે. अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः એમ શાસ્ત્ર દ્વારા જ કૃતકૃત્ય થઈને પછી તેની પ્રશંસા કરે છે. તેમને ખરૂં સુખજ શાસ્ત્રમાં લાગવાથી આપણે માટે તરવાનો રસ્તો સુંદર બાંધી મુકયો છે. જેમ નૌકાશાસ્ત્રના જ્ઞાનને પાર પામેલા સમુદ્રના રસ્તે આપણને દૂર દેશે પહોંચાડે છે. તેમ પરમાર્થને જાણકાર ઋષિ મુનિ શાસ્ત્રરૂપી નૌકામાં બેસાડી આપણને ભવસમુદ્રના પારથી ઉતારે છે. માટે કોઈ પણ

સત્ય મત આ શાસ્ત્રમતનું ખંડન કરી શકે તેમ છે જ નહિ તેમા અધિકાર જ એવો આપ્યો છે કે, શિષ્યને અનુશિષ્યને પોતાની આજ્ઞામા વર્તાવી રહે જ્યા મનુષ્ય પ્રાણીનું ફૂ, ફૂ, કાઈ પણ ચાલે નહિ શાસ્ત્ર તે તેજ કે જેમ વૈદ્ય કડની દવા આપી કહે કે, આ પીશો તોજ રોગ જશે. તેમ શાસ્ત્રાનુસાર આચરણ રહે તો જ ભવ-રોગ નીકળી જાય છે. કારણ કામ ક્રોધાદિક ષડ્‌વિકાર ઇન્દ્રિયાધીન રહેવાથી આપણને ગુલામ બનાવે છે જ્યારે શાસ્ત્રાનુસાર વાપરવાથી આપણા તે ગુલામ બને છે. પછી જેમ વશ થયેલો ભૂત અદ્‌ભુત કામ કરે છે તેમજ કામ ક્રોધાદિક પણ સુદર કામ કરે છે શ્રેયસના માર્ગમા તેઓ સહાયક બને છે, જેમ વામન પડિત બોલે છે કે, काम असावा ईश्वर भजनी क्रोध वहावा इन्द्रिय दमनी लोम ठेवावा सत चरणीं એવી રીતે જેઓ અધોગામીના કારણીભૂત તે જ શાસ્ત્રોના આધારે ઉર્ધ્વ ગામીના સાધન રૂપ થાય છે માટે પરમાત્મા અત્રે ઉપદેશ કરે છે કે, શાસ્ત્રોના પ્રમાણરૂપે જ કાર્ય અને અકાર્યનો વિચાર કરી કર્મો કરતા રહેવું જ્યા જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, मग सत्सगे प्रवले सच्छास्त्राचेनिवळ । जन्ममृत्युचीं निमाळें निस्तरें रानें ॥ ते वेळीं आत्मानंदे आघवें जें सदा वसतें वरवें ॥ तें तैसेची पाटण पावे । गुरूकृपे यें ॥ तेय प्रियाचि परिसीमा ते ता माउली भेटे आत्मा । नये रेंची आटे डिंडिमा सांसरि कहे ॥ અર્થ —સત્સગના બળથી, શાસ્ત્રના આધારથી, જન્મ મૃત્યુને ઓળગીને જે ઠેકાણે ગુરૂ કૃપાથી પ્રિયમા પ્રિય એવો માતાસ્વરૂપ આત્માનંદનો લાભ થાય જેવડે સંસારની આટાઆટ નીકળી જાય અને જન્મો આવે તો પણ શંકરાચાર્ય જેવા જન્મત. સિદ્ધિવાળા આવે જેમણે ૧૦ મે વર્ષે પ્રસ્થાન ત્રય ઉપર ટીકા કરી હતી એમ બુદ્ધિમા શાસ્ત્રનુ જ્ઞાન થવાથી ऋतं પરમ સત્યનું જ્ઞાન થાય તેમ જો ન વર્તે તો ભગવાન્ છેલ્લા શ્લોકમા કહે છે કે, શાસ્ત્રોની વિધિનુ ઉધ્ધું ખલપણે જે ઉલ્લઘન કરે છે અને માત્ર જે કામનાના આધારે વર્તન વર્તે છે તેઓ સિદ્ધિને અર્થાત્ મોક્ષસુખને પામતા નથી. અને વિના મોક્ષ સુખ પરમ પદ તેમ જ અવિનાશ સુખ પણ મળતું નથી જ અસ્તુ.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

ॐ

# श्रीमद्भगवद्गीता

## अध्याय १७ मो

### श्रद्धात्रयविभागयोगः

अर्जुन उवाच—

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयाऽन्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण ! सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥

અન્વય અર્જુન ઉવાચ—

कृष्ण હે કૃષ્ણ तु પરંતુ ये જે शास्त्रविधिम् उत्सृज्य શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને श्रद्धया अन्विताः શ્રદ્ધાથી યુક્ત થઇને यजंते યજન કરે છે. तेषां निष्ठा તેઓની નિષ્ઠા का सत्वम् रजः तम आहो સત્વ છે, રજ છે, કે તમ છે તે કહો.

અર્જુન એટલે ત્વં પદ જીવ સ્વરૂપ હોવાથી આપણા સઉના અંતઃકરણમાં જે પ્રશ્ન ઉઠે તેજ પ્રશ્ન અર્જુનના અંતઃકરણમાં પણ ઉઠયો. ૧૬ મા અધ્યાયના અંત ભાગમાં પ્રભુ બોલ્યા કે, ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि શાસ્ત્રને જાણીને પછી તું કર્મ કરવાવાળો થા. ત્યાં અર્જુનને સહજ શંકા આવી કે સર્વ શાસ્ત્રો એક વ્યક્તિથી જાણવું અત્યંત કઠણ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ અર્જુનના પ્રશ્નોની પ્રસ્તાવનામાં લખે છે તેથ अर्जुन मानसें । हें पैसें कैसें । जें शास्त्रें वीण नसे ॥ सुटीका कर्मा ॥ तरी तक्षकाची फडे । ठाकोनि कंह तो मणि काढे ॥ कैं नाकींचा केश जोडे ॥ सिंहाची ये ॥ ४ ॥ मग तेणें तो वोवींजे ॥ तरी च लेणें पावीजे ॥ एन्हवीं काय असीजे । रिक्त कंठीं ॥ तैसी शास्त्रांची मोकळी । यां के कोणपां वेंटाळी ॥ एक वाक्यातेच्या फळी । पैसीजे कैं ॥ जालया हो एक वाक्यता ॥ कां लाभे वेळु अनुष्ठीता ॥ कैचा पैसारू जीवीता । येतुला लीया ॥ आणि शास्त्रें अर्थे देशे काळे । याचहुं ही जे एक फळे ॥ तो उपावो कें मीळें । आघवेयांसी ॥ ह्मणोनी शास्त्रांचें घडतें ॥ नाहे प्रकारें बहुतें ॥ तरी मूर्खा मुमुक्षां येथें काय गति पा ॥ हा पुसावा अभिप्रावो । जी अर्जुन करी प्रस्तावी ॥ तोसतरावो याठावो अध्याय । येथें ( અર્થ ) અર્જુન મનમાં બોલે છે, કે આ તે કેમ શું થાય, કોઈ પણ કર્મ કરવામાં વિના શાસ્ત્રા ધારે કરવું નહિ ॥ તો તો પછી એમ જ થાય કે જેમ સર્પના માથાનો મણિ લેવો અને સિંહ મુછના

બાલમાં પરોવી માલા પેરવી. નહિ તો ગર્ગુ રીક્તજ રાખવું તેજ પ્રમાણે પૃથક્, પૃથક્, શાસ્ત્રોની એકવાક્યતા કોણ કરશે ? વળી તેમ કરીને પણ તેનો ઉપયોગ કોણ કરશે ? તેમ પણ થાય તો તે પ્રમાણે આચરણ કરવાને વખત ક્યાંથી મળશે ? તેટલું આયુષ્ય પણ ક્યાંથી હોય ? વળી શાસ્ત્ર અર્થ દેશ કાલની એકાદાને પ્રાપ્તિ થઈ તો તે પ્રમાણે સર્વને ક્યાંથી થાય. માટે આ મૃત્યુ લોકમાં સર્વ પ્રકારે સર્વ સાધનો સર્વને દુર્લભ છે. પછી મૂર્ખ અને મુમુક્ષુઓને તરણોપાય કઠણ છે, આ પુછવાને અર્જુને જે આરંભ કર્યો તે આ સત્તરમો અધ્યાય. તે અર્જુન કેવો ત્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે : तरी सर्व विषयीं वितृष्णु ॥ जो सकळ कळीं प्रवीणु ॥ कृष्णा हो नवल कृष्णु ॥ अर्जुनत्वें जो ॥ शौर्या जोडला आया । जी सोम वंशाचा शृंगारू सुखादि उपकारू । जयाची लीला ॥ जो प्रज्ञेचा प्रियोत्तमु ॥ ब्रह्मविद्येचा विश्रामु ॥ सहचरू मनोधर्मु । देवाचा जो ॥ જે સર્વ વિષયોમાં નિરિઈચ્છ, વળી સર્વ કલામાં પ્રવીણ, વળી અર્જુનના રૂપમાં કૃષ્ણને આનંદ આપનાર એવો જે કૃષ્ણ ( અર્જુન ) જે શૌર્યનો આધાર, જે સોમવંશનું ભુષણ, અને જેની લીલાથી દેવોને ઘણો આનંદ થાય, જે પ્રજ્ઞાનો પ્રિયોત્તમ, બ્રહ્મવિદ્યાનું વિશ્રામસ્થાન એવા શ્રીકૃષ્ણના અંતઃકરણમાં સદા રહેવાવાળો અર્જુન પૂછે છે કે, જે કોઈ શાસ્ત્રવિધિને જાણતા ન હોય છતાં પણ શ્રદ્ધાયુક્ત કર્મ કરતા હોય, હે કૃષ્ણ તેઓની નિષ્ઠા કેવી ! શું 'સત્વગુણી, રજોગુણી કે તમોગુણી,' તે કહો. कष्टं शास्त्राध्ययनं શાસ્ત્રનું અધ્યાયન કઠણ છે. शास्त्राणाम् बहुलत्वात् શાસ્ત્રો અનેક છે. માટે પૂર્વે કથન કર્યું તેમ તેનું અધ્યાન કઠણ છે. એક વ્યાકરણ શાસ્ત્ર જ ૧૨ વર્ષ જાએ કૌમુદી ભટ્ટાચાર્ય વિગેરેથી જ્ઞાવ થાય. ત્યારે તો શુદ્ધ વાંચતા આવડે જ્યારે વેદાંતશાસ્ત્ર તો ક્યાંને ક્યાં રહ્યું વળી તેમ વિધ્યાર્થી અવસ્થામાં સુખોને તો તિલાંજલીજ આપવી પડે सुखार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् એમ સુખનો અને વિધ્યાનો વિયોગ છે. ગુરૂની ભમર ઉપર દૃષ્ટિ રાખી ચોવીશ કલાક બેસે ત્યારે વિદ્યા પ્રાપ્ત થાય. તે પણ ગુરૂની કૃપા હોય તોજ; માટે કહેવત છે કે बुभुक्षितैः व्याकरणं न भुज्यते ખાવાવાળો વ્યાકરણ જાણી શકતો નથી. વ્યાકરણ શીખવાને ભુખ્યા રહેવું પડે. ભિક્ષામળે તે ગુરૂને આપવી પડે ને ગુરૂની આજ્ઞાથી જે મળે તેજ જમવું પડે; એમ વિદ્યાપ્રાપ્તિમાં ઘણું કષ્ટ છે. कष्टं शास्त्राध्ययन ततोऽपि शास्त्रार्थनिर्णय कष्टम् ॥ शास्त्राणां बाहुलयादल्पायुष्त्वतेश्च मालिन्यात् ॥ શાસ્ત્રાધ્યયન કઠણ. તેમાં વળી તેનો નિર્ણય કઠણ. કારણ પરસ્પર શ્રુતિઓ વિરૂદ્ધ અર્થ બતાવનાવાળી છે. જેમ આયુષ્ય થોડું અને મન, બુદ્ધિ મલિન હોવાથી ज्ञात्वा शास्त्रं कर्म कर्तुं अर्हसि અત્યંત કઠણ. વળી કવિમાં શાસ્ત્રીઓ પ્રત્યે માનની દૃષ્ટિ પણ ન હોવાથી પ્રોત્સાહનનો અભાવ માટે સર્વ સામાન્ય માણસો માટે તરણોપાય કયો ? એ તો વેદાંતકેસરી શંકરાચાર્ય ભગવાન્ વેદ વ્યાસ જેવાથી જ થાય તો તેઓ કાંઈ ઘર ઘર માં હોતા નથી. દિવ્યોક્તિ છે. તેથી વસ્તુસ્થિતિ એવી છે કે महाजनो येन गतः स पन्थाः ॥ કે જે પંથમાં મહાપુરૂષોની ગતિ ત્યાંજ સામાન્ય લોકો ચ લે છે. गतानुगतिको लोकः न लोकः परमार्थिकः ॥ બધાજ કાંઈ તત્વનિષ્ઠ હોતા નથી. તેમને તેવજ એવી કે બાલપણમાં બાપને બોલતાં જોઈ બોલે. ત્યાં ભાષા

જાણી બોલવું એમ હોતું નથી. જેથી વ્યાકરણને ને તેની વાણીને મહા અંતર થાય છે. જ્યાં દૃષ્ટાંત-એક વિદ્યાર્થી હતો; તે પ્રાઈમરનો અભ્યાસી હતો. ત્યાં ગુરૂએ શીખવ્યું હતું ( go ) ગો એટલે જા અને ( on ) ઓન એટલે ઉપર. એક દિવસે મિત્રને ત્યાં ટી પાર્ટીમાં ગયો. ત્યાં ટેબલ ઉપર ચાના કપ આવ્યા ને દોસ્તાર બોલ્યો કે ગોઓન એટલે તે વિચારમાં પડયો કે, આ મને શું કહે છે, ચા પીવા વિના જતા રહેવું કે કેમ ? પછી જ્યારે બીજાઓએ તેજ શબ્દના પ્રયોગમાં ચા પીવા માંડી ત્યારે તેણે પણ પીધી. એમ શ્રદ્ધાથી જ સર્વ વ્યવહાર ચાલે છે. સૃષ્ટિ-ચક્ર આખું શ્રદ્ધાથી આચારપરંપરાએજ વર્તી રહ્યું છે. અર્જુન અહીં પૂછે છે કે, તે શું ? સત્વગુણી, રજોગુણી કે તમોગુણી. વળી અર્જુનના પ્રશ્નમાં 'શાસ્ત્રવિધિ-મુત્સૃજ્ય' એ વાકય આસુરી સંપત્તિનું અને 'યજન્તે' એ વાકય દૈવી સંપત્તિનું હોય એમ લાગે છે. પરંતુ તેમ નથી. વસ્તુતઃ અસુરો તો શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને 'યજન્તે' હોતા નથીઃ માટે અત્રે દૈવી સંપત્તિયુક્ત છતાં પ્રમાદ આલસ્ય—અથવા શાસ્ત્રના અજ્ઞાનથી જેઓ પૂર્વ પરંપરાએ શ્રદ્ધાથી યજન કરે છે. તેની નિષ્ઠા કેવી ? સાત્વિકી રાજસી વા તામસ આ ત્રણ ગુણો પ્રાણી માત્રની ત્રેધા ઉડાવી ત્રણ કટકા કરે છે, એવા બલવાન્ છે. તેમનો સર્વત્ર પ્રભાવ હોવાથી શ્રદ્ધાની પણ ત્રેધા જ કરી છે. તે કેવી રીતે તે બારામાં અર્જુનના પ્રશ્નમાં ભગવાન્ કહે છે.

श्रीभगवानुवाच—

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥
सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ! ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

અન્વય

હે ( અર્જુન ) देहिनाम् દેહધારીઓની स्वभावजा સ્વભાવથી જ ઉત્પન્ન થયેલી सा श्रद्धा તે શ્રદ્ધા सात्विकी राजसी સાત્વિકી રાજસી च तामसी इति તેમજ તામસી છે. त्रिविधा ताम् शृणु એ પ્રમાણે ત્રણ પ્રકારની ( હોય છે, ) તેને સાંભળ.

भारत હે ભારત ! सर्वस्य श्रद्धा સૌની શ્રદ્ધા सत्त्वानुरूपा પોતપોતાના પ્રાકૃતન સંસ્કારયુક્ત અંતઃકરણને અનુરૂપ भवति હોય છે, अयम् पुरुषः સંસારી જીવ श्रद्धा-मयः શ્રદ્ધામય છે. यः જે यच्छ्रद्धः જેવી શ્રદ્ધાનો છે सः તે एव જ ( શ્રદ્ધાયુક્ત છે )

અર્જુનના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં પ્રભુ શ્રદ્ધાનું સ્વરૂપ તેમજ તેની સાથે મનુષ્ય પ્રાણીનો સ્વભાવસિદ્ધ યોગ; તથા તેના ત્રિવિધ પ્રકાર ગુણોના સંગથી થયા છે. તેનું વર્ણન અધ્યાયના અંત સુધી કરશે અર્થાત્ એક શ્લોકના પ્રશ્નનો વિસ્તીર્ણ અર્થ ૨૦ શ્લોક સુધી પરમાત્મા કરે છે.

વસ્તુતઃ તપાસતાં વર્તમાન કાળમાં જે મહદ્ અન્તર થયું છે, તે આ શ્રદ્ધાના બારામાંજ છે. શાસ્ત્રો કાયમ છે, સત્પુરૂષો પણ અખંડ છે. આર્યાવર્ત દેશ પણ તેનો

તેજ છે. વળી ચતુર્વર્ણે મનુષ્યો પણ તેના તેજ છે, છતાં પ્રાચીન કાળનાં મનુષ્યો અને આપણામાં જે અન્તર થયું તે શ્રદ્ધાના બારામાંજ છે. પૂર્વના કાળમાં પણ સર્વ શાસ્ત્રો કાંઇ સર્વ મનુષ્યો જાણતા ન હતા. માત્ર બ્રાહ્મણોની આખી જ્ઞાતિ જ શાસ્ત્ર ભણવાને માટે હતી તેઓ શાસ્ત્ર ભણતા અને તેઓ લોકોને શાસ્ત્રોક્ત કર્મો કરાવતા. તેઓના ઉપર જ ક્ષત્રીય, વૈશ્ય, અને શૂદ્ર, ત્રણે જાતિઓ શ્રદ્ધા રાખી કર્મ કરતા હતા. તેમજ બ્રાહ્મણોને વંદનીય માની वर्णानाम ब्राह्मणो गुरुः એમ કહેવાતું. જ્યારે હમણાં બ્રાહ્મણો उदरनिमित्तं बहुकृतवेशः વાળા થયા. તેથી ઉત્તમોત્તમ બ્રાહ્મણો ઉપરની શ્રદ્ધા પણ લોકોમાં ઓછી થઈ અને તેમના ઉપર આક્ષેપ આવ્યા કે, બ્રાહ્મણો પેટભરા હરામનું ખાવાવાળા છે વિગેરે વિગેરે આક્ષેપો આવ્યા, જેથી શ્રદ્ધા ઉઠી ગઇ. છતાં કેવળાભાવ તો સૃષ્ટિના પરમાણુ પરમાણુઓનો પણ નથી. તે તેના સત સ્વરૂપમાં અખંડજ છે. તેવી જ રીતે શ્રદ્ધાનો પણ સ્વરૂપ પલટો થયો. દૈવીમાંથી આસુરી થઇ અંત કરણની વૃત્તિઓનો પલટો કર્યો. સહજ દેહધારી પુરૂષ છે તે શ્રદ્ધામયજ છે, એમ આજના શ્લોકમાં ભગવાન્ કહે છે.

પૂર્વના કાળમાં દેવ, દ્વિજ, प्राज्ञ, शास्त्र, વિગેરેમાં મનુષ્ય પ્રાણીને જે શ્રદ્ધા હતી, તે બારામાંજ અશ્રદ્ધા થવા લાગી. બાકી ભૌતિક સુખોમાં તે અખંડ રહી. જેમાં વિશેષ કરીને પૂજ્ય શાસ્ત્રી મહારાજ કહે કે, ડાકટરના દવાખાનામાં તો શ્રદ્ધાએ નવોઢાનું જ રૂપ પકડયું. જેથી રોગ પણ નવા, નવા, થયા. ડાકટરો પણ નવા, નવા, થયા. ને વિદ્યાઓ પણ વધી, ઇસપિટાલો વધી અને દવાખાનાં પણ વધ્યાં. વળી ઇગલીશ વિદ્યા ઉપર શ્રદ્ધા વિશેષ, તેમનાં પુસ્તકો તે રામબાણ જેવાં સાચાં લાગ્યા અને આપણાં પુસ્તકો તેમના કહેવાથી હુંબક લાગવા માંડ્યાં. રામ કૃષ્ણાદિ અવતારો પ્રત્યે મનુષ્ય દૃષ્ટિ ઉત્પન્ન થઇ "પથ્થર તે દેવ નહિ, શબ્દપ્રમાણ શાસ્ત્ર-નહિ, પ્રત્યક્ષ પ્રમાણ હોય તોજ માનવું" વિગેરે બુદ્ધિમાં વિચારો પ્રવેશ થવાથી, દેવ તથા શાસ્ત્રો ઉપરની શ્રદ્ધા ઉઠી ગઈ, જેથી ધર્મ કર્મો ઢીલાં થયાં. વળી વ્યવહાર પણ ધર્મ કર્મ વિના સારો ચાલવા લાગ્યો. જેથી સાત્વિક શ્રદ્ધાની ભીડ પડી નહિ તે કયાં સુધી કે આવતી કાલે પુનાની રેલ્વે અટકી જાય અને શાકભાજી આવે નહિ, તો કોથમરી વિના લોકોનું ગાડું અટકે. પરંતુ પ્રભુ વિના, શાસ્ત્રો વિના અટકતું નથી. વિશેષ સગવડ થાય છે. માટે વ્યવહારમાં શ્રદ્ધા વધી અને ધર્મ કર્મમા ઢીલી થઈ. એમ શ્રદ્ધાનો વિનિપાત થયો છે. સાત્વિકી ટળીને રાજસી તામસી થઈ છે. માટે જ ભગવાને પણ શ્લોકમા એને ત્રિવિધાજ કહી છે તે ત્રિવિધાનું સ્વરૂપ જ્ઞાનેશ્વર મહારાજ સુંદર વર્ણવે છે. यच सत्त्वरजतमा । येगळी श्रद्धा सुवर्मा । नाहींगा जीव प्रामा । माजी यथा ॥ १ ॥ प्राणोनी श्रद्धा स्वाभाविक ॥ असे पैं त्रिगुणात्मक । रज तम सात्विक भेदीं इहीं ॥ २ ॥ जैसें जीवनची उदक । परि विषीं होय मारक । कां मिरया माजी तीख । उसीं गोड ॥३॥ तैसा यद्दु वर्से तमें । जो सदाची होय निमे । तेथ श्रद्धा परिणमे ॥ तेंची होउनि ॥ ४ ॥ અર્થ.-જીવ સંજ્ઞામાં જ સત્વ, રજ. અને તમ, એમ ત્રિવિધ પ્રકારની શ્રદ્ધા સ્વાભાવિક છે માટે તે સત્વ, રજ, અને તમ એમ ભેદવાળી ત્રિગુણાત્મક છેજ પાણી જેમ પ્રાણી માત્રનું જીવન છે. છતાં પણ તે જેમ

વિષમાં હોય તો મારક થાય અથવા તો મરચામાં તીખું થાય અને શેરડીમાં મીઠું થાય છે. તેમજ તમોગુણી જન્મ મરણને પામે તો શ્રદ્ધા પણ બીજરૂપ તેમાં તમોગુણી જ હોય છે. રજઃ સત્વનું પણ એમજ જાણવું કારણ કે वीज मोंडे झाड होय। झाड मोंडे वीजी समाय। पैसेनो कलप कोडी जाये परी जाती न मोडे ॥ બીજનો નાશ થઈ ઝાડ થાય અને ઝાડ નષ્ટ થાય ત્યારે બીજમાં સમાય છે. તેમ જ કોટી કલ્પે પણ મૂળ ઝાડની જાતનો અભાવ થતો નથી. તે પ્રમાણે જીવોમાં શ્રદ્ધાનો નાશ થતો નથી.

દેહી થયો તે પ્રકૃતિને આધીન થયો ત્યારે પ્રકૃતિના ત્રણ ગુણો જે તેના પુત્રો છે, તેના પણ સ્વાધીન ગયો. તેમનામાં જ ત્રિગુણી શ્રદ્ધા છે. જ્યારે આત્મજ્ઞાની પુરૂષો ત્રિગુણાતીત છે. ત્યાં નિર્વિકાર સ્વરૂપ પ્રગટ થાય છે, તો વત્ત્વવિત્ પુરૂષો સ્વયંજ સિદ્ધ શ્રદ્ધા રૂપજ છે. જેમ શંકર પાર્વતી માટે શ્લોક છે. भवानीशंकरं वन्दे श्रद्धाविश्वासरूपिणौ ॥ શ્રદ્ધા તે ભવાની અને વિશ્વાસ તે શંકર જો તે સ્વરૂપ જ્ઞાનમાં હોય તોજ.

માટેજ અત્રે દેહી વિશેષણ મુકી પરમાત્માએ શરીર ધ્યાસવાળાને જ ત્રણ પ્રકારની શ્રદ્ધા કહી છે. તેથી તેમની ક્રિયા ફળે છે. જો ક્રિયા ફળતી હોત તો દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો, તેમાં દ્રવ્ય પુષ્કળ, વિધિ સુંદર, ઋત્વિજો મહાન્ ઋષિઓ છતાં પણ ભગવાન્ શંકર સાથે દ્વેષ કરવાથી પરિણામે બોકડાના માથાનું થવું પડ્યું. જ્યારે ભક્ત સુદામો એક મુષ્ટિ પૌંવા લઇ દ્વારિકા ગયો, તો પરમાત્માએ પ્રેમથી શત પકવાનથી વિશેષ અમૃતરૂપ ગણી તેને તેના બદલામાં ત્રૈલોકયની લક્ષ્મી તુચ્છ ગણી ઐશ્વર્ય આપ્યું. એમ પરમાત્મા ભાવના શ્રદ્ધાના ભુખ્યા છે. માટે ભાવ શ્રદ્ધામાં હોવાથી અત્રે ત્રિવિધ ભેદે અર્જુનને સમજાવે છે. જેમાં પ્રથમ અર્જુનને જ શ્રદ્ધા યુક્ત કર્યો માટે જ 'શૃણુ' એમ ક્રિયાપદ વાપર્યું છે.

જ્યાં સમજાવે છે કે, મનુષ્યત્વનો ભેદ અંતઃકરણની વૃત્તિ વિશેષમાં પડે છે. ત્યાંજ સાત્વિકી, રાજસી અને તામસી શ્રદ્ધા રહે છે. ગત જન્મનાં કર્મોથી જેવા સંસ્કારો ચિત્તમાં પડ્યા હોય તેવું અંત કરણ થાય છે. વળી બુદ્ધિના નિશ્ચયો પણ તેવા જ થાય છે. વળી કેટલાકની બુદ્ધિ ફર્યા કરે છે, તે ત્રિગુણોમાં ક્ષણે ક્ષણે પલટે છે. જ્યાં જાય ત્યાં તેવો થાય છે. જ્યાં ભરથરી લખે છે. तपस्यन्त सन्तः किमधिनिवसामः सुरनदीं गुणोदारान्दारानुत परिचयामः सविनयम् ॥ पिवामः शास्त्रौघानुत विविधकाव्यामृतरसान्न विद्मः किं कुर्मः कतिपयनिमेषायुषि जने ॥ ગગાના તટ ઉપર જઇને તપશ્ચર્યા કરીએ, કે ઉદાર ગુણવાળી સ્ત્રીઓને સવિનય સેવીએ, અથવા તો વિવિધ કાવ્યામૃત ભરેલા શાસ્ત્રના રસોને પીએ એમાં અમે સમજતા નથી, કે શું કરીએ ? કારણ આયુષ્ય અલ્પ છે. એમ ચલિત બુદ્ધિ થઈ જાય છે.

માટે શાસ્ત્રો ઉપર શ્રદ્ધા બેસે તોજ સ્થિર થાય છે ચિત્તની વૃત્તિઓ જેને માટે વસિષ્ઠ ઋષિ કહે છે : चित्तनदी उभयतटवाहिनी ॥ वहति पापाय वहति पुण्याय તેના બે પ્રવાહ છે. દૈવી ગુણોમાં વહે તો પુણ્યાય થાય, અને આસુરીમાં

વધે તો પાપાય થાય.માટે પુરુષેણ પ્રયત્નેન યોજનીયા શુભાપથા પુરૂષ પ્રયત્નથી દેવી કરવી. જ્યાં દૃષ્ટાંત—એક શહેરની બહાર મહાદેવનું લિંગ હતું. ત્યા રાજા રોજ વિવિધ સામગ્રી લઈ ઠાઠથી પૂજા કરતો. તેજ મહાદેવજીની પૂજા એક ભીલ રોજ મધ્યાહ્નમાં મોઢામાં પાણી રાખી જંગલી ફૂલો તોડી લાવી લાકડાનો બોજો મંદિર પાસે ઉતારી મોઢાના પાણીથી અભિષેક અને જંગલી પુષ્પોથી પૂજા કરતો. અને સાષ્ટાંગ દંડવત્ કરી ચાલ્યો જતો. રસ્તામાં પાર્વતીજીએ જતાં ઉભયની આ રીત જોઈ શંકરને પૂછ્યું: આમાં શ્રેષ્ઠ કોણ? ત્યારે શંકરે ઉભયનું અંતઃકરણ બતાવવા પાર્વતીને ઉભાં રાખ્યાં. અને બીજે દિવસે રાજા આવ્યો ત્યારે મંદિર ઉપર વીજળી પડી મંદિર તુટવા લાગ્યું, અને કાટ શંકર ઉપર પડવા લાગ્યો. તે જોઈ રાજા મંદિરમાં ન જતાં શહેરમાં પાછો ફર્યો. જ્યારે ભીલ આવ્યો ત્યારે પણ તેજ થયું. ત્યારે ભીલે વિચાર્યું હવે કેમ કરવુ? આ દેવળના કાટથી શિવલિંગ ઢંકાઈ જશે, તો મારૂં સર્વસ્વ જશે. માટે શંકરના લિંગ ઉપર પોતાનું અંગ ઢાંકી વાંકો વળ્યો, કે ભલે મારી પીઠ ઉપર કાટ પડે. ત્યારે શિવજીએ પાર્વતીને બતાવ્યું કે જો હું પ્રેમનો ભુખ્યો છું, પૂજાનો નથી. એમ અત કરણની વૃત્તિમા ભેદ થવાથી શ્રદ્ધામા ભેદ પડે છે.

ઉપનિષદમાં પણ સાત્વિક શ્રદ્ધાને માતારૂપે વર્ણવી છે. तस्या विदुषो यज्ञस्यात्मास्यैवं श्रद्धा पत्नी તેનું શરીર યજ્ઞકુંડ છે, આત્મા યજમાન ને શ્રદ્ધા પત્ની છે. જે બ્રહ્મજ્ઞાન સુધીની સાથી છે. માટે ઉદ્દાલકે પુત્રને વારંવાર કહ્યું કે, શ્રદ્ધસ્વ સૌમ્ય એમ શ્રદ્ધાના બારામાં ફરીને પણ ભગવાન્ કહે છે.

> यजन्ते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
> प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥
> अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
> दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥
> कर्शयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
> मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

અન્વય: सात्विकाः देवान् यजन्ते સાત્વિક પુરૂષો દેવોનું યજન કરે છે राजसाः यक्षरक्षांसि રાજસ પુરૂષો યક્ષ રાક્ષસોનું યજન કરે છે. अन्ये तामसा બીજા તામસીઓ प्रेतान् च भूतगणान् यजन्ते પ્રેતોને તથા ભૂતગણોને યજન કરે છે ये જે जनाः મનુષ્યો कामरागबलान्विता અભિલાષ તેમજ આસક્તિના બળયુક્ત (તેમ) दंभाहंकारसंयुक्ता દંભ અને અહંકારથી યુક્ત હોય (यया थक्ष) अशास्त्रविहितम् શાસ્ત્રમાં નહિ કહેલું घोरम् ભયકર तप तप्यन्ते તપ આચરે છે, (તેમ) अचेतसः અવિવેકીઓ (થઈને) शरीरस्थम् શરીરમાં રહેલા भूतग्रामम् પંચમહાભૂતોના સમૂહને च તથા अंत शरीरस्थम् શરીરની અંદર રહેલા माम् મને एव પણ कर्शयन्तः કૃશ કરતા રહે છે तान् તેઓને आसुरनिश्चयान् આસુરી નિશ્ચયવાળા विद्धि તું જાણ.

અર્જુનની શ્રદ્ધાના બારામાં પ્રશ્નના પ્રત્યુત્તરમાં પરમાત્મા સીધી ભાષા વાપરે નહિ. આલંકારિક ભાષા વાપરી કહે કે જે આવી આવી પરિસ્થિતિ છે, વસ્તુતઃ શ્રદ્ધા એક છે. છતાં પણ પાણી જેમ એક છે, છતાં શેરડીમાં મધુર, મરચામાં તીખું અને કારેલામાં કડવું હોય છે. તેમજ મનુષ્ય પ્રાણીના અંતઃકરણની સંગતિથી તેના ત્રણ ફાંટા પડે છે સાત્વિક અંતઃકરણવાળા પાસે શ્રદ્ધા સાત્વિક, રાજસી પાસે તે પણ રાજસી. અને તામસી પાસે તામસી. પાણી જેમ જીવન મનુષ્ય માટે નક્કી છે તેમજ શ્રદ્ધા એ પણ તેનું જીવન જ છે. અંતઃકરણમાં શ્રદ્ધા છે, માટે તો જીવી શકીએ છીએ. શ્રદ્ધાનો જો અભાવ થાય, તો અસ્ત વ્યસ્ત થઈને મરીજ જાય એમ શ્રદ્ધા એ જીવન છે.

પરંતુ તે સાત્વિકી હોય તો ઊર્ધ્વગતિ થાય, કયાં સુધી ત્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. जेहे सात्विक श्रद्धा । जतन करावी प्रबुद्धा । येरी दोनी विरुद्धा । सांडाविया ॥ हे सात्विक मति जया । निर्वाहती होय धनंजया । वागूल नोहे तयातें कैवल्य ॥ तो न पढो कां ब्रह्मसूत्र ॥ नालोढो सर्व शास्त्र । सिद्धांत न होत स्वतंत्र । तया चा हातीं ॥ परी श्रुति स्मृतींचे अर्थ । जे आपण होऊनि मूर्त्त ॥ अनुष्ठानें जगा देत । वडील जे हे ॥ तयाचीं आचरती पाउलें पाउनि सात्विकी श्रद्धा चाले । तो तेंचि फळ ठेविलें । पैसें लाहे ॥ અર્થઃ–સાત્વિક શ્રદ્ધા યત્નથી પાલન કરવી અને રાજસ તામસ શ્રદ્ધાનો ત્યાગ કરવો કારણ કે તેમને મોક્ષપ્રાપ્તિ એટલે મહાભારત જેવું કાંઇ જ નથી. તે ભલેને વેદ પઠન ન કરે, શાસ્ત્રાધ્યયન ન કરે અથવા શાસ્ત્રની એકવાકયતા કરીને કોઈપણ સિદ્ધાંત ન ઠરાવે પરંતુ શ્રુતિ સ્મૃતિનું અધ્યયન કરીને મૂર્તિમંત વેદ બને છે. ( વિદ્વાન્ થયેલા હોય છે. ) વા પોતાના આચરણથી સિદ્ધાંત મનુષ્યમાં છાપ પાડે છે. તેવાઓને જે ફળ મળે તે કેવળ સાત્વિકી શ્રદ્ધાવાળાને સહજ જ મળે છે, જેમકે મોટા પ્રયાસથી દીવો બાળનારના ઘરમાં આવી બીજો માણસ દીવો પ્રગટાવી જાય તો તે દીવો તેને તેટલોજ પ્રકાશ આપે છે. તેમજ શાસ્ત્રાધ્યયન ઉપર સાત્વિકી શ્રદ્ધાવાળાને ફળ અધ્યયનના જેટલું જ મળે છે.

આ શ્રદ્ધા દૈવી પુરૂષોમાં જ રહે છે. માટે તેઓ દેવોનું જ યજન કરે છે. અને સમગ્ર આયુષ્ય શાસ્ત્રોના વિચારોમાં વ્યતીત કરવાથી પરિણામે તેમની ઊર્ધ્વ ગતિ થાય છે. કેવળ શ્રદ્ધાથી જ તેઓ તરી જાય છે. મહાભારતમાં યક્ષે યુધિષ્ઠિરને પ્રશ્ન પૂછયો હતો કે, કઃ પથ્થઃ માર્ગ કયો ? પ્રત્યુત્તરમાં યુધિષ્ઠિર બોલ્યા કે, श्रुति-र्विभिन्ना स्मृतयश्च भिन्ना नैको मुनिर्यस्य वचः प्रमाणं । धर्मस्य तत्त्वं निहितं गुहायाम् महाजनो येन गतः स पंथाः ॥ શ્રુતિ સ્મૃતિ ને ઋષિ મુનિઓના પરસ્પર શબ્દો ભિન્ન હોવાથી તરણોપાય એજ છે કે મહાપુરૂષો જે માર્ગે તરી ગયા તેજ માર્ગે અનુસરવું. કારણ ધર્મનું તત્ત્વ અત્યંત ગુહ્ય છે.

અગ્નિ હોત્રાદિક સર્વ કાર્યો શ્રદ્ધા ઉપર આધાર રાખનારાં છે જેણે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે દીક્ષા લીધી હોય તેજ उदीते जुहोति अनुदिते जुहोति પ્રમાણે આખું આયુષ્ય સંધ્યા વંદન કરે છે, તેમજ અગ્નિ હોત્ર કરે છે, મરણ સમય કાળ આવે ત્યારે અગ્નિને કહે કે, આખા આયુષ્ય સુધી મેં તારૂં સ્મરણ કર્યું. માટે હવે તું મારૂં

સ્મરણ કર અને કરેલા કર્મનું ફળ આપ. વસ્તુતઃ જે અગ્નિમાં હોમ્યું હોય તે અગ્નિ ત્યાં પ્રત્યક્ષ ન છતાં વળી પોતાનું પણ રૂપાન્તર થયું હોય છે. તેથી સ્મૃતિ રહિત થાય છે, છતાં તેને શ્રદ્ધાજ ફળ આપે છે જ્યાં બ્રહ્મસૂત્રમાં ત્રીજા પાદના પ્રથમ સૂત્રમાં तदंतर प्रतिपत्तौ रहतिः परिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ॥ તે અગ્નિ હોત્ર-તે દેહ છોડ્યા પછી બીજા દેહમાં પોતાના પૂર્વના દેહના સૂક્ષ્મ મહાભૂતના પરી માણુ લઇ જાય છે. એમ સત્વગુણી મનુષ્યનું કલ્યાણ શ્રદ્ધાથી જ થાય છે.

હવે આવ્યું यक्षरक्षांसि राजसा यजन्ते યક્ષ રાક્ષસોને રાજસો પૂજે છે. યક્ષની કોટી અદ્ભુત કોટી છે. તે અદૃશ્ય રહીને કાર્ય કરે છે. જેના રાજા કુબેર છે. સાત્વિક માણસો જ્યારે અદૃષ્ટ ફળની ઝંખનામાં હોય ત્યારે રાજસ તામસ દૃષ્ટ ફળને ઇચ્છે છે. તેથી તેઓ યક્ષ રાક્ષસોને સેવે છે. કારણ યક્ષો કરતા પણ રાક્ષસો શક્તિવાળા વિશેષ છે. તેઓ તે શક્તિવડે ઘણું કામ કરે છે. છતાં તે ભૌતિક સુખોને જ આપનારા હોય છે. જેને દૃષ્ટ ફળ મોટું જોઈતું હોય તે દુનીઆદારીને સતાવ્યા વિના મળતું નથી. માટે તેવા લોકો યક્ષ રાક્ષસોને જ આરાધનાવડે વશ કરી પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે. વળી રાક્ષસો સ્વભાવથી વૈભવી અને વિષયી હોય છે. માટે વૈભવ વિષયની કામનાવાળા તેમનેજ આરાધે છે. તેઓ ઘણા માયાવી હોય છે. પ્રભુ શ્રીકૃષ્ણ ગોકુળમાં આનંદ લીલા કરતા હવા ત્યારે તેમને મારવાને કંસે પૂતના, તૃણાવર્ત, શકટાસુર કેશી દૈત્ય વિગેરે મોકલ્યા હતા. તેમજ રામાયણમાં પણ મારીચ મૃગ થયો હતો. એમ એમનામાં વિદ્યા ઘણી એવા યક્ષો અને રાક્ષસોને આસુરીજનો ભજે છે. જયારે તામસ માણસો પ્રેતોને અને ભૂતગણોને ભજે છે. શ્મશાનમાં અર્ધ રાત્રિએ જઇ માંસાદિકનાં મલિન બલિદાનો આપી ત્યાં મેલી વિદ્યાનો પ્રયોગ કરી આ ભૂતપ્રેતાદિકની સહાયતાવડે તામસી મનુષ્યો ઘણાં દુષ્ટ કર્મો કરે છે. કાપાલાદિક મત તેમનાંજ છે. વામ માર્ગી સર્વ આ તામસ પંથના છે. પ્રબોધ-ચંદ્ર નાટકમાં તેનું રૂપક યથાર્થ બતાવે છે ભૈરવ છે તે એક મનુષ્ય ને મદિરા છે તે અમૃત છે. કહી પીવરાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તે પીતો નથી. ત્યારે તામસી શ્રદ્ધા ભૈરવ તેના અંતઃકરણમાં મુકે છે. જેથી તે મદિરાનું પાન કરે છે. એમ ભૂત પ્રેતનું યજન કરી પોતાને તેમજ પરને દુઃખી કરે તે તામસી માણસો છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, आपुला परावा देहीं । दु रव देती जें जें कांहीं । मज आत्मया नेतुलाही । होय क्षीणु ॥ તેઓ પોતાના અને પરના શરીરને જે જે દુઃખ આપે છે, તે હું અંતર્યામી હોવાથી મને જ દુઃખ થાય છે. એવા જનોમાં પણ હૃદય દેશમાં જો કયાએ પણ પૂર્વ સંસ્કારથી ઉચ્ચ ભાવના હોય તો તે ક્રમે ઉંચે પણ આવે છે. પરંતુ તેમ ન હોય તો તેમનું અધઃપતન જ થાય છે. કારણ તેઓ દંભ અહંકારથી યુક્ત હોવાથી તેમનો નિશ્ચય પણ અયુક્ત જ હોય છે. તેથી જે તપ આદરે છે તે પણ ઘોર તામસ તપ છે. તેનો ઉદ્દેશ પરને પીડવાનો જ હોય છે. જેમ રાવણે ભગવાન્ શંકરને પ્રસન્ન કરવાને તપ કર્યું હતું તે એટલું ઉગ્ર કે પોતાનું મસ્તક છેદી છેદીને હોમ કર્યો હતો. છતાં દેવતાએને પીડવાના ઉદ્દેશથી જ તે હતું તેમજ હિરણ્ય કશિપુનું તપ પણ તેવુંજ હતું. તેમની ઇચ્છા ઇંદ્રને રાજ્યભ્રષ્ટ કરી ત્રૈલોકયની રાજ્યસમૃદ્ધિના માલીક થવાની હતી તેઓનું શાસ્ત્રાદિકથી વિહિત કાંઈ

પણ હોતું નથી. શાસ્ત્રમાં શરીરને પણ અતિ પીડવું એમ નથી કારણ પંચમહાભૂત-માંના દેવતાઓ તેથી પીડાય છે. માટે પરમાત્મા તેમને ગાળો ભાંડી અચેતસ કહે છે. અર્થાત્ જડ પથ્થરાજ ચોખ્ખા એમ બોલે છે. જેમાં ચેતના જ નહિ તેવા તે અત્રે ભૂતગ્રામ બોલીને અર્થ એમ પણ વાપર્યો છે, કે પિંડ બ્રહ્માંડ સમાન હોવાથી તેમાં પણ તેત્રીસ કરોડ દેવતાઓનો વાસ છે. તેવા સૂક્ષ્મ દેવતાઓને આ તામસી જનો અત્યંત પીડે છે. માટે પરમાત્માએ અત્રે કર્ષયન્તિ પ્રયોગ વાપર્યો છે. તાણી તાંણીને શેરડીનો રસ પિલાય તેમ તેઓ પ્રાણીઓના દેહને તેમજ પોતાના દેહને પીડે છે. જેમાં શુક્ષ્મ જંતુઓ પીડાય છે. તેમજ તેમાં રહેલો અંતર્યામી હું પણ પીડાઉં છું. માટે હે અર્જુન ! એવા પુરૂષોને આસુર નિશ્ચયવાળા જાણ. હવે શ્રદ્ધાનુ પ્રકરણ પુરૂં કરી ત્રિવિધ પ્રકારનાં અન્નનું વર્ણન કરે છે.

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥
आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

અન્વય ભારત હે ભારત ! તુ વળી આહાર અપિ આહાર પણ સર્વસ્ય બધા પ્રાણીઓનો ત્રિવિધઃ પ્રિયઃ ત્રણ પ્રકારે પ્રિય ભવતિ થાય છે. ( તેમ ) યજ્ઞઃ તપઃ તથા દાનમ્ યજ્ઞ તપ તથા દાન પણ તેષામ્ ઇમમ્ ભેદમ્ શૃણુ તેનો પણ આ પ્રકારે ભેદ સાંભળ. આજના બે શ્લોકોમાંના ઉપરના શ્લોકમાં હવે પછી કહેવામાં આવનાર વિષયના બારામાં ભગવાન્ કહે છે. જેમાં બોલે છે કે આહાર છે તે પણ મનુષ્ય પ્રાણીનો ત્રણ પ્રકારનો છે. શામાટે જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. जो जीवकर्ता भोक्ता । तो गुणास्तव स्वभावता । पावोनियां त्रिविधता । चेष्टेत्रिधा ॥ ह्मणोनि त्रिविधु आहारू । यज्ञुहीत्रिप्रकारू । तप दान हन व्यापारू त्रिविधचि ते ॥ જે જીવ કરતા ભોક્તા તે સ્વભાવસિધ્ધ ગુણાધીન હોય તેથી તેના આધીન ચેષ્ટા કરવા માંડે માટે તેમનો આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે. યજ્ઞ, દાન, તપ, તેમજ બીજા સર્વ તેના વ્યવહાર પણ ત્રિવિધ જ હોય છે.

પ્રથમ આહાર તેવો ઓડકાર હોવાથી જેવો આહાર તેવી બુદ્ધિ થાય છે. જેવો જેનો સ્વભાવ તેનો તેવો આહાર. સાત્વિકીને સાત્વિક આહાર પ્રિયઃ તેમજ રજોગુણી તમોગુણીને તેઓના સ્વભાવ પ્રમાણે પ્રિય તેવાજ તેના આચાર વિચાર હોય છે. માટેજ આપણા સનાતન ધર્મમાં આહાર માટે ઘણી ચોકસી છે. અને આજ્ઞા પણ છે કે, ચિત્તની શુદ્ધિ જાળવી રાખવી હોય તો આહાર ઉપર ખાસ ધ્યાન રાખો જેના તેના હાથનું ખાવું નહિ. વળી જે તે ખાવું નહિ, જેવું તેવું ઉપાર્જન કરેલું પણ ખાવું નહિ ન્યાયથી દ્રવ્ય શુદ્ધિથી ઉત્પન્ન થયેલો આહાર જોઇએ. વળી અન્ન પણ શુદ્ધ જોઇએ વળી અન્ન પકાવવાવાળી બાઈ પણ પવિત્ર જોઇએ. તે બાઇ ભાઈ ઈશ્વર ભજનની જોઇએ. તેનાં સ્તોત્રો વા નામસ્મરણ કરતાં અન્ન પકાવવું જોઇએ. તે બોલતો જાય ને રાંધતો જાય તો તેની વાણીના પરમાણુઓ બહારના પ્રાણવાયુમાં જાય. તે વાયુ તે અન્નમાં પ્રવેશીને અન્ન પવિત્ર કરે તેથી તેના

ખાનારનું ચિત્ત શુદ્ધ થાય. એમ ભક્ષ્યાભક્ષ્ય ઉપર બહુ જ સૂક્ષ્મ નિરીક્ષણ કરવા જેવું છે. ઉપનિષદ્‌માં કહ્યું છે કે अन्नमयं हि सौम्य मनः અન્નના જ પરમાણુઓવડે મન થાય છે. જ્યારે मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः મન મનુષ્યોનો બંધ મોક્ષનું કારણ છે. માટે મનને પવિત્ર રાખવા ઉપર વિશેષ ધ્યાન રાખવાનું. તે મન બુદ્ધિને ઘડનાર છે. જ્યારે સાત્વિકી બુદ્ધિ તેજ તાત્વિક બુદ્ધિ છે. જેમ કે तुम्याही बुद्धि फील कामधेनु જ્યારે આપણે કર્તવ્યાકર્તવ્યામાં મુંઝાઇએ છીએ ત્યારે સત્વ ગુણી બુદ્ધિ કામધેનુના જેવું કામ કરે છે. વેદાંત શાસ્ત્રો સર્વ સાત્વિક બુદ્ધિને ગમ્ય છે. જ્યાં ભગવાન્ શંકરાચાર્ય કહે છે. चित्ते सत्वोत्पत्तिस्तदा बोधादयो भवंति ચિત્તમાં જયારે સત્વગુણ ઉત્પન્ન થાય ત્યારે જ બોધનો ઉદય થાય છે. વેદાંતના શમ દમાદિક ષટ્ સંપત્તિ ચિત્તને સત્વગુણી બનાવવાને માટે છે. જ્યાં અંતઃકરણ શુદ્ધ સ્ફટીક જેવું સ્વચ્છ ત્યાંજ આત્મદર્શનની યોગ્યતા થાય છે. આમ સાધારણ ગણો તો આહાર તેની શુદ્ધિ હોય તો છેક પરબ્રહ્મ સુધીનું તેજ સાધન છે. તે દૃષ્ટાદૃષ્ટ ઉપર ઉપકારક છે. ચિત્તની શુદ્ધિ કરીને અદૃષ્ટ સુધારે છે. અને મનની પ્રસન્નતા વડે દૃષ્ટ ફળ બતાવે છે. જો આહાર શુદ્ધિ હોય તોજ યજ્ઞ દાન તપરૂપી કર્મો થઇ શકે છે. માટે ભગવાન્ કહે છે કે, યજ્ઞ દાન તપ રૂપી કર્મો પણ ત્રિવિધ છે. તેના પણ પ્રકાર મારી પાસેથી સાંભળ. જેમાં સાત્વિક છે તે ઉપાદેય છે અને રાજસી તામસી હેય છે. જે શુધ્ધ સાત્વિક થયો તેનેજ राजपुत्रवत् तत्त्वोपदेशः થાય માટેજ શુદ્ધ એવા પરીક્ષિત રાજાનો સાત દિવસમાં મોક્ષ થયો. ખટ્વાંગનો બે ઘડીમાં થયો. જ્યારે રજોગુણ પ્રધાન હોવાથી ઇન્દ્રને ૧૦૮ વર્ષે તપવડે પ્રજાપતિનો ઉપદેશ ગ્રહણ કર્યો. માટે રજઃ તમઃ જ્યાં શુદ્ધિ ચિત્તમાં બેઠા છે, ત્યાં સુધી કલ્યાણ ગ્રામનો રસ્તો મળતો નથી. થોડો રજોગુણ પણ ચિત્તમાં મહા અનર્થ કરાવે છે. રાજાએ હાથીને મારવો નહિ તે આજ્ઞા તોડીને દશરથ રાજા મૃગયા કરવા ગયા હતા. ત્યાં હાથીને પાણી પીતો જાણી બાણ માર્યું તે શ્રવણ ઋષિને લાગ્યું, જેથી પ્રભુ રામચંદ્રના પિતા થવાની યોગ્યતા છતાં સહજ રજોગુણ સ્વીકારતાં પોતાનો અનર્થ કરી લીધો અને રામચંદ્રના વિરહમાં દેહ છોડયો. જેનું મૂળ તપાસીએ તો મૃગયા કરવા જતાં રાજાએ કાંઇકપણ રાજસી કરેલો આહાર હોવો જોઇએ જેનું સૂક્ષ્મ પરિણામ બુદ્ધિમાં આવી પાપકર્મ ઘડાયું. એમ આહાર મુખ્ય હોવાથી પ્રથમ ભગવાન્ તેનું જ વર્ણન કરે છે. જેમાં તે આહાર કેવો તેના બારામાં ઉપરોક્ત બીજા શ્લોક વર્ણન કરે છે. रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः રસવાળા જેમકે દુધપાક, શીરો ઇત્યાદિ જલેબી મધ શર્કરા યુક્ત. જ્યાં તુકારામ મહારાજનો અભંગ છે. आयुष्यासी वरें सत्व आवतरे ॥ बळ आणी वारे वैराग्य ये ॥ सुख प्रीतिलागी भुके देतुं चांगी ॥ स्थिर स्निग्ध अमी रसें युक्त ॥ आहारा ही प्रिय सात्विकास होय ॥ गोरस की प्रिय सर्करादी ॥ गोधुम तांदुले सत्वो मृगल । तुकी शाखा फळतुचो पेसें ॥

જે આહાર આયુષ્યની વૃદ્ધિ કરે, વૈરાગ્ય બળ ઉત્પન્ન કરે, સુખ પ્રીતિ આપે, ભુખ લગાડે તેજ ગોરસ રસયુક્ત ચોખા મગની દાળ મધ ફળાદિક સાત્વિક પુરૂષોને પ્રિય છે. આ ગોરસ માટે કવિ કાળિદાસ કહે છે કે, बिना गोरसको

रसमोजनेषु ભોજનમાં ગાયનો રસ જો ન હોય, તો રસ જ રહેતો નથી. એક દરિદ્ર બ્રાહ્મણ પોતાની પત્નીને કહે છે કે, घृतं न श्रूयते कर्णे दधि स्वप्नेऽपि दुर्लभम् मुग्धे दुग्धस्य का वार्तातक्रं शक्रस्य दुर्लभम् ઘી તો કાને સાંભળવામાં પણ આવતું નથી. દહીં છે તે સ્વપ્ને પણ જોવા મળતું નથી, ત્યાં દુધની તો વાર્તા જ ક્યાં? જ્યાં છાસજ અતિદુર્લભ છે. એમ ભાગ્યશાળીને જ રસ્યા સ્નિગ્ધા વિગેરે પદાર્થો ભોજનમાં મળે છે. એ સ્નિગ્ધ પદાર્થો સાથે સ્થિર હોવા જોઈએ. જેનું અન્ન લોહી થઈને શરીરમાં રહે તેજ અત્રે ભગવાન્ સ્થિરાઃ એમ બોલ્યા છે. વળી જેના દર્શન માત્રથી ચિત્ત પ્રસન્ન થાય મોહમય હોય તે હૃદ્ય કહેવાય છે. અત્રે શંકાને સ્થાન છે કે, ઉપરોક્ત પદાર્થ શ્રીમંત પ્રાપ્ત કરી શકે ત્યારે જેને ઉપરોક્ત ભોજનની શક્તિ નહિ તે શું સાત્વિક થઈ શકે નહિ કે? જ્યાં પરમાત્માએ ચોથું ચરણ મુકીને બોલ્યા છે કે, જેનાથી આયુષ્ય બળ આરોગ્ય બુદ્ધિ વધે તેવો જે પદાર્થ જેમ કે રોટલી બાજરાનો રોટલો મગની દાળ ભાત ઈત્યાદિક પણ સાત્વિક ગણાય છે. જેનાથી પ્રીતિ ઉત્પન્ન થાય તે પણ સાત્વિક છે. પંચપકવાન્નો પણ ઉપરોક્ત પરિણામ ન આવે તો તે રાજસ તામસ છે. પરિણામ જેનું ઉત્તમ તેજ આહાર ઉત્તમ છે. શ્રીમંતો રસ્યા સ્નિગ્ધા વિગેરે આહાર કરે છે, તે માત્ર પોતાની ઈન્દ્રિયોની તૃપ્તિ માટે કરે છે. તેથી વિશેષતઃ જોતાં ગરીબો કરતાં તેઓજ આયુષ્યમાં બળમાં આરોગ્યમાં ઉતરતા હોય છે. માટે પરિણામ ધ્યાનમાં રાખીને આહારનું સેવન કરવું. પ્રભુપ્રસાદી કરીને તે જમવું. વર્તમાન કાળમાં આહારશુદ્ધિ નથી. જેથી આયુષ્ય અડધું, બુદ્ધિ ઓછી, બળ ઓછું, પૂર્વે बलेषु हस्ति बलानि ગણાતું જ્યારે હમણાં માણસો કોળા કુતરાંથી ડરે છે. જેમને સુખ તો છે જ નહિ. માત્ર રાત્રિ દિવસ પેટ ભરવાની જ ચિંતામાં પરાધીન દશામાં પડ્યા છીએ. બુદ્ધિમાં ક્ષુદ્રતા આવવાથી બાયડી છોકરાંમાં જ જેની દુનિયા સમાઇ જાય છે. માટે આહાર શુદ્ધિ સાથે વૃત્તિની શુધ્ધિ પણ જરૂર છે. વૈશ્વદેવ કરી પંચયજ્ઞ કરી अहं वैश्वानरो શ્લોક બોલી જે જમે છે, તેની વૃત્તિ પણ સાત્વિક થાય છે. પીસેલા પદાર્થોની પણ નિંદા ન કરતાં મન પ્રસન્ન રાખી સ્તુતિ કરતાં કરતાં જે જમે તેનું સર્વ કાંઈ સારૂં થાય છે. વળી અન્ન પણ કેવળ આત્મકારણ હોવું ન જોઇએ. જ્યાં ગીતામાં આવ્યું છે. भुंजते ते त्वघं पापा ये पचंति आत्मकारणात् જે પોતાને માટે રાંધે તે પાપોજ રાંધે છે. માટે કલ્યાણની ઈચ્છાવાળાએ સાત્વિક અન્નનું ગ્રહણ કરવું.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥
यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

અન્વય—कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः અતિ કડવો લીમડો વિગેરે અત્યંત ખાટી આમલી વિગેરે અતિ ખારો બહુ ગરમ અતિ તીખો અતિ સુકા ચણાનો મસુર

હીંગ કોદર વિગેરે અત્યંત દાહવાળા દુઃખશોકામયપ્રદાઃ રાજસસ્ય ઇષ્ટાઃ દુઃખ શોકને ઉત્પન્ન કરનાર પદાર્થો રાજસ મનુષ્યને પ્રિય છે.

યાતયામમ્ કર્યા પછી પ્રહર વીતી ગયું છે એવું ગતરસં રસવિનાનું પૂતિ દુર્ગંધવાળું. પર્યુષિતમ્ રાત્રિમાં રાંધેલું ઉચ્છિષ્ટમ્ એઠું ચ તથા અમેધ્યમ્ અપવિત્ર એવું યત્ ભોજનમ્ જે ભોજન છે તે અપિ તામસપ્રિયમ્ તામસ માણસોને પ્રિય છે.

ગત શ્લોકનું સાત્વિક તે ઉપાદેય અને આજના શ્લોકના રાજસ તામસ હોય છે, છતાં તેને ત્યાગ કરવાના બારામાં વર્ણન કરે છે માટે છેવટનાં ચરણમાં કહે છે, કે તે દુઃખ શોક અને રોગને ઉત્પન્ન કરે છે. વળી જે અનાજ જઠરાગ્નિમાં જઇને પણ કાચું ને કાચું જ નીકળે છે. વળી જેનાથી આમ થાય તે પણ આમય કહેવાય છે. આમાંથી યાને બાજુ રાખીએ ને મયને લઇએ ને તેના શબ્દો ફેરવી નાંખીએ તો યમ થાય છે. ત્યારે તેનું સ્વરૂપ જણાય છે, કે યમ રાજા જેવું છે. અર્થાત્ દુઃખ રૂપ છે. તે આહાર દુઃખપ્રદાઃ શોકપ્રદાઃ અને આમયપ્રદાઃ છતાં રાજસી પુરૂષોને તે પ્રિય હોય છે. તે કેવો ત્યાં વર્ણન કરે છે કે, કડવો, ખારો, ખાટો, તીખો ગરમ કારણ છાતીમાં દાહ ઉત્પન્ન કરવાવાળો. વળી તેમાં પણ અતિરેક તેમને ઇષ્ટ છે. સાધારણ રીતે ખાટું તીખું ખારૂં સર્વને પ્રિય છે, તે ગુણ કર્તા પણ છે, ને તે ઇષ્ટ તેમજ શ્રેષ્ઠ છે. પણ અતિરેક પરિણામે ખરાબ છે. કેટલાકને કારેલાં બહુજ ભાવે છે. પહેલાં નીકળે ત્યારે ગમે તેટલા મોઘાં મળે તો પણ ૦॥ શેર લઇને તે ખાય છે. કેટલાક તેમજ આમલી ખાય છે. કેટલાંક મરચાં અતિ ખાય. કેટલાકો સોપારી કઠણ તે આખી ને આખી દાંતેથી ચાવવાજ માંડે જેથી તે, તે, પદાર્થના પરિણામમાં કડવાથી પિત્ત ઉષ્ણથી ગરમી ખટાસથી કફ વાત ઇત્યાદિ વધી જાય છે. કેટલાકને ભજીયાં જોઇએ પરંતુ ખારા ચુક્ત જોઇએ. તેલ ખારૂં વિશેષ એવી ગરમ, ગરમ, રસોઇ જોઇએ. જે પરિણામે છાતીને આંતરડાને નુકસાન કરે છે. દક્ષણીમાં પંચામૃત કહેવાય છે. તેમાં રાઇ મરચાં હીંગ ભોઇશીંગ તેલ કોપરૂં વિગેરે તેનું બને છે. ભીષ્કાત્ત્થી છીભડી કટાળે ત્યારે રસ છોડવાને તે ખવાય છે. રૂક્ષ કહેતાં સુકેલી જ્વાર ભીંડા વિગેરેની સુકવણી, દાહ કરવાવાળા જેવા કે સુંઠ મરી રાઇ ઇત્યાદિ કે જેનામાં ઉષ્ણતાનો અતિ ગુણ છે. તેનું રાઇતું રાજસ માણસોને પ્રિય છે જે બારામાં શાક પ્રિય પાર્થિવ રાજાની વાર્તા છે. અકબર રાજાને રીંગણાનું શાક અતિ ભાવતું હતું. ચાર દોસ્તો બેસે ત્યારે પ્રશંસા શાકની જ કરે જ્યારે બીરબલ પણ કહે કે જનાબ રીંગણા તો રીંગણાજ હય. માટે તેના મસ્તક ઉપર તાજ છે. છેવટ અતિ રીંગણાંથી રાજાને પીત વધ્યું ત્યારે રાજવૈદે હારામ રીંગણાં કર્યાં. જ્યારે ઓરડર કર્યો શહેરમાં કોઇએ તેને ખાવાં નહિ. પછી એક દિવસે બીરબલને ન પૂછ્યું રીંગણા કેવાં તો કહે મહારાજ ખરાબ હોવાથી જ બ્રહ્માએ તેના ઉપર કાંટા રાખ્યા છે. બાદશાહ કહે તેજ મારી પાસે પ્રશંસા કરી હતી. બીરબલ કહે આપને જે પ્રિય તેની પ્રશંસા કરવી એજ મારો ધર્મ. જેમાં તમારી અરૂચી તેમાં મને પણ શી પ્રીતિ? જ્યાં જાણવાનું કે अति सर्वत्र वर्जयेत માટે જ કહ્યું છે કે, मित

मुक्‌ हितभुक्‌ अशाकभुक्‌ થોડું પૌષ્ટિક અને શાક થોડું ખાવું એમ રાજસ પ્રકૃતિના આહારનું વર્ણન કરી હવે તામસનું વર્ણન કરે છે.

જેના વર્ણનમાં આહાર એમ પણ ભગવાન્‌ કહેતા નથી. ત્યાં ભોજન શબ્દ વાપરે છે જેથી તેમનું અતિ હલકાપણું બતાવે છે. જેમકે यातयामम्‌ અર્થાત્‌ સંધ્યા પછી એક પ્રહર વીતી જાય. અર્થાત્‌ અડધું બગડેલું જેનો શાસ્ત્રમાં નિષેધ છે, છતાં તામસોને તે પ્રિય છે. વળી ગતરસ જેમાંથી રસ નીકળી ગયો છે, એવુ पर्युषितं કહેતાં આખી રાત્રિ સંધ્યા પછી વ્યતીત થયેલું વાસી બાજરાના રોટલા રાત્રિમાં રાંધીને બીજે દહાડે ખાવું તે પર્યુષિતં છે. કેટલાક રાત્રિના ભાત રાખી બીજે દિવસે વઘારીને ખાય છે. તેનો પણ નિષેધ છે. તેવું તામસ અન્ન ખાવાથી બુદ્ધિ બગડે છે. ઢોકળાં જલેબી જેમાં આથો આવે છે તે પણ પર્યુષિતં કહેવાય છે. તે સડેલ અન્નને તામસી માણસો હોસે હોસે ખાય છે વળી ઉચ્છિષ્ટ કહેતાં એઠુ ખાય છે. છેવટે આવ્યું અમેધ્ય જે ગૌઠ શબ્દ છે. જે પદાર્થો ખાવાથી બુધ્ધિ રહે જ નહિ. સાત્વિકથી જ્યારે બુધ્ધિ મેધા થાય છે. ત્યારે મેધા થયેલી બુધ્ધિ જે અન્નનાં આહારથી નીકળી જાય. જેવા કે કાંદા લસણ ઇત્યાદિક બુધ્ધિને મૌન કરે છે. વળી તેમાં દુર્ગંધ પણ છે છતાં વૈદકમાં ઘણા રોગને તે ઉપયોગી છે. કોલેરા સસણી ઘાસણી વિગેરે ઉપર કામ કરે છે. છતાં બુધ્ધિને તો બગાડે છે જ. વળી અડદ પણ બુધ્ધિને બગાડનાર છે. જાડ્ય ઉત્પન્ન કરે છે. નૈષધ કાવ્યના કર્તા શ્રીહર્ષ બુધ્ધિ બળમાં અતિ તેજસ્વી હતા. તે વખતના સર્વ કવિ તેમની પાસે ઝાખા પડી જતા હતા. જેથી તેમની ઇર્ષા કરતા હતા. જેથી તેમણે યુક્તિ કરી તેમને પોતાને ત્યાં જમવા બોલાવી અડદના વડાં ખવરાવ્યા. તેથી શ્રીહર્ષના નૈષધ કાવ્યમાં ફરક પડ્યો. જો વડાં ખાધા પૂર્વે કાવ્ય લખ્યું હત તો એનાથી અતિ સુંદર લખાત. વસ્તુત: તે સુંદર જ છે, છતા વિશેષ થાત. જ્યાં ઇતરની બુધ્ધિમત્તા ચક્કર ખાઈ જાય છે. માટે તામસ આહારના નિષેધના બારામાં ભગવાનનું કથન છે. હવે યજ્ઞોનું વર્ણન કરે છે

अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥ ११ ॥

અન્વય—

अफलाकांक्षिभिः ફળોની આકાંક્ષા રહિત यष्टव्यं इति યજ્ઞ કરવો જ જોઇએ मनः समाधाय મનનું સમાધાન કરવા માટે विधिदृष्ट, વિધિથી યુક્ત यः જે इज्यते યજન કરે છે. सः सात्विक તે સાત્વિક છે.

સાતમા શ્લોકમાં પરમાત્માએ પ્રતિજ્ઞા કરી હતી કે હવે આહાર, યજ્ઞ, તપ, અને દાનના બારામાં ત્રિવિધ પ્રકાર કહીશ. તે પ્રતિજ્ઞા ત્રિવિધ આહારનું વર્ણન કર્યું હવે આજના શ્લોકમાં સાત્વિક યજ્ઞનુ વર્ણન કરે છે. ચોથા અધ્યાયમાં द्रव्ययज्ञास्तपोयज्ञा ज्ञानयज्ञास्तथाऽपरे એમ ઘણા યજ્ઞનું વર્ણન આવી ગયું વસ્તુતઃ જોતાં શાસ્ત્રીય યજ્ઞમાં ત્રિવિધ ભેદ હોતો નથી, શાસ્ત્રમાં જે યજ્ઞ કરવાની

આજ્ઞા આપવામાં આવી છે, તે કેવળ સાત્વિક યજ્ઞ કરવાના બારામાં છે. ત્યારે કરતા જેવો પોતે હોય તેનો જે અભિપ્રાય હોય તેવા યજ્ઞના પ્રકાર થાય છે. એમ કર્તાને અવલંબીને કર્મ રહેલું હોવાથી જેવું કર્તાનું અંતઃકરણ તેવા જ ત્રિવિધ ભેદ યજ્ઞના થાય છે.

આજના શ્લોકમાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો પરમાત્માએ યજ્ઞને સાત્વિક કહ્યો નથી. કર્તાનો અભિપ્રાય જ સાત્વિક બનાવ્યો છે. યજ્ઞ શબ્દની વ્યુત્પત્તિ એમ થાય છે કે, इज्यते अनेन स यज्ञ યુજવામાં આવે છે. જેનાવડે તે યજ્ઞ છે. તે યજ્ઞોને શાસ્ત્રકારોએ પરલોકના માર્ગદર્શક બતાવ્યા છે. બહાર ગામથી મુંબઈ આવેલા લોકોને જેમ પીળી પાઘડીવાળા સીપાઈઓ રસ્તાના નાકા ઉપર ઉભા હોય છે. તેઓ માર્ગ બતાવે છે. તેમજ 'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ' હોવાવાળા આપણે ત્યાર પછીની ગતિથી પૂર્ણ અજ્ઞાન હોવાથી ઉપરોક્ત યજ્ઞમાંના કોઈ એક યજ્ઞને પણ સાત્વિક શ્રધ્ધા ભાવથી સેવ્યો હોય તો તે માર્ગદર્શક થાય છે. જેથી યદ્ભવા તદ્ભવા ભવિષ્યતિ થાય નહિ અને પરલોકમાં પણ ઠેકાણે રીતસર પડે તેમ ન કરનારનું અવશ્ય જ યદ્ભવા તદ્ભવા ભવિષ્યતિ થાય. અર્થાત્ શું થાય તેજ સમજાય નહિ. જેવાં કર્મો તેવી ગતિ થાય. આ યજ્ઞનો બીજો શબ્દ અર્થ अध्वानमसति इति તે ઉપોજ રહે તે અર્થ જે કેઈ રાજ્યમાન રાજેશ્રી રહીને અત્રેથી પરલોક ગમન કરે ત્યા આ દૂતો પ્રીન્સેસસ્ટ્રીટ જેવો સીધો માર્ગ હોય ત્યાંથી તેમને લઈ જાય.

આ યજ્ઞના બારામા પૂર્વ મીમાંસા શાસ્ત્ર કે જે જૈમિની ઋષિ પ્રણીત છે. જેમાં આપણે કરવાના પંચમહા યજ્ઞથી આરંભીને અશ્વમેધ યજ્ઞ સુધીના યજ્ઞો છે. જેમાં નિત્ય યજ્ઞ, કામ્ય યજ્ઞ અને નિષેધ યજ્ઞ, એમ ત્રણ પ્રકારે યજ્ઞોનાં સ્વરૂપ છે. જેમાં નિષેધનો તો નિષેધજ કરવાનો બાકી રહ્યા નિત્ય અને કામ્ય જેમાં ઈશ્વરની આજ્ઞા છે કે ફળેચ્છા માટે કામ્ય અને પાપક્ષય માટે નિત્ય યજ્ઞ કરવા સધ્યા પૂજા પાઠ સ્વાધ્યાય અગ્નિહોત્ર અતિથિ સત્કાર દાન ઈત્યાદિ નિત્ય યજ્ઞના ખાતામાં છે. તે ન કરે તો અપરાધી ઠરે. જેમ રાજાના કાયદાને પ્રજા ન પાળે તો રાજદ્રોહી ઠરે ને દંડાદિકને પાત્ર થાય છે તેમ વર્ણાશ્રમ યુક્ત નિત્ય યજ્ઞો ન કરે તો ઇશ્વરી દંડને પાત્ર થાય છે. હવે જે કામ્ય કર્મો છે તેનાજ ત્રણ ભેદ પડે છે. જેમાં આજના શ્લોકમાં સાત્વિક યજ્ઞનુ વર્ણન છે. ફળની ઈચ્છા રહિત પુરૂષોએ અવશ્ય યજન કરવા યોગ્ય છે એમ મનનુ સમાધાન કરીને શાસ્ત્રોનાં પ્રમાણ વચમાં રાખીને યજ્ઞ કરે છે તેજ સાત્વિક યજ્ઞ છે. જે બારામાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तरी एकु प्रियोत्तमु। वांचोनि वाढों नेदी कामु ॥ जैसा कां मनोधर्मु ॥ पतिव्रतेचा ॥ १ ॥ नाना सिंधूतें ठाकोनि गगा ॥ पुढारा न करीचि रिगा का आत्मा देखोनी उगा ॥ वेदु ठेला ॥ २ ॥ तैसें जे आपुलां स्वहितीं । वेंचूनियां चित्तवृत्ति ॥ नुरविती चि अहकृती ॥ फळा लागीं ॥ ३ ॥ જેમ પતિવ્રતા સ્ત્રીનો મનોધર્મ પતિવિના બીજા વિષયનો ઠામ કરવા દેતો નથી અને જેમ ગંગા નદી સમુદ્રને મલ્યા પછી આગળ વધતો નથી તથા આત્મદર્શન થતાં જ વેદ સ્તબ્ધ થાય છે તેજ પ્રમાણે પોતાના

હીત માટે ચિત્તની વૃત્તિઓને અર્પણ કરી ફળની આશાથી અહંકારને સેવવા નથી. એવા તે શુદ્ધઃ યજ્ઞ કરવા વાળાહોય છે.

આજના શ્લોકમાં મનનીય શબ્દ જે પરમાત્માએ વાપર્યો છે કે, मन समाधाय અર્થાત્ મનજ પરમાત્મામાં રાખીને પછી પ્રભુપ્રીતિ અર્થે યજ્ઞ કરે છે. કારણ વિના પ્રયોજન ' मंदोपि न प्रवर्तते' હોવાથી બુદ્ધિમાનની પ્રવૃત્તિ થતી નથી. માત્ર ફળ પ્રભુને અર્પણ કરી કરે છે જ્યાં તુકારામ મહારાજનો અભંગ છે नाहीं फळकांक्षा वृत्ति निरपेक्षा ॥ तुळसीच्या वृक्षापरी सेवी ॥ विधि डोळ्यानें यजनीं हवनें ॥ वापा लेकीं माने अलिप्तत्वें ॥ यजावें तें अशा पका जगदीशा ॥ गुरुत्वें हुताशा प्रतिपाळी ॥ सात्विकोया यज्ञ हाची भावसुज्ञ ॥ सांगीतला प्राज्ञ म्हणे तुका ॥ ફળની ઈચ્છા રાખીને જેમ ભાવથી તુલસીની પૂજા કરાય છે. તુલસી કોઈ પણ ફળ આપતી નથી તો પણ તેને સેવીએ છીએ તેમજ વેદાજ્ઞા પ્રમાણે યજ્ઞ કરે જેમ પિતા પુત્રોને નિષ્કામ રીતે પાળે છે. એમ પરમાત્માની દૃષ્ટિ રાખીને યજ્ઞ કુણ્ડની અગ્નિમાં હોમ કરવો અને તેનું પાલન પણ મોટા આનંદથી કરે તેજ સાત્વિક યજ્ઞ છે. એમ તુકારામ મહારાજ કહે છે. આમ ફળેચ્છા ત્યાગ કરીને યજ્ઞ કરે તેનો વિધિચૂકે તો પણ પરમાત્મા તે ક્ષમા કરે છે. જે ફળેચ્છાથી યજ્ઞ કરે ને વિધિ ચૂકે ત્યા દંડ પણ મોટો. જેમ સત્યનારાયણ કથામાં સાધુ વાણીયાની વાત છે. તેમ તે દંડને પ્રાપ્ત થય છે. ત્યાં તેની પુત્રી માત્ર પ્રસદ લેવાને ભુલી ગઈ તો તેનો પતિ સમુદ્રમાં ડુબી ગયો. જ્યારે ફરીને પ્રસાદ લાવી ખાધો ત્યારે જ તેનો પતિ ઉઠયો. એમ સકામીઓ માટે દંડ પણ મોટો. નિષ્કામીઓને ઉપકરણ સામગ્રીનું પણ વિશેષ પ્રયોજન નથી. તેઓનું સાધન તે તેઓનું શરીર કે જે નવ દ્વારવાળુ છે. તેટલું જ પુરતું છે. તેઓ નિષ્કામ કર્મ કરી અંતઃકરણની શુદ્ધિ કરે છે. તેમના ઉપર ફરજ હોતી નથી: तस्य कार्यं न विद्यते માત્ર લોકસંગ્રહ માટે પણ તેમનાં કેટલાંક કર્મો હોય છે. આત્મજ્ઞામાટે પ્રાપ્ત થયા પછી તેને પૂર્વ મીમાંસાના કોઈ પણ કર્મ કરવાં હોવાં નથી છતાં તેજે યજ્ઞ કરે છે. ત્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, તેના જે યજ્ઞ મડપનુ સ્વરૂપ જાણે મૂર્તિમંત વેદજ હોય તેવું દેખાય છે કારણ તે ફળાદિ વિનાનું હોવાથી તેમાં દિવ્યતા પ્રગટ થાય છે. હવે રાજસ તામસ યજ્ઞનું વર્ણન છે.

अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ ! तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥
विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

અન્વય— भरतश्रेष्ठ હે ભરત શ્રેષ્ઠ ! फलं तु अभिसंधाय ફળની અભિલાષા રાખીને च एव તેમજ दम्भार्थं દંભને મ ટે अपि इज्यते પણ જે યજ્ઞ કરવામાં આવે છે तम् यज्ञम् તે યજ્ઞને राजसम् विद्धि રાજસ જાણ विधिहीनम् વિધિથી રહિત

असृष्टान्नम् અન્ન દાન રહિત मंत्रहीनम् મંત્ર રહિત अदक्षिणम् દક્ષિણા રહિત श्रद्धा विरहितम् શ્રદ્ધા વિનાના यज्ञम् યજ્ઞને तामसं परिचक्षते તામસ કહેવામાં આવે છે.

ગત શ્લોકમાં સાત્વિક યજ્ઞની ભાવના બતાવી ને આ બે શ્લોકોમાં રાજસ તામસ યજ્ઞ કર્તાની ભાવના પરમાત્મા બતાવે છે. સાત્વિક યજ્ઞમાં તેમજ રાજસ યજ્ઞમાં સાધન સામગ્રી સમાન હોય છે. તેમાં કિંચિત્ પણ ભેદ હોતો નથી. ભેદ માત્ર કર્તાના અભિપ્રાયમાં હોય છે. જ્યારે સાત્વિક કરતા કર્તવ્ય બુદ્ધિથી કરે છે. તેમાં ફળેચ્છાનો ત્યાગ છે. જ્યારે રાજસી કરતા ફળની જ અભિલાષા માટે કર્મ કરે છે. માટે ફળમાં અનુસધાન વૃત્તિ હોવાથી फले सक्तं निबध्यते ફળમાં આસક્તિવાળો તે બંધાય છે અનુસંધાનનો અર્થ મહાભારતના ઇતિહાસમાં દ્રોણ ગુરૂની પ્રીતિ અર્જુન ઉપર વિશેષ હોવાથી કૌરવો ઈર્ષા કરતા હતા તેમને અર્જુનનું શ્રેષ્ઠત્વ બતાવવાને માટે દ્રોણ ગુરૂએ એક દિવસ નક્કી કર્યો અને સર્વ રાજકુમારોને નિશાન તાકવામાં કોણ હુશીઆર છે તેની પરીક્ષા કરવાનું નક્કી કર્યું તે માટે મેદાનમાં લઈ ગયા. ત્યાં એક વૃક્ષ ઉપર દ્રોણ ગુરૂએ કાગળનો પોપટ કરી લટકાવી રાખ્યો હતો ને તે પોપટની ડાબી આખ ફોડવી હતી. માટે સર્વ રાજકુમારના હાથમાં પૃથક્ પૃથક્ બાણ આપી કહ્યું. "આ પોપટની આંખ ફોડવી છે. માટે કહો તમને શું શું દેખાય છે?" ત્યારે પહેલાં દુર્યોધનને ઉભો રાખ્યો તે કહે ઝાડ સહિત પક્ષી દેખાય છે. ગુરૂએ તેને ઉભો રાખ્યો. દુઃશાસનને બોલાવ્યો તે કહે ડાળી ને પક્ષી દેખાય છે. તેને પણ ઉભો રાખ્યો. કર્ણને બોલાવ્યો તે કહે એકલો પક્ષી દેખાય છે છેવટે અર્જુન કહે એકલી આંખ તેની દેખાય છે ગુરૂ કહે વિંધ તેને. અર્જુને નિશાન તાકી તે આંખને જ વિંધી. એમ એકાગ્ર થાય ત્યારે જ અસંનુધાન થાય છે તેમજ રાજસી પુરૂષોની એકાગ્રતા ફળના અનુસંધાનમાં હોય છે. તેમની વિધિમાં સાધન સામગ્રીમાં અંતર હોતો નથી. તેઓ स्वर्गकामम् इज्यते पुत्रकामान् इज्यते સ્વર્ગકામના માટે પુત્ર કામના માટે યજ્ઞ કરે છે. કીર્તિ માટે વિગેરે કામેચ્છાઓ હોય છે. જેથી વિધિ રીતસર થાય છે કે નહિ. ત્યા પણ વિશેષ ધ્યાન હોતું નથી. ત્યારે કર્તવ્ય કર્મ તો કયાંથીજ જાણે. માત્ર અમુક ફળ મળશે એટલીજ અભિલાષા હોય છે, તે એક પ્રકારનો રાજસ યજ્ઞ છે. બીજો પ્રકાર ભગવાન્ કહે છે કે दंभार्थं अपि च यत् દંભને માટે પણ યજન કરે છે. લોકોમાં આદર વધે અથવા તો ધનિકપણું બતાવવાને અથવા તો ધાર્મિકપણું બતાવવાને શ્રદ્ધા વિના કરે છે. ખોટો આડમ્બર હોય યુધિષ્ઠિરે રાજ સૂય યજ્ઞ કર્યો હતો તે દુર્યોધનથી ખમાયું નહિ. તેથી તેણે પણ જ્યારે તેનુ રાજ્ય હતું ત્યારે ઈર્ષાથી યજ્ઞ કર્યો હતો. એમ રાજસી મનુષ્યમ એક કારણ ઈર્ષા પણ હોય છે. વર્તમાન કાળમાં દભાર્થ ધર્મના કાર્યો ઘણે ઠેકાણે થાય છે. કીર્તિદાન પણ ઘણાં થાય છે. માટે જોઈએ તેવાં તેમનાં અંત.કરણ શુદ્ધ થતાં નથી. ધર્મની સાચી ભાવના વિના અંતકરણ થતું નથી. અને અંતઃકરણ શુદ્ધ વિના कश्चाऽहम् का च मे शक्तिः તેની જાગૃતિ આવતી નથી ફળ માગે તે પરમાત્મા તેને આપી દીએ. તેના ઉપયોગથી વિશેષ વિશેષ અંતઃકરણ મલિન થતું જાય જેથી સરલતા નીકળી જઈ દંભ અહંકાર તેમાં પ્રવેશ કરે માટે પ્રભુ ઉપરના

શ્લોકમાં બોલે છે કે, દંભ અહંકાર સહિતની ધાર્મિક ક્રિયાઓ હોય તો પણ તે રાજસીજ જાણવી.

હવે તામસી તેનાથી પણ ઉતરતા છે. તેઓ તો શાસ્રાજ્ઞા પ્રમાણે વિધી પણ કરતા નથી. તેમજ યજ્ઞ કર્મો પણ શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે સાંગોપાંગ કર્તા નથી. શાસ્ત્રમાં વિધિવાક્યો છે, તે કારણાત્મક છે. શ્રાધ્ધમાં માત્ર ત્રણ બ્રાહ્મણથી વિશેષ બ્રાહ્મણ જમાડવા ના છે. કારણ વિશેષ જમાડવામાં આદર રહેતો નથી. વળી વિશેષ બ્રાહ્મણો પણ પવિત્ર ધર્માચરણવાળા મળવા કઠણ પડે છે તેમજ પિતૃભાવથી જમાડીએ છે, માટે અર્ધપાદ્ય પૂજન યુક્ત જોઇએ તેમાં વિશેષતા થાય તો શ્રધ્ધા નીકળી જાય છે, અને શ્રધ્ધા વિના અવિધિયુક્ત થાય છે. તામસી જનો વિધિનો દરકાર રાખતા નથી. સ્વેચ્છાએ યજ્ઞ કરે છે. વળી અનુષ્ઠાનં કહેતાં અન્ન વિનાનો યજ્ઞ કરે છે. શાસ્ત્રનાં શુભ કર્મોમાં મુખ્ય અન્નદાન છે ભોજન કરવાને જ સર્વ ધર્મ કર્મો કરવાની આજ્ઞા છે. તેઓ ભોજન જ કરાવતા નથી. વર્તમાનકાળમાં તો લગ્ન પણ ચાર જણા મળી ઉકેલી લીએ છે. તેમાં પણ ભોજનાદિક કરાવતા નથી. પૂર્વ કાળમાં લગ્ન એ મુખ્ય ધર્મ કાર્ય હોવાથી જ્ઞાતિ ભોજન હતું તે સમજીને હતું. તે વિધિ સૃષ્ટિ કર્તાના ઉદ્દેશ પ્રમાણે પ્રકૃતિ પુરૂષના યોગનો આનંદ હતો. જ્યારે હમણાં તેમાં પણ તામસ પ્રકાર ઉપસ્થિત થયો છે. વળી મંત્રહીનં યજ્ઞ પણ તામસ છે. જો સારા સુજ્ઞ તજ્ઞ બ્રાહ્મણો બોલાવાય તો દક્ષિણા વિશેષ આપવી પડે. વળી સન્માન પણ રીતસર આપવું પડે માટે નામ માત્ર બ્રાહ્મણોને બોલાવી થોડી ઘણી દક્ષિણા આપી યજ્ઞની સમાપ્તિ કરે. નામ માત્ર બ્રાહ્મણો શાસ્ત્રોને પોતેજ જાણે નહિ તો મંત્રો તો ક્યાંથી જ જાણે ક્યાંએ પોતાની પ્રતિષ્ઠા થતી હોય તો જે મલ્યું તેમાં સંતુષ્ટ રાખી જેવાં તેવા કર્મો કરાવે છે. જેને બીજી ભાષામાં બોલીએ તો અગડમ બગડમ વાટે જેમાં દેવતાઓના આવાહનના શ્લોકો પણ મંત્રયુક્ત હોય નહિ, તેથીજ દક્ષિણા થોડી હોય તો પણ તેમને તે હરામની જ મળે છે. સારા બ્રાહ્મણો દેવતાઓને મંત્રથી પ્રત્યક્ષ કરાવતા હોવાથી દક્ષીણા તેમને રીતસર આપવી જ જોઇએ. કારણ તેમનો નિર્વાહ દેવકાર્યમાં જ નક્કી કરેલો છે. માટે યજમાને સંતુષ્ટ થઈ બ્રાહ્મણને સંતુષ્ટ કરવા જ જોઇએ તોજ સાંગોપાંગ વિધી થાય. હમણાં ત્રૈવર્ણિકો બ્રાહ્મણોને અશ્રધ્ધાથી પુરી દક્ષિણા આપે નહિ, તેથી તેઓ પણ નિર્વાહ માટે ભટકતા થયા છે. અને તેમનું મન પણ વિશેષ લોલુપ્ત થયું છે. માટે ત્રૈવર્ણિકે બ્રાહ્મણોને સંતોષથી દ્રવ્યાદિક આપી ઉંચે ચડાવવા જોઇએ તો તેઓ પણ મંત્રો વિગેરે બોલી યજમાનને સુંદર ફળો આપે છે. તે મહાધર્મ ફળ છે. તેના ઉપર ધ્યાન ન આપવાવાળા તામસી માણસો સ્વકાર્ય કરાવી દક્ષિણા અલ્પ આપે છે. જ્યાં દૃષ્ટાંતઃ એમ શ્રીમંત પોતા ઉપર ઘોર પ્રસંગ ઉપસ્થિત થયો હતો તેની જરા નિવૃત થવા માટે શતચંડીનો પાઠ કરાવ્યો. બ્રાહ્મણે સારી દક્ષિણા મળશે જાણી વિધી પૂર્વક પાઠ કર્યો અને યજમાનને ફળ આપ્યું. જ્યારે તે શ્રીમંતે ગરજ ટળી તો વૈદ વેરી જેવુ કર્યુ તે જ્યારે દક્ષિણા લેવા આવે ત્યારે તે તેને મળેજ નહિ, પછી કોઈ એક સેવક સાથે બ્રાહ્મણને થોડીક દક્ષીણા મોકલી કહેવરાવ્યું કે અતિલોભી અથવા

રીતસર લાગ્યું તે આપ્યું છે, વિગેરે. જેથી તે બ્રાહ્મણ અસંતોષ પામી મનથી યજમાન ઉપર ઉષ્ણ નિઃસાસા અનેક નાંખ્યા જેથી પરિણામે યજમાનનું નુકસાન થયું એમ તામસી માણસો અવિધિથી અન્નાદિક રહિત દક્ષિણા રહિત અશ્રધ્ધાથી ધર્મ કાર્યો કરે છે આ તામસ યજ્ઞો તો વર્તમાન કાળમાં જ્યાં ત્યાં પ્રત્યક્ષ જ છે. તેને શબ્દપ્રમાણની અપેક્ષા નથી. કોઇ પણ કાર્ય કરવું હોય તો બ્રાહ્મણને પૂછવામાં આવે છે કે, "કેમ ભીજી મહારાજ કેટલો સમય છે. જલદી આટપીને હવે" ધર્મકર્મમાં ધ્યાન નહિ, બાપનું શ્રાધ્ધ કર્તો જાય ને વર્તમાન પત્ર વાંચતો જાય. બ્રાહ્મણ શું બોલે છે, શું કરાવે છે, ત્યાં લક્ષ નહિ, તે તો માત્ર યંત્રા રૂઢાંનિ માપવા પેઠે કરે જાય. વળી કેટલાકો તો ઘરમાં મા હોય તેની આજ્ઞા ઓળંઘાય નહિ તેથી પણ આવાં ધર્મકાર્યો કરે છે. જેમાં શ્રધ્ધા જરા પણ હોય નહિ. એવા તામસ યજ્ઞ તાજ્ય છે. રાજસ પણ અતિ ઉંચુ તો નહિજ છતાં અધમ તો નથીજ કારણ તેમાં વિધિ તો છેજ જે કર્વાચિત્ પણ ઉર્ધ્વ ગતિને લાવે છે. જ્યારે તામસ યજ્ઞમાં પુણ્ય તો પદરે પડે જ નહિ, પણ વિધિ હોમ હોવાથી ઉલટું પાપ લાગે, માટે તામસ યજ્ઞ તાજ્ય છે. હવે તપના બારામાં પ્રભુ બોલે છે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

અન્વયાર્થ—देवद्विज गुरु प्राज्ञ पूजनं દેવદ્વિજ અને ગુરૂનું પૂજન કરવું. शौचं શુધ્ધતા સેવવી आर्जवं નમ્રતા ब्रह्मचर्य બ્રહ્મચર્ય પાળવું च अहिंसा તથા અહિંસા પાળવી शारीर तप શરીરનું તપ उच्यते કહેવાય છે

આહાર અને દાનના બારામાં ત્રિવિધતા કથન કરી જેમના સર્વના ત્રણ, ત્રણ શ્લોકો આવ્યા. જ્યારે આ તપનું વર્ણન કરતાં ભગવાન્ છ શ્લોકોમાં વર્ણવે છે. ત્યજાં આપણને તપનું દર્શન કરાવે છે.

તપ અતિ પવિત્ર વસ્તુ છે. તપથીજ મનુષ્ય પ્રાણી નરનો નારાયણ થાય છે. જે, જે, મોટા થયા તેમનું પૂર્વ ચરિત્ર જોઇએ તો તેઓ મહાપદને પામ્યા તો આદ્ય તપાચરણ જ છે. બ્રહ્મદેવમાં પણ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ તપથીજ આવી. શ્રીમદ્ ભાગવતમાં તેમની કથા છે જેમાં વેદવ્યાસ કહે છે કે, જ્યારે બ્રહ્મદેવ પ્રભુની નાભિકમળમાંથી ઉત્પન્ન થયા ત્યારે મુંઝાવા લાગ્યા અને કિં કર્તવ્ય તે તેમને સુજ્યું નહિ ત્યારે અદૃશ્ય વાણી થઈ કે,તપ, તપ, તે શ્રવણ કર્યા પછી તપશ્ચર્યા કરી. ત્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ આવી. વળી વિશ્વામિત્રે પણ તપ બળથીજ આજ દેહમાં બ્રહ્મ ઋષિ પદ મેળવ્યું તેમજ રાજસી તામસી મનુષ્યોને પણ તપવડેજ બળ આવ્યું. રાવણ હિરણ્ય કશિપુ બાણાસુર વિગેરે પણ તપવડેજ દેવતાઓને સ્વાધીન રાખતા છતાં સાત્વિક બળની વિશેષતા હોવાથી તેજ રાવણને અંગદે કહ્યુ કે, મારો બાપવાળી તને મારા ઘોડીઆમાં ટાચકાથી રમાડતો હતો કારણ રાવણને વાળીએ તેને મારા ઘોડીઆમાં બાંધ્યો હતો ત્યારે તારા દશ માથાને ટાચકા કરી હું તે વખતે રમતો હતો. એવી રીતે સત્વગુણી તપ શ્રેષ્ઠ છે.

આત્મજ્ઞાનમાં તપ એ મુખ્ય સાધન છે. જ્યાં સુધી શારીરિક માનસિક અને વાચિક તપ થાય નહિ ત્યાં સુધી કાચા ઘડા જેવો માનવી છે. જ્યાં દૃષ્ટાંત ગોરા કુંભાર સંતને ત્યાં એક સમયે વારી કરવા જતાં સંતમંડળી ઉપસ્થિત થઈ તેમને જોઈ ગોરા કુંભાર આનંદથી ઉઠી ઉભા થયા તેમના હાથમાં લાકડાની ટીપણી ઘડા ટીપવાની હતી તેની સાથેજ ઉઠ્યા અને પરસ્પર સહર્ષે સૌ એક બીજાને મલ્યાં તો સંતો ટાળ પખવાજ વડે ગોરા કુંભારને મારવા લાગ્યા અને ઘોરા કુંભારે તેમને લાકડાના ટીપણાંથી માર્યા પરંતુ પરસ્પર ભક્તિમાં લીન હોવાથી કોઈને ભાન રહ્યું નહિ જેમાં નામદેવ રાય હતા; તેમનાં માથામાં ટીપણું લાગતાં અવાજ થયો. ત્યારે સૌ. બોલી ઉઠ્યા આ કાચો છે अतएनु નામદેવરાય રીસાઈ ગયા જ્યાં પંઢરીનાથ ઉપસ્થિત થઈ તેને ગુરૂ કરવા કહી શાન્ત કર્યો. એમ મનુષ્યપ્રાણી કાયા વાચા અને મનને તપ રૂપી અગ્નીથી તપાવી પવિત્ર કરે ત્યારેજ યોગ્યતાને મેલવે છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં પણ ઇંદ્રને અને વિરોચનને શ્રી બ્રહ્માજીએ ત્રણ ત્રણ વખત ૩૬ ૩૬ વર્ષો તપ કરાવ્યાં પછી જ્ઞાનોપદેશ કર્યો હતો છતાં વિરોચન અશુદ્ધ હોવાથી તેને પૂર્ણું જ્ઞાન થયું નહિ, પેટ ભરવાની લાયકાત માટે પણ ૧૨ વર્ષ યુનિવર્સિટીની પરીક્ષાઓ આપવી પડે છે. ત્યારે આત્મ જ્ઞાનની લાયકાત માટે કેટલું ને કેવું તપ કરવું પડે ?

સુખની ઈચ્છા સંતુષ્ટ કરવા માટે પહેલાં તપશ્ચર્યાની જરૂર છે. જે આળસુ હોય તેને તપ એટલે ટપ ટપ એમ લાગે અને તપની રેવડી કરવા જતાં પોતાની થાય છે.

ઉપનિષદ્‌માં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે તપ મુખ્ય ઉપાય બતાવ્યો છે. જ્યાં એક આખ્યાયિકા છે. ભૃગુ ઋષિ આરૂણી નામનાં પોતાના પિતા પાસે બ્રહ્મજ્ઞાનની જિજ્ઞાસા માટે ગયા ત્યારે આરૂણી બોલ્યા : હે पुत्र ! यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति येन प्रविश्यन्ति अभिविशन्ति तदेव ब्रह्म એમ કહીશ તો ખરો છતાં પણ तपसा विजानीयात् તેને તું તપે કરીને જાણ. કારણ आत्मैव आत्मनो बन्धुः હોવાથી વળી સ્વયં બ્રહ્મ હોવાથી પોતેજ અનુભવ કરવા માટે પ્રયત્નવાન્ થા. જે કાંઈ यत् दुस्तरम् यत् दुरापम् यत् दुर्गमम् सर्व तपसा साध्यम् જે દુસ્તર છે, છેટે છે, દુર્ગમ છે, તે સર્વ તપથી સાધ્ય છે. આવું ઉત્તમ છતાં મનનો સ્વભાવ છે, તેને તપ ગમતું નથી. તેનાથી તાપ થાય છે. અને તે જુલમ લાગે છે. છતાં પણ જેમ તપ કર્તો જાય, તેમ શક્તિ વધે છે અને તિતિક્ષા પણ વધે છે, અને યોગ્યતા પણ વધે છે. માટે તેના ઉપર જુલમ કરીને પણ તપ કરાવવું; કારણ અતમતનુ આમય વાળાં થાય છે. પ્રાતઃ કાળમાં ઉઠીને ઈશ્વરસ્મરણ કરાવવું, જપ સ્વાધ્યાય દેવદર્શન ઇત્યાદિ તેને પ્રથમ વિષવત્ લાગે છે. છતાં વિષયોનો જે અધ્યાસ વિષ છે, તેને કાઢવાને ભજન જેવું ઔષધ એકે નથી જેમ જંગલી સિંહાદિ પ્રાણીઓને વશ કરવા તેને તપશ્ચર્યા સરકસનો માલેક કરાવે છે, તેમ વિષય ભોગ ભોગવીને ઉન્મત્ત થયેલ મનને તપ રૂપી અગ્નિ વડેજ પવિત્ર કરવાનું છે. માટેજ પૂર્વ કાળમાં ઋષિઓને ત્યાં બ્રહ્મચારી રહેતા તેને તપશ્ચર્યા ગુરૂઓ કરાવતા. એમ દુઃખ સહન કર્યા પછીજ

સુખાનુભવની મીઠાસ ઓર છે. सुखमहितु:खात् अनुभूयासु शोभते વહુ જ્યારે સાસુના હાથ નીચે રહી દુઃખ ખમે ત્યારે સાસુ થઇને સુખનો અનુભવ લીએ.

તેમ જ દુઃખરૂપી તપના અનુભવ પછી સુખસ્વરૂપ આત્મજ્ઞાનનો લાભ થાય.

જેમાં આજના શ્લોકમાં પ્રભુ કહે છે. દેવ દ્વિજ ગુરૂ પ્રાજ્ઞ કહેતાં ગામમાં માનનીય પુરૂષો હોય તેમનું પૂજન કરવું. શુદ્ધતા રાખવી, સરલતા રાખવી, બ્રહ્મચર્ય પાળવું. અહિંસા તે શારીરિક તપ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજની ઓવીઓ છે. लिंग कां प्रतिमानीठी देखतखेवों अंगेष्ठी ॥ लोटिजे कां काठी पडली जैसी ॥ શિવભક્ત શિવલિંગને જોઇને તેમજ વિષ્ણુભક્ત ઇષ્ટ દેવની પ્રતિમાનાં દર્શન કરવા સાથે જ દંડની પેઠે જમીન ઉપર પડીને દંડવત્ કરે એવો દેવતામાં ભાવ રાખે. બ્રાહ્મણોને પણ સેવે તથા सकल तीर्थांचिये घुरे जियें कां मातापितरं ॥ तयां सेवेसि कीर शरीरें । लोण कीजे ॥ સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ એવા માબાપની સેવામાં પોતાનું શરીર તેમના ઉપર શ્રવણની પેઠે ઓવાળી નાખે તે માતાપિતાની સેવા आणि संसारा पैसा दारुणु । जो भेटलाची हरी शीणु । तो ज्ञानदार्नीं सकरणु । भजिजे गुरू ॥ आणि स्वधर्माचा आगिठा । देह जाड्याचषा किटा ॥ आवृति पुटीं सुभटा झाडी कीजे । વળી સંસારરૂપી દુસ્તર સમુદ્રમાથી તારી જ્ઞાન આપનાર અને પરમાત્માનો ભેટો કરાવનાર શ્રી ગુરૂની પરમ સેવા કરવી. વળી સ્વધર્મરૂપી અગ્નિમાં જે દેહાધ્યાસ બાળી નાખવા માટે વેદાધ્યયન કરાવનાર ગુરૂને ભજવા वस्तु भूतमात्रींनमिजे । परोप-कारीं भजिजे । स्त्रीविपयीं नियमिजे । नांवे नांवे પ્રાણી માત્રમાં પરમાત્મા જાણીને નમવું. પરોપકાર સ્વધર્મ સમજી કરતા રહેવું. સ્ત્રીઓની વાર્તા સાંભળવી નહિ. જન્મતાં જ સ્ત્રીદેહને અડે પછી માતાવત્ શંકરાચાર્ય પેઠે જાણે તે શારીરિક તપ છે.

વસ્તુસ્થિતિ તપાસતાં દેવનું પૂજન હજી જ્યાં ત્યાં છે. કારણ દેવતા બોલતા નથી, ખાતા નથી, માંગતા નથી, શિક્ષા કરતા નથી, માટે પૂજ્ય છે. જ્યારે માત-પિતા બ્રાહ્મણ ગુરૂને માટે શ્રધ્ધા ઘટી છે. મા-બાપ શિક્ષા કરે માટે પૂજ્ય નહિ. બ્રાહ્મણમાં બ્રહ્મત્વ નહિ, માટે પૂજ્ય નહિ, જ્યાં બ્રહ્મત્વ લાવવાનો પ્રયત્ન પણ થાય નહિ. વળી આત્મજ્ઞાનની અપેક્ષા નહિ માટે ગુરૂજ નહિ. પ્રાજ્ઞ તો પોતે જ ડાહ્યા એટલે માને કોને? માટે આવી રીતે માનસિક પ્રવૃત્તિ થવાથી પૂજ્યેષુ અનુરાગ નીકળી ગયો. તેથી શારીરિક તપ ઘટ્યું અને બુધ્ધિની જાડંચતા વધી, તેથી ભૌતિક સુખ વધ્યું ને પરિણામે દુ:ખ વધ્યું.

વસ્તુસ્થિતિ તપાસતાં ઉપરોક્ત શ્લોકનાં કથન પ્રમાણે દેવમાં ભાવ, બ્રાહ્મણોનું રક્ષણ, ગુરૂજનોની શુશ્રૂષા, ગામમાં બુદ્ધિમાન હોય તેમનું પૂજન કરી સલાહ-લેનાર પવિત્રતા રાખનાર ઋતુમાં સ્વસ્ત્રીનો સંભોગ કરનાર કોઇને પણ ન પીડનાર હોય તોજ તે ખરા સુખનો હૃદયમાં અનુભવ કરે છે. હવે વાચિક તપના બારામાં પ્રભુ બોલે છે.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

અન્વય— यत् अनुद्वेगकरं જે ઉદ્વેગ વિનાનો શબ્દ હોય सत्यं સત્ય च प्रियं हितं તથા પ્રિય અને હિતકારી હોય वाक्यं વાકય च તથા स्वाध्यायाभ्यसनं एव સ્વાધ્યાયરૂપી જેને વ્યસનજ લાગ્યું હોય वाङ्मयं વાણીનું તપ उच्यते કહેવાય છે.

ગત શ્લોકમાં શારીરિક તપનું વર્ણન આવ્યું. હવે આ શ્લોકમાં, પરમાત્મા વાણી વિષેના તપનું વર્ણન કરે છે.

સવારથી સાંજ સુધીમાં આપણે જીભલીથી ઘણું બકબક કરીએ છીએ. જે કાંઈ બોલીએ છીએ તે સર્વ વાણીમય છે. હજારો અને લાખો પ્રેસો દર દિવસ હજારો છાપાઓ તેમજ પુસ્તક છાપે છે. છતાં તે સર્વ તપનાં ખાતામાં આવતાં નથી. વસ્તુ-સ્થિતિ તપાસતાં તપને બદલે ઉલટી વાણી તે ચાલી છે. જેમાંથી વાણીની પવિત્રતા નીકળી જાય એવું તે બડબડાટ છે. વાણીની દેવતા અગ્નિ છે, તેથી તેનું કામ અગ્નિ પણ કરે છે. જેમ રીતસર અગ્નિ વાપર્યો હોય તો આગગાડી સ્ટીમર વિગેરેમાં હજારો લાખો માણસોનો ભાર ખેંચી જાય છે. ઉલટું વાપરતાં લાખોને બાળી મુકે તેમ છે. તેવીજ રીતે રીતસર વાણી વાપરતાં તેનામાં અદ્દભુત શક્તિ આવે છે જ્યાં પતંજલિ ભગવાન્ બોલે છે કે, सत्यं प्रतिष्ठायां क्रिया फला श्रयत्वं સત્યની પ્રતિષ્ઠા થાય તો તેનાં મનમાં જે, જે, ઇચ્છા ઉદ્દભવે તેજ પ્રત્યક્ષ થાય. વળી વરદાન શાપ આપવાનું સામર્થ્ય તેમાં પ્રગટ થાય જેમ કે एकः शब्दः सम्यक् प्रयुक्त स्वर्गे लोके कामधुक् भवति એકજ શબ્દ તપયુક્ત વાપરવામાં આવે તો સ્વર્ગલોકમાં જેમ કામ-દુધા ગાય કામ કરે છે. તેમજ આપણું કાર્ય કરવાવાળી થાય

નહિ તો જેમ એકજ અગ્નિના સ્ફુલિંગથી સમગ્ર રૂની ગાંસડીઓ સળગી ઉઠે તેમ વાણીનો એકજ શબ્દ મહા અનર્થકારી બને જ્યાં દ્દષ્ટાંત: મહાભારતની લડાઇનુ મૂળ એકજ શબ્દ દુઃશાસનના મોઢામાંથી પડ્યો હતો. પાંડવો દ્યુતમાં હાર્યા પછી વનવાસ જતા હતા, ત્યારે અધોમુખ કરી માર્ગમાં ચાલતા હતા તે સમયે દુ:શાસન પોતાના મહેલમાંની અટારી ઉપર આવીને બોલ્યો કે "ધેનુઃ ધેનુઃ" અર્થાત્ ગાય છે, ગાય છે. આ શબ્દ સાંભળતાંજ ભીમસેનનાં અંતઃકરણે દૃઢ નિશ્ચય કર્યો કે, "એને જ્યાં સુધી બકરા જેવો ઠંડો કરૂ નહિ ત્યાં સુધી સુખથી અનાજ ખાઈશ નહિ." સિંહસમ પાંડવોથી આ શબ્દ સહન થવો કઠણ હતો પ્રભુ શ્રીકૃષ્ણ વિષ્ટિ માટે હસ્તિનાપુર ગયા ત્યારે ભીમસેને તેમને બોલાવી કહ્યુ હતું કે, યુદ્ધનો જ નિશ્ચય કરીને આવજો.

એમ વાણી અગ્નિનું સ્વરૂપ છે તે વાણી માટે વેદમાં કહ્યુ છે કે, चत्वारी शृंगा त्रयोऽस्य पादा द्वे शीर्षे सप्तहस्ता सोऽस्य યજ્ઞકુંડમાં સળગાવેલો અગ્નિ તે સૂક્ષ્મરૂપ છે. જેનું સ્થૂલ રૂપ વાણી છે. તે ચાર શીંગડાવાળો છે નામ[1] ક્રિયાપદ[2], અવ્યય,[3] અને ઉપસર્ગ[4] એ વાણીનાં ચાર શિંગડા છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળ વાણીના. પાદ છે. અને શબ્દોનાં નિત્યાનિત્ય સ્વરૂપ તે માથાં બે છે. કાગળ-માં જે શબ્દનો ફોટો છપાય છે, તે અનિત્ય સ્વરૂપ તેનું છે. અને મુખમાંથી શબ્દ થઈને બહાર પડે છે, તે નિત્ય સ્વરૂપ તેનું છે.

આ કાળમાં જ્યારે તપ કર્મ યજ્ઞાદિકનો લોપ છે, ત્યાં જો વાણીથી જ સततं कीर्तयन्तो मां પરમાત્માની ઉપાસના થાય તો ઉપરોક્ત સર્વ કર્મોનું ફળ મળે છે. જ્યાં એક સાધુની સવાઈ છે, बोलतसे वचना परमार्थि साधक, सर्वजना उपकारी ॥ सत्य असे परमामृतसें प्रिय मंजुल घेईन त्यास न वारी ॥ ना तरी वेदस्मृति पठणें ॥ अथवा हरि अच्युत कृष्ण मुरारी बोलत डोलत वाङ्मय हें तप ॥ सांगत असे मधुकैटभवैरी સાધક જે મોઢામાંથી બોલે તે પરમ અર્થ જ હોય જે શબ્દો સર્વ ઉપર ઉપકારી થાય. વળી તે વાણી સત્ય પરમામૃતવાળી પ્રિય લાગે એવી મંજુલ જાણે કે ઠંડું પાણી અથવા તો વેદસ્મૃતિયુક્ત વા જે વાણી કૃષ્ણ ગોવિંદ હરિ મુરારિ બોલવાવાળી હોય એજ વાંગમય તપ એમ કહેતાં કેટભમધુ દૈત્યને મારવાવાળા ભગવાન્ ડોલવા લાગ્યા. આ શ્લોક ઉપર જ્ઞાનેશ્વર મહારાજની ઓવીઓ સુંદર છે. જેમાંની એક બે લક્ષમા લઈએ જોડે अमृताची सुरसरी ॥ तैं प्राणांते अमर करी। स्नानें पापताप वारी। गोडीहि दे ॥ तैसा अविवेकुहि फीटे ॥ आपुलें अनादित्व भेटे। आइकत्तां रुची न विटे। पीयूषी जैसी ॥ जरी कोणी करी पुसणें । तरी हो आवें पेसें बोलणें। नातरी आवर्तणें। निगमु कानाम ।ऋग्वेदादिक तीन्ही। प्रतिष्ठीजती वाग्भुवनीं ॥ केली जैसी वदनीं ब्रह्मशाळा ॥ नातरी एकाधें नाव। तोची शैव का वैष्णव॥ वाचे वसे तें वाङ्मय तव जाणावें ॥ જેમ અમૃતની દેવતાની નદીમાં મનુષ્ય સ્નાન કરે તો તાપ હરાઈ જાય. પાણી મીઠું મળે અને અમર થાય. તેમ જે વાણી જેની એવી કે સાંભળવાથી પોતાના અનાદિ સ્વરૂપનો ભેટો થાય. સાંભળતાં રૂચી અને કંટાળો આવે નહિ,'અમૃતમયી જો કોઈ પ્રશ્ન પુછે, તો આ પ્રકારનું જ બોલે નહિ તો મૌન ધરી વેદનું પઠન અથવા નામસ્મરણ કરે. જેણે ઋગ્વેદાદિક ત્રણ શાસ્ત્રોને પોતાની વાણીમાં બ્રહ્મશાળા જ કરી હોય. અને વેદાધ્યયન તેમજ નામ શિવજીનું અથવા શ્રીકૃષ્ણનું, જપે તેજ વાંગમય યજ્ઞ છે

કળિયુગનો આરંભ થયો ત્યારે ઋષિમંડળ નાચવા લાગ્યું કે, હવે ઠીક થયું. કેવળ પ્રભુનાં નામસ્મરણથી જ મુક્તિ મળશે. સર્વના નાચવા સાથે દેવર્ષિ નારદ પણ નાચવા લાગ્યા અને તેમણે એક હાથે જીભ અને બીજે હાથે ઉપસ્થ ઇન્દ્રિને પકડી નાચવા માંડ્યું. ત્યારે આમ વિલક્ષણ પ્રકાર જોઈ ઋષિમંડળે તેમને ઉભા રાખી કારણ પૂછ્યું. ત્યારે નારદ બોલ્યા કે, કળિમાં આ બે ઇન્દ્રિયથી અનર્થ પણ ઘણા થવાના છે. તેને જેઓ તપયુક્ત રાખશે, તેજ જીતશે. જેમ આજના શ્લોકમાં બોલ્યા છે, કે સત્યં પ્રિયં હિતં અને સ્વાધ્યાયયુક્ત સત્ય અને મિત ભાષણ એજ વાણીનું તપ છે. જેમાં અનુદ્‌વેગકર વાક્ય આવ્યું ત્યાં એમ ન સમજવું કે હાજીહા કરવું. શેઠિયાઓ પાસે તેમજ રાજાઓ પાસે હાજીયા મનુષ્યો અનુદ્વેગ કર બોલે છે. અર્થાત્ તેમને રૂચે એવું જ બોલે છે. તેવું નહિ માટે પ્રભુએ અત્રે હિત બોલ્યા છે. અર્થાત્ જેની સાથે બોલો તેના હિતવાળું જ બોલો. કેટલાક ધૂર્ત મનુષ્યોની વાણી मुखं पद्मदलाकारं वाचा चंदनशीतला જેવી હોય છે. અને હૃદય તીક્ષ્ણ સંજીયાની ધાર જેવું હોય છે, તે પણ ગ્રાહ્ય નથી. કારણ તેમાં સત્ય નથી. પ્રિય છતાં હિતકર નથી. જ્યારે કેવળ સત્ય સામા માણસનાં અંતઃકરણને ધોકો પહોંચે એવું ન હોવું

જોઈએ. માટે જ સ્વાધ્યાયયુક્ત વાણીમાં પરમાત્માની પ્રતિષ્ઠિતા હોવાથી તે સત્ય પ્રિય, અને હિતવાળો હોય છે. માટે જ ઋષિ મુનિઓનું વાઙમય તપ યુક્ત વાણીનાં ભરેલાં જેમકે ऋषीनां पुनराध्याय वाचमर्थानुधावति .જેમની વાણી પછવાડે અર્થ દોડે જેમ વાલ્મિક ઋષિએ સત્ય યુગમાં રામાયણ રચી, ત્રેતામાં ભગવાન્ રામચંદ્રે ઋષિની વાણી પ્રમાણે જ ચરિત્ર કર્યું.

વળી જેમની વાણીથી વિધવા સધવા થઈ, અષ્ટપુત્રા થાય છે. રામદાસ સ્વામી તપ કરતા બેઠા હતા, ત્યાં એક વિધવા સતી થવા ચાલી અને સ્વામિને પગે લાગવા આવી ત્યારે સ્વામી બોલ્યાઃ अष्टपुत्रा सौभाग्यवती भव તે હસીને બોલીઃ સતી થવા જાઉં છું. સ્વામિએ તેના પતિના શબને અમી દૃષ્ટિ નાંખી ઉઠાડ્યો એમ સહજ વાણી નીકળે તેના પ્રમાણે જ ક્રિયા થાય છે. હવે બીજા શ્લોકમાં ભગવાન્ મનનું તપ કહે છે.

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

मन प्रसादः મનની પ્રસન્નતા सौम्यत्वं સૌમ્યતા मौनं મૌન आत्मनिग्रह આત્માનો નિગ્રહ भावसंशुद्धिः અંતઃકરણની શુદ્ધિ इति એમ एतद् આ तपः તપ मानसं उच्यते માનસિક કહેવાય છે.

ગત શ્લોકમાં વાંગમય તપનું વર્ણન કરી આ શ્લોકમાં પરમાત્મા મનોમય તપનું વર્ણન કરે છે, કે જે મન સર્વ કરતાં પરે છે. मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो હોવાથી પ્રથમ શારીરિક તપનું કથન કર્યું. પછી વાણીના તપનું કથન કર્યું છેવટે જે પરે તે માનસિક તપનું પ્રભુ વર્ણન કરે છે. બીજાં સર્વ તપ આ મનના આશ્રય નીચે છે. મનને પ્રસન્ન કરવા માટેજ ઉપકારક છે. તે પવિત્ર થયું. એટલે સહજ વાણી કાયા પવિત્ર છેજ. વસ્તુતઃ શરીરમાં પવિત્ર કરવા જેવું કાંઇ છેજ નહિ. અપવિત્ર વસ્તુ આ સૃષ્ટિમાં છે. તેનું જ પ્રદર્શન તેજ શરીર છે. લોહીમાંસ હાડ ચામ મળ મૂત્ર લોમ વિગેરેનો ગસડો છે. છતાં સ્નાન તે તેની શુદ્ધિ જેથી મન પવિત્ર થાય છે. તેમજ વાણીની શુદ્ધિ પણ માનસિક પવિત્રતા સાંચવવા માટે છે. અમૃતભાષણથી મન પ્રસન્ન થાય છે. ગાળોથી ખેદવાળું ક્રોધવાળું થાય છે. આપણું પ્રતિબિંબ અરીસામાં દેખાય માટે આપણે અરીસાને ધુળ અડવા દેતા નથી તેમજ મન શુદ્ધિ હોય તોજ આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે, જપ, તપ, સ્વાધ્યાય ઇત્યાદિ, સર્વ સામગ્રી મનને પવિત્ર કરવાના બારામાં છે. જો મન સાધનથી પાવત્ર ન થયું, તો સાધન વ્યર્થ છે. વસ્તુસ્થિતિ તપાસીએ તો બ્રહ્માથી આદ્ય લઈને કીડી પર્યન્તના સર્વ પ્રાણીઓ મનને જ પ્રસન્ન કરવાના નાદમાં છે. પંચેન્દ્રિઓના વિષય ભોગ સર્વ તેનેજ માટે છે. ત્યારે આપણને લાગે કે જે જે અમે કરીએ છીએ, તે યથાર્થ છે. વસ્તુતઃ તેમ નથી. આપણી પ્રસન્ન કરવાની રીત ઉંધી છે. માટે સુંદર શાન્તિ મળતી નથી. કવચિત્ ઉલટો સંતાપ પણ થાય છે. વેપારીના માલ જેવું તે છે, બહાર ગામથી માલ વેપારી મંગાવે અને તે ઉંચે ભાવે આવે. બજાર-

માં માલની ખપત થાય નહિ, તો ઉલટો ટોટો આવે. તેમ આપણા રસ્તા વિષય સુખમાં સુખ માનવું તે દુઃખરૂપ થાય છે. જેમાં પારકાના ચિત્તનું આરાધન મુખ્ય હોય છે. શેઠ શ્રીમંતને પણ રાજાના ચિત્તનું આરાધન કરવું પડે છે. રાજાને પ્રજાના ચિત્તનું આરાધન કરવું પડે છે. પ્રજા બંડ ઉઠાવે તો રાજા પદભ્રષ્ટ થાય છે. એમ સર્વ વ્યવહાર અન્યના ચિત્તના આરાધનરૂપ છે. જ્યાં ભરથરી લખે છે. परेषां चेतांसि प्रतिदिवसमाराध्य बहुधा प्रसादं किं नेतुं विशसि हृदय क्लेशकलिलम् ॥ प्रसन्ने त्वय्यन्तः स्वयमुदितचिन्तामणिगुणो विमुक्तः संकल्पः किमभिलषितं पुष्यति न ते ॥ પોતાના મનને કહે છે. હે હૃદય ! પ્રતિ દિવસ પારકાના ચિત્તનું આરાધન કરી તેને પ્રસન્ન કરવામાં તું મહાક્લેશ શામાટે વેઠે છે ? કારણ કે જેમાં ચિંતામણિના ગુણો ઉદયને આવ્યા છે એવું અને સંકલ્પરહિત તારૂં પોતાનું જ અંતર પ્રસન્ન થયું તે તારી કામના પુરે એમ નથી શું ? અર્થાત્ આત્માના સમીપ રહેવાવાળું એવું અંતઃકરણ કે જેમાં ચિંતામણિરૂપ આત્મા જ વસે છે. જ્યાં વામન પંડિત કહે છે, *स्वरतां अन्वयें बोधें अनुभवें करूनि ॥ मन यथा पूर्व चित्स्वरूपींच धारतें ॥* સ્વરૂપનું અન્વયથી બોધનું મન અનુભવ કરે. ત્યારે તે ચિત્ત સ્વરૂપાકાર જ રહે છે.

તેમજ પતંજલિ ભગવાન્ પણ મન પ્રસન્ન કરવાના બારામાં સૂત્ર લખે છે. मैत्री करुणा मुदितोपेक्षाणाम् सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनात् चित्तप्रसादनम् ॥ પ્રાણીમાત્ર સાથે મૈત્રી ધનિક અથવા સુખી સાથે સૌ કોઈ મૈત્રી રાખે છે. અથવા ઈર્ષા કરે છે. પતંજલિ કહે તેમ નહિ તે પુણ્યવંત છે. એમ તેના તરફ આદર દૃષ્ટિથી જોવું. વળી મુદિતા વૃત્તિ રાખવી, કરૂણા રાખવી, દુઃખીઓપર દયા કરવી. ગુણીના ગુણ ઉપર આનંદી થવું, પાપીની નિંદા ન કરતાં તે બારામાં ઉપેક્ષા વૃત્તિ રાખવી, એમ ભાવના રાખવાથી ચિત્ત પ્રસન્ન રહે છે. પારકાના ગુણ દોષ જોવાથી આપણાજ અંતઃકરણને બાધરૂપ છે. ગુણમયી દૃષ્ટિ હૃદયમાં ગુણ ઉત્પન્ન કરે છે. દોષમયી દૃષ્ટિ દોષોને ઉત્પન્ન કરે માટે ગુણરાગી અને દ્વેષ ત્યાગી થવું, જેથી મન.પ્રસાદ થાય. તેની કૃપાથી તર્ત આત્મદર્શન થશે. તેના પર પુરૂં ધ્યાન રાખીને રહેવું. વ્યવહાર એવા જ રાખવા કે મન અપ્રસન્ન થાય જ નહિ. હવે બોલ્યા સૌમ્યત્વં અર્થાત્ અત્યંત કોમળપણું તે સૌમ્ય. મનની દેવતા ચંદ્રમા છે તેના સમ સૌમ્યતા કોઈ પણ પદાર્થમાં નથી. જ્યાં વામન પંડિત કહે છે કે, मनिंनसे क्रूरत्व મનમાં ક્રૂરતા નહિ તે સહજ ચંદ્રમાના સ્વભાવ યુક્ત છે. કારણ તે નુંઅસલનું રૂપ ચંદ્રમા છે. હવે ત્રીજો ગુણ તે મૌન પ્રસન્ન મન થાય સૌમ્ય થાય ત્યાં રાગ દ્વેષ નીકળી જાય. એટલે મૌન થાય જ્યાં પંડિતજી કહે છે. परा पश्यंती मध्यमा वैखरी। निश्चल राहती वाचा चारी। ते मनाचे मौन बोले हरी मानसतप ॥ પરા પશ્યંતી મધ્યમા અને વૈખરી વાણી જ્યાં નિશ્ચળ રહી પ્રભુમાં પરોવાય તેજ મૌન એમ ભગવાન્ કહે છે. હવે આવ્યું આત્મવિનિગ્રહ અર્થાત્ શરીર ઇન્દ્રિયનો સંઘાતની પ્રવૃત્તિનું સ્થાન મન છે. મન બુદ્ધિ અહંકાર એ ત્રિવિધ અંતઃકરણ છે. તેની સર્વ વૃત્તિઓનો જે સ્વરૂપાકાર નિરોધ તે આત્મવિનિગ્રહ છે. હવે આવ્યું ભાવ-

સંશુદ્ધિ જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ દ્દષ્ટાંત આપે છે કે, तेथ कें उठती ते भाव । जिहीं इन्द्रियमार्गी धांव ॥ वेउनि ठाकावे गांव । विषयाचें ते ह्मणोनि तिये मानस । भाव शुद्धिचि असे अवेंसी । रोमगुचि जैसी । तळहातासी ॥ તેમનામાં ઇચ્છા ઇન્દ્રિય વિષય ઉત્પન્ન થાય જ નહિ. જેમ હાથની હથેળીમાં રૂવાટી નથી તેમ જેનાં અંતઃકરણમાં વિષયજન્ય ઇચ્છાજ નહિ તેનું નામ જ ભાવશુદ્ધિ છે. આમ 'મનપ્રસન્નતા સૌમ્યત્વં મૌન આત્મવિનિગ્રહ અને ભાવશુદ્ધિ માનસ હોય તેજ મુનિ કહેવાય છે. વિષયની વ્યાકુળતા રહિત સ્વસ્થ મનને પણ મનઃપ્રસાદ કહેવાય છે. તેથી તેમની સ્વરૂપાકાર વૃત્તિ સહેજ જ નિરંતર ઉઠતી રહે છે. જેને દીવાની જ્યોતિની ઉપમા અપાય છે. એમ કાયિક વાચિક માનસિક તપ કથન કર્યું. ફરીને પણ તપનાં બારામાંજ બોલે છે–

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

अफलाकांक्षिभिः युक्तैः ફળની આકાંક્ષાથી રહિત યોગયુક્ત नरैः પુરૂષો છે, તે परया श्रद्धया પરા એવી શ્રદ્ધાથી तप्तम् આચરવામાં આવેલા तपः सात्विकम् परिचक्षते તપ છે તે સાત્વિક એમ કહેવાય છે.

ઉપરના ત્રણ શ્લોકો શારીરિક, માનસિક વાચિક, તપના બારામાં કથન કર્યા. હવે તે તપના પણ ત્રણ પ્રકાર છે. સાત્વિક, રાજસ, અને તામસ. જેમાં આજના શ્લોકમાં પરમાત્મા સાત્વિક તપનું વર્ણન કરે છે. શ્લોકમાં જે સાત્વિક તપનું વર્ણન છે. તેના પૂર્વે ત્રણ વિશેષણો મુકી છેવટે પ્રભુ બોલ્યા : सात्विकं परिचक्षते જે કોઈ આવા, આવા, અભિપ્રાય વાળો હોય તે સાત્વિક, કહેવાય છે. જે ગ્રાહ્ય છે. રાજસ, તામસ ત્યાજ્ય છે.

વિશેષતઃ તપમાં ત્રિવિધપણું કાંઇ છે જ નહિ, કર્તાના અંતઃકરણના અભિપ્રાય ભેદે તપ ભેદવાળું દેખાય છે. સાત્વિક અંતઃકરણીઓનું તપ अफलाकांक्षिभिः હોય છે. જેનો વિગ્રહ अफलः न आकांक्षा એમ થાય છે. ફળની આંકાંક્ષા વિનાનો ફળશબ્દનો અભિપ્રાય ઉપર ઉપરથી અતિ સુંદર દેખાય છે. પરંતુ આંતરીય ભાવ જોતાં તેની વ્યાખ્યા ફ્ એટલે હલકુ લાંબા સમય સુધી ટકવાવાળું નહિ તેવું અલ્પ કહેવાય છે. જેને ઉપનિષદ્‌માં લખે છે કે नाल्पे सुखमस्ति અલ્પમાં સુખ નથી. જેમ રાજાને લડાઇમાં જતાં સૈન્ય ઢીલું ચાલે નહિ તેમજ આ ફ્ શબ્દ ઢીલો છે. વળી લ, એટલે लीयते અર્થાત્ નાશ પામવાવાળું એવું ફળનું વાસ્તવિક સ્વરૂપ જાણી સાત્વિક અંતઃકરણવાળાએ તેનો સ્પર્શ કરવો. અનિષ્ટ જાણ્યું અને अफलाकांक्षिभि. થઇને મહાફળના નાદમાં પડ્યા. જ્યાં ઉપનિષદ્ કહે છે કે, यो वै भूमा तत्सुखं અલ્પ સુખમાં જે ધૃતિ ન રખે, તેજ મહાન્ સુખનો ભોક્તા થાય છે. ત્યાં તેમનું અંતઃકરણ પણ परया श्रद्धया युक्ताः પરા એવી શ્રદ્ધામાં રાખે છે, જેમ જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યના બે પ્રકાર છે. તેમજ શ્રદ્ધાના પણ બે પ્રકાર છે. એક સામાન્ય જ્ઞાન કે જે શબ્દજ્ઞાન કહેવાય છે તે अपर છે. તેમજ સ્વરૂપના જાણ્યા વિનાની જે

શોળી ભક્તિ તે પણ અપર ભક્તિ છે. વળી સહજ સંસાર ક્લેશોના કંટાળાનો વૈરાગ્ય તે પણ અપર વૈરાગ્ય છે. જ્યારે વિવેક ખ્યાતીથી ઉત્પન્ન થયેલો વૈરાગ્ય તે પરવૈરાગ્ય છે. તેવી જ રીતે દેવ, શાસ્ત્ર, અને દ્વિજમાં જે સામાન્ય શ્રદ્ધા, તે સૌ કોઈને હોય છે. તે અપર શ્રદ્ધા કહેવાય છે. જ્યારે સ્ફટિક જેવા શુદ્ધ અંતઃકરણનાં મનુષ્યોની શ્રદ્ધા તે પ્રભુના સાક્ષાત્કાર વાળી હોવાથી તે પરા શ્રદ્ધા છે. જેમનું ધ્યેય પરમાત્મા છે, તેને અર્થેજ જેમનું તપ છે. જેમ વાલ્મિક ઋષિ રામની ભેટને માટે જ રામ નામના જપવડે હજારો વર્ષ તપ કરી પોતાના શુદ્ધ હૃદયમાંથી રામસ્વરૂપ પ્રગટ કરી પોતાના સ્વાધીનમાં તેમનું સમગ્ર ચરિત્ર રાખ્યું, તેને જ સાત્વિક તપ કહેવાય છે. મહેતા નરસિંહને ભાભીએ કટુ વચન કહ્યાં તેથી વનમાં જઈને શંકરની અરાધનારૂપી તપ કરી સાક્ષાત્ શ્રીકૃષ્ણ રાધાનો પરમ ઉત્કર્ષ રાસ લીલાનો ભોગી થયો હતો. તેમજ વસિષ્ઠાદિક ઋષિઓ માત્ર ભગવત્પ્રાપ્તિ અર્થેજ તપ કરતા હતા. તેથી તો તેમને ત્યાં કામદુધા ગાય સુખ શોધતી આવી રહી હતી. એમ જેમના અંત કરણમાં પ્રભુ માટે સાત્વિક શ્રદ્ધા જડી રહી છે, તે ફળ તરફ સહેજ પણ દૃષ્ટિ નાખતા નથી. જ્યાં તુકારામ મહારાજ हुंची दान देगा देवा ॥ तुझा वीसर न व्हावा ॥ गुण गाईन आवडी ॥ हेंची माझी सर्व जोडी ॥ न लगे मुक्ति धन संपदा ॥ संतसंग देई सदा । तुका ह्मणे गर्भवासीं ॥ सुखें घालावें आह्मासी ॥ એમજ મરીચિ આદિ ઋષિઓ પણ સ્વર્ગમાં વસે છે. રાજા દુષ્યન્ત ઈન્દ્રના બોલા, વ્યાથી સ્વર્ગમાં ગયા હતા ત્યારે નંદનવનમાં સ્ફટિકની શિલા ઉપર કલ્પતરૂના વૃક્ષ નીચે બેસી મરીચિ ઋષિ પ્રભુનું ધ્યાન ધરી રહ્યા હતા. દુષ્યન્તે પૂછ્યું : "મહારાજ. કલ્પવરૂ નીચે બેસીને આપ કેમ આહાર કરતા નથી?" પ્રત્યુત્તર મળ્યો. ભોગેચ્છા તે મૃત્યુલોક જેવાજ દિવ્ય ભોગો સ્વર્ગમા છે. તેમની અમને રતી માત્ર પણ અપેક્ષા નથી." તેવા ઋષિ મુનિઓ સતો પ્રભુભક્તિ શરીર ઇન્દ્રિય સંઘાતનો વ્યવહાર કરે છે. પરંતુ જેમ શકુન્તલા દુષ્યન્તના ધ્યાનમાં બેઠી હતી. તે સામે દુર્વાસા ઉભા હતા તેમને જોયા નહિ તેમજ પ્રભુમાં લીન અંતઃકરણવાળા ઉપરોક્ત મહાત્માઓ ભોગો ભોગવીને ત્યાગી રોય છે.

હવે અત્રે શંકા ઉત્પન્ન થાય કે, यदि हरिः तपसा ततः किं यदि ना हरि तपसा ततः किं જો હરિ હૃદયમાં છે, તો તપ થી વિશેષ શું ? અને તપ કરવાથી પણ હરિ ન મળે તો તપ એ માત્ર વ્યર્થ શ્રમ જ છે જ્યા પ્રત્યુત્તર છે કે, શરીર ભોગમાપતન હોવાથી તપશ્ચર્યા યુક્ત રાખવાથી સંયમમા રહે છે. સંતશિરોમણિ શ્રીતુકારામ મહારાજ પંઢરીમાં શ્રીવિઠ્ઠલ સન્મુખ ઉભા ઉભા બોલવા લાગ્યા કે, મને તો आंत हरि बाहेर हरिने घर कोंडिला हरिने कामा घातला चीरा ॥ जाली त्रुटी ससाराची એવી સ્થિતિ ઉપસ્થિત થઈ છે. છતાં હે વિઠ્ઠલ, તારી મૂર્તિ પાસે મારે વારી કરવી જ જોઈએ. તારી મૂર્તિ વડે મને સર્વત્ર જેનાં દર્શન છે, તે મૂર્તિ રોજ મારૂં પરમ ધ્યેય છે. વસ્તુતઃ એક વિઠ્ઠલ મૂર્તિનાં દર્શન કરતા હતા અને બીજા પથ્થર ઉપર ઉભા હતા ત્યાં પણ તેમને વિઠ્ઠલનો જ સાક્ષાત્કાર હતો, એમ પરા શ્રદ્ધાનું પરા તપ છે. હવે રાજસ તામસના બારામાં પ્રભુ બોલે છે–

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥
मूढग्राहेणाऽऽत्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

અન્વયાર્થ सत्कारमानपूजार्थम्, સત્કાર, માન અને પૂજાને માટે च एव તેમજ दंभेन यत् तपः क्रियते દંભથી જે તપ કરવામાં આવે છે. तत् राजसं चलम् તે રાજસ ચલ अध्रुवम् प्रोक्तं અસ્થિર કહેવાય છે. मूढग्राहेण आत्मनः અવિવેકથી દુરાગ્રહથી पीडया પોતાને वा परस्य અથવા તો પારકાનો उत्सादनार्थम् નાશ કરવા માટે यत् तप क्रियते જે તપ કરવામાં આવે છે. तत् तामसम् उदाहृतम् તે તામસ તપ કહેવાય છે.

સાત્વિક તપનું વર્ણન ગત શ્લોકમાં આવ્યું. હવે આ બે શ્લોકોમાં રાજસ, તામસ, તપનું વર્ણન ભગવાન્ કરે છે. જેમાં મુખ્ય ભેદ નિરપેક્ષ અને સાપેક્ષનો છે. સાત્વિક અંતઃકરણવાળા નિરપેક્ષ રીતે તપ કરે છે. જ્યારે રાજસ તામસ પુરૂષો સાપેક્ષ કરે છે. એજ મોટું અંતર છે. વિશ્વામિત્રનાં મનમાં આવ્યું કે, ધિક્ ક્ષાત્ર, બલં બ્રહ્મબલ બલં બલં એમ મનમાં આવ્યાથી બ્રહ્મતેજ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જે તપ આર્ચ્યું છતાં અંતઃકરણમાં જ્યાં સુધી બ્રહ્મતેજની ઇચ્છા હતી ત્યાં સુધી તેનું તપ સાત્વિકના ખાતામાં હતું તેની સિદ્ધિ બે હજાર વર્ષે પ્રાપ્ત થઈ. છતાં મૂળ સ્વભાવ ક્ષાત્ર હોવાથી અંતઃકરણમાં સૂક્ષ્મ રીતે રજોગુણના પરમાણુઓ રહેવાથી ત્યાં પોતાને सत्कारमानपूजार्थं ઇચ્છા ઉત્પન્ન થઈ. તે ઈચ્છાની તૃપ્તિની માગણી પણ નિરપેક્ષ અંતઃકરણવાળા ઋષિ વસિષ્ઠ પાસે કરતા હતા. જે ઋષિ અપહ્રુત પાયમાં હતા. તેથી નિરંતર ઋતં એવુંજ સત્ય ભાષણ કરતા હતા. માટે જ્યાં સુધી વિશ્વામિત્રનું અંતઃકરણ સાત્વિક થયું ન હતું ત્યાં સુધી બ્રહ્મઋષિનું વિશેષણ આપતા ન હતા તદર્થે વિશ્વામિત્રે તેમનાં ૧૦૦ પુત્રોનો વિનાશ કર્યો, જેમાં પોતાના દશહજાર વર્ષના તપનું ફળ વાપરી નાંખ્યું એમ તે તપ સત્કાર માન પુજાના ખાતામાં ગયું. એવીજ રીતે ઘણા બ્રાહ્મણો તથા દ્વિજ લોકો પોતાને માન સત્કાર મળે, પ્રતિષ્ઠા વધે તેથી અશ્રદ્ધા વાળા છતાં દંભ વડે તપ કરે છે. કલિ યુગનું તપ એટલે એકાદશીવ્રત કિંવા બીજી જયંતી આદિ ગૃહની પીડા નિમિત્ત કરવામાં આવેલા ઉપવાસને તપની ઉપમા અપાય છે. તેથી વિશેષ કાયાને કષ્ટ આપવા રૂપી તપ કરવા સામર્થ આ યુગમાં નથી તેમાં પણ વળી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે શ્રદ્ધાયુક્ત રહેતા નથી. માત્ર પ્રતિષ્ઠાર્થે કરે છે. અને મનસા અન્યત્ કર્મણા અન્યત્ તથા વાણીનું અત્યન્ત આચરણ તેમનું હોય છે. તેથી પ્રભુ બોલે છે કે તે રાજસ ચલમ્ અને અધ્રુવમ્ છે. આ બે શબ્દો પર્યાય છતાં પ્રભુએ અત્રે ગ્રહણ કર્યા છે. જેમાં પૃથક્ પૃથક્ અર્થની સૂચના કરે છે. ચંચલ કહેતાં આ લોકમાં પણ તેનું ફળ અલ્પ મળે છે. તે અધ્રુવમ્ કહેતાં અસ્થિર રહેવાવાળું છે. જ્યારે સાત્વિક તપ અત્રે ચિત્તમાં

શાન્તિ આપે છે. તેમજ પારલૌકિક પરમ પદ આપીને શાશ્વત ધ્રુવમ્ સુખ આપે છે. રાજસ તપ પ્રભુને ઠગવા માટે આદરાયલું હોવાથી ફળજનકતા નિયમશૂન્ય થાય છે. જ્યાં સુધી અંતઃકરણમાં પૂર્ણ શ્રદ્ધા હોય નહિ, ત્યાં સુધીના સર્વ કર્મોના ફળો ચંચલ અધ્રુવજ હોય છે. અર્થાત્ किंचित्काल स्थाई હોય છે. વસ્તુમાત્રનું પરિણામ ભાવનાપ્રધાન હોય છે. જેથી यादृशी भावना अस्ति सिद्धिर्भवति तादृशि જેવી ભાવના તેવી સિદ્ધિ થાય છે. જ્યારે દંભ રાખીને પરમાત્માને છેતરવા જાયે ત્યારે પ્રભુ તેનાં તપ ઉપર લક્ષ જ ન રાખે તેના કાયા કલેશની દરકાર ન રાખી અંતર્યામિ અંતઃકરણ ઉપર ધ્યાન રાખે છે. તેથી તેને જેવું તેનું અતઃકરણ તેવું જે ફળ આપે છે. જ્યાં દૃષ્ટાંત-જમીનમાં બીજ વાવ્યું હોય ને ખાતર નાંખ્યું ન હોય, તો બીજ સ્વભાવથી ફૂટે વૃક્ષ થાય. ફળ પણ આવે છતાં ગોક્ષ સુંદર આવે નહિ ખાતરથી ઉત્પન્ન થયેલા વૃક્ષ અને ફળમાં અને આ ફળમાં મહદ્ મીઠાસમાં અંતર પડે છે. તેમજ સાત્વિક તપના ફળમાં તથા રાજસ તામસ તપના ફળમાં મહદ્ અંતર પડે છે ક્વચિત્ ફળ પણ ન આવે કેવળ વૃક્ષ થઈને જ ઉભો રહી જાય. એમ ભાવનારૂપી ખાતર વિનાનું રાજસ તામસ ફળની અસિદ્ધિ છે. ભલેને મોટી કાયા ક્લેશવાળું હોય છતાં પરિણામ અલ્પ જ છે. હવે તામસ ફળનો પ્રકાર પ્રભુ બતાવે છે. જેને તપ ન કહેતાં પ ઉપસર્ગ લગાડી પતન જ કહેવું યોગ્ય છે. કારણ તે પોતાનું પણ પતન કરવાવાળું હોય છે ને પારકાના વિનાશ માટે તો આરંભ જ કરવામાં આવે છે. જે તપ ત્યાજ્ય છે. તેથી પ્રભુને તેનાં ઉપર ક્રોધ છે. એમ વિશેષણમાં બતાવે છે.માટે બોલ્યા છે કે यत् मूढग्राहेणात्मनः મૂઢતાથી જેમનું અંતઃકરણ આગ્રહ વાળું થયું છે. જ્યાં વિગ્રહ જ એમ થાય છે કે मूढान् आग्रहः અર્થાત્ દુરાગ્રહ જ ચોણુ, જેમનામાં સ્વસ્વરૂપનું જ્ઞાન નહિ કેવળ જડ પ્રાકૃત તેવો મૂઢ કહેવાય છે. જેથી તેમનો સર્વ વ્યવહાર પણ પશુવત્ હોય છે. જેને વ્યવહારમાં પણ આપણે બોલીએ છીએ કે આનો ઢ છે. ઢ તેને જ મૂ વિશેષ લગાડી પરમાત્મા બતાવે છે કે, પૂર્વાર્જીત પાપોથી જેની બુદ્ધિ મૂઢ થયેલી છે; તેથી સંસારમાં જ પચી રહેલા જેમ છાણનાં કીડાની ઉત્પત્તિ લય છાણમાંજ હોય છે. તેમ સંસારના સુખમાં અત્યન્ત રચી પચી રહેલા તેના અર્થે જ તપ કરવા વાળા હોવાથી અત્રે आत्मनः શબ્દ મુકયો છે. તે પણ ભાવનાપ્રધાન છે. અર્થાત્ આત્મનઃ એટલે અંતઃકરણ દુરાગ્રહી થઈ તેમાં નિષેધ વિચારોનું બળ વધ્યું છે. તેવાઓનું તપ નિષેધાત્મક છે. જેણે પરિણામ ઉપર ધ્યાન જ રાખ્યું ન હોય માત્ર પારકા સાથે પોતાનું વેર હોય તેનો બદલો લેવા માટે દેવોને શરણ જઈ તેમની શક્તિ મેળવી પોતાનું વૈર વાળે છે. માટે મોટો કાયા કલેશ પ્રથમ પોતે જ કરી લીએ છે. તે એટલું બલિષ્ઠ હોય કે દેવોને પણ વરદાન આપવા આવવા ભાગ પડે છે. હિરણ્ય કશિપુને સાક્ષાત્ વિષ્ણુ સાથે વૈર હતું તો તેમનો નાશ કરવાને ઉગ્ર તપ આદર્યું અને ત્રૈલોક્ય ધ્રુજાવ્યું. બ્રહ્માને વરદાન આપવા આવું પડ્યું; પરંતુ તેમાં સંધી એવી રાખી કે તેને તેનાં પુત્ર ભક્ત પ્રહ્લાદ નિમિત્તે નરસિંહાવતાર ભગવાને તેને માર્યો એમ હિરણ્ય કશિપુએ તપ કર્યું તે દેવતાઓ બ્રાહ્મણોને દુઃખ આપવા માટે જ હતું. એમ

परस्योत्सादनार्थम् તપ તામસી અંતઃકરણ વાળા કરે છે. અંતે તેમનું જ અનિષ્ટ થાય છે. તેમજ નીચવૃત્તિનાં માણસો પણ ભુતપ્રેતાદિકનો આશ્રય લઈને અન્યોને પીડે છે. કારણ વિશેષ કરીને દેવતાઓ સહાયતા તામસ તપમાં કરતા નથી. તેથી ફળ સિદ્ધિ તર્ત આપતા નથી. જયારે ભુતાદિક પોતે જ તામસ હોવાથી ફળ સિદ્ધિ તર્ત મળે છે. હવે આત્મનઃ પીડ્યાનો અર્થ પ્રભુએ અત્રે એમ બતાવ્યો છે કે, તામસીઓને શરીરનો ધ્યાસ વિશેષ હોય છે. તેમાં અસ્મદ્ પદ હોય છે. છતાં પારકાના ઉપદ્રવ માટે પોતે પણ પોતાને પીડા ઉત્પન્ન કરી કાયા કલેશ જે કરે છે તે તેમનાં જીવ સુધી પહોંચે છે. વળી તેઓ પારકાને પીડા ઉત્પન્ન કરવા માટે पंचाग्निसाधनं धूम्रपानं ॥ बाधो मूखैः कृतं ॥ मस्तकेधूपदहनं ॥ शिशिरेऽन्तर्जले-स्थितिः ॥ ભલે સખત ગરમીના દિવસો હોય તો પણ પંચાગ્નીમાં તપે, ધુમ્રપાન કરે ઉંધેમાથે લટકે. માથા ઉપર બળતી સગડી મુકે ને ઠંડીના દિવસોમાં શિતલ જલમાં પેસેને કલાકોના કલાક તેમાં રહે છતાં તે કલેશો પરબ્રહ્મપ્રાપ્તિ અર્થે હોય નહિ परस्योत्सादनार्थम् પારકાને પીડા આપવા માટે હોય, સૂર્ય ગ્રહણ અથવા. ચંદ્ર ગ્રહણને દિવસે દીક્ષા લઈ જ્યાં દેશ કેવો તો સ્મશાન ભુમિ રાત્રીના ભુતોના મંત્રો ભણી તેમને વશ કરે ને તેમનાં વડે અન્યને પીડા કરે અર્થાત્ સેતાનનો જ સાથી થાય જેથી પરિણામે ભુતપ્રેતાદિકની યોનિમાં જન્મ થાય કારણ તેના ધ્યાસથી તેમનો જન્મ થાય તેમને વશ કરવા જતાં તેઓની શરતજ એવી હોય છે કે તું અમારો થાય તોજ અમે તારૂં કામ કરીએ એમ પોતાનું ને પારકાનું બગાડે રાવણ સ્વમસ્તકો કાપી કાપી શંકરને ચડાવતો હતો. છતાં ભોળા શંકર પણ તર્ત પ્રસન્ન થયા નહિ. તેનો અભિપ્રાય તેમનાં ધ્યાનમાં હતો. છેવટે પ્રસન્ન થયા ત્યારે પાર્વતી જ માંગી । એમ ઇષ્ટદેવને પણ કષ્ટદાયી હોય છે. એવાઓ ઉપદેશ પણ ગ્રહણ કરતા નથી માટે વિદ્વાનોએ એમને ઉપદેશ આપવો નહિ विद्वानेवोपदेष्टव्यो नाविद्वांस्तु कदाचन ॥ वानरानुपदेष्टारो स्थानभ्रष्टा यथा खगाः ॥ એક ઝાડ ઉપર ચકલી માળો બાંધી બેઠા હતો ત્યાં નીચે વાંદરાઓ આવ્યા. વર્ષા ઋતુ પાસે હોવાથી તેમને માળી બાંધવા ચકલીએ કહ્યુ તેથી તેણે ચીડાઇને ચકલીનો માળો ભાંગી નાંખ્યો એમ તામસ બુદ્ધિ મૂઢ ગ્રાહ્ય હોય છે.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

અન્વયાર્થ दातव्यं इति આપવું જ જોઇએ સમજીને अनुपकारिणे પ્રત્યુપકાર કરવાને અસમર્થ હોય તેવાને देशे च પવિત્ર દેશમાં काले च શુભ મુહૂર્તમાં पात्रे च સુપાત્ર જોઇએ यत् दानं दीयते જે દાન અપાય છે, तत् दानं તે દાન सात्विकं स्मृतम् તેને સાત્વિક દાન માનવામાં આવ્યું છે.

દાન છે તે ઉદ્ધારકતત્વમાંનું એક તત્વ છે. એ દાન વિષે ઘણા ગ્રન્થોમાં લખાણ છે. જેમાં દાનધર્મચંદ્રિકા નામે એક પુસ્તક છે. તેમાં વિશેષ કરીને વર્ણન આવ્યું છે. આ દાન શબ્દમાં दा ધાતુ આવ્યો છે. જેનો અર્થ આપવું એમ થાય છે.

આપણી સત્તા નીચેની વસ્તુ ઉપરની સત્તા ઉઠાવી બીજાને આપવી તેનું નામ દાન કહેવાય છે. જેમ કે, स्वसत्तानिवृत्तिपूर्वक परसत्तापादनं તે દાન છે. જેનો દક્ષતિ, દીયને દત્તે વિગેરે ક્રીઆપદો થાય છે. એમ શબ્દાર્થ છે. જ્યારે ભાવાર્થ માં છે કે, દાન કરતાનો ઉત્કર્ષ દાન વડે થાય છે. પૂર્વે જે ઇષ્ટ અને આપૂર્ત કર્મો હતા, તે દાનને અંગે ચાલતા હતા. ઇષ્ટ એટલે યોગ્ય શાસ્ત્રવિહિત તે અને આપૂર્ત એટલે પરોપકાર દેશોન્નતિ વિગેરેના જે કાર્યો તે આપૂર્ત કહેવાય છે. જેમાં મુખ્ય પ્રધાન દાન છે. હાલમા એ બારામા ઢીલાસ આવી ગઈ છે. જેમ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે. તેમ વર્તમાનકાળ દાનરૂપી સમુદ્રમાં ઓટનો છે. જેનું કારણ તપાસતાં વસ્તુત. कस्य स्वित् धन ( આ ધન કોનું છે. ) એ બારામાં પૂર્વ કાળના ઋષિમુની રાજર્ષિઓનો નિશ્ચય એવો હતો કે, વસ્તુમાત્ર ઉપર દાતવ્યની છાપ તો છેજ. જે આપણી પાસે વસ્તુ ન હતી તે બીજા પાસેથી આવી છે. માટે તે આપણા પાસે પણ અસ્થાયી રહેવા વાળી છે. માટે જ कस्य स्वित् धनं આ ધન આપણું છેજ નહિ, તે સૃષ્ટીનિયંતાનુ હોવાથી येन केन प्रकारेण તે સૃષ્ટીનાં કાર્યમાં લાગવાનું જ તો આપણે સ્વાનંદપૂર્વક જ કેમ ન આપવાનુ ? આપવાથી પુણ્યનો હિસ્સો સહજમાં પ્રાપ્ત થાય છે. જેમ ગંગાનદીને અર્ઘ પાદ્ય આપવુ હોય તો તેમાંથીજ પાણી લઈને અર્ઘ આપીએ છીએ છતા પુણ્યનો ભાગ તો મળે જ છે. તેમ સૃષ્ટીનું ધન સ્વાનંદ પૂર્વક આપવાથી તેમાં પુણ્યાંશ સહજ પ્રાપ્ત થાય છે. એ સ્વરૂપધ્યાનમાં હોવાથી ઋષિમુનીઓએ ગૃહસ્થાશ્રમ સિવાયનાં ત્રણે આશ્રમોને આજ્ઞા કરી હતી, કે, તમારો હકપૂર્વક ગૃહસ્થના ઘરમા ભિક્ષા માટે જવુ. જ્યારે ગ્રહસ્થો પણ સ્વ કર્તવ્ય સમજી દાન આપતા હતા. દાન આપવા માટે દ્રવ્ય હોવું તે પણ અહો ભાગ્ય. તેમજ સમયે દેશ કાળ અને પાત્ર મલવો પણ દુર્લભ જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ લખે છે अनर्घ्य रत्न हाता चढे ॥ तें भांगाराची चोढी पडे ॥ दोनी जाली तरी न जोडे । लेंतं आंग ॥ परी सण सुहृद संपत्ती ॥ हे तीन्ही येर्की मिळती । जैं भाग्य घरी उन्नती । आपुलयाविर्दी ॥ तैसें निफजवावया दान ॥ जैं तत्त्व सुये संवाहन ॥ तैं देशकाळ भाजन । द्रव्य ही मिळे ॥ કવચિત ઉત્તમ બીજ મલ્યું તો ઉત્તમ જમીન વા હવાની ઉણીવ રહે તે પ્રમાણે દાનની ઈચ્છા હોય તો પાત્ર અને દેશ કાળની ઉણીવ પડે છે અમોળ રત્ન મલ્યું તો તેને જડવાને સોનાનો અભાવ હોય છે. કવચિત્ સોનું પણ મલ્યું, તો અલંકાર પહેરનાર ઇન્દ્રિઓવાળાની ઇન્દ્રિય રોગી હોય છે. પરતુ ઉત્તમ કાળ સુદૃઢ મનુષ્ય તેમજ સપત્તિ જો ભાગ્યથી ઉન્નતિ થવાના હોય તોજ મળે છે તેમજ આપણા હાથે દાન થવાનું હોય તોજ સત્વગુણની સહાયતા થઈ, દેશ, કાળ, અને સત્પાત્ર બ્રાહ્મણ વ દ્રવ્ય મળે છે. માટે ગૃહસ્થાશ્રમીએ દાન આપવાનો સંકોચ કરવો નહિ. તેમજ બ્રહ્મચારીએ વાનપ્રસ્થે તથા સન્યાસીએ ગૃહસ્થાશ્રમી પાસે દાન માંગવાનો સંકોચ કરવો નહિ. વર્તમાન કાળમાં ત્રણે આશ્રમીઓ ઉપર એવો કટાક્ષ બેઠો છે કે, આ સર્વ આળસુ લોકો ભેળા થયા છે. જેઓનુ ભાર ગૃહસ્થાશ્રમી ઉપર છે, જેમાં કાંઈક વસ્તુસ્થિતિ પણ તેવીજ છે. તેઓ સ્વાશ્રમયોગ્ય પાત્ર હોતા નથી. યોગ્યતા કેવી જોઇએ તે બારામાં જ્ઞાનેશ્વર મહારાજ

લખે છે, आचारांचें मूळ पीठ। वेदांची उदार पेठ। तैसे द्विजरत्न चोखट।पावोनीयां॥ मग तयाचें ठायीं वित्ता। निवर्तवावी स्वसत्ता। परी प्रियापुढें कान्ता। रीगे जैसी॥ આચારનો મૂળ પીઠ, વેદોનું વસતીસ્થાન એવો સુપાત્ર બ્રાહ્મણ પ્રાપ્ત થતાં જેમ પતિવ્રતા પતિને જેમ સ્વશરીરની સત્તા સોંપી છે કે, તેમ વસ્તુની સત્તા ત્યાગીને તેને દાન આપવું. જેમ ઉપજતાંજ કન્યા દાનને પાત્ર છે. તેનાં કપાળમાં જ દાતવ્યં એમ ગુપ્ત લખેલું છે. તેમ ઉત્તમ પુરૂષોની સંપત્તિરૂપી કન્યા દાતવ્ય જ હોય છે. જ્યારે હમણાના ગૃહસ્થોની ભાવના દાન પ્રત્યે અત્યંતિક કૃપણ થઈ છે. પૂર્વે રઘુ-રાજાએ સર્વસ્વ દક્ષિણા યજ્ઞ કર્યો હતો પોતા માટે મૃત્તિકાના જ વાસણો રાખ્યા હતા. જ્યાં યજ્ઞ સમાપ્ત થયો ત્યારે કૌત્સ નામનાં ગુરૂનો એક વિદ્યાર્થી રાજાની પાસે દ્રવ્ય ઈચ્છાથી આવ્યો. ત્યાં આવતાં રાજાની પરિસ્થિતી જોઈ તેનું મન ખિન્ન થયું. અને કાંઈ પણ ન માંગતા ઉઠી જવા લાગ્યો. તે રાજા સમજી ગયા અને એને અટકાવી બોલ્યા કે તમે કઈ ઈચ્છા માટે આવ્યા છો. અને નિરાશ થઈ પાછા કેમ જાય છે" વિદ્યાર્થી બોલ્યો "એક કામ છે. પણ તારાથી થવું અશકય છે" રાજાના આત્યંતિક આગ્રહથી તેણે કહ્યુ ગુરૂએ મને ચૌદ વિદ્યા ભણાવી છે. તેમને દ્રવ્ય આપવું છે. અને એક એક વિદ્યાના એક, એક, કોટી મહોર લેવા આવ્યો છું તે તમે કયાંથી આપશો ? રાજા કહે રઘુરાજા પાસેથી યાચક વિમુખ કદાપિ ગયો નથી. પછી પ્રજા ધન ઉપર હવે હક નથી સમજી કુબેર ભંડારી પાસે વિદ્યાર્થીને મોકલાવ્યો. કુબેર રાજાનો ભંડાર તેને બતાવ્યો વિદ્યાર્થીએ પણ ગુરૂને આપવા જેટલું જ દ્રવ્ય લીધું બીજાને હાથ અડકયો નહિ આવા પરસ્પર આપનારા અને લેનારા હોવાથી દેવતાઓની સહાયતા તેમને હતી. એમ જ્યાં ઉદાર વૃત્તિ હોય ત્યાંજ વૈરાગ્ય પાકે છે. જ્યાં અહંતા મમતા ઓછી થાય તોજ વસ્તુ બીજાને આપી શકાય છે. જે હાથથી દાન આપતા નથી તે કૃપણો મરણ પછી સમગ્ર અસ્તવ્યસ્ત રીતે મુકી જાય છે, તે બીજાઓને માટેજ હોય છે. માટેજ નિસ્પૃહ મનુષ્યોને તૃણવત્ જગત્ લાગે છે. આ બાબતમાં માઘ કવિની મોટી કીર્તિ છે. તે જેમ કવી હતા તેમજ દાન-શૂર પણ હતા. એક દિવસે દ્રવ્ય ખપ્યું ત્યારે તેમણે સ્વપત્નીને રાજાને ત્યાં મોકલી રાજાએ તેને ત્રણ લાખ રૂપીઆ આપ્યા. માઘ કવિની પત્ની પણ ઉદાર હોવાથી રસ્તામાં બ્રાહ્મણો વિગેરેને મુઠી, મુઠી, આપતાં ચાલતાં હતા તેથી ઘેર આવ્યા ત્યાં સુધીમાં દ્રવ્ય ખુટી ગયું. ઘેર આવીને પતીને સર્વ વૃતાન્ત કહ્યું. સાથે રાજા ભોજે તેને કહ્યું હતું કે હું કવીને મલવા આવીશ તે પણ કહ્યું. ત્યારે કવિ બોલ્યા તે રસ્તામાં દ્રવ્ય આપ્યું તેનો ઠીક પરંતુ મને દાન આપવા હવે દ્રવ્ય નથી. જેમ કે अर्था न सन्ति न च मुंचते मां॥ दुराशाता गेरति यां मां लाघव करी स्वयंयेम पापम् हे प्राणा स्त्वयं व्रजेत्॥ મારી પાસે સંપત્તિ તો અત્યારે કાંઇ પણ આપવાને છે નહિ છતાં મારા હૃદયમાંનો પારકાને આપવાની દાનવૃત્તિ છોડતો નથી. તેથી પાપ છે કે ? સ્વવધ કરી લઉં. છતાં તેમાં પાપ છે, તો હે પ્રાણો એવા માઘ કવીના શરીરમાં કાં બેઠા છો ? ચાલ્યા જાઓ" ત્યારે ત્યાંજ બેઠે બેઠે પ્રાણો ચાલ્યા ગયા. આ સર્વ વાતો આપણને અતિશયોક્તિ જેવું લાગે. પરંતુ માઘ કવી યોગકીયા

જાણતા હતા. તેથી તેને આશ્રયે તેમણે પ્રાણોનો ત્યાગ કર્યો હતો. એમ મહાપુરૂષો અતિ ઉદાર હોય છે. તેમને ધ્યાનમાં જ છે. કે, चत्वारो धनस्य दायादाः धर्मराजा यमो अग्नि ॥ ધર્મરાજા, યમ, અને, અગ્નિ, એને હસ્તે ધનની ઇતિ શ્રી છેજ ધર્મને ન આપતાં યમ હરી જાય. રાજાને ક્રોધ ચડે તો તે લઈ જાય અથવા આગ લાગે તો બળી જાય. તેથી પુત્રો વિગેરેને આપીને ચતુર્થ ભાગ અવશ્ય દાન કરવું જ દ્રવ્ય છે તે પુણ્યનું ફળ છે. તે સંસારીને ન ખાઈએ તો ત્રૈલોકયને બાળનાર અગ્નિનું ભક્ષણ થઈ જાય. ધર્મમાં વાપરતાં યમ રાજા અને અગ્નિ સંતુષ્ટ રહે છે. દ્રવ્ય આપવા ન હોય તો प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति मानवा. હોવાથી સર્વ સાથે મીઠાસથી બોલવું. એ પણ વાણીનું દાન છે. દધિચિ ઋષિએ હાડકાં શરીરના આપ્યા હતા. વળી જ્ઞાન દાન જેવું કાંઈ દાન જ નથી. अन्नदानात्परं नास्ति ज्ञानदानं ततोऽधिक ॥ अन्नात्क्षणीका तृप्तिः यावत् जीवितं चिधेया અન્ન દાન સર્વથી શ્રેષ્ઠ તેથી વિદ્યાદાન અધિક અન્નથી ક્ષણીક તૃપ્તિ જ્યારે વિદ્યા દાનથી જન્માન્તરની શુદ્ધિ થાય છે. દધિચી ઋષિએ હાડકાં આપ્યા ત્યારે તેમનાં અંતઃકરણમા વિચાર આવ્યા. વસ્તુમાત્ર પરમાત્માની છે. તો આ દેહ પણ તેમનો જ છે. માટે ઇન્દ્રદેવને તે ઉપયોગમા આવે તેજ તેનું ભાગ્ય છે. કર્ણે ઇન્દ્રને ઓળખવા છતાં કવચ કુંડળ પિતા સૂર્યના ના કહેવા છતાં પણ આપી દીધાં હતાં. તેણે કહ્યું કે પ્રાણા જન્મનિ જન્મનિ પરંતુ ઇન્દ્ર જેવો યાચક કયાંથી મળે ? એવા મહાપુરુષોને ખરેખર ધન્ય છે કે જેમના અંતઃકરણમાં આવું ઉત્તમ વૈરાગ્ય ઘર કરીને બેઠું હોય છે. લોભ જ સર્વ પાપોનું મૂળ છે. જ્યાં તે છે, ત્યાં દાન શકય નથી. માટે બ્રહ્માએ તપશ્ચર્યામાંથી ઉઠીને દેવો મનુષ્યો અને દૈત્યો જે તેમને મળવા આવ્યા હતા તેમને કહ્યુ કે द-द-द અર્થાત્ દાન આપો, દાન આપો દાન આપો. દેવોને દમન ઇન્દ્રિય નિગ્રહ દૈત્યોને દયા અને મનુષ્યોને દાન આપવા કહ્યું હતું. કારણ એ ત્રણેમાં તેનો અભાવ હોય છે દેવી ભોગોને આધિન દેવતાઓ દયાહીન દૈત્યો અને લોભી મનુષ્યો હોય છે. માટે તેથી' જે વિરૂદ્ધ તેજ તેમને કલ્યાણનું સાધન છે. માટે શાસ્ત્રકારો કહે છેઃ दातव्यं भोक्तव्य सति निभवे संग्रहो न कर्तव्यः ॥ परन्तु मधुकरीणां संचितमर्थं हरन्ति अन्ये દાન કરો વા વાપરો કેવટ સંગ્રહ કરો નહિ. જુઓ મધમાખોઓનું સંચીત મધ તેને તેના બચ્ચને ઉપયોગ આવતો નથી. આપણે લઈ જઈએ છીએ તેથી લક્ષ્મીજીને કન્યા જેવી રાખવી કન્યામાં પિતાને કામના હોતી નથી છતાં પ્રેમથી પાળી પોશી સદ્પાત્ર જોઈ વિષ્ણુસ્વરૂપ વરને યોગ્ય કાળમાં આપે છે. તેમજ દ્રવ્યને આપતાં રહેવુ વળી જમાઇ પાસેથી સસરાને કાંઈ પણ લેવું હોતું નથી એમ અનુપકારીને દ્રવ્ય આપવું. વળી જમાઈ તો सदा क्रूर. सदा वक्रः सदा पूजामपेक्षते એવાને આદર સત્કારથી કન્યા કે જે શરીરનું અંગ છે, તેને આપીએ છીએ, તેમ જ વસ્તુ માત્રને પાત્ર જોઈ આપવી. બીજા બે શ્લોકોમાં રાજસ તામસ દાનનું વર્ણન છે.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અન્વયાર્થ—

तु यत् જે દાન प्रत्युपकारार्थं પ્રતી ઉપકાર માટે वा पुनः અથવા તો ફરીને फलं उद्दिश्य ફળની અપેક્ષા વડે च परिक्लिष्टं च અતીશય કલેશથી दीयते આપવામાં આવે છે तत् राजसं उदाहृतम् તેને રાજસ કહ્યું છે.

यत् दानं જે દાન अदेशकाले અયોગ્ય દેશ કાળમાં च अपात्रेभ्यः અપાત્રને असत्कृतम् અસત્કાર પૂર્વક अवज्ञातम् અવજ્ઞા કરીને दीयते અપાય છે. तत् तामसम् उदाहृतम् તે તામસ કહેલું છે.

પ્રકર્ણ દાનના બારામાં ચાલ્યું છે. જેમાં સાત્વિક દાનનું વર્ણન ગત શ્લોકમાં ભગવાને કર્યું. હવે બે શ્લોકોમાં રાજસ અને તામસ દાનનો પ્રકાર બતાવ્યો છે જેવા દાનો સહજ જ હોય છે. વર્તમાન કાળમાં આપણે તેને કરીએજ છીએ, સાત્વિકતો ભાગ્ય હોય તોજ દાતવ્યં સમજીને થાય છે. પરન્તુ प्रकृतिं यान्ति भूतानि સ્વભાવથી રાજસ તામસ દાન તો થાય જ. ગમે તેવો કંજુસ હોય છતાં નિયતિનો સ્વભાવ જ એવો છે કે, તેના પાસેથી દાન કરાવ્યા વિના મૂકે નહિ. યેન કેન પ્રકારેણ પણ મનુષ્ય પ્રાણી દાન આપ્યા વિના રહેતો નથી. પ્રભાતથી આરંભી સંધ્યા સુધીના આપણા કાર્ય ઉપર લક્ષ આપીએ તો આપણે ઘણુએ આપીએ છીએ. શરીરનોજ ધર્મ એવો છે કે, ગ્રહણ કરે છે તેટલું જ આપી દીએ છે. એમ લેવું ને મૂકવું એ પ્રાણી માત્રનો સ્વભાવ છે. વસ્તુતઃ તે પણ દાન જ છે. છતાં તેને દાનની ઉપમા અપાતી નથી. ખરેખરી દાનની ઉપમા તો ગત શ્લોકમાં વર્ણવવામાં આવી તેજ છે. છતાં મધ્યમ દાનનો પ્રકાર મનુષ્ય પ્રાણી કરી રહ્યો છે. જેથી પરમાત્માને અનિષ્ટ છતાં વર્ણવવો પડયોઃ તથા ઉત્તમની ઉત્તમતા અને મધ્યમની મધ્યતા બતાવવા માટે અધમ એવા તામસ દાનનું પણ વર્ણન કર્યું. વસ્તુતઃ તેને દાનની ઉપમા આપવી પણ ઘટતી નથી. છતાં જે, જે, મનુષ્ય પ્રાણી કરી રહ્યો છે. તેને તે જાણતો નથી. માટે તેના અંતઃકરણમાં પ્રકાશ પાડવા પ્રભુ અત્રે કથન કરે છે, જેમાં પ્રથમ રાજસ દાન અને આપણો સ્વભાવ જોઇએ. તો રાજસ દાન જ કરીએ છીએ. આપણા અંતઃકરણમાં કામના હોવાથી સકામ પ્રવૃત્તિ વાળા છીએ. તેથી દેવ સાથે પણ જાણે વેપાર કરવા હોઇએ તેવું દાન કરીએ છીએ. જેમાં મુખ્ય અન્યાય તે એ કે પ્રથમ કહી ગયા પ્રમાણે વસ્તુ માત્ર ઉપર આપણે હક ન છતાં પોતાનો માની તેના દાનનાં કરતા થઇએ છીએ. જ્યાં મમત્વ એવું કે મારી વસ્તુ અને હું તેને આપનાર જેનું આપેલું તેના દેવાલય બાંધવામાં પણ તેવી જ ભાવના યુક્ત છીએ. વળી યજ્ઞાદિક ધર્મશાળાઓ-વાવ-કુવા બંધાવવા-સદાવ્રત કહાડવામાં પણ ફળેચ્છા હોય છે. ઘરમાં કોઈ આપ્ત રોગી હોય તો સત્યનારાયણની પૂજા પણ સકામી થઇને જ કરીએ છીએ. ઘરની ગાયને ઘાસ ચારો નાંખીએ તે પણ દુધની અપેક્ષાથી જ હોય છે. પૂર્વે ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ધર્મ સમજીને

કરતા જ્યારે હાલમાં જે ગાય વસુકી ગઈ હોય તેને સીધી પાંજરાંપોળ બતાવીએ છીએ. એમ કીર્તિદાન અથવા તો प्रत्युपकारार्थं કરીયે છીએ. ઈશ્વરેચ્છામાં જો ફળ ન મળે તો કરેલા દાન માટે પશ્ચાત્તાપ થાય છે. જેમકે પ્રિય પુત્ર માંદો પડયો. મૃત્યુંજયના જપ શંકરને માથે દુધનો અભિષેક કર્યો. વિગેરે તેમાં જો આયુષ્ય બાકી હોય તો ચિરંજીવ ઉઠે અને કદાચ હરિ શરણ થાય, તો દેવમાં શ્રદ્ધા ઢીલી થાય. અને પૈસા વ્યર્થ પાણી કર્યા. એમ મનમાં આવી જાય. અને લાગે દેવે પુત્ર પણ લીધો અને દ્રવ્ય પણ લીધું જ્યાં એમ સ્મૃતિ રહેતી નથી કે તે દેવને કયાંથી આપ્યુ. તારૂં શું હતું જે તે દેવને આપ્યું વસ્તુતઃ તું જ દેવનો ભોગવવા વાળો છે છતાં પણ પ્રભુ કોઈનો કર રાખતા નથી. રૂપાન્તરે તેને આપે જ છે તો દાન કરી પશ્ચાત્તાપ કરનારનું પુણ્ય બળી ભસ્મ થાય છે પૂર્વ કાળમાં દિવ્ય ભોગોની ફલેચ્છાથી દાન કરતા તેમજ દેવો પણ તેમના સ્વર્ગાદિક સુખ આપતા હતા. છતાં તેઓને પણ પ્રભુએ आद्यन्तवत. कौन्तेय न तेषु रमते बुधः એમ કહ્યું છે. જ્યારે આપણે અષ્ટોત્તરશત્ત પારાયણ બેસાડીએ ત્યા પણ ઈશ્વર પ્રીત્યર્થે હોતું નથી. કીર્તિ દાન હોય છે. વર્તમાન કાળમાં કન્યાદાનમાં પણ દાતવ્ય ભાવ રહ્યો નહિ જ્યાં પણ કન્યા વિક્રય આદિ થાય છે. અને અપાત્રને કન્યા અપાય છે. એમ દાતવ્ય જે કન્યા તેમાં ઠગાઇ કરવાથી ઇશ્વરનાં દરબારનાં ચોર ઠરીએ છીએ.

માટે યત્ યત્ સકામ તત્ તત્ રજોગુણ યુક્ત થાય છે. જેમાં ઘણી વાર દુઃખનો અનુભવ થાય છે જ્યાં શ્રીમદ્ ભાગવતમા હરિશ્ચન્દ્ર રાજાની કથા છે કે તેમણે ઇન્દ્રદેવને પુત્ર આપવાનું નક્કી કર્યું હતું. તે પાયના કરવા આવ્યા. ત્યારે વાયદા આપવા લાગ્યા દાંત આવશે ત્યારે આપીશ. તે વખતે આવ્યા તો કહે જનોઈ પહેરશે ત્યારે આપીશ. વિગેરે ઉડાવતા હતા. વસ્તુત ઇન્દ્રની આરાધનાથી જ તેની પ્રાપ્તિ હોવાથી ઇન્દ્રે તેને શાપ આપ્યો કે તને ઉદરનો રોગ થશે. મારીજ વસ્તુ મને આપતો નથી, તેથી તું ચોર છે એમ સકામ અંતઃકરણ વાળા પ્રભુનાં ચોર છે. ફલેચ્છાથી કરેલુ દાન પણ સંતાપજન્ય છે.

હવે તામસ દાનના બારામાં ભગવાન્ બોલે છે. જે દાનને શિષ્ટ પુરૂષો અનિષ્ટ માને છે, તે તામસ દાન છે. જ્યા પહેલું જ વિશેષણ છે કે अदेशकाले अपात्रेभ्यश्च दीयते કાળ પાત્ર અને દેશની પવિત્રતા જ્યાં જોવામાં જ આવતી નથી. હિન્દુસ્થાનમાં ગરીબ લંગડા લૂલા સાધુ સતો ભુખ્યા મરતા હોયને યુરોપમાં અથવા ટ્રાંન્સવાલમા ઇજીપ્ત ઇત્યાદિક દેશોમાં ધરતીકંપ વિગેરે ઉપદ્રવ થાય તો નામનાં ને માટે અથવા સરકારની પ્રીતી માટે મોટી મોટી રકમો આપવામાં આવે છે. એમ ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યને ચાટો એવું દાન સ્વદેશ છોડી પરદેશમાં કરવું તે અદેશ ઠેકાણે છે. વળી સ્મશા નાદિકમાં દાન મ્લેછોના દેશમાં દાન હિંસાદિક થતા હોય ત્યાં જે દાનઆપવુ તે પણ અદેશ છે. વળી અકાળનો અર્થ એમ છે કે પ્રભાતમાં જમ્યા પહેલાં તે કાળ છે. પૂર્વે રાજાઓ સત્પાત્રને દાન આપવા પછી જમતા હતા જ્યારે સંધ્યાકાળ મધ્ય રાત્રીનાં જે દાન તે તામસ દાન છે, તે કાળ ભૂતપ્રેતાદિકની છે. હવે અપાત્રનો વિવેક એમ છે કે, નાટકાદિક કરવા વાળા ભવૈયા, વેશ્યા, ભાંડ, ધૂર્ત, મદારી,

જુગારમાં, ભૂતપ્રેતાદિકમાં, જે દ્રવ્ય વપરાય તે અપાત્ર છે. नटेऽपि दद्याद्गणकेऽपि दद्यात्संप्रार्थिते पाशुपतेऽपि दद्यात् નટ કહેતાં ભવૈયાઓને ગણુ કહેતાં જ્યોતિષોને પ્રાર્થના કરે તેને, શંકરના ભૂતપ્રેતાદિક માનવાવાળાને જે દાન અપાય તે તામસ દાન છે. રાજા ભરથરીના હાથથી તે તામસ દાન થઈ ગયું હતું. અમરફળ પીંગળાને આપતાં અંને રાજ્યપાટને ત્યાગરૂપી પ્રાયશ્ચિત્ત કરવું પડયું અને પસ્તાવામાં બોલ્યા કે, धिक्तां च तं च मदनं च इमं च मां च ॥ મને તે સ્ત્રીને અશ્વપાલને તથા કામને ધિક્કાર છે, કે જેના વડેજ આસક્તિ ઉત્પન્ન થઈ છે. રાજા વિદ્વાન્ માટે પરિણામ વૈરાગ્ય. જ્યારે અન્યોને તેમ થતું નથી. તેઓ નરકના કીડા નરકમાં જ રચી પચી રહે છે. અર્થાત્ વેશ્યા જુગાર ઇત્યાદિમાં જ આનંદ માને છે. અને તે દાનને શ્રેષ્ઠ માને છે. ને જો સત્પાત્ર બ્રાહ્મણને આપવું હોય તો બ્રાહ્મણ પ્રત્યે 'અસત્ કૃતં અવજ્ઞાતમ્' રીતે આપે છે. અર્થાત અપમાન કરીને અનાદર પૂર્વક આપે છે. તિરસ્કારથી આપવા વિના છુટકો નહિ સમજીને આપે છે. માટે એક કવિ લખે છે કે, पंगो धन्यस्त्वमसि न गृहं यासि योऽर्थी परेषाम् ॥ धन्योऽन्धस्त्वसि मदवतां नेक्षसे यन्मुखानि ॥ श्लाघ्यो मूक त्वमसि कृपणं स्तौषि नार्थाशयाय ॥ स्तोतव्यस्त्वं बधिर न गिरं यः खलानां शृणोषि ॥ હે પંગુ ! તને ધન્ય છે કે, અર્થની ઇચ્છા માટે પારકે ઘેર તને જવું પડતું નથી. અન્ધ તને પણ ધન્ય છે કે, મદવાળા શ્રીમંતો-નાં મુખ જોવાં' પડતાં નથી. મુંગા તું પણ વખાણ પાત્ર છે. યોગ્ય છે કે તને અર્થની ઇચ્છાથી પારકાની સ્તુતિ કરવી પડતી નથી અને બહેરા તું પણ સ્તુતિ યોગ્ય છે કે ખળોના શબ્દ તને સાંભળવા પડતા નથી. એમ ધનમદો વાત કરે છે, તે તિરસ્કારયુક્ત હોય છે. મુંબઇમાં થોડાક વર્ષ પૂર્વે એક ભાટીઓ શ્રીમંત દાન યાચકની કલ્પના ઉપરાંત ઘણું આપતો પણ તે ગાળોનો વર્ષાદ વરસાવીને આપતો તે દાન પણ તામસનાં ખાતામાં જાય છે. કારણ તે અસત્કૃતં અવિજ્ઞાત હતું.

એવા પ્રકારે આપેલું દાન પ્રતિગ્રહ કર્તાને પણ હાનિ કરે છે, અને આપનારને પણ હાનિ કરે છે. ઘણું દાન કર્યું હોય છતાં તે શુભ ફળને ઉપજાવતું નથી. અસંતોષથી આપેલું પરિણામે અસંતોષી જ રાખે છે. અને જેમ રાખમાં હોમેલું ઘૃત વ્યર્થ જાય છે. તેમજ તે પણ વ્યર્થ જાય છે. કર્તવ્ય સમજીને આપેલું યદ્દ અલ્પ તદપિ બહુ થાય છે. પૂર્વે લગ્નાદિકમાં જ્ઞાતિભોજન બ્રહ્મભોજન વિગેરે થતાં જ્યારે હમણાં શ્રીમંતો યુરોપિયનને પાર્ટીમાં દારૂ માંસાદિક આપી ખુશી થાય છે. માટે હિંસાના પાપના પણ ભાગી થાય છે. વળી આધ્યાત્મિક વિદ્યા પણ પાત્ર જોઈને આપવા આજ્ઞા છે. પ્રભુએ કહ્યું કે अध्यात्मज्ञानं ज्ञानानां છે. છતાં इदं तेनातपस्कायना अभक्तायो कदाचन હોવાથી આપવી નહિ તેમજ પ્રજાપતિએ. પણ ઇન્દ્ર જેવા દેવતાને પણ તપશ્ચર્યા કરાવીને જ આપી હતી. તો તે સાત્વિક દાન છે. જ્યારે હાલમાં અંગ્રેજ પારસી અપરિપકવ ચિત્તવાળાને માત્ર જ્ઞાનનો વિપર્યાસ કરનારને અપાય છે. કારણ આપનાર દ્રવ્યેચ્છુ અને લેનાર પંડિતાઇની અપેક્ષાવાળો હોય છે. એમ જ્ઞાન, દાનમાં પણ તામસપણું આવે છે. એમ સાત્વિક, રાજસ, તામસ દાનનું વર્ણન કરી પ્રાયશ્ચિત્ત વિધિ બતાવે છે.

ओं तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥
तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

અન્વય ૐ तत् सत् ૐ तत् सत् इति એવો ब्रह्मणः त्रिविधः निर्देशः બ્રહ્મના ત્રણ પ્રકાર स्मृतः કહ્યા છે तेन पुरा ब्राह्मणा આ નિર્દેશ વડે બ્રાહ્મણો च वेदाः વથા વેદો च यज्ञाः તેમજ યજ્ઞો विहिताः નિર્માણ કરેલા છે.

तस्मात् ૐ તે માટે આમ્ છે તે इति उदाहृत्य એમ કહેવાય છે. ब्रह्मवादिनां વેદવાદીઓ બ્રાહ્મણોનો विधानोक्ता વેદશાસ્ત્રોએ કહેલા यज्ञ-दान-तप-क्रियाः યજ્ઞ દાન અને તપની ક્રિયા सततं प्रवर्तन्ते સતત પ્રવર્તે છે.

સત્તરમા અધ્યાયમાં આહારનો વિષય બાજુ મુકીએ તો ધાર્મિક ક્રિયાઓનુંજ વર્ણન છે. જેમાં યજ્ઞ, દાન, અને તપનું વર્ણન આવ્યું છે. અત્રે શંકા ઉપસ્થિત થાય છે. ધાર્મિક ક્રિયા થઈ ત્યાં સત્વ, રજ, અને તમ નો ભેદ કેમ પડે છે. ત્યાં ઉત્તર છે કે રજઃ તમઃ કે જે અંતઃકરણના ધર્મો છે, તે ત્યાં પણ ઘુસે છે. અને અપવર્ગ જે મોક્ષ તેમાં અડચણ કરે છે જેથી ધાર્મિક ક્રિયાઓ પણ વિફળ જાય છે. માટે તે ક્રિયાઓને આદ્ય ભગવાનનો આદ્ય નામનો નિર્દેશ કરવો અને ક્રિયાઓમાં થઈ જતી સ્વાભાવિક અવિધિનું જે પ્રાયશ્ચિત્તના આ શ્લોકો છે. જેમાં સમગ્ર અધ્યાયના સારનું કથન છે. આ શ્લોક ઉપર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે અદ્ભુત ટીકા કરી છે. માટે આપણે તેમની ટીકાનું રહસ્ય જોઈએ.

तरि अनादि परब्रह्म । जें जगदादि विश्राम । स्थान तयाचें एकनाम । त्रिधापैं असे ॥ तें कीरअनाम अज्ञाती । परी अविद्यावर्गाचिये राती । माझी ओळखावया श्रुती खूण केली ॥ અનાદિ જે પરબ્રહ્મ અને જગત્ આખાનું વિશ્રામસ્થાન તેને એક નામ છે. જેનું ત્રણ પ્રકારે વિભક્તપણું છે. વસ્તુતઃ તેને નામ જાતિ ક્રિયા કાંઈ પણ નથી છતાં પણ અવિદ્યારૂપી રાત્રિના આધારે જે સ્વરૂપને ઓળખવા માટે એક ખુણ નિશાની છે. તેજ આ ૐકાર રૂપ નામ છે. જેમકે उपजलिया बालकासी । नांव नाहि तयापासीं । ठेवलेनि नांवेंसी । ओ देत उठी ॥ कष्टले संसार शिणे । जें देवां येति गान्हाणें ॥ तया ओ दे नांव जेणें । तो संकेतु हा ॥ ब्रह्माचा अबोला फीटावा । अद्वैतुद्वैततें । मेटावा । ऐसा मंत्रु देखीला कणवा । वेदें वावें ॥ જેમ જન્મેલા બાળકને નામ નથી છતાં તેને આપેલા નામથી બોલાવનો તે જવાબ આપે છે તેમજ પરબ્રહ્મને નામ નહીં પરંતુ સંસારથી દુઃખી થઈને દેવો પ્રભુને શરણ જઈ અસુરના સતાપની વાત કરે છે, તે વખતે જે નામ પ્રભુને આપે છે, તે આ સંકેત નામ ઓમ્ છે. વળી બ્રહ્મનું અનિર્વચ્યપણું પ્રીટીને એક રૂપ થઇ મળવા માટેનો જે નામોચ્ચાર તે આ ૐ છે. मग दाविलेनि जेणें एकें । ब्रह्म आळविलें कवतिकें । मार्गा असत ठाके । पुढां उमे ॥ परी निगमाचळ शिखरीं । उपनिषदार्थ नगरीं ॥ आहातीं जें ब्रह्माच्या पंक्ताहारीं ॥ तयांसीच कळे ॥ પછી બ્રહ્માએ જે મંત્રથી પ્રભુનો પોકાર કર્યો. જે પછવાડે હોઈને પણ આગળ આવ્યા. છતાં

*પણ વેદરૂપી પર્વતના શિખર ઉપર ઉપનિષદ્ રૂપી નગરમાં જે બ્રહ્મની પંક્તિમાં હોય છે, તેને જ આ નામ ઓળખાય છે. हेंही असो प्रजापति- । शक्ति जे सृष्टि करिती । ते जया एका आवृत्ति । नावाचिया ॥ पै सृष्टिचिया उपक्रमा ॥ पूर्वीगा विरोत्तमा । वेडा पेसा ब्रह्मा । एकला होता ॥ मज ईश्वरातें नोळखे । ना सृष्टि हि करूं न शके । तो थोरु कला एकें । नामें जेणें ॥ जयाचा अर्थु जीवीं जीवीं ध्यातां ॥ जे वर्णत्रयचि जपतां । विश्वसृजनयोग्यता ॥ आली तया ॥ तेधवां रचिले ब्रह्मजन । तयां वेद दीधले शासन ॥ यज्ञ पेसें वर्तन । जीविके केलें ॥ पाठीं नेणों कीती येर । सृजिलें लोक अपार ॥ जाले ब्रह्मदत्त अग्रहार ॥ तिन्हीं भुवनें । पेसें नाममंत्रें जेणें ॥ धातया अढंच करणें ॥ तयाचें स्वरूप आईक ह्मणे । श्रीकान्तु तो ॥ तरी सर्व मंत्रांचा राजा ॥ तो प्रणावे । आदि वर्णु बुझा ॥ आणि तत्कारू तो दुझा ॥ तिजा सत्कारू ॥ एवं ॐ तत्सदाकारु ॥ ब्रह्म नाम हें त्रिप्रकारु ॥ हें फुल तुरंचीं सुंदर । उपनिषदाचें ॥ येणेंसी गा होउनि एक । जैं कर्म चाले सात्विक ॥ तैं कैवल्यातें पायिक घरींचें करी ॥ વિશેષ શું કહેવું ? સૃષ્ટિ ઉત્પન્ન કરવાની બ્રહ્મદેવને જે શક્તિ પ્રાપ્ત થઈ તે જે એજ નામના ઉચ્ચારથી જ થઈ, પરંતુ વીરોત્તમ સૃષ્ટિ ઉત્પન્ન કરવાના પહેલાં બ્રહ્મદેવ એકલો ઉત્પન્ન થવાથી ગાંડો જ થઇ ગયો. તેને એમ ભ્રમ થયો, કે કોનાથી ઉત્પન્ન થયો. અને સૃષ્ટિ ઉત્પન્ન કેમ કરૂં ? તે શક્તિ એક આ ૐ ના એક અક્ષરના ઉચ્ચારવાથી પ્રાપ્ત થઇ. તેનો અર્થ મનમાં આવવા સાથે તેનો જપ મનમાં કરવાથી તેને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની યોગ્યતા પ્રાપ્ત થઇ. ત્યારે બ્રાહ્મણો ભૃગુ વસિષ્ઠાદિક નિર્માણ કરી તેમને વેદની આજ્ઞા માનવાનો ઉપદેશ કરી તેમના નિર્વાહ માટે તેમને યજ્ઞાદિકનાં કર્મો કરાવવાની અનુજ્ઞા આપી અને શુદ્ધાચરણ રાખવા માટે કહ્યું. ત્યાર પછી અપાર લોકો ઉત્પન્ન કર્યા કે જેમની ગણતરી કરતાં જ સીમા આવતી નથી. અને ત્રણે ભુવનો તેમને વસ્તીસ્થાન કરી આપ્યું. શ્રીલક્ષ્મીપતિ ભગવાન્ કહે છે કે, આ પ્રમાણે બ્રહ્મ દેવને પણ જે નામથી સર્વ પ્રકારની યોગ્યતા પ્રાપ્ત થઇ અને તે વડે શ્રેષ્ઠ થયા તેનાં લક્ષણ સાંભળ. સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ જે ૐ કાર તે સ્વર વ્યંજનનો મૂળ અક્ષર જાણ જેમાં પ્રભુ ક્રિયાશક્તિ તેમજ જ્ઞાનશક્તિ जन्माद्यस्य यतः तथा शास्त्रयोनित्वात् શક્તિ છે તે ૐ બીજો બીજો તત્કાર અક્ષર તથા સત્કાર ત્રીજો અક્ષર. એમ ૐ તત સત્ એમ બ્રહ્મનું નામ છે. અર્થાત્ સૃષ્ટિ જેમાંથી ઉત્પન્ન થયા પછી મૂળ તે ઓમ્ તેનું અસલ સ્વરૂપ જે તત્ તેજ સત્ રૂપ છે. એમ ઉપનિષદ્દનું જે નામ રૂપ સુંદર પુષ્પ છે. તેનો હે અર્જુન ! તું સુગંધ લે. તેની સાથે એક તાને પામ્યા પછી જો સાત્વિક કર્મો કરવામાં આવે તો મોક્ષ આપણા ઘરનો ચાકર થાય છે. છતાં પણ જો तेसें आदरिजेल सत्कर्म ॥ उच्चारिजेल ब्रह्म नाम ॥ परी नेणिजेल जरी वर्म ॥ विनियोगाचें ॥ तरी महंतांचिया कोडी ॥ घरा आलीयाही चोढी ॥ मानूं नेणतां परवडी । मुद्दल तूटे ॥ कां ल्यावया चोखट ॥ टीक भांगार एकवट ॥ घालूनी यांधली मोट ॥ गळा जेवीं ॥ तेसें तोंडीं ब्रह्म नाम । हातीं ते सात्विक कर्म ॥ विनियोगें विण काम । विफळ होय ॥ तसें येळे फल पावे ॥ तेधिचा मंतुही आठवे । परीव्यर्थ तें आघवें । विनियोगं विण ॥

म्हणोनि वर्णत्रयात्मक । ॐ तत् सत् परब्रह्म नाम एक ॥ विनियोगु तूं आईक । याचा आतां
તેમજ સત્કર્મો આચરણ કરીને બ્રાહ્મણના નામનો પણ ઉચ્ચાર કર્યો છતાં પણ વ્યવસ્થાથી તેનો મર્મ જો ખબર ન હોય તો સાધુઓનાં વૃન્દો પણ ઘરમાં આવે ને તેમનું સન્માન ન કરતાં અપમાન કરવામાં આવે તો પણ પુણ્યક્ષય થઇ પાપ લાગે છે. જેમ સોનાના દાગીનાની ગાંસડી ગળામાં અટકાવી હોય ને વ્યવસ્થાથી પહેરી ન હોય તો વ્યર્થ છે. તેમ બ્રહ્મ અને સત્કર્મ વ્યવસ્થા વિના વ્યર્થ જાય છે. જેમ પર્વકાળ પ્રાપ્ત થયો. તેજ સમયમાં મંત્રનું પણ સ્મરણ થયું. છતાં વિનિયોગ વિના વ્યર્થ છે. માટે ત્રણ અક્ષરનુ જે બ્રહ્મ નામ તેનો વિનિયોગ કેમ થાય તે બીજા શ્લોકમાં કહે છે. तरि य नामींचीं अक्षरें तिन्हीं ॥ कर्मा आदि मध्य निदानीं ॥ प्रयोजावीं ॥ पैं स्थानीं । इहीं तिन्हीं ॥ हेंचि एकी हातवटी । घेउनी ह्न किरीटी ॥ आले ब्रह्मविद भेटी । ब्रह्माचियें ॥ ब्रह्मेंसी होआवया एकी ॥ ते न वंचती यज्ञादिकीं ॥ जे चावळले वोळखीं शास्त्रांचिया ॥ तो आदि तव ओंकारू : ध्यानें करिती गोचरू ॥ पाठीं आणिती उचारू । वाचे हि तो ॥ तेणें ध्यानें प्रगटे ॥ प्रणवोच्चारें स्पष्टें ॥ लागती मग वाटे ॥ क्रियांचिये आंधारीं अभंगु दिवा । आडवी समर्थु वोळावा । तैसा ॐकारू आणावा । कर्मारंभीं ॥ उचित देवोद्देशें । द्रव्यें धर्म्यें आणि बहुवसें ॥ द्विजद्वारा ह्न हुताशें । यजितीपैं ते ॥ एवं यज्ञ दान तपें । जियें गाजतीं बंधरूपें । तींहीं च होय सोपें । मोक्षाचें तयां ॥ ત્યારે આ પરબ્રહ્મ નામના ત્રણ અક્ષરો તેની યોજના કર્મના આદિ, મધ્ય અને અંત ભાગમાં કરવામાં આવી છે. હે કિરીટી! એજ એક હથવટી થઇને બ્રહ્મવેત્તા બ્રાહ્મણોને પ્રભુ મળ્યા છે, જેમણે શાસ્ત્રનું જ્ઞાન કરી લીધું છે, તેઓ બ્રહ્મસાથે ઐક્ય થતા માટે યજ્ઞાદિક કર્મોનો ત્યાગ કરતા નથી. તેઓ પહેલાં ધ્યાનથી ॐ સિદ્ધ કરીને પછી વાણીથી ઉચ્ચાર કરે છે. એમ ધ્યાન કરવા પછી પ્રણવનો ઉચ્ચાર સ્પષ્ટ કરીને પછી ક્રિયા કરવાનો આરમ્ભ કરે છે. પછી જેમ અંધારામાં દીપ અને અરણ્યમાં જવા માટે બળવાન્ સોબતી કામ આવે છે. તેમજ કર્મારમ્ભમાં, મધ્યમાં અને અંતમાં પ્રણવની સોબત ઉદ્ધાર કરે છે. ધર્મથી ઉત્પન્ન થયેલું ઘણું દ્રવ્ય વેદમાં કહેલા દેવતાઓને અર્પણ કરવાના હેતુ માટે વેદમાં યજ્ઞો કહેલા છે. એમ યજ્ઞ, દાન અને તપની ક્રિયા છે તે ॐની સહાયતાથી યોગ્યતાને પામે છે. અને જ્યારે કર્મો ફળને આપે છે, એમ તેમને દૃષ્ટિમાં આવે છે. ત્યારે તત્શબ્દનો ઉપયોગ કરે છે.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ २५ ॥

અન્વય मोक्षकांक्षिभि (पुरुषैः) એ મોક્ષની ઇચ્છાવાળા પુરૂષો तत् इति अभिसंधाय ત શબ્દનું ઉચ્ચારણ કરી विविधा यज्ञतप क्रियाः નાના પ્રકારનાં યજ્ઞ અને તપરૂપી ક્રિયાઓ दानक्रियाः क्रियन्ते તથા દાનની ક્રિયાઓ કરે છે.
આ શ્લોકમાં ભગવાન્ અત્યુત્તમ ક્રિયાવાન્ પુરૂષોનું વર્ણન કરે છે. અને તેમની ભાવનાઓ બતાવે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. જેઓ પોતાને વેદાંતી

સિદ્ધાંતી મનાવે છે. તેઓ કર્મ કાન્ડનો હમેશાં નિષેધ કરે છે. તેઓ જાણે છે કે મોક્ષેચ્છુને કર્મની અપેક્ષા નથી. તેમણે તો માત્ર વેદાંતના જ વિચાર કરવા તથા આત્માને अकर्ता अभोक्ता જાણવો. વળી વેદાંત સૂત્રો પાઠ કરીને તત્ત્વવિચાર કરવો એજ પરમ પુરૂષાર્થ છે. જ્યારે આ યજ્ઞ, દાન, તપાદિક ક્રિયાઓ સકામીનેજ માટે છે. એવું તેમનું મનસ્વીપણું પરમાત્માએ આ શ્લોકમાં ઉડાવી નાંખ્યું છે જેમાં મુખ્ય બતાવ્યું છે કે, મોક્ષે ચ્છુ, જે મુમુક્ષુ તેણે પણ નિષ્કામ પણ ફળેચ્છા ત્યાગ કરી પ્રભુની આજ્ઞા માની ઉપરોક્ત કર્મો કરવાં જ. કારણ કે ચિત્તને શુદ્ધ કરવા માટે પૂર્વે કહ્યું છે તેમ आरुरुक्षो मुनेर्योगं कर्म कारणमुच्यते માત્ર સ્વર્ગાદિક માટે જ કર્મો છે. એવી માન્યતા ખોટી છે, ત્યાં જે ધ્યાન રાખવાનું છે તે એજ કે પરમાત્મા સ્વરૂપનું જે तत् શબ્દ છે, ત્યાં લક્ષ રાખી કર્મો કરવાં. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે. जे सर्वाहि जगा परौतें। जें एक सर्वही देखतें ॥ जे तच्छब्दें वोलीजेतें पैलवस्तु॥ तें सर्वादिकत्वें चित्ति। तद्रूप घ्यावूनियां सुमती। उच्चारेंही व्यक्ती। आणिती पुढती ॥ ह्मणती तद्रूपा ब्रह्मा तया ॥ फळेसीं क्रिया इया। तेची होतु आह्मां भोगावया। कांहींच नुरो ॥ पैसेनि तदात्मक ब्रह्म ॥ तेथ उगाणूनि कर्म। आंग झाडिति न मम येणे वोलें॥ જે સર્વ જગનો પર છે અને જે એકલો જ સર્વને જોઈ શકે છે. એવું જે પરબ્રહ્મ तत् આ શબ્દથી બોલાય છે અર્જુન તે સર્વથી પહેલાં છે, એમ લક્ષમાં લઈ તેનું ધ્યાન કરી તત્શબ્દનો ઉચ્ચાર કરાય છે. અને એમ બોલે છે કે, તદ્રૂપ જે બ્રહ્મ તેને ફળ સાથે સર્વ ક્રિયા અર્પણ થાવ. અમને ભોગવવા માટે કાંઈ પણ શીલક રહો નહિ. આ પ્રમાણે તત્રૂપી બ્રહ્મને સર્વ કર્મો અર્પણ કરી મારાં તે નથી, એમ જાણી અંગ ઝાટકીને કોરો રહે છે. જ્યારે સિદ્ધાંતમાં સર્વજ પરબ્રહ્મ છે. ત્યારે યજ્ઞ, દાન અને તપની ક્રિયાઓ પરબ્રહ્મ વ્યતિરિક્ત ક્યાંથી હોય ? જેણે ॐ कारें आदरिलें। तत्कारें समर्पिलें। ह्या रितीं जया आलें ब्रह्मत्व कर्मा ॥ ॐ થી આદરી તત્કારમાં સમર્પણ કર્યું તો કર્મ બ્રહ્મરૂપ થયું, છતાં પણ तें कर्म कीर ब्रह्माकारें जालें तेणे ही न सरे। जें करीतेसी दुसरें ॥ आहे ह्मणोनी ॥ मीठ आंगे जळीं वीरे ॥ परी क्षारता वेगळी उरे ॥ तैसें कर्म ब्रह्माकारें ॥ गमें तें द्वैत ॥ आणी दुजे जंवजंव घडे ॥ तंवतंव संसारभय जोडे ॥ हें देवो आपुलेनी तोंडें ॥ बोलती वेदें ॥ ह्मणोनि परत्वें ब्रह्म असे। ते आत्मत्वें परियवसे। सच्छब्द्या रिणोद्देशें ठेवीला देवें ॥ तरी ॐकार तत्कारीं। कर्म केलें जें ब्रह्म शरीरीं। जें प्रशस्तादि वोलवरी धाखाणिलें॥ प्रशस्त कर्मी तिये॥ सच्छब्दा विनियोगु आहे॥ तोची आइका होये। तैसा सांगों॥ તે કર્મ ખરેખર જો કે બ્રહ્મરૂપ થયું છતાં પણ તેનાથી પૂર્ણત્વ આંવતું નથી. કારણ કર્તાનો જ્યાં સુધી અસ્મદ્ ભાવ શીલક રહ્યો તો જેમ મીઠાનો ગાંગડો પાણીમાં પાણીરૂપ થયા છતાં ખારાસ રહી જાય છે, તે પાણીથી પૃથક્ છેજ. તેમ કર્મ બ્રહ્મરૂપ થયું એમ સમજવું તેજ દ્વૈત છે, અને દ્વૈત છે, ત્યાંજ સંસાર છે. ત્યાં સર્વ પ્રકારના પુણ્ય પાપ રૂપી ભય પણ છેજ. આ વાત શ્રીકૃષ્ણ પોતાના જ મોઢાથી કહે છે. તેમ જ વેદ પણ તેમ જ કહે છે. માટે બ્રહ્મમાં સ્વાભાવિક હોયલું દ્વૈત सत् શબ્દનાં જ્ઞાનથી નિરસન થવા માટે

સત્ શબ્દની યોજના કરી છે. એમ ૐ તથા તત્ કાર ઉચ્ચારણથી કરેલાં કર્મો બ્રહ્મરૂપ થાય છે. હવે સત્ શબ્દનો ઉપયોગ કેમ કરવો તે નીચેના શ્લોકમાં સમજાવે છે. એમ મહાપુરૂષો ફળનું અનુસંધાન જરા પણ ન રાખી પ્રિય પ્રભુની ઉપાસના માટે સર્વ કર્મો કરે છે. તેવીજ રીતે ગીતામાં પણ અર્જુન પ્રત્યે ભગવાને કહ્યું છે કે, यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥ यत्तपस्यसि कौन्तेय ! तत्कुरुष्व मदर्पणम् ॥ તું જે કરતો હોય ખાતો હોય જે હોમ કરતો હોય જે દાન આપતો હોય જે તપ કરતો હોય તે સર્વ હે કુન્તીપુત્ર! મને અર્પણ કરતો રહે. સહજ સ્વભાવથી કર્મો રૂચતાં નથી. માટે શાસ્ત્રકારોએ સ્વર્ગાદિક કામના બતાવી કર્મ કરાવ્યાં અને તે કરવાની ટેવ પડી ત્યારે સત્ય બોલ્યા કે સૃષ્ટિમાં આદિ જે તત્ છે, તેની સાથે ઐક્ય અનુભવવા માટે તેની ઉપાસના કરવા રૂપ આ કર્મો કર. વસ્તુતઃ સ્વર્ગાદિકથી क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति થાય છે. તો મોક્ષ ઇચ્છા માટે જ આ કર્મો કર, સૂક્ષ્મ રીતે જોતાં સર્વજ જ્ઞાનરૂપ છે. સૃષ્ટિમા જે, જે, દૃશ્ય છે, તે આપણું જ્ઞાન છે. તેમ ન હોય તો નાના બાળકવત્ સૃષ્ટિ દેખાય છે, તે જુએ છે ખરો, પણ નામ રૂપ જાણતો નથી આપણે જે નામરૂપ આપીએ છીએ તે જ્ઞાનથી જ છે. જ્ઞાન સૃષ્ટિનો અનુભવ છે. માટે આપણુ જ્ઞાન તેજ સૃષ્ટિ હોવાથી ઐક્ય છે. આમ લક્ષમાં આવે તો કર્મ, ક્રિયા અને કર્તા વસ્તુત જ્ઞાનસ્વરૂપ જ છે. ભાસવા લાગે ત્યાં દ્વૈત ટકે નહિ, અને તત્સ્વરૂપમાં સમાઇ જાય જ્યાં વેદવ્યાસજી બ્રહ્મસૂત્રમાં લખે છે. तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपेदशात् ॥ જ્યારે પરમાત્મ સ્વરૂપમાં અનુસંધાન થાય, ને સર્વ પ્રમાણથી પરમાત્મારૂપ લાગ્યું, તોજ પૂર્વ અને ઉત્તર ઉભય કર્મોનો અશ્લેષ રીતે નાશ થાય જ્યાં સુધી સૃષ્ટિ જડ અને હું ચૈતન્ય છું, આમ જ્ઞાન છે, તે પણ દ્વૈતાપત્તિ છે, અને અજ્ઞાન મૂલક છે તેથી મોટી આપત્તિ રૂપ છે. માટે તત્ રૂપ સર્વ કાંઇ જાણવું અલંકાર સોનાનો અભેદ જાણવો. સમુદ્ર તરંગનો અભેદ જાણવો. તેમ નિર્ગુણ સગુણનો અભેદ જાણવો. તે ઉભય હરિઃ ૐ તત્ સત્ છે. જેમાં તત્ શબ્દથી પ્રયોગ આવે, તો નિર્ગુણ અને સત્ શબ્દથી તે સગુણ છે. ૐ એ તેમનું નામ છે તે પરમાત્મા ब्रह्म तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति ॥ दूरात्सुदूरे यदि हान्ति के च पश्यस्त्विहैव निहितं गुहायाम् ॥ પોતાના અંતરમાં દિવ્યચક્ષુઓ ઉઘડે ત્યારે જ સર્વત્ર તદ્રૂપ છે, તેજ સદ્રૂપ છે ને તેજ ૐકાર છે. જેથી તદ્વ્યતિરિક્ત જ્ઞાનશક્તિ કર્મ કાંઇ છેજ નહિ, અને જ્યા સુધી શરીર વિદ્યમાન હોય ત્યાં સુધી સત્ ક્રિયાઓ તત્ સ્વરૂપ સમજી કરવી. અસ્તુ.

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ ! युज्यते ॥ २६ ॥

અન્વય पार्थ હે પૃથાપુત્ર ! सद्भावे साधुभावे સત્ય ભાવમાં અને સાધુ ભાવમાં सत् इति આ પ્રમાણે एतत् प्रयुज्यते યોજવામાં આવે છે. तथा प्रशस्ते તેમજ શ્રેષ્ઠ कर्मणि કર્મોમાં सत् शब्दः युज्यते સત્ શબ્દો યોજવામાં આવે છે.

સાત્વિક શ્રદ્ધાવાન્ પુરૂષો યજ્ઞાદિક કર્મો કરે છે. તેનાં અંગમાં કાંઈ પણ વૈગુણ્ય દોષ રહી જાય. માટે કર્મના અંત ભાગમાં ૐ તત્ સત્ એમ પરમાત્માના નામનો તેના ગુણોના વિચારપૂર્વક ઉચ્ચાર કરવો. જેથી વૈગુણ્ય અંગ જે કર્મનું હોય તેથી સાત્વિક કર્મ કરતા મૂકાય છે. અને યજ્ઞાદિક કર્મો પણ સાંગોપાંગ અખંડ અંગવાળાં રહે છે. એમ ત્રણ શ્લોકોથી પરમાત્મા અર્જુન પ્રત્યે કહે છે. પહેલામાં ૐ નું, બીજામાં તત્‌નું અને ત્રીજામાં સત્‌નું માહાત્મ્ય બતાવે છે. આ સત શબ્દ અધ્યાત્મ જ્ઞાનનાં ઘણાં પુસ્તકોમાં તેનો આધાર છે. અત્રે જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तरी सच्छब्दें येणें । आइनि असन्तांचें नाणें ॥ दाविजे अव्यंगवाणें । सत्तेचें रूप ॥ जें सत् तेंचि काळें देशें ॥ होउं नेणेचि अनारिसें । आपणपां आपण असे । अखंडीत ॥ हें दिसतें जेतुलें आहे । तें असतपणें जें नोहे ॥ देखतां रूपीं सोये ॥ लाभे जयाची ॥ तरी ॐकारतत्कारें । जें कर्म दाविलें ब्रह्माकारें ॥ तें गिळूनि होईजे एकसरें ॥ सन्मात्रचि ॥ ऐसा हा अंतरंगु । सच्छब्दाचा विनियोगु । जाणा ह्मणे श्रीरंगु ॥ मीं ना ह्मणें हो. ॥ આ સત્ શબ્દે અસત્ રૂપી મિથ્યા દ્રવ્ય પોગળીને સત્તાથી વ્યંગ રહિત સ્વરૂપ દૃષ્ટિમાં આવે છે. તે સત્ દેશકાળથી ભિન્ન થતું નથી. તે સ્વરૂપમાં જેવું છે, તેવુંજ છે. આ દૃશ્યમાન જગત્ અસત્ છે, તે સતનું રૂપ નહિ. તેનું રૂપ દૃષ્ટિમાં પડવાથી પરબ્રહ્મનું દર્શન થાય છે. પછી ૐ અને તત્ કારથી થયેલાં બ્રહ્મરૂપ કર્મો એક સત્ માત્ર થાય છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણ બોલે છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. હું કહેતો નથી. જેમ પંચદશીમાં ચિત્ત વિષય છે. વિચારસાગરમાં આનંદ વિષય છે. તેમ ગીતામાં સત્ શબ્દ વિષય છે. જેમકે नासतो विद्यते भावो नाभावो विद्यते सतः સતનો અભાવ કદાપિ થનો નથી અને અસતનો ભાવ જ છે નહિ. એમ સત્ શબ્દ પરબ્રહ્મથી આરંભી વ્યવહારમાં પણ તેને વાપરીએ છીએ.માણસ સારો છે. વસ્તુ સારી છે. તેમાં પણ સત્ શબ્દનો પ્રયોગ છે. ઘડો જે લાંબા કાળ ટકવાવાળા સ્વભાવનો નથી. તે પણ સારો જોઇએ. એવો મનસ્વી ભાવ હોય છે. તેમજ સ્ત્રી પુત્રમિત્ર નોકર બંધુવર્ગો સારા જોઇએ, એવી ઇચ્છા હોય છે. માટે તો રાજા ભરથરી લખે છે. सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः ॥ स्निग्धं मित्रमवंचकः परिजनो निःक्लेशलेशं मनः સારા ચરિત્રવાન્ છોકરા સ્ત્રી સતી સ્વામિ આનંદી સ્વભાવવાળો મિત્ર રસિક સ્નેહવાળો નોકર વિગેરે શુદ્ધ મનનાં ભાગ્ય હોય તો મળે છે. વળી આ સત્ શબ્દના બારામાં संपत् सरस्वती सत्यं सन्तानः सदनुग्रहः ॥ सत्ता सुकृतसम्भारः सकाराः सन्ति दुर्लभाः ॥ સંપત્તિ[1]સાથે સરસ્વતી[2]તેમાં સત્ય[3]સાથે સન્તાન[4] સદનુગ્રહ[5] સત્તાવાન્[6] સુકૃતવાન્ આભાર[7] માનવાવાળો એ સર્વ સાથે મળવા દુર્લભ છે. જેમાં સદનુગ્રહ કહેતાં પરમાત્માની અને સદ્‌ગુરૂનો અનુગ્રહ અત્યંત દુર્લભ છે. આ સાતે સત્કાર યાજ્ઞવલ્કયને તેમ જે રાજા જનકમાં પૂર્ણપણે વિરાજતા હતા. તેથી તેઓ નિઃશ્રેયસમાં પૂર્ણ પ્રીતિવાળા હતા. એમનાં સર્વ કર્મો સાચા ભાવનાં સત્ વર્તનયુક્ત હતાં, એમ જે યજ્ઞાદિક કર્મોને સાચા ભાવથી કરતા રહે, તેઓ જ પરમાત્માને સાધે છે. તેથી તેઓ પોતે જ સાધુ છે. આપણે કોઇ સત્પુરૂષ મરણ પામ્યો અને તેની કીર્તિ થઈ તો સહજ જ બોલીએ છીએ, કે ભાઈ આ તો

સાધી ગયો. એમ કર્તા પોતે સાધુ ભાવયુક્ત થયો હોય, ને વિશેષ સ્પષ્ટીકરણ કરીએ, તો એમ થાય કે જે પુરૂષને સમગ્ર શાસ્ત્ર અંગીભૂત થયું હોય, તેમનું અંતઃકરણ સ્ફટિક મણિ જેવું નિર્મળ થાય છે. જ્યારે સામાન્ય પ્રાણીનું અંતઃકરણ વિષયમાં રમે છે, ત્યારે તેનું અંતઃકરણ પ્રભુમાં રમતું હોય છે. અને पांडित्यमनिर्विंद्य बाल्येन तिष्ठेत् । જેમની વૃત્તિ બાળક જેવી હોય છે, અને સજ્ઞાન છતાં પ્રેમથી અહંકાર ગળી ગયો હોય છે. જ્યાં શ્રી તુકારામ મહારાજ અનુભવી મહાત્મા બોલે છે. दिला जीव भाव । तेव्हां सांडीला म्यां ठाव ॥ आतां वर्ते तुझी सत्ता । येथें सकळ अनता माझीया मरणें ॥ तुह्मी वेसीलें ठाणें ॥ तुका ह्मणे कांहीं मीं हें मांझे येथें नाहीं ॥ પરમાત્માને કહે છે કે, મેં તને જીવભાવ આપ્યો છે તે વખતથી જ મારામાં મારી સત્તા નથી તારી જ સત્તા છે. અને એમ જીવતાં મરણ જ્યારે થયું, ત્યારેજ ત્યાં આપનું સ્વરૂપ પ્રગટ થયું. તુકારામ મહારાજ કહે છે. ત્યારે મેં જાણ્યું કે, હું, મારૂં મને એવું કાંઇ છેજ નહિ, એમ મત્ શબ્દ તેમની દૃષ્ટિમાં હોવાથી ગીતામાં ભગવાને કહ્યું છે કે, સત્ શબ્દના ભાવને અને અસત્ શબ્દના અભાવને તત્ત્વદર્શી પુરૂષો જાણે છે. વળી ઉપનિષદમાં પણ ઉદ્દાલક ઋષિપુત્ર શ્વેતકેતુને કહે છે કે, सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । तद्धैक आहुः ॥ હે સૌમ્ય ! સૃષ્ટિના પૂર્વમાં એક સત્ જ હતું, તે નામ રૂપ રહિત, સત્ તેજ સત્ય છે. જેમ કે, यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ જેવી રીતે એક માટીનો ગોળો લક્ષમાં આવ્યો તો સર્વ માટીનાં વાસણો લક્ષમાં આવી જાય છે ને નામાદિક વિકારો વાચારંભણ છે. અર્થાત્ માત્ર વાણીવિલાસ છે. એમ આખું જગત્ જેને સદ્રૂપ લાગ્યું તે સાધુ પુરૂષ, एतादृशं सच्छन्दं कर्मान्ते प्रयुञ्जन् सात्विकश्श्रद्धावान् कर्ता जगति साधुतां प्राप्नोति भगव त्प्रीतिपात्रतां याति ॥ तत्कर्म च सर्वत्र सत्क्रियेति स्तुति मागमवति ॥ ટીકાકાર લખે છે. જે કોઇ સાત્વિક શ્રદ્ધાવાન્ પુરૂષ છે, તે આ સત્ શબ્દ વાચ્ય પરબ્રહ્મનું નામ લઇને જો યજ્ઞાદિક કર્મો કરે તો તેને જગતમાં સાધુતાનો લાભ થાય છે. વળી પરમાત્માની પ્રીતિને પાત્ર થાય છે. અને તેની સર્વ ક્રિયાઓ સત્ રૂપ થાય છે. જ્યાં તુકારામ મહારાજ કહે છે. 'જે જે કરીતો દેવા તે તે સેવા સમર્પે' એમ મહાપુરૂષો ૐ તત્ સતનુ મર્મ અનુભવયુક્ત જાણે છે.

> यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
> कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥
> अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
> असदित्युच्यते पार्थ ! न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

અન્વયાર્થ यज्ञे तपसि च दाने યજ્ઞ, તપ અને દાન स्थितिः સત્ इति उच्यते સ્થિતિને સત્ એમ કહેવાય છે. च तदर्थीयम् તેઓને માટે कर्म एव सत् इति अभिधीयते કરવામાં આવેલુ કર્મ પણ સત્ એ પ્રમાણે કહેવાય છે.

પૂર્વં ॐ તત્સત્ નામના ઉચ્ચાર વડે કર્મોના અંતમાં જે જે દોષો શીલક હોય તેનું પ્રાયશ્ચિત્ત કરવું એમ કહ્યુ. હવે આ બે શ્લોકો વડે અધ્યાયની સમાપ્તિ આવી માટે ઉપસંહાર કરે છે. જ્યાં કહે છે કે, યજ્ઞ દાન તપ રૂપી કર્મની સ્થિતિ કેવા પ્રકારની હોય તો સત્ થાય. તેનું વર્ણન કરે છે.

જ્યાં શક્તિ ઉપસ્થિત થાય. કે ઉપરોક્ત કર્મો માં સ્થિતિ એટલે શું ? ત્યાં મનમાં અર્થ ગ્રહણ કરવો કે સ્થિતિ એટલે નિષ્ઠા. જ્યાં હૃદયનુ સમાધાન પણ તે સ્થિતિ કહેવાય છે. એકાગ્રતાથી પરમાત્માનું રૂપ સમજાવી તેમની પ્રીતિ માટે કરવામાં આવેલાં કર્મો સત્ થાય છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. તે याग अथवा दानें। तपादिकेंही गहनें ॥ तियें निफजतु कां न्यूनें। होउनि ठातु ॥ परी परिसाचा वरकलीं ॥ नाहीं चोखाकि डाचीवोली । तैसीं ब्रह्मीं अर्पितां केली । ब्रह्मचि होती ॥ उणीया पुरियाची परी ॥ नुरेचि तेथ अवधारी । निवडूं न एती सागरी जैसिया नदी ॥ एवं पार्थां तुजप्रति ॥ ब्रह्म नामाचीं हे शक्ति ॥ सांगीतली उपपत्ति ॥ डोळसागा ॥ आणी येकेका ही अक्षरा ॥ वेगळ वेगळा वीरा ॥ विनियोगु नागरा ॥ बोलीलो रीती ॥ અર્થઃ— આરંભમાં કર્મનુસંગમાં ઉણુપ હોય. યજ્ઞ દાન તપ કર્મો ગહન હોય છતાં પણ પરિસના સ્પર્શથી લોઢું સોનું થાય છે. તેમ બ્રહ્મનામ ઉચ્ચારણથી કર્મો સર્વ બ્રહ્મરૂપ જ થાય છે. પછી જેમ સમુદ્રમાં નદી ઓળખાતી નથી. તેમ અવિધિ પૂર્વક કરાયલાં કર્મો તેમાં જડતા નથી. સર્વને પૂર્ણત્વ આવે છે. તો હે અર્જુન ! બ્રહ્મ નામની શક્તિ તને મેં ઉગાડી કરી દૃષ્ટાંતો વડે કહી સંભળાવી. તેમાંના એક એક અક્ષરનો મહિમા તને સારી રીતે કહ્યો તો તું બ્રહ્મ નામની મહત્તાને જાણતો થયો હોઇશ. એમ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે તેવીજ રીતે શ્રી તુકારામ મહારાજ હરિઃ ॐ તત્સતના બારામાં અભંગ બોલે છે. ॐ तत्सदिति सूत्राचें सार कृपेचा सागरू पांडुरंग ॥ हरिः ॐ साहित । उदित अनुदित । प्रचुरीश्वरा सहित, पांडुरंग ॥ गो ब्राह्मण हिता होउनि निराळे ॥ वेदां नें तें मूळ तुका म्हणे ॥ પ્રેમ સ્વરૂપ પાંડુરંગ તેજ હરિ ॐ તત્સત્ સૂત્રનો સાર છે. પ્રભાતમા હરિ ॐ તત્ સત બોલવું મધ્યાને બોલવું અને સંધ્યાએ બોલવું અને પ્રેમથી પાડુરંગને શરણુ જવું. જ્યારે વેદ તો મતિ ગૌ બ્રાહ્મણના જ હિતમા બોલ્યો છે. ત્યારે પાડુરંગે હરિઃ ॐ તત્સત્ પ્રાણી માત્રના બારામાં છે. એમ સાધ્ય પરમાત્મા જેમ સત્ તેમ તેમને પ્રાપ્ત કરવાના બારામાં કરાયલાં કર્મો પણ સત રૂપ છે. વળી તે કર્મોમાં શુદ્ધ નિષ્ઠા હોય તો હૃદયને પવિત્ર કરે છે. માટે નિષ્ઠા છે તે પણ સત રૂપ જ છે. એક વખત સાધુ તુલશીદાસને સતના બારામાં કોઈએ પ્રશ્ન પૂછયો હતો ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો હતો કે, राम भजन सत् हय जग हय सपना એમ ભજનને પણ સત સમજવુ ત્યારે જ રામરૂપ પ્રાપ્ત થવાય છે. એમ સાધનોમાં જ્યાં સુધી નિષ્ઠા પ્રાપ્ત થઈ નથી, ત્યાં ચિત્ત અસ્ત વ્યસ્ત રહે છે. જ્યારે અસ્ત વ્યસ્ત ચિત્તમા શ્રદ્ધા ઠરતી નથી. માટે સાધનને જ પરમાત્મા સ્વરૂપ જાણવા. જેમ ગુરૂ સાધન છે પરંતુ તેમાં પરમાત્મા બુદ્ધિ થાય, ત્યારે પરમાત્માની પ્રાપ્તિનો સંભવ છે. તેમજ યજ્ઞમાં, તપમાં અને દાનમાં સ્થિતિ એટલે આદર બુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે જ

લબ્ધ ભૂમિકાવાળો થાય છે. અર્થાત પોતાનું સત સ્વરૂપનું આસન થાય. ત્યારે પરમાત્મા સ્વરૂપનો ભેટો છે સર્વથી આદિ નારાયણ સત પછી બ્રહ્મદેવ સત તેનાં મુખના વેદો સત્ તેમજ યજ્ઞાદિક પણ સત છે. તે જેવી કરતાની નિષ્ઠા તેવું ફળ મળે છે. એમ ઉપરનાં ચરણમાં આવ્યું નીચેનાં ચરણમાં કહે છે, કે તેનાં કર્મો પણ સત છે. પ્રભુપ્રીતિ અર્થે જે જે કર્મો તે પણ સત સ્વરૂપ છે. જ્યાં ગીતા માં જ બોલ્યા છે કે, मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि શ્રવણ મનન નિદિધ્યાસથી લઇને મંદિરમાં ઝાડુ મારવા સુધીના સર્વ પ્રભુપ્રીતિ અર્થે કરાયેલાં કર્મો સત છે. છેવટે આત્મનિવેદન ભક્તિ સર્વોપરી છે. વળી નમસ્કાર પ્રભુને કરવાથી પણ એમ ઉત્પન્ન થાય છે. જેમકે અર્જુન બોલ્યો હતો नमो नमस्तेस्तु सहस्रकृत्वः ॥ पुनश्च भूयोऽपि नमो नमस्ते. તે જેમ જેમ વિશ્વ સ્વરૂપને નમસ્કાર કરવા લાગ્યો તેમ, તેમ, પ્રીત વધતા નમસ્કાર કર્યા જ કરૂં એમ તેને લાગતું હતું. આમ પણ જીવત્વ પ્રભુને શરણે જાય છે. તેનુ જે અર્પણ તે આત્મનિવેદન ભક્તિ છે. જેમકે श्रीविष्णोः श्रवणे परिक्षितिर्बुधो वैयासिकी कीर्तने ॥ प्रल्हादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मीः पृथु पूजने ॥ अक्रूरस्तभिवंदने च हनुमान दास्ये च सख्येऽर्जुन.॥ सर्वस्वात्मनिवेदने बलिर्बुध कैवल्यमेषां पदम् ॥ પરીક્ષિત શ્રવણ[1] ભક્તિ કરી; શુકદેવે કીર્તન[2] કર્યું પ્રહ્લાદ સ્મરણ[3] પાદસેવન[4] લક્ષ્મી પ્રભુ[5] પૂજનમાં અક્રૂર વંદન[6] હનુમાન દાસ્ય[7] અર્જુન[8] સખા અને બળિરાજા આત્મ[9]નિવેદન એમ નવ ભક્તિના પ્રકાર છે. એમ ઉપરના શ્લોકમાં કર્મો જે પ્રભુપ્રીતિ અર્થે છે. તે સત છે કહી અધ્યાયની સામાપ્તિમાં કહે છે. જ્યાં શ્લોકનો અન્વય—

હે पार्थ હે પૃથાપુત્ર ! अश्रद्धया શ્રદ્ધા વિનાનું જે हुतम् હોમાયલું दत्तम् દાન કરેલું तप्तम् તપ કરેલું तपः તપ च यत् જે છે તે कृतम् કરેલું असत् इति उच्यते અસત એમ કહેવાય છે. च तत् प्रेत्य અને તે કર્મ મરણ થયા પછી न इह ન આ લોકમાં તેમજ પરલોકમાં ફળ દાયક થતું નથી.

આ શ્લોકવડે શ્રદ્ધાત્રય અધ્યાયનો ઉપસંહાર ભગવાન્ કરે છે. જેમાં અધ્યાયનુ સિંહવલોકન કરતા જણાય છે તે એજ કે જે કાંઈ ભગવાન્ બોલ્યા તેમા શ્રદ્ધા દેવીની જ સ્થાપના કરી છે. તે છેવના આ શ્લોકમાં કહે છે કે, હે અર્જુન ! અશ્રદ્ધાથી જે કાંઈ હોમ કરવામાં આવ્યું હોય, દાન કરવામાં આવ્યું હોય અને યજ્ઞાદિક પણ કર્યા હોય તો કેવળ અસત કાર્ય તે છે. જ્યા જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે ના सांडूनि हे सोये। मोडूनि श्रद्धेचि वाहे ॥ दुराग्रहाची ग्राये वाऊनियां ॥ मग अश्व-मेधा कोडी कीजे ॥ रत्नें भरोनि पृथ्वी दीजे ॥ एकांगुष्ठीं ठी तपि जे । तपसहस्रीं ॥ जळाशयाचेंनि नांवें ॥ समुद्रही कीजती नवे। परी किं बहुना आघवे वृथाचि ते ॥ અર્થ-માર્ગ છોડીને શ્રદ્ધા નહિવ દુરાગ્રહથી પછી કરોડો અશ્વ મેધ કર્યા હોય, સર્વ પૃથ્વી રત્ન ભરીને દાનમાં આપી હોય, એક અંગુષ્ઠ ઉપર ઉભા રહીને સહસ્ર વર્ષ તપ કર્યું હોય, અને જળાશય સમુદ્ર જેવડો ખાધ્યો હોય, તો પણ તે શ્રદ્ધા વિના વ્યર્થ છે. એમ મોક્ષાદિક તો પરે પણ અશ્રદ્ધાથી સર્વ કર્મ ઐહિક સિદ્ધિને પણ ઉપજાવતુ નથી. બીજુ આ શ્લોક બોલ્યા પ્રભુ તેનો એક અભિપ્રાય એમ

પણ થાય છે કે, પરમાત્માએ હરિ ૐ તત સતથી કર્મની સિદ્ધિ કહી ત્યારે અર્જુનના મનમાં આવ્યું કે, તે નામને જપ કરીને લડવું તેને તે અભિપ્રાય સર્વાન્તર્યામિએ જાણ્યો હોવાથી તેને બતાવે છે કે, તું સમજે છે, તેવું નામ માહાત્મ્ય સહેલું નથી. કાર્યની સમાપ્તિમાં કેવળ નામથી કાંઈ પણ થતું નથી. જેમ પથ્થર પર પાણી અને રક્ષામાં ઘી વ્યર્થ જાય છે. તેમ અશ્રદ્ધાથી કરેલું સર્વ કર્મ વ્યર્થ છે. એમ એકલું નામ જ કાંઈ કર્મની વૈગુણ્યતાદોષને હરાવતું નથી. શ્રદ્ધા પણ તેમાં મુખ્ય છે. એમ અધ્યાયના આરંભમાં અર્જુનના જે પ્રશ્ન, હતા કે શાસ્ત્રવિધિને ૐ તત્ સતજપ કરીને વૃદ્ધોને વ્યવહાર સમજીને જે કોઈ કર્મ ધર્મ કરે છે. તેમની શ્રદ્ધા કયા પ્રકારની સાત્વિકી, રાજસી અથવા નામસી તે કહી તેના પ્રત્યુત્તરમાં પરમાત્માએ મોટા વિસ્તારથી ત્રણ પ્રકાર બતાવ્યા અને તે ત્રણ પ્રકારની નિષ્ઠા પણ બતાવી અને બતાવ્યું કે, કાગળના પરબડીઆ સરકારની મહોર હોય તોજ ધારેલે ઠેકાણે તે પહોંચે છે. તેમજ શાસ્ત્રની વિધિ તથા શ્રદ્ધા ઉભય હોય તોજ વૃદ્ધોનાં વિહિત અનુકરણ કર્મો ફળસિદ્ધિવાળાં થાય છે. નહિ તો અહીંઆ તેમજ પરલોકમાં તે ફોકટ જાય છે. જેમ ખેતરમાં બીજ અને ખાતર પરસ્પર સહકારી કારણો છે. તોજ પરિણામે વૃક્ષ થાય છે. તેમ સત્કર્મ, શાસ્ત્રવિધિ અને હરિઃ ઓમ્ તત્ સત એ ત્રણે મુખ્ય છે. એમ સત્તરમો અધ્યાય પૂરો થયો. હવે અઢારમો અધ્યાય ગીતાનો કલેશરૂપ છે, તે અર્જુનના પ્રશ્નથી આરંભાય છે.

વસુદેવસુતં દેવં કંસચાણૂરમર્દનમ્ ।
દેવકીપરમાનંદં કૃષ્ણં વન્દે જગદ્ગુરુમ્ ॥

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

ॐ

# श्रीमद्भगवद्गीता

## अध्याय १८ मो

### मोक्षसंन्यासयोगः

अर्जुन उवाच—

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

અન્વયાર્થ महाबाहो हृषीकेश હે મોટા હાથ વાળા હૃષિકેશ ઇન્દ્રિઓનાં પતિ केशिनी सूदन् હે કેશી દૈત્યને મારનારા संन्यासस्य સન્યાસનું च તથા त्यागस्य ત્યાગનું तत्त्वम वेदितुम मिच्छांमि તત્વને જાણુવા ઇચ્છા કરૂં છું.

સત્તર અધ્યાય સુધીમાં અર્જુને જે, જે, પ્રશ્નો પૂછ્યા તેના, તેના, પ્રત્યુત્તર ભગવાને રીતસર આપ્યા, અને છેવટમાં બોલ્યા કે, યજ્ઞ, તપ, દાન, ઇત્યાદિ કર્મો અશ્રદ્ધાથી કરાય તો અસત્ થાય છે, શ્રદ્ધા વિનાનું કર્મ ઇહલોક પરલોક ઉભયને નષ્ટ કરે છે. આમ સાંભળતાં અર્જુન સંભ્રમમાં પડ્યો. વિશ્વરૂપ દર્શન પછી ઉત્સાહમાં આવેલ અર્જુન સત્તરમા અધ્યાયના છેવટનાં પ્રભુવાક્ય સાંભળી પુનઃ અશ્રૂપૂર્ણા કુલેક્ષણા થયો. કારણ પ્રભુ વાક્યો ઉપર જોઇએ તેવી શ્રદ્ધા ઉત્પન્ન થઈ ન હતી. તેમજ વત્ન વિઘ્ન પણ સાંગો પાંગ પ્રભુએ કર્યો તેવો થયો. હતો નહિ, માટે આવી સ્થિતિમાં લડે તોએ પાપ અને ન લડે તોએ પાપ સમોપમાં तोत्र वैनैकपाणये બેઠા હતા. જેથી સંન્યાસ લઇ ભાગી પણ જવાતું ન હતું તેમજ પ્રશ્ન પૂછવાના બારામાં પણ કાંઇએ શીલક રહ્યું ન હતું. સમગ્ર શાસ્ત્રનું જ્ઞાન પ્રભુ કહી ચૂકયા હતા. તે પણ ફરી ફરીને સ્પષ્ટ રીતે તેને સમજાવ્યો હતો. જેથી હૃદયમાં પ્રશ્ન પણ ઉઠતો નહિ, તે જોઇ ભક્ત વત્સલ ભગવાન્ ભક્તને આલિંગન આપી. આશ્વાસના આપી આલીંગન વડે દૃષ્ટિમાં પોતાની પ્રેમલ દૃષ્ટિ નાંખી કૃપા વર્ષાવી જેથી શાન્ત થઈ અર્જુનના મોઢામાંથી ઉપરોક્ત પ્રશ્નો સહજ પડી ગયા. કારણ મનમાં જે સંન્યાસ લેવું હતું તેજ હોઠમાંથી બહાર પડી ગયું. વળી શ્રી જ્ઞાનેશ્વર મહારાજ અત્રે કહે છે तरी पांडु कुमरे तेणे । देवाचे सरतें बोलणें ॥ जाणोनि अंत.करणे । फाणी घेतली । पन्हवीं तरवविपर्यीमला ॥ तो निश्चितु असे फोर झाहला परी देचो राहे उगला ॥ तें सहा

वेना ॥ तेणे काजेविण ही बोलावें ॥ तें देखीलें तरी पाहावें ॥ भोगीतां चाड दुणावें ॥ पढियंताठायीं ॥ ऐसी प्रेमाची हे जाती ॥ आणी पार्थ तंव तेची मूर्ति ॥ ह्मणूनि करूं लाहे खंती । उगेपणाची॥ आणि संवादाचेनि मिषें ॥ जे अव्यवहारी वस्तु असे । तेच भोगीजे कीं जैसें । आरिसांरूप ॥ આ અર્થ સત્તરમા અધ્યાયમાં છેવટે ભગવાને જે કહ્યુ તેનું અંતઃકરણમાં મનન કરી અર્જુને એવી શકા લીધી. વસ્તુતઃ પરમાત્માએ સમજાવેલું તત્ત્વ તેણે પૂર્ણપણે જાણ્યું હતું. પરંતુ પ્રભુ કાંઇ ન બોલતાં સ્વસ્થ રહે એ તેને ગમતું ન હતું. કારણ કે પ્રેમીઓને જે વ્યક્તિ પ્રિય હોય છે, તે કાંઈ પણ કારણ વિના આપણા સાથે બોલતો રહે. અને આપણા સાંમે દૃષ્ટી રાખ્યા જ કરે એવી સહજ ઇચ્છા હોય છે. એવી પ્રેમલ જાતી અર્જુન હોવાથી. કાંઇને કાંઈ પ્રભુ સાથે સંવાદ કરતો જ રહું એમ તેને લાગ્યું જેથી સ્વસ્વરૂપ પણ સંવાદ સુખમાં દર્પણના સુખની પેઠે દર્શનીય થાય.

માટે તો તેના ભાષણ ઉપર લક્ષ આપીએ તો કારણ વિનાનું જ્યાં બોલવું હોય ત્યાં વિશેષણો વિશેષ હોય. તેમજ અર્જુનના પણ શ્લોકમાં પરમાત્માને આપેલાં ત્રણ વિશેષણો છે. વળી કોઇના પાસેથી યુક્તિથી કાંઇ પણ કઢાવવું હોય તો પણ માણસ વિશેષણો વિશેષ વાપરે છે. આ યુક્તિ નાગરિક લોકોને સાધ્ય છે. તેમજ તેમનું સર્વ મંડળ પણ હોય છે. અર્જુન પણ મહા નાગરિક હોવાથી પ્રશ્નમાં પૂછે છે કે, સંકલ્પ સહિત ન્યાસ એવું જે ત્યાગનું સ્વરૂપ તે સંન્યાસ કહેવાય છે. જ્યારે ત્યાગના સ્વરૂપના અનેક અર્થ થાય છે. માટે ત્યાગ અને સંન્યાસ ઉભયના સ્વરૂપનું કથન કરો જ્યાં ભગવાનને ત્રણ સંબોધન આપ્યાં છે. મહાબાહો કેશિનિષૂદન હૃશીકેશ એમ વિશેષણો આપી પ્રશ્ન પૂછે છે.

હવે આ અધ્યાયના આરભમાં પ્રભુના અંતઃકરણનો અભિપ્રાય જોઇએ. પ્રથમ તો સતત્તરની સંખ્યા એજ પ્રભુને યોગ્ય લાગી નહિ. અને नमोऽस्तुते व्यास विशाल बुद्धे પણ તે અભિપ્રાય જાણીને ગીતાનાં અધ્યાય અઢારની જ યોજના કરી. વળી ગીતા શાસ્ત્ર કાવ્ય હોવાથી સત્તર અધ્યાયમાં આવેલા તત્ત્વનો ઉપસંહાર આવવો જોઇએ. માટે પણ અઢારમા અધ્યાયનો આરંભ થયો. વળી પરમાત્માને પણ અર્જુન સાથે સંવાદસુખ લેવું હતું, તેથી જ સત્તરમાં અધ્યાયનાં છેવટમાં એવું કાંઈ બોલ્યા, કે અર્જુનના મુખમાંથી પ્રશ્નો સહજ ઉપસ્થિત થયા. વળી આ અઢારમો અધ્યાય તે જેમ દેવળ બાંધી ઉપર સોનાનો કળશ બાંધવામાં આવે છે, તેથી ભગવદ્ ગીતા કે જે પરમાત્માનું દેવળ છે. તેમાં પહેલું દ્વાર તે પ્રથમોધ્યાય પ્રવેશ દ્વાર બીજો અધ્યાય. દેવદર્શન કરવાનો મુખ્ય લોક ત્રીજો અંદરની તરબારી ચોથો મંદિરનો રૂમ ઓરડો પાંચમો, ગેલેરી છઠ્ઠો, ઉપરનો છાપરૂં સાતમો, ભીંત આઠમો ભોજનાદિક ગૃહો નવમો. પ્રભુને બેસવાનું આસન. ૧૦ મો, આસન ઉપરની છત્ર અગ્યારમો, પ્રભુની સાક્ષાત્ મૂર્તિ ૧૨ મો તેમની પૂજાનું સાહિત્ય ૧૩ મો, પ્રભુનાં દર્શન કરવાની બારીઓ ચૌદમો મંદિરમાં લગાડેલી લાલ સફેદ કાળી લાદિઓ ૧૫ મો, પ્રભુના શ્રીઅંગનાં આભૂષણો ૧૬ મો, તેમના મંદિર ઉપર લગાડેલો રંગ સતમમો કળશના નીચેનો પથ્થર જ્યારે અઢારમો અધ્યાય કળશ છે. જ્યાં

ज्ञानेश्वरी छे. जी गीतारत्न प्रासादाचा । कळसु अर्थ चिंतामणीचा । सर्व गीता दर्शनाचा । पाढाउजो ॥ लोकीतरी आथी पैसें । जें दूरू निसुकलश दीसें ॥ आणि भेटीचि ज्ञातवसे ॥ देव तेचि तिये ॥ तसें चां ॥ पथ ही आहे ॥ जें एकेची पणे अध्याये ॥ आचघाची दृष्ट होये ॥ गीता गमु हा ॥ मी कलसु याची कारणे ॥ अठरावा अध्याय ह्मणे ॥ उचाईला ॥ वादरायणे । गीता प्रासादा ॥ नोहे कळसा परतें कांही । प्रासादि कामना हीं । तें सांगतसे गीताहि । पसलें पणे ॥ અર્થ ગીતા રૂપી રત્ન રાશી દેવાલયમા જે તેનો અર્થ તેજ ચિંતામણિને તેનો જે કળશ તે અઢારમો અધ્યાય સર્વ સત્તર અધ્યાયનો બોધરૂપ તે અધ્યાય છે. લોકોમાં પણ દેવળનું દર્શન થયું તો દેવ દર્શન તુલ્ય મનાય છે. તેને દૂરથી જ લોકો પગે પડે છે. અલ્પાનંદ પામી પ્રભુને ભેટવા જાય છે. તેમજ એકજ અધ્યાય વાચવાથી આખી ભગવદ્ ગીતાનો લાભ થાય છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. તે માટે જ મેં આ અધ્યાયને કળશની ઉપમા આપી છે, કે વેદવ્યાસે ગીતારૂપી મંદિરમાં આ અધ્યાયને કળશરૂપે બે સાડયો છે. તે સર્વ શાસ્ત્રોનો પ્રસાદરૂપ કળશ છે. માટે શીટપ શાસ્ત્રમા નિપુણ એવા વેદવ્યાસે અર્જુનને પ્રથમ જેમ વિષાદ કરતો શરણ આવ્યો તેમજ આ અધ્યાયના આરંભમા પણ વિષાદ કરતો બતાવ્યો છે જાણે હમણા સુધી જે દેવ બોલ્યા તે ઉંધે ઘડે પાણી રેડપા જેવુ જ બોલ્યા તેવુ અર્જુનનો આ પ્રશ્ન સન્યાસ અને ત્યાગના પૃથક્ લક્ષણના બારામા છે. છતા आवृत्तिरस्र कृत उपदेशात् હોવાથી ભગવાન્ ફરીને બોલે છે.

श्रीभगवानुवाच—

> काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
> सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

અન્વય कवय કેટલાક કવિઓ છે તે काम्याना कर्मणां न्यासं કામ્ય એવા કર્મોના ન્યાસને सन्यासं विदु સંન્યાસ સમજે છે. જ્યારે विचक्षणा પંડિતો વિચારશીલ પુરૂષો છે તે सर्वकर्मफलत्यागम् બધા કર્મફળોના ત્યાગને त्यागम् प्राहु ત્યાગ એમ કહે છે.

દયાળુ પ્રભુ અર્જુનના બાળ સ્વભાવને અનુસરીને કટાળો નહિ લાવતાં પુન પૃથક્ પૃથક્ પંડિતોના મતો વર્ણવે છે. વસ્તુત સૃષ્ટિ એકં અદ્વિતીયં છે છતા નામ રૂપ વ્યાકરણ વાણી થઈ ત્યારે તેમા વૈષમ્ય પ્રાપ્ત થયું જેથી બુદ્ધિ પણ કર્માનુસારિણી થઇ. તેથી મહાન્ મહાન્ તત્ત્વવેત્તાઓના મતો પણ એકજ સ્વરૂપના બારામા ભિન્ન ભિન્ન થયા તેવીજ રીતે પરમાત્માએ અત્રે સંન્યાસ તે શું ? ત્યાગ એટલે શું, તેની મીમાંસા ક્રાન્તદર્શી ઋષિ મુનીઓના ભિન્ન, ભિન્ન, અર્થ કે, જે, લોકોના અધિકાર પરત્વે છે, અને અંતરમા એક છવાં ઋષિ મુનિઓ લોકદૃષ્ટિમાં પોતાનું મત પૃથક્ પૃથક્ બતાવે છે. ને અનેક રૂપમાં તેઓએ ત્યાગ અને સંન્યાસનું લક્ષણ કહ્યુ જ્યાં જેમનો અધિકાર જેવો તેવો તેમને તે, તે, મતમાં રૂચિ ઉત્પન્ન

થાય છે. કદાચિત્ એકજ સ્વરૂપમાં મહાન્ સંન્યાસનું વર્ણન કર્યું હત તો મહા અનર્થ થાતઃ કારણ તેને માટે અંતઃકરણની મોટી શકિત પ્રાપ્ત જોઇએ. જેવી કે, શ્રીશંકરાચાર્ય પ્રભૃતિની શકિત હતી. તેઓ જન્મસિદ્ધ નિષ્કામ અંતઃકરણના હતા. જેમણે દેહ ઇન્દ્રિય વિષયભોગને માટે જન્મજ લીધો ન હતો. સાક્ષાત્ પ્રભુનાં કામો માટે દાસ થઇને અવતાર ધારણ કર્યો હતો. તેમનો જ અધિકાર સર્વ ન્યાસ કહેતાં સંન્યાસી થવાને અધિકારી હતા. જ્યારે સામાન્ય મનુષ્ય પ્રાણી કે જે સતત કર્મોમાં રમી રહ્યો છે. અને અંતઃકરણમાં જેને પ્રતીતિ છે કે, તેનો કરતા હુંજ છું. તેમના સ્વભાવનો નિષ્કર્ષ ઋષિ મુનિઓ કહાડવા ગયા. તો તેમને પણ તેનો પત્તો લાગ્યો નહિ, છતાં કૃપાળુ હોવાથી સર્વ કર્મોની જડ તપાસી તો ચાર વિભાગ પડ્યા. તેમણે તેની ચાર કોથળીઓ કરી તેના ઉપર નામ નાખ્યા નિત્ય,[1] નૈમિત્તિક,[2] કામ્ય[3] અને નિષેધ.[4] જેમાં નિત્ય કર્મ સર્વથી ઉંચું છે. તેનું સ્વરૂપ શું, એમ શંકા આવે. તો તેનો વિવેક કરતાં લાગે છે કે, શાસ્ત્રમાં જે વર્ણાશ્રમ વિહિત કર્મ જેવાં કે સ્નાન, સંધ્યા, તર્પણ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, યજ્ઞ, દાન, તપ, સ્વાધ્યાય પ્રવચન, ધ્યાન, ધારણા અને સમાધિ તે સર્વ નિત્ય કર્મ સમજવાં નૈમિત્તિકનું સ્વરૂપ પર્વો જન્માદિ ઉત્સવો વિગેરે વિગેરે નિમિત્તથી કરવાં તે ઉભય ગ્રાહ્ય છે. શા માટે ગ્રાહ્ય ? જ્યાં मंदोऽपि विना प्रयोजनं न प्रवर्त्तते મંદ પણ પ્રયોજન વિના પ્રવૃત્તિ કરતો નથી. તો ફળ વિના કર્મ શામાટે કરવાં. ? ત્યાં જાણવું કે, રાજાનું અનુશાસન પાળવું જ જોઇએ નહિ તો દંડને પાત્ર થાય છે. પાળે તેનું કાંઇ ફળ નહિ, છતાં ન પાળે તો શિક્ષા મળેજ. જેમ સેવક સ્વામિની આજ્ઞા પ્રશ્નવિના પાળે અને પછી મનમાં ભાવના રાખે કે, હું કાંઇ પણ કરતો નથી. સ્વામિનું જ તે કામ છે, સમજી નમ્ર રહે છે. તેવીજ રીતે પરમાત્મા ઉપર સ્વામિભાવ રાખી સેવક બની કર્મો ફળ ત્યાગ સાથે કરતાં રહેવું, અને મનમાં શ્રીકૃષ્ણાર્પણમસ્તુ, એવો ભાવ સદા રાખવો. એમ નિત્ય નૈમિત્તિક કર્મો ત્યાજ્ય નથી. નૈમિત્તિક કર્મોનું એક દૃષ્ટાંત લઇએ તો દશરથ રાજાના રાજમાં દુષ્કાળ પડ્યો, ત્યારે શૃંગી ઋષિ પાસે યજ્ઞ કરાવ્યો. મેઘરાજ ઇન્દ્રને પ્રસન્ન કરી વર્ષાદ લાવ્યા. તેવીજ રીતે ગૃહસ્થાશ્રમમાં નિમિત્ત અનેક ઉપસ્થિત થાય છે. પ્રથમ તો પુત્રજન્મમાં જાત ચોલ ઉપનયન ઇત્યાદિક નૈમિત્તક આવે છે. ગણપતિ પૂજનાદિક પર્વો પણ આવે છે, એમ બે પ્રકારનાં ગ્રાહ્ય છે. જ્યારે આજના શ્લોકમા પ્રભુ બોલ્યા છે કે, કામ્ય કર્મોનો જે ત્યાગ તેજ સંન્યાસ છે. વળી નિષેધ કર્મોનો તો નિષેધજ છે. જેમ કે પર સ્રીનો ત્યાગ, સુરાપાન, સ્તેય, દ્યૂત, હિંસા, અસત્ય ભાષણ, દ્વેષ, દંભ, ઇત્યાદિ કરવાંજ નહિ. જ્યાં વેદવ્યાસ આજ્ઞા કરે છે કે, न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेत् न जीविस्याऽपि हेतोः કોઇ પણ કામનાથી, ભયથી, લોભથી, ધર્મને ત્યજવો નહિ. અરે જીવવાની ઇચ્છાથી પણ ધર્મને કદાપિ ત્યજવો નહિ. તેમ તજતાં શું થાય ત્યાં ૧૬ માં અધ્યાયમાં પ્રભુ બોલીજ ગયા છે કે, तानऽहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् એવા નરાધમોને હું ક્રૂર એવી યોનિમાં નાંખું છું. માટે નિષેધનો સદા નિષેધ જ રાખવો

હવે જે કામ્ય કર્મો જેનું સ્વરૂપ જોઈએ અને આપણું અંતઃકરણ તપાસીએ તો ત્યાં રૂચિ કામ્ય કર્મો પ્રત્યેજ છે. કારણ મનુષ્ય દેહ પૂર્વે પશ્વાદિક સાધારણમાંથી આવેલા હોવાથી તે સ્વભાવ રહી ગયો હોય છે. મજુરથી લઈ જડજ પર્યન્તનો વિધ્યાભ્યાસનો સુક્ષ્મ રીતે નિષ્કર્ષ કહાડીએ તો કામ્ય કર્મનાં જ કોથળામાં તે જાએ છે. અહોરાત્ર તેમાં જ રાજાથી લઈને રંક પર્યન્ત રમી રહ્યા છીએ. જે હૃદયમાં રામ છે, તેજ હૃદયમાં આપણે કામને પ્રધાન સ્થાન આપ્યું છે. રામની સમીપમાં આપણા સ્થાનનો ત્યાગ કરી ત્યાં કામને આપણો માલેક કરી બેસાડયો છે. માટે આપણા પિતા એવા પ્રભુએ આ અધ્યાયમાં કામ્ય કર્મોનો ત્યાગ એને કહ્યો છે. જ કેટલાક ઋષિ મુનિઓ કર્મત્યાગને સન્ન્યાસ કહે છે. અને કેટલાક તેના ફળોના ત્યાગને સન્યાસ કહે છે, એમ બોલ્યા છે.

હવે તેની મીમાંસા કરીએ કે કામ્ય કર્મોનું ત્યાગ કેમ કરીએ કારણ અંતઃકરણ ઈન્દ્રિયો શરીરાદિક અધિષ્ઠાન જ કર્મોના આધારે છે. જયા જ્ઞાનેશ્વર મહારાજ લખે છે देहाचिया गांवा आलिया जन्पमृत्यू चिया सोहळेया ना ह्मणों धनंजया। जिया परी कां ललाटीचें लिहिलें ॥ न माडेगा कांहीं केलें ॥ काळें गोरेपण घुतलें। फिटों नेणे ॥ केलें काम्य कर्म तैसें ॥ फळभोगावया धरणे वैसें ॥ न फेडितां ऋण जैसें। घोसंडीना ॥ काम्य कर्मी ह एक। सामर्थ्य आथी स्वभाविक ॥ ह्मणोनि नको कौतुक मुमुक्षु पथ ॥ किं बहुना पार्था पेसें। जें काम्य कर्मगा असे ॥ तें त्यजिजे ॥ विष जैसें। वोकूनियां ॥ मग तया त्यागा तें जगीं संन्यासु पेस या भंगी। बोलीजे अंतरगी। सर्व द्रष्टा ॥ દેહના ગામમાં આવ્યા પછી જન્મ મૃત્યુ ભોગવવા જ પડે અને નાશવંત છતા પ્રારબ્ધ ટલતું નથી. જેમ કાળાપણું અને શ્વેત પણું ધોતાં નીકળતું નથી તેમજ કામ્ય કર્મો કર્યાં હોય તેના ફળોનું ઋણ ફેડવું જ પડે કારણ ફળો છે તે આપણા દેહ રૂપી ઘરનાં દરવાજામાં પરાણે બેસે છે. એમ કામ્ય કર્મોને ઠેકાણે ફળ આપવાનું મહા સામર્થ્ય રહ્યુ છે. કિંબહુના હે પાર્થ એવા જે કામ્ય કર્મ છે તે વિષ પેટમા ગયું તો જેમ ઓકી નાંખવું તેમ તેમને ઓકી નાંખવા અર્થાત આચરણ કરવું નહિ. તે જે ત્યાગ તે જ જગતમાં સન્યાસ કહેવાય છે. એમ સર્વ દ્રષ્ટા પ્રભુ બોલે છે શ્લોકના અંદર ભગવાન્ બોલ્યા છે કે કેટલાક કવિઓ એમ કહે છે કે કામ્ય કર્મોનો ત્યાગ તે ત્યાગ છે. એમાં કવિઓ એટલે કોણ તે જોઈએ તો જ્યા ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ અર્થાત જેમની દૃષ્ટિ દુનીઆથી પર છે. પરમાત્મા એ આઠમાં અધ્યાયમાં પોતાનું નામ બોલ્યા છે કે कवि पुराणं अनुशासितारं અર્થાત પરમાત્મા સાક્ષાત કવિ છે. તેના સુધી જેમની ગતિ તે કવિ. હવે તેમણે જે ન્યાસ કહ્યો તે સારાસાર વિવેક કરી નિત્ય નૈમિત્તિક કર્મો વડે નિષ્કામ અંતઃકરણ કરી કામ્ય કર્મ ત્યાગ કરવાં એમ ઉપદેશ કર્યો જ્યાં પરમાત્મપ્રીતિ થઈ ત્યાં જે જે કર્મો થાય તે તે તેનું દાસ્ય જ છે. એમ ઉપરની લીટીમાં કામનાસહિત કર્મોનો સન્ન્યાસ બતાવ્યો છે. જ્યારે નીચેની લીટીમાં કર્મફળના ત્યાગને સન્યાસ બતાવ્યો છે. સૂક્ષ્મ રીતે જોતાં કરતા પણાની બુદ્ધિનો ત્યાગ તેજ સન્ન્યાસ છે અથવાતો ઈશ્વરાર્પણબુદ્ધિ પણ સન્યાસ છે. એમ પ્રથમના શ્લોકમાં બતાવી હવે બીજા શ્લોકમાં કહે છે

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

અન્વય—

एके मनीषिणः दोषवत् कर्म त्याज्यं इति प्राहुः ભગવાન્ કહે છે કે, હે અર્જુન ! તું સાંભળ મનનશીલ મુનિઓ કર્મ દોષવત્ હોવાથી સમગ્ર ત્યાગ કરવા યોગ્ય છે, એમ કહે છે.

अपरे ( योगिनः ) બીજા યોગિઓ છે તે यज्ञ. दानं तप. कर्म न त्याज्यं इति ( प्राहुः ) યજ્ઞ દાન તપ રૂપી કર્મોનો ત્યાગ નહિ કરવો એમ કહે છે.

આજના શ્લોકમાં ઉપરની લીટી ઉપર ટપકે દેખાતો વિરોધ છે. તેનાજ ખંડનના બારામાં નીચેની લીટી છે ઉપરનાં ચરણમાં सिद्धानाम् कपिलो मुनि. નો મત્ છે. જેઓ સાંખ્યાચાર્ય છે. જ્યારે નીચેનાં ચરણમાં વેદવ્યાસના પરમ શિષ્ય કર્મ કાન્ડના આચાર્ય જૈમિનિ ઋષિનો મત્ છે. જ્યા કપિલ મતનું ખંડન છે. આવા મહાન્ ઋષિઓ પરસ્પર વિરોધ બતાવે ત્યાં આપણા મનમાં કલ્પના ઉઠે કે, તેઓ સિદ્ધાંત જાણતા નહિ હોય. માટે પરસ્પર લડે છે. ત્યાં આપણે કોનો મત સ્વીકારવો. એવી શંકા ઉપસ્થિત થાય આમ થવું, એ પૂર્વપક્ષે યુક્ત જ છે. ત્યારે તો જિજ્ઞાસા શાસ્ત્ર યથાર્થ જાણવાના બારામાં આવે તેના જવાબમાં હવે પછીના શ્લોકમાં પ્રભુ બોલનાર છે કે, निश्चयम् शृणु मे तत्र કહી સમજાવશે.

વસ્તુતઃ પરમાત્માનો સિદ્ધાંત ઉભય મુનિઓને વિદિતજ હતો. પરંતુ દુનિયા કલહપ્રિય હોવાથી તેમની નસ જેના હાથમાં છે, એવા મુનિઓ વૈદ્યરૂપ હોવાથી આપણને વશ કરવા માટે લડતા હોય એવો સોંગ ભજવે છે. અને એમ કરીને પરમાર્થનો રંગ લગાડી સંસારમાંથી છોડવે છે. નટોની પેઠે રામ—રાવણ યુદ્ધનો પાર્ટ ભજવી અંદરથી જેઓ એક છે, એમ મહર્ષિઓ પૂર્ણ સિદ્ધાંતીજ હોય છે.

હવે જોઇએ તો આજનાં શ્લોકમાં વિરૂદ્ધ જણાતા મતોમાં શો ભેદ છે. કપિલ દેવ શું કહે છે, અને જૈમિનિ આચાર્ય શું કહે છે. ?

મહર્ષિ કપિલને ભગવાને मनीषिणः એમ વિશેષણ આપ્યું છે. અર્થાત્ જેમણે આખા વિશ્વના સારનું મથિતાર્થ કહાડીને સ્વરૂપનું મનન કર્યું છે. એવા તે મુનિ કપિલ કહે છે કે, કર્મો સ્વરૂપેજ દોષવાળા હોવાથી ત્યાજ્ય છે. દષ્ટ ઉપાય સુખ મેળવવાના, દુ.ખ હટાડવાના અને અદ્રષ્ટ ઉપાય ઉભય પરિણામે दुःखमेव सर्वं विवेकिनः છે. તેથી ત્યાજ્ય છે. કારણ કે कर्मणा बध्यते जन्तुः कर्मणा एव च मुच्यते જીવ કર્મોથી બંધાય છે અને કર્મોથી જ છુટે છે. અને જન્મ મરણની વિટંબના તેના વડે જ છે. માટે બોલે છે કે, त्रिविधं दुःखं आत्यन्तिकनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥ न दृष्टान्तसिद्धिर्निवृत्तेप्यनुवृत्तिदर्शनात् ॥ આધિ ભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એમ ત્રિવિધ જે દુખો છે, તેની આત્યંતિક નિવૃત્તિ એજ પરમ પુરૂષાર્થ છે. તેનો આત્યતિક નાશ દૃષ્ટા દૃષ્ટ ઉપાયથી સંભવતો નથી, જેમકે

દૃષ્ટ—ઉપાયથી એક વખતે રોગ નાશ પામે તો ફરીને ઉત્પન્ન થાય છે. ડાકટરો તેની ચિકિત્સાથી મટાડે પરંતુ પુનઃ થશે નહિ, એમ ટેકો લેતા નથી. અર્થાત્ આત્યંતિક નાશ તેમના હાથમાં નથી. ત્યારે શોધ કરતાં જણાય કે અદૃષ્ટ જે ગૃહો છે, તેની પૂજા શાન્તિ આદિ કરીએ તો રોગ નાશ પામે તો તેઓ પણ પ્રારબ્ધવશ છે. પ્રારબ્ધ કર્મને અધીન છે. માટે કર્મોજ દુઃખના મૂળ રૂપ છે. જ્યાં ભરથરી રાજા ગાથા ગાય છે नमस्यामो देवान्ननुहत विधेस्तेऽपि वशगा विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः ॥ फलं कर्मायत्तं यदि किममरगणैः किंच विधिना ॥ नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥ હું દેવોને નમવા ગયો તો તેઓ બ્રહ્માને આધીન છે. બ્રહ્મા છે તે દરરોજ પ્રાણીઓને કર્મનાં ફળ આપનારા છે. અને ફળો પણ કર્મને આધીન છે. માટે દેવોને બ્રહ્માને નમીને શું વધારે કર્મજ દેવતા છે. એમ દોષવાન કર્મો હોવાથી તે તજી દેવા એમ કપિલ મત છે. આ સાંભળીને કર્મમાર્ગના આચાર્ય જૈમિનિને ક્રોધે ચડયો કારણ તેમણે જ પૂર્વ મીમાંસા રચી છે. અને બોલ્યા છે કે, स्वर्गकामान्यजेत् पुत्रकामान्यजेत् ॥ સ્વર્ગની ઈચ્છા હોય, પુત્રની કામના હોય તો પણ યજ્ઞદાન તપ કરો અને ન હોય તો પણ પ્રભુપ્રીતિ અર્થે યજ્ઞ દાન તપ કર્મ કરો. આ મતને જ્ઞાનેશ્વર મહારાજ ટેકો આપતા બોલે છે. मन शुद्धिच्या मार्गी ॥ जैं विजयी व्हावें वेगीं ॥ तें कर्म संगळालागीं ॥ आळसुन कीजें ॥ नाना वस्त्रें चोख होआवीं ॥ पैसें आथी जरी जोवीं ॥ तरी संवदणी न मानावी ॥ मलिन जैसी ॥ तेलीं कर्में क्लेशकारें ॥ म्हणोनि न न्यावीं अव्हेरें ॥ कां अन्न लाभें अरुवारें। रांधितीये उणे ॥ મન શુદ્ધિના માર્ગમા જો વિજય તર્ત મેળવવો હોય તો વિધિયુક્ત કર્મોનુ આળસ કરવુ નહિ. જો વસ્ત્ર સ્વચ્છ જોઇતાં હોય તો ધોબીની ગલીચ સત્તામાં આપવામાં સંકોચ કરવો નહિ. તેમજ કાયા કલેશના ભયથી કર્મોનો ત્યાગ કરવો નહિ. જેમ ઉત્તમ અન્ન પકાવવું હોય તો રાંધવાનો કલેશ સહન કરવો જ જોઈએ.

એમ યજ્ઞ દાન તપરૂપી કર્મો દોષવાળા હોય તો પણ ત્યાજ્ય નથી. જ્યાં દોષ લાગે ત્યા પ્રાયશ્ચિત્ત વડે ધોઈ નાંખવું. જેમ કર્મો વડે બંધાય છે તો છુટે છે પણ કર્મો વડેજ. જેમ કાંટાથી કાંટો કહાડવામા આવે છે, તેમ નિષ્કામ કર્મોથી સકામ કર્મોનાં ફળો ધોવાઈ જાય છે. દેહધારી પ્રાણી અશેષ રીતે કર્મોનો ત્યાગ કરી શકવા અસમર્થ છે. દૃષ્ટ કર્મ ફળ ત્યાગ કરવો પરંતુ અદૃષ્ટ સ્વર્ગાદિક દેવતાઓને આપતા યજ્ઞ આહુતિનાં કર્મોનો ત્યાગ કરવો નહિ કારણ તેથી વૈદિક માર્ગ નષ્ટ થાય તો ધર્મની મહા હાની થાય. શ્રુતિના અભિપ્રાયને પૂર્ણ રીતે સમજવો જોઇએ. કર્મો ઉંચા કરવાથી આપણી ઉત્ક્રાન્તિ થાય છે. તેવા કર્મો અવશ્ય કરવાં એમ જૈમિનિ આચાર્યનો મત છે. એમ અત્રે જે ઋષિ મુનિઓ વાદ કરે છે તેમાં આપણા જેવાને वादे वादे जायते तत्त्वबोध તેમના વાદમાં આપણને તત્વનો બોધ થાય છે માટે જ ભગવાને કહ્યુ છે. वाद. प्रवदतामहम् એમ વાદ ગ્રાહ્ય છે. છલ જલ્પ વિતડા અગ્રાહ્ય છે. હવે ચોથા શ્લોકમાં ભગવાન્ પોતાનો નિશ્ચયાત્મક મત જણાવે છે જેમકે,

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ! ।
त्यागो हि पुरुषव्याघ्र ! त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

હે भरतसत्तम હે ભરત વંશમાં શ્રેષ્ઠ એવા અર્જુન ? तत्र त्यागे मे निश्चयम् शृणु તે ત્યાગના બારામાં મારો નિશ્ચય સાંભળ. हि કારણ કે हे पुरुषव्याघ्र હે પુરૂષમાં વાઘ જેવા અર્જુન ! त्यागः त्रिविधः संप्रकीर्तितः ત્યાગ છે કે ત્રણ પ્રકારનો કહેવામાં આવ્યો છે.

આ અધ્યાયના આરંભમાં અર્જુન સંન્યાસ અને ત્યાગનું લક્ષણ પૂછે છે. જેના પ્રત્યુત્તરમાં ભગવાને બે ઋષિઓનાં પૃથક્ પૃથક્ મતો જણાવ્યા અને આ શ્લોકમાં અર્જુનને તે ઉત્તમ વિશેષણો આપી એમ સૂચવે છે કે, મારો નિશ્ચય ઉપરોક્ત ઉભય ઋષિઓ કરતાં પરે છે, તે તું સાંભળ. કારણ ત્યાગનું સ્વરૂપ જ ત્રણ પ્રકારનું છે. આમાં પરમાત્માએ મેં શબ્દ વાપર્યો છે. તે બારામાં આપણું ધ્યાન વિશેષ આપવા જેવું છે. આપણે પણ મેં, મેં, કરીએજ છીએ. ને નિશ્ચય પણ છાતી ઠોકીને દિવસના દશ વખત કરીએ છીએ. જ્યાં આપણો નિશ્ચય એકે ટકતો નથી. જ્યારે ભગવાનનું મેં અને નિશ્ચય કવચિત્ પણ પાલટે નહિ. આપણા નિશ્ચયો પારલામેન્ટ એસે મ્બ્લી સુધીના સભાસદોના પણ પાલટે છે. ને ઠરાવો પ્રતિવર્ષે બદલતા જાય છે. અને બોલતા જાય છે કે, અમારા ઠરાવની ભૂલ અમે સુધારી છે. એમ નિશ્ચયમાં જ કાચા તેમજ પરમાર્થમાં પણ નિશ્ચય કાચો માટે તો તુકારામ મહારાજ બોલે છે કે, निश्चयाचें बळ तुका ह्मणे तेंची फळ નિશ્ચયનું જે બળ તેજ ફળ છે. માટે જ આજના શ્લોકમા અર્જુનને ભગવાને બે મોટાં મોટાં વિશેષણો આપી સમજાવ્યો છે કે, તું ભરત વંશમા ઉત્તમ છે. વળી સર્વ પુરૂષોમાં વ્યાઘ્ર છે. તો તું જેમ કૌરવ પાંડવ ઉભયમાં ભિન્ન છે. તેમ મારો નિશ્ચય પણ ઋષિ મુનિઓ કરતાં ભિન્ન છે. જ્યાં વામન પંડિત લખે છે. अगा एक कर्मत्याग बोलती । वेदिक कर्म करावीं ह्मणती । परी माझा निश्चय सांगतों तुज प्रती । आईक तो ॥ त्या दोही पक्षा वेगळा । पक्ष माझा आगळा । भरतवंशातपुरुष शार्दूला। तूं जैसा सत्तम । कीं एकपक्ष कौरव । पक्ष दुसरा पांडव । त्यां मध्यें परंतु अभिनव । तूं पुरुषव्याघ्र ॥ अधिक सर्वांहुनि । ऐसा त्याग विपर्यी निश्चय माझा जो एक ॥ तौया दोही पक्षाहुनी अधिक । ऐसें अर्जुनाच्या यादो नामीं सुचवी ॥ અરે એક કર્મ ત્યાગ કહે છે. એક વૈદિક કર્મ કરવા એમ કહે છે. છતાં મારો નિશ્ચય તને કહું છું તે તું સાંભળ. તે આ પક્ષથી જુદો છે, અને ઉંચો છે. જેમ તું ભરતવંશમાં વ્યાઘ્ર છે. જેમ એક પક્ષ કૌરવ, એક પક્ષ પાંડવ તેમાં તું અભિનવ, એમ ત્યાગવિષયમાં મારો નિશ્ચય અભિનવ છે, એમ અર્જુનનાં બે વિશેષણોમાં પરમાત્માની સૂચના છે. કારણ તે નરનો અવતાર જેને હૃદય ઉપર સ્તનનું ચિહ્ન પણ હતું નહિ. માટે તેને સૂચવે છે કે, બાર વર્ષ સુધી કરેલા નિશ્ચયને ફેરવવો નહિ અને યુદ્ધ કર. જો સૃષ્ટિ કરતા છે તે પણ सूर्याचंद्रमसौ धाता यथा पूर्वमकल्पयत् જેમ પૂર્વે સૃષ્ટિ રચી હતી તેમની તેમજ રચે છે. જ્યાં દોષ હોય તો પણ ગણુ કારતા નથી. જ્યાં એક કવિ કહે છે કે, गंधः सुवर्णे फलमिक्षुदंडे नाकारि पुष्पं खलु

चंदनेषु। विद्वान् धनाढ्यो न तु दीर्घजीवी धातुः पुरा कोऽपि न बुद्धिदोभूत् ॥ સોનાને સુગંધ, શેરડીને ફળ, ચંદન વૃક્ષમાં ફૂલ, વિદ્વાન્ ધનાઢ્ય પણ ન કર્યો ને કર્યો હોય તો દીર્ઘજીવીન કર્યો, એમ સૃષ્ટિકરતાને સૃષ્ટિ રચતી વખતે બુદ્ધિ આપનાર કવિ કહે છે. કોઈ હતો નહિ. એમ અપવાદો અપાય છતાં પરમાત્મા આજ્ઞાએ સૃષ્ટિ જેમ થાય તેમાં નિશ્ચયનો પાલટો થતો નથી. બ્રહ્માજીને લાખો પ્રાણીઓ શ્રાપ પણ આપે છે. કારણ પ્રાણી દુઃખી થાય તો બાપડા બ્રહ્માને આક્ષેપ મુકે છે, કે બ્રહ્મદેવે આમ રચના કેમ કરી, છતાં બ્રહ્માનું પણ કાંઈ ચાલતું નથી. ब्रह्मणो हि विदधातु पूर्वम् ॥ वेदांश्च प्रणहोति तस्मै ॥ એવા પરબ્રહ્મ સગુણાકાર થઈ અર્જુનના રથ ઉપર બેસી બોલે છે કે, મારો નિશ્ચય સાંભળ. ઉભય ઋષિઓ એક કર્મ દોષવાન હોવાથી ત્યાજ્ય છે અને બીજા વૈદિક હોવાથી ગ્રાહ્ય કહે છે. તેનું સ્પષ્ટીકરણ હું તને નિશ્ચયાત્મક કહું છું કે તેના પ્રકાર પ્રાણીઓનાં અંતઃકરણના ભેદ પ્રમાણે સાત્વિક, રાજસ, તામસ પડે છે

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥
एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

અન્વય—

यज्ञदान तपःकर्म न त्याज्यम् યજ્ઞ દાન અને તપરૂપી કર્મો તજવા યોગ્ય નથી तत् कार्यम् एव કારવા યોગ્ય જ છે. यज्ञ दानं च तपः एव યજ્ઞ દાન અને તપ છે તે मनीषिणाम् पावनानि મનુષ્ય પ્રાણીને પાવન કરવાવાળાં છે.

तु पार्थ હે પાર્થ ! एतानि कर्माणि अपि આ કર્મો છે, તે પણ संगं च फलानि त्यक्त्वा સંગને ફળો જ ત્યાગ કરીને कर्तव्यानि કરવા યોગ્ય છે. इति मे निश्चितम् उत्तमम् मतम् આવો મારો નિશ્ચય પૂર્વક ઉતમ મત્ત જાણ.

ચોથા શ્લોકમાં ભગવાને સ્વયંજ પોતાનો મત ત્યાગ અને સંન્યાસના બારામાં શું છે, તેના કથનનો આરંભ કર્યો છે. જેમાં આજના શ્લોકોમાં નિશ્ચયાત્મક ત્યાગના બારામાં તેના સ્વરૂપનું કથન કરે છે જેમાં યજ્ઞ દાન તપ કર્મ ત્યાગવા તો નહિ જ પરંતુ અવશ્ય કરવા યોગ્યજ છે, એમ સૂચવે છે. વળી તેમાં સૂચવે છે કે તે પાવન કરવાવાળા છે. તે કોને તો મનનશીલ એવા ઋષિ મુનિઓને પણ પાવન કરે છે. માટે આ કર્મોના સંગનો ત્યાગ કરી કર્તવ્ય સમજીને કર્મ કરવાં તેજ મારો ઉત્તમ પરમ મત છે.

એમ સામાન્ય સરળ અર્થ ત્યાગના બારામાં થયો. હવે આપણે એમાં પરમાત્માનો પરમ ગંભીર અભિપ્રાયનો ધ્વનિ શું નીકળે છે તે વપાસીએ. પ્રભુ અર્જુન પ્રત્યે સૂચના કરે છે કે, તું નિરિચ્છ છે, એમ પહેલા અધ્યાયમાં બોલ્યા છે. જેમકે न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च એમ તારૂં અંતઃકરણ નિર્વેદને પામ્યું છે. માટે જ મારી આજ્ઞાને પાળી કર્તવ્ય કર્મ કર. સત્તર અધ્યાયમાં

મેં તને સમગ્ર વેદોનો સાર ઉત્તમ રીતે સમજાવ્યો. જેમાં પ્રભુપ્રીતિ અર્થનાં જે કર્મો તેજ નૈષ્કર્મ્ય સિદ્ધિનાં સાધનરૂપ છે, એમ બતાવ્યું. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ દૃષ્ટાંત.વડે સમજાવે છે. जियें यज्ञदानतपादिकें । इयें कर्में आवश्यकें । तियें न सांडावीं पांथिकें । पाउलें जैसीं ॥ हारपलें न देखीजे । तंव तयाचा मागु न सांडीजे । कां कूल न होतां न लोटीजे। भाणें जेवीं॥ नाव थडी न पवतां । न खांडीजे केळी न फळतां। कां ठेवीलें न दिसतां । दीपु जैसा ॥ तैसी आत्मज्ञानविखीं ॥ जंव निश्चिति नाहीं निकी । तंव नोहोवावें यागादीकीं । उदासीन ॥ जें चालणें वेगावत जाए। तो वेगु वैसावया ची होये ॥ तैसा कर्मातिशयो आहे ॥ नैष्कर्म्यालागीं ॥ अधिकें जंव जंव औषधी- । सेवनेची मांडी बांधी । तंव तंव मुकीजे व्याधी तया चीये ॥ तैसें निष्ठा केलें कर्म । तें झाडी करुनि रजतम ॥ सत्व शुद्धिचें धाम । डोळां दावी ॥ અર્થ-જે યજ્ઞ દાન તપરૂપી અવશ્ય કર્મો છોડવાં નહિ. પંથિક જેમ જેમ ઉતાવળો ચાલવા માટે તે બેસવા માટે જ હોય છે. વળી વસ્તુ ખોવાઈ હોય તેને માટે દીવો પકડયો હોય તો જ્યાં સુધી વસ્તુ ન મળે ત્યાં સુધી મુકી દેતા નથી. વળી કિનારે નાવ પહોંચે નહિ ત્યાં સુધી તેને મુકી દેતા નથી, તથા તૃપ્તિ થઈ નથી ત્યાં સુધી ભાણાને ખસેડતા નથી. તેમ જ્યાં સુધી આત્મજ્ઞાનના બારામાં પૂર્ણ નિશ્ચય થયો નથી ત્યાં સુધી યજ્ઞાદિક કર્મો પ્રત્યે ઉદાસીન થવું નહિ. કારણ કે કર્મોનું વિશેષ આચરણ તેજ નૈષ્કર્મ્ય સિદ્ધિનું મૂળ છે. જેમ ઔષધ વિશેષ સેવવાથી રોગ જાય છે. તેમ નિષ્કામ કર્મ વડે જ રજ તમઃ જઈને સત્વનો ઉદય થાય છે. માટે નિષ્ઠાથી કર્મનું આચરણ કરવું જ. એજ વેદની હાથવટી છે.

અર્જુનને પરમાત્મા અત્રે એમ જ સૂચવે છે કે, તું ફળેચ્છા ત્યાગી તો છે જ છે. તેથી તારી ભૂમિકા તો તૈયાર છે. માત્ર ઇશ્વરેચ્છાને આધીન સ્વકર્મરૂપી પૂજા વડે તેમને પ્રસન્ન કર. અર્જુન નિમિત્તે સર્વેશ્વરે એજ આજ્ઞા સર્વ મનુષ્ય પ્રાણી માટે છે. સંગત્યાગ જ મુખ્ય છે. મહાત્મા પુરૂષોએ તે બારામાં લખ્યું છે કે, संगः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यतेः स सद्भिः सह कर्तव्यः साधुसंगो हि भेषजम् ॥ અસંગ આત્માના સાક્ષાત્કાર માટે ચિત્તમાં સર્વ પ્રકારના સંગદોષ ત્યાજ્ય છે. છતાં તેમ અશક્તિ તારતમ્ય હોય તો સાધુઓનો સંગ કરતા રહેવું તો મેળે બીજા સંગ નીકળી જાય છે. સર્વથી વિશેષ સંગ શરીરધારી જીવને શરીર ઉપર અહંમત્વનો છે. તે નીકળે નહિ. ત્યાં સુધી સતસંગ કરતા જ રહેવું. જ્યાં જ્ઞાનેશ્વર ભગવાન્ કહે છે. जे स्वधर्में निष्कामता । अनुसरले पार्था । ते कैवल्य-पद तत्वता । पावले जगीं ॥ હે પાર્થ ખરેખર આ જગતમાં જેણે સ્વધર્મનું નિષ્કામ પણે પાલન કર્યું તેઓ જ મોક્ષ પદને પામ્યા. જ્યાં દૃષ્ટાંતમાં યાજ્ઞવલ્કય જનકાદિકના પ્રત્યક્ષ છે. તેમના બારામાં એક આખ્યાયિકા છે, કે જનક રાજાએ પોતાની રાજ સભામાં બ્રહ્મ ચર્ચાની સભા રાખતા કોઈ વખત ઉંચ આસને યાજ્ઞવલકય બેસતા અને કોઈ વખત મહારાજ જનક બેસતા. તેથી ક્ષત્રિયને ઉંચ આસન આપી બ્રહ્મવિદ્યાની ચર્ચા કરતા જોઈ બીજા ત્યાં બેઠેલા મુનિઓ ઇર્ષા કરવા લાગ્યા. માટે તેમને પરચો બતાવવા યાજ્ઞવલ્કયે યોગવિદ્યાથી ચમત્કાર બતાવ્યો. જ્યારે બ્રહ્મ

ચર્ચા ચાલતી હતી તેજ વખતે ત્યાં આગ લાગી. ઋષિઓ પોતપોતાના આસન ઉપરથી ઉઠી ઉઠીને ભાગ્યા. આગ છેક બ્રહ્મનિષ્ઠ સત્પુરૂષો કર્મયોગી ગુરૂ શિષ્ય ઉભય બેઠા હતા ત્યાં સુધી આવી. તે વખતે ઉભય દેહાતીત અવસ્થા ભોક્તા હોવાથી અગ્નિદેવ તેમનાં ચરણમાં દંડવત્ કરી શાન્ત થયો. એમ સ્વધર્માચરણ તેજ કૈવલ્ય પદનું બીજ છે. માટે પરમાત્મા વિસ્તારથી આ અઢારમા અધ્યાયમાં સમજાવે છે.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

અન્વય—तु પરંતુ नियतस्य कर्मणः નક્કી કરેલા કર્મનો संन्यासः न उपपद्यते પરિત્યાગ ગ્રહણ કરવા યોગ્ય હોતો નથી तस्य मोहात् નિત્ય કર્મના અજ્ઞાનથી परित्यागः કરેલા ત્યાગને तामसः परिकीर्तित. તામસ ત્યાગ કહેવામાં આવ્યો છે.

ચોથા શ્લોકમાં પરમાત્માએ કહ્યું હતું કે, त्रिविधः संकीर्तितः કર્મોનો સંન્યાસ પણ ત્રણ પ્રકારે છે. જેમનું અંતઃકરણ જેવું તેવો તેમનો સંન્યાસ છે. માટે મનુસ્મૃતિમાં સંન્યાસ ઘણા પ્રકારના બતાવ્યા છે. જેમકે विद्वत्संन्यास आतुर संन्यास उपरतिसंन्यास જેમાં विद्वत् સંન્યાસ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. અવિદ્યા જેની ખસી બ્રહ્મ વિદ્યામાં જેની નિષ્ઠા થઇ તે અંતર બહિઃ સંન્યાસ લે છે. તે વિધ્વત સંન્યાસ કહેવાય છે. મરણોન્મુખ થયેલા મનુષ્યને જે સંન્યાસ લેવાની ઇચ્છા થઈ તે આતુર સંન્યાસ કહેવાય છે. જેના લક્ષણો એવા છે કે, ઘરમાંથી એમને એમ નીકળી જઈ અનશન વ્રત ધારણ કરી દેહ ત્યાગ કરવો જેમ રાજા પરીક્ષિતે કર્યો હતો. હવે આ અધ્યાયમાં પરમાત્મા ત્રણ પ્રકારના સંન્યાસ કહે છે. જેમાં વિદ્વત વા આતુર સંન્યાસ નહિ, તદ્ વ્યતિરિક્ત જે કોઈ नारीमुई गृहसंपत्ति नाशी मुंडमुंडाय भये संन्यासी એવા સંન્યાસનું વર્ણન કરે છે. જ્યાં શ્લોકમાં વર્ણનની ઢબ છબ પણ ઉલટી જોવામાં આવે છે.

ગીતા કાવ્ય હોવાથી સાહિત્ય શાસ્ત્રમાં પણ ખપે છે. જ્યારે આજના શ્લોકમાં પરમાત્માએ જે પદ્ધતિ લીધી છે. તે સાહિત્ય શાસ્ત્રના વિરૂદ્ધ છે. જેમાં સાહિત્ય શાસ્ત્રના ક્રમનો ભંગ કર્યો છે. જ્યારે સૂક્ષ્મ દ્દષ્ટિથી જોતાં સત્તર અધ્યાય સુધીમાં સાહિત્ય શાસ્ત્રના ક્રમથી વર્ણન ચાલી રહ્યું હતું. પૂર્વેના શ્લોકોમાં ત્રિગુણનું વર્ણન આવે. ત્યારે સત્વ પ્રથમ અને રજઃ તમઃ પશ્ચાત્ એમ ઢબ હતો. જ્યારે આ અધ્યાયમાં તમોગુણનું વર્ણન પ્રથમ આવ્યું છે. આમ ક્રમ પાલટો કરી સાહિત્ય શાસ્ત્રનું અપમાન પ્રભુએ અત્રે કેમ કર્યું ? એ શંકાના બારામાં સમાધાન છે. જ્યાં વિદ્વાનો એ મળીને પૃથક્, પૃથક્, પ્રત્યુત્તરો સભા મેળવી આપ્યા છે. જેને ચક્રીપુરાણ કહેવાય છે. પ્રથમ એક વિદ્વાન્ કહે વર્તમાન સ્થિતિમાં ઘર; ઘરમા પ્રાયશઃ મનુષ્ય પ્રાણી પ્રમાદ આળસ સેવે છે. તેથી કર્તવ્ય કર્મનો ત્યાગ કરે છે. નિત્ય, નૈમિત્ કર્મો તજી દે છે. માત્ર કામ્ય તેટલાં કર્મો કરે છે. વળી પાશ્ચાત્ય વિદ્યા ભણી નિત્ય નૈમિત્તિક કર્મોમાં પ્રજ્ઞાવાદ કરી, તેને હંબક ઠરાવી વખોડે છે. જ્યાં બોલે છે કે,

વખત ફોકટ શા માટે ગમાવવો એમ તેઓનું જે જે આચરણ જેને શાસ્ત્રકારો કર્મનું નામ સુદ્ધાં આપતા નથી. દંત ખોતરવા હાથ હલાવવા વિગેરેની જેમ

કર્મમાં ગણત્રી નથી તેમજ શાસ્ત્રકારો પણ દાળરોટી પ્રાપ્ત કરવાનાં કર્મોને કર્મ નામ આપતા નથી. જ્યાં ભગવાન્ શંકરાચાર્ય કહે છે. देहस्त्रीपुत्रमित्रानुचरहयवृषास्तोषहेतुर्ममेत्यं सर्वे स्वायुर्नयन्ति प्रथितमलममी मांसमीमांसयेह । एते जीवन्ति येन व्यवहृतिपटवो येन सौभाग्यभाजस्तं प्राणाधीशमन्तर्गतममृतममुं नैव मीमांसयन्ति ॥ દેહ સ્ત્રી પુત્ર મિત્ર અનુજ ગાય બળદ ઇત્યાદિકને જે પોતાના આનંદને વિષય જાણે અને જેવા પોતાનું આયુષ્ય તેમાં વ્યતીત કરે છે, તે સર્વે માસનીજ મીમાંમા છે. જ્યારે જેના વડે જીવીએ છીએ જેના વડે દેહનો વ્યાપાર ચાલે છે. જેના વડે સૌભાગ્ય છે. તે પ્રાણાધીશ અંતરમાં રહેલા આત્માનો કોઈ પણ વિચાર કરતો નથી. એમ મહાત્માઓ જેને ત્યાજ્ય ગણે છે, તેમાં જ વર્તમાનકાળં મનુષ્યો પરમ પુરૂષાર્થ ગણી તેજ ચિતામાં તેનાજ ઉદ્યોગમાં પડી રહે છે. એમ પ્રમાદથી મિથ્યા જ્ઞાનથી જે કર્તવ્ય કર્મોનો ત્યાગ તે તામસ-સંન્યાસ છે. તે પ્રભુ સર્વના પિતા હોવાથી તેમને ક્રોધ આવવાથી મિત્ર એવા અર્જુન પાસે સાહિત્ય શાસ્ત્રના ક્રમ ભગમાં દોષ ન ગણી વર્ણન કરે છે. હવે બીજા પંડિત કહે છે.

જ્યાં મુદ્દો એમ લીધો કે, પરમાત્માને લાગ્યું જે કર્તવ્ય કર્મનો ત્યાગ તે વસ્તુતઃ ત્યાગનું સ્વરૂપ ન છતાં જે ત્યાગ કરે છે, તેજ તામસઃ ત્યાગ છે. માટે ત્યાં મોહ શબ્દ મુકયો છે. કર્મો કરીને ફળોનો જે સંન્યાસ તેજ મુખ્ય છે ને કર્મો ન કરવાં તે ગૌણ છે. જેમ વનરાજ સિંહમાં શૌર્યાદિક ગુણો મુખ્ય છે. તે ગુણો જેમાં હોય તે મનુષ્ય પ્રાણીને પણ સિંહની ઉપમા અપાય છે. છતાં સિંહ તે મુખ્ય અને ગુણી મનુષ્ય ગૌણ, તેમ સાત્વિક ત્યાગ મુખ્ય અને તામસ ત્યાગ જ નહિ. માટે આત્યંતિક ગૌણ છે, તેથી પણ પ્રભુએ ક્રોધમાં આવવાથી તામસનુ વર્ણન કરતાં ક્રમભંગ કર્યો છે. એમ ધ્યાનમાં ન આવ્યાથી તેનુ વર્ણન પ્રથમ કરે છે.

પછી ત્રીજો પંડિત કહે છે. હમેશાં સત્કૃત્યમાં दुर्जनम् प्रथमं वन्दे હોય તો આપણા કાર્યમાં વિઘ્ન આવે નહિ માટે ભગવાને અત્રે તામસનું વર્ણન પ્રથમ કર્યું છે. એમ પરમ કૌશલ્યવાન્ પ્રભુએ યુક્તિ પ્રયુક્તિથી તમોગુણના ત્યાગનું વર્ણન ક્રમભંગ છતાં કર્યું છે.

છેવટે સિદ્ધાંતી પંડિતનું ભાષણ થયું. જેણે કહ્યુ કે, તમે ત્રણેએ સિદ્ધાંત ત્યાગીને તામસ ગુણને પ્રધાન રાખી મુદ્દાનું વર્ણન કર્યુ છે. વસ્તુત. ગીતાના પ્રાગટ્યનું મૂળ અર્જુન હોવાથી પરમાત્માનું ધ્યાન અર્જુન પ્રત્યે હતું. વળી આ વર્ણન ગીતાના અંત ભાગમાં કરવાનું હોવાથી અર્જુનનેજ ઉદ્દેશી પ્રભુ એમ બતાવે છે કે, હે અર્જુન ! તેં સત્તર અધ્યાય સાંભળ્યા છતા તારી ચિત્તશુદ્ધિ થઈ દેખાતી નથી. માત્ર મોહવશ થયો થકો તું જે ક્ષત્રિયનુ કર્તવ્ય કર્મ યુદ્ધ તેનો જે ત્યાગ કરવા ઇચ્છે છે, તે નિયતસ્ય સન્યાસા મોહત્ પરિત્યજ્ય વત્ તાસમ તે મોહથી કરેલો તે તાસમ ત્યાગ છે. માટે હવે હુ છેવટમા તને કહું છુ. કે વસ્તુવ તે ત્યાગ જે સઉ કરતાં પરે વસ્તુ છે. સ્વકર્મ મુકી દેવાથી ઉપલબ્ધ થતો નથી. મૃત્યુ લોકની નસ જાણનાર ધન્વન્તરી જેવા મુનિઓ કે જે चत्वारो मनवस्तथा એમ પૂર્વે મેં જેમનું વર્ણન કર્યુ છે. તેમણે ઔષધ રૂપેજ વર્ણાશ્રમ ધર્મો નિયવ કર્યા છે. તે

ઔષધ જે કોઈ પીએ નહિ તે તામસ ત્યાગી છે. અને જેમ ઔષધ વિના રોગીનો રોગ વધે છે. એમ અંતર વૈરાગ્ય વિનાનો ત્યાગીનો મોહ વધે છે વસ્તુસ્થિતિ જોતાં જેના અતઃકરણમા ખરેખરો વૈરાગ્ય આવ્યો તે શું ત્યાગેને શું ગ્રહણ કરે. જ્યા વિરક્ત એવા તુકારામ મહારાજ અભંગમાં બોલે છે

ऐसा वेई कारे संन्यास ॥ करी संकल्पाचा नाश ॥ १ ॥ मग तूं राहे भलते ठायी ॥ जनी वनीं खाटे भोई ॥ २ ॥ तोडी जाणीवेची कळा ॥ होई वृत्तिसी वेगळा ॥ ३ ॥ तुका ह्मणे नभा ॥ होई अणुचाही गाभा ॥

અર્થ—સંન્યાસ ખરો તે સંકલ્પનો ન્યાસ પછી ભલેને તું ઘરમા વનમા ખાટ-ક્રીને લ્યા અથવા ભોગી થા હું કરૂ છુ એમ અહંકાર નીકળી જઈ વૃત્તિથી વેગળો થા તો જેમ નભ છે તે સૂક્ષ્મમા સૂક્ષ્મ છતા સર્વમા રહીને સર્વાતીત છે તેમ તું થશે. અસ્તુ.

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

અન્વય यत् कर्म दुःख इति एव કર્મ દુઃખરૂપ છે, એમ માનીને कायक्लेश भयात् त्यजेत् કાય કલેશના ભયથી તજી દઈને स राजस त्याग कृत्वा તે રાજસ ત્યાગને કરવાવાળો છે त्यागफल ત્યાગના ફળને न एव लभेत् પ્રાપ્ત કરી શકતો નથી.

પ્રથમ તામસ ત્યાગનું વર્ણન કરી હવે રાજસ ત્યાગ કોને કહેવાય છે, તે આજના શ્લોકમા ભગવાન્ કહે છે. જેમા હેતુ બે બતાવે છે કા તો આ કર્મ દુ ખ દાયક છે, માટે મુકી દીએ અથવા તો કર્મ કરવાથી કાયાને કલેશ થશે તે ભયથી મુકી દીએ છે, તે રાજસ ત્યાગ ઘણાય મનુષ્ય પ્રાણી સાધારણ રીતે પશુત્વમાથી આવ્યો છે, તેથી जन्मना जायते शूद्र. કહેતા હલકો પરતુ कर्मणा द्विज उच्यते ઉચ્યતે કર્મોથી બ્રહ્મપદ સુધી પહોચે છે. તે કર્મો દેહાધ્યાસથી ઇન્દ્રિય વિષય ભોગને માટે કરાય છે. તે નહિ ઇન્દ્રિયોને બ્રહ્માજીએ બહિર મુખ રચી છે. જેમ કે पराचिखानि व्यतृणत् स्वयंभूस्तस्मात् पराङ् पश्यन्ति नान्तरात्मन् જેથી કરીને સહજ અંતર મુખ થતી નથી તેથી જેમ જેમ ઇન્દ્રિય વિષયભોગ વિશેષ ને વિશેષ ભોગવે તેમ તેમ દેહાધ્યાસનનું જાડ્ય થાય છે. માટે પોતાના દેહને કષ્ટ પડે તેવા કર્મોનો ભય તેમને રહે છે જે કર્મો વસ્તુત પરિણામે સુખ સ્વરૂપને પમાડવા-વાળાં છે. તેનેજ તેઓને दुःखम् एव इति લાગે છે. જેમ કોઇને મહાન્ ઉદર રોગ થયો હોય તો તેને માટે વૈદક શાસ્ત્રમા કડુ લીમડાની ગળો પીવરાવા વૈદ કહે છે, તો બાળક રોગી કિંવા વસ્તુ વિવેક રહિત જે હોય તે પણ બાળક જ ગણાય છે તેમને તે રૂચતું નથી તેમજ ચિત્તશુદ્ધિના ઔષધરૂપ શાસ્ત્રીય કર્મો ક્રાન્તદર્શી ઋષિ મુનિઓએ નિત્ય નૈમિત્તિક રૂપે નિયત કર્યા છે, તે રાજસ મનુષ્યોને રૂચતાં નથી. અને કાય કલેશ વા દુ ખરૂપ સમજીને તેને તજી દે છે સૃષ્ટિ એટલે મૃત્યુ ससारसागर છે. તેમા ડુબેલાને તેનો કાઠો મળતો નથી. ક્રાન્તદર્શીનો અર્થ જ એકે જેઓ તેને પાર ઉતરી ઉભા છે. અને અન્યોને તારવાના ઉપાય યોજી રહ્યા

છે. જેમના સ્વભાવનું વર્ણન છે કે, मनसि वचसि काये प्रेमपीयूषपूर्णाः त्रिभुवन-मुपकारश्रेणिभिः प्रीणयन्तः । परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥ અર્થ-જે મન વાણી અને શરીર પ્રેમરૂપી અમૃતથી ભરેલા હોઇને ઉપકાર પરંપરાઓથી ત્રિભુવનને પ્રસન્ન કરે છે. જ્યારે બીજાઓના ઝીણા સરખા ગુણોને પર્વત જેવા માને છે અને પોતાના પર્વત જેવા ગુણોને પ્રગટ કરતા નથી. એવા સન્તો પૃથ્વીપર હોય તો તે પૃથ્વીને પોતાના પદ રજઃથી પાવન કરે છે.

એવા મહાપુરૂષોના સદ્ ઉપદેશ રૂપી કર્મોને પ્રાયશઃ રાજસ મનુષ્યો અંગ્રેજી વિદ્યાથી વિભૂષિત હિન્દુ ક્રીશ્ચન જેવા હોવાથી વિતંડાવાદ કરી દુઃખરૂપ અને કલેશ-રૂપજ માને છે. અને ઉલટો ચોર કોટવાળને દંડે તેમ કહે છે કે "બ્રાહ્મણોએ પોતાના પેટ ભરવા માટે શાસ્ત્રો રચી રાખ્યાં છે. જે પિતરો બીજી યોનિમાં ગયા હશે તેમને પિંડ પહોંચશે કયાંથી વળી અત્રે ઉભા રહી સૂર્ય લાખો ગાઉ દૂર તેને અર્ઘ આપવાથી શું વળે ? સૂર્ય ચંદ્ર અગ્નિ તેમજ પાણીના ગોળા છે." વિગેરે વિગેરે અજ્ઞાવાદ કરે છે. તેવું પ્રત્યક્ષ પ્રમાણ કે જે સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં અસત્ય ઠરે છે. મય દાનવની સભા જેવું છે. પરબ્રહ્મ સ્વરૂપ ઉપર જગદાભાસ બતાવે છે. જ્યાં શબ્દ જ્ઞાન જ પરબ્રહ્મ સ્વરૂપને સત્ય બતાવે છે. તેમનેજ તેઓ કહે છે કે, "અમે શબ્દજ્ઞાનને માનતા નથી. ચર્મચક્ષુ બતાવે તે સત્ય" તો ચર્મચક્ષુ જે પોતે જ અસત્ય ત્યારે તે જે બતાવે તે સત્ય કયાંથી હોય, માટે તેમાં માનવાવાળા પોતે પણ દુર્યોધન બુદ્ધિવાળા ચર્મરૂપ જ થાય છે. અર્થાત્ કાયા માયાના ધણી અથવા તો કાયા માયા જ તેમના ધણી થાય છે. જ્યારે ઋષિઓની આજ્ઞા છે કે, तपस्स्वाध्याये-श्वरप्रणिधानानि क्रियायोगः તપ-સ્વાધ્યાય અને ઈશ્વર ઉપાસના કરતા રહેવું એ ઇન્દ્રિયોનેઅંતર મુખ કરવાથી તેઓ જ આપણને પ્રભુપ્રાપ્તિ કરાવે છે.

વસ્તુસ્થિતિ તપાસતાં દાળ રોટી ખાવાને પણ મનુષ્ય પ્રાણી કાય કલેશ તેમજ દુઃખ વેઠે છે, છતાં તેમાં પુણ્ય ગાંઠમાં પડતું નથી. જેમ દુધ ચુલે મુકયું હોય ને તે સહજ ઉભરાઈ અગ્નિમાં પડે તે અગ્નિહોત્ર ગણાતો નથી. પરંતુ વિધિસર અગ્નિહોત્ર કરીએ તોજ આહુતિ રૂપ ગણાય છે. તેમજ પ્રભુપ્રાપ્તિ અર્થેનો કાય-કલેશ સંયમ રૂપ થાય છે. અને બીજો દુઃખરૂપ થાય છે. છતાં તે બારામાં રૂચિ હોવાથી મનુષ્ય પ્રાણી સુખથી કરે છે. જેમનો સ્વભાવ જ એવો કે, अद्य कपोतं આ-જે કબુતર મળે તો આવતી કાલે મોર મળે તે માટે કોણ ખોટી થાય. તેમજ અલ્પ સુખ ઇન્દ્રિયોને આજે મળે છે તો અવિનાશ સુખની આશા રાખી કોણ બેસી રહે. પરંતુ જેમને શિવ કહેતાં કલ્યાણ સ્વરૂપનાં દર્શન કરવાં હોય તો જેમ પાર્વતી-જીએ તપશ્ચર્યાવડે અનેક કષ્ટે શિવદર્શન કર્યાં. તેમની મા, પિતા સખીઓ આદિના વાર્યા છતાં પર્વત પુત્રી પર્વત પ્રમાણે દૃઢ રહીને તપશ્ચર્યાવડે શિવપ્રાપ્તિ કરી લીધી. જેમનું તપ પણ કેટલું કઠણ તો શિવજીના ધ્યાનમાં વિક્ષેપ આવે નહિ, માટે કંદ મૂળનો પણ ત્યાગ કરી ઝાડ ઉપરનાં પાંદડાં ખરીપડે તેથી શરીરનિર્વાહ કરતાં હતાં જેથી તેમનું નામ अपर्णा પડયું હતું. જેનું વર્ણન કુમાર સંભવમાં છે કે, स्वयं विशीर्ण-द्रुमपर्णवृत्तिता परा हि काष्ठा तपसस्तया पुरः પોતાની મેળે ખરી પડેલાં ઝાડનાં

પાંદડાં ખાઇને રહેવું એ તપની પરાકાષ્ઠા છે. જેમનાં તપની પરીક્ષા કરવા સાક્ષાત્ શિવજી બ્રાહ્મણનું રૂપ લઇને આવ્યા હતા અને સમજાવવા લાગ્યા કે, वपुर्विरूपाक्षमलभ्यजन्मता दिगम्बरत्वेन निवेदितं वसु वरेषु । यद्बाल मृगाक्षि मृग्यते तदस्ति किं व्यस्तमपि त्रिलोचने ॥ કે જેને ત્રણ નેત્રો છે એવી વિરૂપતા શરીરમાં છે. વળી તેનો જન્મ કહેતા કુલ પણ કોઇને ખબર નથી. યથાર્થ લક્ષમાં નથી. દિગંબર સ્વરૂપ-વસ્ત્રરહિત છે, તેમની પાસે ધન કેટલું હશે તે તેમાંજ જણાય છે. તો હે બાળ મૃગાક્ષી તું આવા વરને કયાં પસંદ કરે છે वस्तुतः कन्या वरयते रूपं माता वित्तं पिता गुणम् ॥ बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः કન્યા રૂપ, વિત્ત માતપિતા ગુણોને બાન્ધવો કુળને અને નાતીલા ભોજનને ઇચ્છે છે. પાર્વતીએ તેમને ( શંકરને ) પણ કહ્યુ કે હું તેમના સ્વરૂપનેજ જાણું છું રૂપને જાણતી નથી. ત્યારે શિવજી માયા તેમ કાયા કલેશ થાય તોજ આત્મદર્શન થાય છે. માટે જ ભગવાન્ કહે છે કે, રાજસી લોકને ત્યાગનું ફળ મળતું નથી.

> कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ! ।
> सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

અન્વય—अर्जुन હે અર્જુન ! यत् नियतं कर्म જે, શાસ્ત્રે નકી કરેલું કર્મ છે તે कार्यं इति एव અવશ્ય કરવા યોગ્યજ છે संगं च फलं त्यक्त्वा एव क्रियते આસક્તિ તથા ફળનો ત્યાગ કરીને જે કરવામાં આવે છે. स. त्यागः તે ત્યાગને सात्विकः मत સાત્વિક માનવામાં આવ્યો છે.

રાજસ તામસનું વર્ણન કરી પરમાત્માને જ ક્ષીણતા લાગી વસ્તુતઃ તે ત્યાગની ઉપમા લાયક જ નહિ. ત્યાગ એ અદ્ભુત સ્વરૂપ છે છતાં અર્જુનને સર્વોત્તમ ત્યાગ સમજાવવા માટે રાજસ તામસને ત્યાગ શબ્દ જોડવો પડ્યો. હવે આજના શ્લોકમાં સાત્વિક ત્યાગનું વર્ણન કરી પરમાત્મા અતિ સંતોષી થયા.

જેનું અંતઃકરણ શુદ્ધ છે. જેમાંથી રજ. તમ નીકળી ગયા છે. શુદ્ધ સત્વ ગુણજ જ્યાં વાસ કરીને રહ્યો છે. અને અતઃકરણમાં પ્રભુપ્રીતિથી કામનાનો ત્યાગ ફળ સાથે છે તેજ વાસ્તવિક ત્યાગ છે. વાસ્તવિક ત્યાગનો અર્થ એ છે કે, પરમાત્મા સાથે જે યોગ તેને જ અત્રે ત્યાગ એમ ઉપમા અપાઈ છે. જેમ છઠ્ઠા અધ્યાયમાં બોલ્યા છે કે, तं विद्याद्दुःखसंयोगवियोगं योग उच्यते અવિદ્યા રૂપી દુઃખના સંયોગનો જે વિયોગ તેજ પ્રભુપ્રાપ્તિનો યોગ છે તેમજ ઉપરના શ્લોકમાં વપાસતા કર્મ કરવાનો યોગ-તેજ ત્યાગ છે. છતાં જ્યાં અંત.કરણને કર્તાપણાનો સંગ અને ફળની આસક્તિ નથી, તેજ સાત્વિક ત્યાગ છે માટે પરમાત્મા આ શ્લોકમાં કર્તવ્યને મુકીને સંન્યાસી થાય તેને ત્યાગી ન ગણતા કર્મ કરીને જેના અંતઃકરણમાં વૈરાગ્ય આવ્યું છે તેમને ત્યાગી માન્યા છે. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે तरी स्वाधिकाराचेनि नांवें । जें वांटिया आलें स्वभावें । तें आचरे विधिगौरवें । शृंगारोनि ॥ पैं अवज्ञा आणि कामना । मातेच्या ठायीं अर्जुना । केलिया दोनी पतना । हे तु होती ॥ तरी दोहीं य त्यजावीं । मग माताचि ते भजावी ॥ परि हेंमी मीं करीतु असें पेसा

आठवु त्यजी मानसें । तैसेंचि पाणी दे आशे । फळाचिये ॥ तेसा कर्तृत्वाचा मदु । आणि कर्म फळाचा आस्वादु ॥ या दोहींचें नांव बन्धु । कर्माचा कीं ॥ तरी या दोहींच्या विखीं । जैसा बापु नातळे लेंकी । तैसा हो न शके दुःखी । विहिता क्रिया ॥ हा तो त्याग तरुवरु । जो गा मोक्षफळें ये थोरु । सात्विक ऐसा डगरु । यासींचि जगीं ॥ लोह लागतखेंवो परिसीं । धातूचीं गंधिकालिमा जैसी । जाती रजतमे तैसीं । तुटली दोन्ही ॥ मग सत्वें चोखाळें ॥ उघडती आत्मबोधाचे डोळे ॥ तेथ मृगांबु सांजवेळे । होय जैसें ॥ तैसा बुध्यादिकांपुढां । असतु विश्वाभासु हा पवढा ॥ तो न देखे कवणी कडां । आकाश जैसें ॥ અર્થ—જે કોઈ પોતાના અધિકાર પ્રમાણે સહજ આવેલું કર્મ વિધિનું ગૌરવ વધારી શૃંગાર રૂપ થાય. જેમ માતાની અવજ્ઞા પણ કરાય નહિ તેમ તેમાં કામના પણ રખાય નહિ. તેમ શ્રુતિના કર્મ કરવા નહિ ને અવજ્ઞા પણ કરવી નહિ. અને હું કર્તા છું એવું અભિમાન પણ રાખવું નહિ. અને ફળાશા પણ રાખવી નહિ. કર્તૃત્વનો મદ અને ફળાશાનો આસ્વાદ એ બેજ બન્ધ છે. કર્મ કરવાના બારામાં છે. માટે પિતા જેમ પુત્રીને પાળીને નિષ્કામપણે આપી દીએ છે, તેમ કર્મ કર્તવ્ય સમજી ફળ પ્રભુચરણમાં સમર્પણ કરવાં તેને દુઃખ થતું નથી. આ ત્યાગરૂપી વૃક્ષ સર્વ વૃક્ષોથી શ્રેષ્ઠ છે તેમજ મોક્ષરૂપી મોટાં ફળો આપે છે. માટે તેનેજ જગતમાં સાત્વિક ત્યાગ એમ ઉપમા અપાય છે. જેમ પારસ મણીનો સ્પર્શ થતાંજ લોખંડનો રંગ અને કલંક નીકળી જાય છે. તેમજ કર્તૃત્વનું અભિમાન અને ફળાશાનો ત્યાગ થતાંજ રજઃ તમ· રૂપી દોષો અંતઃકરણમાંથી નીકળી જાય છે. પછી શુદ્ધ સત્વથી આત્મબોધનો લાભ થાય છે. જેમ સંધ્યાકાળમાં પોતાની મેળે મૃગજલ નાશ પામે છે. તેમ આત્મબોધ થતાં અજ્ઞાન પોતાની મેળે ચાલ્યું જાય છે. અને જ્ઞાનથી જગતનો ભાસ નીકળી જાય છે.

એમ સાત્વિક ત્યાગથી શુદ્ધ સત્વગુણ અને શુદ્ધ સત્વગુણ ઉપરથી તાત્વિક દૃષ્ટિ ઉત્પન્ન થાય છે. માટેજ સાત્વિક તેજ તાત્વિક છે.

વળી ત્યાં કેવી દૃષ્ટિ જોઇએ જ્યાં દૃષ્ટાંતઃ—સરકસમાં સિંહ સાથે તેનો ખેલાડી રમે છે, છતાં ધ્યાન તેનાપર એવુ હોય છે કે, તેની નજર સામે જોતો જોતો ખેલ ખેલે છે. સહજ પણ સિંહની નજર પલટી તો તેને રીવોલ્વરથી મારી નાંખે છે. તેને પૂછીએ કે ભાઈ એમ કેમ, તો કહે છે કે તે સિંહ છે. તેને ઓળખું છું, તેની આંખોમાં અભિપ્રાયને જાણું છું, જો મને મારવાનો અભિપ્રાય જોઉં તો હુંજ તેને મારી નાંખું છું, તેમજ સત્વગુણ પણ બાંધનારજ છે માટે તેના ઉપર પણ દૃષ્ટિ રાખવી. માત્ર તેનો ઉપયોગ રજઃ તમને કાઢી નાખવા પુરતો કરવો. તે પણ અંતઃકરણમાં સાત્વિક સંગ ઉત્પન્ન ન કરે ત્યાં ધ્યાન રાખ્યું. सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ! ॥ સુખમાં અને જ્ઞાનમાં સત્વગુણ બાંધે છે. માટે કર્મ કરવા પડેલાં અને કર્મ કરવા પછી શ્રીકૃષ્ણાર્પણમ્ બુદ્ધિ હોય તોજ બચી જઇએ છીએ. હવે જે ફળ પ્રભુને ચરણે મુકયું, તો પ્રભુ પોતે આપ્તકામ હોવાથી તેને સ્પર્શ કરી આપણી પાસે મોકલે છે. જેના વડે આપણે પણ આપ્તકામ થઇએ છીએ. જેમકે आम्रे फले निमित्ते सेवित छाया गंध अनुपपद्यते ॥ एवं धर्मं चर्यमाणाः अर्थाऽनुपपद्यते ॥

જેમ આંબાના વૃક્ષને ફળ ફૂલ તો આવે પરંતુ છાયા અને ગંધ તો મળેજ છે. તેમ ફળ પ્રભુ પ્રીતિઅર્થે રાખીએ તો ત્યાગનો પરમાનંદ તો મળેજ છે. જે સકામીઓને સ્વપ્નામાં પણ મળતો નથી. કામનાઓના આચ્છાદનથી તેમનો સ્વસ્વરૂપાનંદ ઢંકાયલો હોય છે. માત્ર ફળ આશાની પ્રાપ્તિનો ક્ષણિક આનંદ તેમને મળે છે. સત્વગુણ આત્માના સમીપનો હોવાથી તેનાવડે જ્ઞાનનો પ્રકાશ અંતઃકરણમાં સહજ રહે છે. અને સંતોષથી संतोषादामृत उत्तम सुखलाभः ઉત્તમ સુખનો લાભ થાય છે. તે સ્વકર્મ કરીને કામના રહિતપણામાં છે. સૂક્ષ્મ રીતે જોઇએ તો સૂર્ય ચંદ્ર પંચ મહાભૂતો સર્વ કોઇ स्वे स्वे कर्मणि अभिरत छे. સૂર્ય કોઈ વખત પશ્ચિમમાં ઉગતો નથી. ચંદ્ર રોજ રોજ કળાઓની ક્ષીણતા અને વૃદ્ધિના નિયમને છોડતો નથી તેમજ પંચમહાભૂતો પણ સૃષ્ટિકર્તાની આજ્ઞા લોપતા નથી. માત્ર એકજ મનુષ્ય પ્રાણી તેમની આજ્ઞાને પૂર્ણપણે પાળી શકતો નથી. માટે સ્વકર્મ આનંદથી કરવાં. આ પડીહય માટે આળસથી પ્રમાદથી કંટાળાથી કરવા નહિ. જ્યાં દૃષ્ટાંત. જૈનોમાં જ્યારે દીક્ષા અપાય છે, ત્યારે એક એક કેસ લોઢાના તપાવેલા ચીપીયાવડે ખેંચી કહાડવાની રીત છે. પૂર્વે જેણે રીત પાડી તે મહાત્મા દેહાધ્યાસરહિત હોવાથી કેસ કહડાવતાં "પરમં સુખં" બોલ્યા હશે. હવે બોલે પરંતુ આંખમાં આંસુ લાવીને દાંતવડે ઓઠને ચાવીને બોલે છે. માત્ર મહંતની ગાદીની અપેક્ષાથી તે સહન કરે છે. એમ નિયત કર્મ કરવાં નહિ. પૂર્વે છઠ્ઠા અધ્યાયમાં પરમાત્મા બોલે છે કે, अनाश्रितं कर्मफलं कार्यं कर्म करोति यः ॥ स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः કર્મ ફળને, આશ્રય ત્યાગીને કાર્ય કર્મ કરે છે. અને તે અગ્નિહોત્રી હોય તો પણ તેજ સંન્યાસી તથા યોગી છે.

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥

અન્વય—त्यागी सत्वसमाविष्टः સત્વગુણથી સારી રીતે વ્યાપ્ત થયેલો ત્યાગવાન્ મનુષ્ય छिन्नसंशय સંશય રહિત થઇ मेधावी બુદ્ધિમાન્ अकुशलम् कर्म અશુભ દુઃખવાળાં કર્મો न द्वेष्टि દ્વેશ કરતા નથી कुशले न अनुषज्जते તેમજ સુખાવહ કર્મમાં આસક્તિ પણ રાખતો નથી.

આ શ્લોકમાં પરમાત્માએ કરેલી ભક્ત સ્તુતિના વિશેષણો છે. ગત શ્લોકમાં જે સાત્વિક ત્યાગનું વર્ણન કર્યું. તેવો ત્યાગ જેમના અંતઃકરણમાં હોય તેમનું વર્ણન છે.

સાત્વિક ત્યાગમાં મોક્ષ મળે કે નહિ છતાં લાભ તો છે જ. જેમકે, ધનની ઇચ્છાવાળાને ધનિકની સ્તુતિ કરવી જ પડે છે. પછી ભાગ્યમાં હોય તો ધન મળે કિંવા નહિ, છતાં કાંઇને કાંઇ લાભ તો થાય જ. છેવટે ઓળખાણ પણ થાય જ માટે પૂર્વે ગુણી જનો દ્રવ્યલાલસાથી રાજદરબારમાં જતા ત્યારે રાજાની અતિશયોક્તિ ભરેલી સ્તુતિ કરતા. જ્યાં દ્રવ્ય તો ભાગ્યવશાત્ પ્રાપ્ત થાય છતાં દરબારમાં બેઠક તો મળતી જ, જેમકે પૂર્વે શ્લોકમાં કથન કર્યું હતું કે सेवितव्यो

महान्वृक्षः फलछायासमन्वितः ॥ यदि दैवात् फलं नास्ति छाया केन निवार्यते ॥ હમેશાં ફળની આશાથી પણ મોટા વૃક્ષનો આશ્રય કરતા રહેવું. જો ભાગ્યમાં ફળ ન હોય તો પણ છાયા તો મળે જ મળે. જેથી તાઢ, તડકો, વરસાદ-વિગેરે-માંથી મુક્ત થઈએ. એમ સાત્વિક ત્યાગમાં મોક્ષ દુર્લભ હોય તો પણ નિષ્કામ અંતઃકરણમાં આનંદનો તો મોટો લાભ મળે. જ્યાં એક ભક્ત સવાઈમાં બોલે છે मोक्ष पदारूढ बोधवळे मग कर्म शुभाशुभ संशय कैचा ॥ सूर्य निघे तपदीप तया परिभव नुरे ॥ कुशला कुशलता ॥ आवडी द्वेष नुठे निजमानसीं अवघाचि सुख आत्म सुखाचा ॥ सांडुनि तामस राजस सात्विक त्याग असा करिं आदर साचा ॥ અર્થઃ—મોક્ષ પદમાં મન આરૂઢ થયું, તેનો બોધ અંતઃકરણમાં ઉદ્ભવ્યો. ત્યાં મર્મજ હાથ લાગ્યો તો પછી શુભાશુભ સંશય જ રહે કયાંથી. સૂર્યોદય થયો કે દીવાનું અજવાળું ઉપયોગનું નથી. તેમ આત્મ લાભ થયા પછી કુશળાકુશળને સ્થાન પણ મળતું નથી. જ્યાં પ્રેમ રાગ વા દ્વેષ અંતઃકરણમાં ઉઠવાનો સંભવ જ નથી કારણ ત્યાં સુખરૂપ આત્મામાં રાજસ તામસ સાત્વિક ત્યાગ વા ભોગ કાંઈ પણ રહેતુંજ નથી. જ્યાં શ્રુતિ मैत्रेय्यात्मनि खल्वारे दृष्टे मते विज्ञाते इदं सर्वं विदितम् ॥ યાજ્ઞવલકય કહે છે. હે મૈત્રેયી આત્માના અનુભવ પછી દૃશ્ય સૃષ્ટિનો સહજ વિલય થાય છે જેમકે भिद्यते हृदयग्रन्थिच्छिद्यंते सर्वसंशयाः । क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ હૃદય ગ્રન્થી ભેદાઈ જાય ત્યારે સર્વ સંશયો નીકળી જઈને કર્મોનાં ફળો ભોગવવાં પડતા નથી. તેને જ પર પરબ્રહ્મનો લાભ થાય છે.

તેમનાં જ અંતઃકરણમાં ત્યાગના લક્ષણ સહજ ઉત્પન્ન થાય છે. આપણે પણ ઇસ્ટ વસ્તુના ભોગી અને અનિષ્ટના ત્યાગી છીએ પરંતુ ત્યાગીનું વિશેષણ આપણને લાગતું નથી. આપણો ત્યાગ નિત્ય નૈમિત્તિક કર્મના બારામાં અજ્ઞાવાદ રૂપે હોય છે. જ્યારે ભક્ત વૃત્રાસુરે ઇન્દ્ર સાથેની લડાઇ વખતે સ્વ શરીરનો ત્યાગ કરતાં પરમાત્મા પાસે માંગ્યું છે न नाकपृष्ठं न च सार्वभौमम् न पारमेष्ठ्यम् । न रसाधिपत्यम् ॥ न योगसिद्धिरपुनर्भवं वा वांछन्ति यत्पादरजःप्रपन्नाः ॥ મને સર્ગનું અધિપતિ પદ અર્થાત્ ઇન્દ્રપદ વા ચક્રવર્તી રાજાનું પદ, બ્રહ્માનું પદ, રસાવલનું આધિપત્ય કાંઈ પણ જોઈતું નથી તેમજ યોગની સિદ્ધિ પણ માંગતો નથી ને મોક્ષ પણ માંગતો નથીઃ તમારા ભક્તનાં ચરણ રજની રેણુકામાં પડ્યો રહું એમ માગું છું. આવી ભક્તિ પ્રારબ્ધવશાત્ કોઈ પણ વર્ણમાં હોય કોઈ પણ આશ્રમમાં હોય તો પણ તેઓ શ્રેષ્ઠ જ છે. જેમકે ચોખામેળા માર હતા; સેનાનાપીક હતા, કબીર, કમાલ, મુસલમાન હતા; ધર્મ વ્યાધ ખાટકી હતા, સજ્જન ભક્ત કસાઈ હતા, પિંગલા વેશ્યા હતી. છતાં સર્વ કોઈ સ્વે સ્વે કર્મમાં રહીને ત્યાગી જ હતા, માટે પરમાત્માએ અંતઃકરણ તપાસીને જ અત્રે આ શ્લોકમાં બોલ્યા છે કે, त्यागी सत्वसमाविष्टः જેના અંતઃકરણમાં સત્વ ગુણ પ્રધાન છે તે ત્યાગી હોઈને मेधावी छिन्नसंशयः મેધા કહેતાં આત્મતત્વ રૂપી અમૃતનો ભોગી થવાવાલી બુદ્ધીથી સંશય રહિત થઇને નીચાં કર્મોનો દ્વેષ પણ કર્તો નથી તેમ તેની ઉંચા કર્મોમાં પ્રીતિ પણ નથી, શૂદ્ર હોઇને બ્રાહ્મણ ધર્મની ઇચ્છા કરતો નથી. અને શૂદ્ર કર્મનો

દ્વેષ પણ કરતો નથી. જેમ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ નિર્ગુણ છતાં સગુણાવતાર્‌ધારી વિધિવત્‌ કર્માચરણ કરીને પુણ્યશાળી થયા નહિ અને નિષેધાત્મક કર્મ કરીને બંધાયા નહિ. એમ પોતે સગુણ ત્યાગની મૂર્તિ તેવાજ તેમના ભકતો પણ જાણે કે સગુણ ત્યાગનું મૂર્તિમંત સ્વરૂપ જ માટે તો તેમની બુદ્ધિ કેવી તો ધી ધારણાવતી મેધા જેમાં ધર્મ જ્ઞાન વિરાગ ઐશ્વર્ય સહજ હોય છે. તે કુશળતા જ્યારે દુનિયાદારીની કુશળતા તમોગુણપ્રધાન હોય છે. બીજાના હાથમાંથી રોટલો છીનવી લઈ પોતે ખાઈ જવું તેને કુશળતા ગણાય છે. કેવી રીતે ત્યાં ઇશપ નીતિમાં દ્દષ્ટાંત છે. એક કાગડો પુરણપોળીનો કટકો કયાંથી લઈ આવીને ઝાડ ઉપર બેઠો હતો. તેને છેટેથી એક શીયાળે જોયો. તેણે તેના મુખમાંથી છીનવી ખાવાની ઇચ્છા કરી. " મિષ્ટાન્ન મળે તો કે, જ્યારે કુશળ બુદ્ધિના કાગડા સાથે તેના કરતાં પણ વિશેષ કુશળતા વાપરૂં તો, પછી યુકિત કરી કાગડાના ઝાડ નીચે આવી સ્તુતિ કરવા લાગ્યો. કાગડાને બોલ્યો કે "તમારૂં સ્વરૂપ તો જાણે સાક્ષાત્‌ કૃષ્ણ. તેમના માં તો વાણીનું અત્યંત માધુર્ય હતું. જેથી વ્રજ વાસીઓ ભુલી જતા હતા. તેની ખોટ આપનાં જણાય છે. કાગડો સ્તુતિથી ફૂલાઇને કા કાં કરવા લાગ્યો. તો વર્ત પુરણપોળી મોઢામાથી પડી ગઈ. શીયાળ લઈને નાઠો, એમ આપણી દુનિયાદારીની કુશળતા છે. જેમાં પહેલાં અન્યના અને અંતમાં પોતાના આત્મઘાતની હાનિ થાય છે. અત્રે પરમાત્માએ જે કુશળતાના બારામાં લખ્યું છે, ત્યાં વિદ્વાનો ચક્રી પુરાણ કરતાં બે ત્રણ અર્થ કરે છે. જેમાં પહેલો અર્થ એજ કે પોતાના વર્ણાશ્રમધર્મમાં સારા કર્મમાં આસક્ત નહિ અને પોતાના નીચા કર્મમાં જેને દ્વેષ નહિ स्वधर्मे निधनं श्रेयः માનવાવાળા છે. બીજો અર્થ પરમાત્મા અર્જુન પ્રત્યે કરે છે કે સત્વસમાવિષ્ટ થયેલો તેમજ છિન્નસંશય થયેલો ત્યાગી પુરૂષ તારી પેઠે નિજકર્મને મુકી દેતો નથી અને પર ધર્મ સંન્યાસ સ્વીકારવા માંગતો નથી. મારા તરફ જો યદુરાજાનો વંશજ તારા અકુશળ સ્વાર્થી કર્મને મુકી દેતો નથી, તેમ બીજા ઉત્તમ કર્મમાં જોડાતો નથી. તેજ ખરે ખરી મેધા છે. હવે ત્રીજો અર્થ એમ થાય છે કે, જ્ઞાની પુરૂષ અકુશળ કહેતાં પાપીઓનો દ્વેષ કરતા નથી અને કુશળ કહેતાં પુણ્યાત્માનો રાગ ધરતા નથી. साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते તેવાઓને તેઓ ક્રમે, ક્રમે બોધ આપી, ક્રમ મુક્તિથી ચડાવે છે. છતાં ભાગ્ય હોય તો ચડે છે. જેમકે એક હંસ માનસ સરોવરમાંથી બગલાના ટોળામાં આવ્યો ત્યાં વાર્તાલાપ થયો. જેમકે कस्त्वं लोहितलोचनास्यचरणो ॥ हंस. कुतो मानसात्किं तत्रास्ति सुवर्णपंकजवनान्यम्भः सुधासन्निभम् ॥ रत्नानां निचया प्रवालमणयो वैदूर्यरोहाः क्वचिच्छम्बूका अपि सन्ति नेति च बकैरा कर्ण्य ही, ही, कृतम् ॥ એક વખત બગલાના ટોળામાં હંસ ઉડતો ઉડતો આવ્યો. તેનું સુરૂપ જોઈ બગલાં પુછવા લાગ્યા કે "તમે આવા સુંદર કયાં રહો છો. હંસ કહે માનસ સરોવરમાં, પ્રશ્ન ત્યાં શું છે. ? ઉ. સોનાના કમળો તેમજ રત્નોથી ખચીત જેનો પ્રવાહ ત્યાં મોતીનો ચાકરો ચરીએ છીએ અને અમૃત જેવા પાણીનો પ્રવાહ છે. પ્ર. શંબૂકા ત્યાં છે કે, ( અર્થાત્‌ છે કે, ) ઉત્તર ના ત્યારે સઉ કોઈ

હો હો કરતા હસવા લાગ્યા. એમ વિષયી પુરૂષોને આત્મ જ્ઞાનના બારામાં ભ્રાન્તિ સુદ્ધાં આવતી નથી. જેમ હનુમાને વાનરોની સભામાં શિવજીનું વર્ણન કર્યું ત્યારે વાનરાઓએ પૂછ્યું કે તેમને પૂછડી હની કે, હનુમાને ના પાડવાથી તેમને શિવજી સુંદર હશે તે ધ્યાનમાં આવ્યું નહિ. એમ જ્ઞાની અજ્ઞાનીમાં મહદ્ અંતર છે. હવે શરીર ધારી જીવ કર્મ અશેષ ત્યાગી શકતો નથી જે બારામાં ભગવાન્ કહે છે.

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

અન્વય—

देहभृता દેહધારી મનુષ્યો છે તે कर्माणि अशेषतः અશેષ રીતે કર્મોને त्यक्तुं शक्यं नहि તજી શકવા નથી तु પરંતુ यः જે કોઈ कर्मफलत्यागी કર્મ ફળના ત્યાગ કરનારા सः त्यागी इति अभिधीयते તે ત્યાગી છે એમ કહેવામાં આવે છે.

આજના શ્લોકમાં દેહભૃતા અર્થાત્ દેહાભિમાનથી યુક્ત છે. અને કર્તાપણાનું અભિમાન જેનાં હૃદયમાં સચોટ છે તે ક્વચિત્ પણ કર્મોનો ત્યાગ કરી શકનાર નથી. એમ સૂચવે છે જેમકે तैसा शरीराचेनि आभासें ॥ नांदतु जंव असे । तंव कर्म त्यागाचें पिसें । फाइलें तरी ॥ आपण लाविला टीळा । ह्मणोनि पुसों ये वेळोवेळां ॥ मा घाली फेडो निडला । कां करूं येगा ॥ तैसें विहित स्वयें आदरिलें ॥ ह्मणूनि त्यजूं ये त्यजीलें ॥ परी कर्मचि देह आतलें । तें कां सांडीलगा ॥ અર્થ:—જ્યાં સુધી શરીરાભાસ છે ત્યાં સુધી કર્મ ત્યાગનો સંભવજ નથી. ત્યાગ એ ગાંડપણુ છે. જેમ પોતે કપાલ ઉપર ટીલું લગાડ્યું હોય તે વાંકું હોય તો ભુંસી નાંખતાં આવડે. પરંતુ કપાલ જ જો વાંકુ હોય તો કેમ સીધું થાય તેમ વિહિત કર્મનું મૂળ આપણે જ ઉત્પન્ન કર્યું છે. તો તે તજવું શકય નથી. કારણુ દેહ તેજ કર્મનો ગાંસડો છે. તેથી તેના સર્વ વ્યવહાર કર્મ કરવામાં જ છે.

મનુષ્ય પ્રાણી ત્યાગ કરવા માંગશે તો માત્ર જે નિત્યકર્મ સ્નાન સંધ્યાદિક છે તેમાં જ તેને નિદ્રા આળસાદિક આવે ને તેને જ મુકી દેશે. જ્યારે તદ્વ્યતિરિક્ત પંચેન્દ્રિયોના વિષયોના બારામાં વિશેષ જ ધમાલ કરવા માંડશે. તેથી પરમાત્મા ઠોકીને કહે છે કે તે ત્યાગી કદાપિ થઈ શકેજ નહિ. કોણુ થશે, તેઓ પોતે નીચેનાં ચરણુમાં જ કહે છે. જેઓ કર્મ ફળનાં ત્યાગી છે. તેઓ જ ત્યાગી છે. कर्मफळें ईश्वरीं अर्पे ॥ तत्प्रसादें बोधु उद्दीपे ॥ तेथ रज्जुज्ञानें लोपे ॥ व्याळ शंका ॥ तेणें आत्मबोधें तैसें ॥ अविद्येसीं कर्म नाशे ॥ पार्था त्यजिजे जैं पेसें । तैं त्यजीलें होये ॥ ह्मणोनी इया परी जगीं ॥ कर्में करितां मानू त्यागी ॥ येर मूर्च्छेनें नांव रोगी । विसांवा जैसा । અર્થ:-કર્મ ફળ ઈશ્વરને અર્પણ કરી તેમના પ્રસાદથી બોધ ઉત્પન્ન થઈ, રજ્જુના જ્ઞાનથી સર્પાભાસ હરાઈ જઈ અવિદ્યા યુક્ત કર્મો એના ફળો સહિત હરાઈ જાય છે. તેજ ખરો ત્યાગ છે. માટે સાત્વિક ત્યાગની હથોટીથી જે ફળ ત્યાગી તેને જ અત્રે ત્યાગી માનીએ છીએ. બીજો ત્યાગ છે તે રોગીને મૂર્છા જેવો છે.

પરમાત્માએ અત્રે જે દેહભૃતા શબ્દ મુકયો છે. તે વ્યાકરણ રીતિથી પણ વિચારવા યોગ્ય છે. જેનો વિગ્રહ છે કે देहं बिभृतिः देहभृता દેહનું પ્રથમ રક્ષણ કરે, વળી તેનું જ અભિમાન ધરી અને તેના જ રક્ષણમાં ચિંતવન કરતો રહે જેથી તાદાત્મ્ય સંબંધને પામે તેને જ અંગે હું સુખી છું. દુઃખી છું. નાનો થયો. મોટો થયો. બદ્ધ છું ઇત્યાદિ કલ્પનાઓ રાત્રને દિવસ જેને ઉઠે. તત્સબંધીજ સ્વપ્નમાં પણ જેને આવતા હોય. ત્યાં જો કોઈ એમ માને કે હું નિરહંકારી છું તો વાસ્તવિક નથી. દેહાહંકાર એટલો સૂક્ષ્મ પ્રાબલ્યવાન છે કે આપણુને સમજવામાં આવતો નથી. તે આપણા જીવ સાથે જડયો હોય છે. જ્યારે પરમાત્મામાં પૂર્ણ પ્રેમ પ્રગટે તેનો જ અહંકાર વિલીન થાય છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. जयाचा अहंविरामे आत्मस्वरूपी ॥ જેનો અહમ્ આત્મ સ્વરૂપમાં વિરામ પામ્યો છે. તેમાંથી જે અહંકાર ઉઠે તે એ સ્વરૂપ બોધનો જ હોય છે. વસ્તુતઃ તપાસતાં देह किं अन्न स्वं निषेकुः मातुरेव वा ॥ मातृ पितृर्बलिनः क्रतोरग्ने शुनोऽपि वा અન્નદાતાથી તેનું ભરણપોષણ થાય છે ઉત્પત્તિ મા બાપથી થાય છે. શાસ્ત્ર રીતિએ માતા બાપનો તેના પર હક્ક કરે છે. શુરવીર પુરૂષો તેને વશ કરી ગુલામ બનાવી શકે છે. યમરાજ કહે મારો છે. કુતરાઓ કહે અમારૂં ભક્ષ્ય છે. છેવટે અગ્નિનો તે ભક્ષ્ય છે, એમ વસ્તુસ્થિતિ તપાસતાં પણ દેહનો અહંકાર મિથ્યા છે. કારણ માલેક ઘણા હોવાથી તે એકનો ઠરતો નથી. માત્ર જેમ ભુતવળગે ને બડબડે છે, તેમ કરવાપણાના મિથ્યાભિમાનથી કર્મોની પરંપરા પછવાડે પડી છે. તે જ્ઞાન વિના છુટે તેમ નથી. વળી કર્મોની ગતિ પણ અત્યંત ગહન છે. જ્યાં શ્રીમદ્ ભાગવતમાં શ્લોક છે धनानि भूमौ पशवश्च गोष्ठे कान्ता गृहद्वारे जना. स्मशाने ॥ देहश्चितायां परलोकमार्गो कर्मानुगो गच्छति जीव एकः ॥ ધન પૃથ્વીમાં, પશુઓ ગોઠામાં, કાન્તા ગૃહના દ્વારમાં, જન સ્મશાનમાં, દેહ ચિતામાં એમ સર્વ મુકી જાય છે. જ્યારે કર્મોજ જીવને એકલાને ભટકાવે છે. જ્યાં ભરથરી લખે છે કે ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्मांडभाण्डोदरे विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासंकटे ॥ रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे॥ બ્રહ્માજીને કુંભારનું કામ સૃષ્ટિ ઘડવાનું જ છે. વિષ્ણુ ભગવાનને દશાવતાર લેવરાવી મહાશંકટમાં નાંખે છે વળી રૂદ્રના પણ પ્રારબ્ધમાં મનુષ્યની ખોપરીની માળા અને ભિક્ષા માંગવી પડે છે. તેમજ સૂર્યને પણ રાત્રને દિવસ ભટકાવે છે તેથી કર્મ જ મોટો દેવ હોવાથી નમસ્કાર તેને જ છે.

વળી નિષ્કર્ષ કહાડી શાસ્ત્રકારોએ તપાસી જોયું તો नहि कश्चित् क्षणमपि जातु तिष्ठति अकर्मकृत् કોઈ પણ પ્રાણી કર્મ કર્યા વિના રહીજ શકતો નથી. તેથી સ્પષ્ટ ઉદ્‌બોધ થાય છે, કે સગુણ કર્મનો ગાંસડો તેજ દેહ છે. માટે જો નિત્ય નૈમિત્તિક કર્મો ન કરીએ તો કામ્ય કર્મો સહજ ઘુસી જાય. માટે संग त्यक्त्वा फलं चैव હોય તો આગન્તુક જન્મસંભવ નથી. અર્થાત્ હેયં दुःखं अनागतं છુટેલું બાણ પ્રારબ્ધ ભોગવવું અને સંચિતને કાપવું. વળી સૂર્યા દિકની સંધ્યા કરવાથી તેમના આપણા ઉપર ઉપકાર જ અનંત છે. વર્ષાદ

પ્રકાશ વિગેરે આપણા જીવતવમાં પૂર્ણ સહાયતા તમની છે. તો કાંઇક કૃતજ્ઞ આપણે થવા સમર્થ થઇએ છીએ માટે જ ભગવાને પૂર્વે આજ્ઞા કરી છે કે, देवान्भावयतानेन ते देवा भावयन्तु वः એમ રહીએ તો અનેક સંકટોમાંથી મુક્ત થઇએ. પૂર્વે રાજાએ એમ રહેવાથી પોતે તેમ પ્રજા સુખી હતા. જેમ કે जनपदे न मदः पद्मादधावलिः कुत एव सपत्नजः ॥ જે રાજા ધર્મ યુક્ત હોય તેમના રાજ્યમાં રોગાદિકનાં પગલાંજ વિશેષ આવતાં નથી. તેથી પૂર્વેના મનુષ્યો ૧૦૦ વર્ષ તો અવશ્ય જ જીવતા હતા. અને વધારે પણ જીવતા હતા. સંધ્યાદિક કોઇ પણ પ્રસંગમાં કર્યા વિના રહેતા નહિ. રામકૃષ્ણાદિ અવતારમાં પણ રામ રાવણ યુદ્ધ પ્રસંગે તેમ જ મહાભારતના યુદ્ધમાં સર્વે કોઈ રાજાએ તેમજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે ત્રિકાળ સંધ્યા સમયે યુદ્ધને બંધ કરતા હતા. અરૂણોદયમાં સૂર્યની સંધ્યાથી આપણી બુદ્ધિ પ્રકાશમાન થાય છે. હમણાં તેજ વખતે ગાઢ નિદ્રામાં પડ્યા રહેવાથી બુદ્ધિમંદ થઇ ગઈ છે, માટે પરમાત્મા કહે છે કે દેહભૃતથી કર્મ ત્યાગ થવો અસંભવ હોવાથી કર્મ ફળના જ ત્યાગ કરવો.

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

અન્વયઃ— अनिष्टं इष्टं च मिश्रं અનિષ્ટ, ઇષ્ટ તેમજ મિશ્ર कर्मणः त्रिविध फलं કર્મોનાં ત્રણ પ્રકારનાં ફળ છે, अत्यागिनां ત્યાગ વિનાના ને प्रेत्य भवति મરવા પછી મળે છે, तु પણ संन्यासिनां સંન્યાસીઓને क्वचित् न કોઈ પણ વખત મળતાં નથી.

રાજસ્ તામસ્ સાત્વિક ત્યાગનું તેમજ તેવા ત્યાગીનું વર્ણન કરી, હવે આ શ્લોકવડે ફળશ્રુતિનું સ્વયં પરમાત્મા વર્ણન કરે છે. એમ આ અધ્યાય એટલે ગીતાની સમાપ્તિનો હોવાથી ક્રમસર સ્પષ્ટિકરણનિજ મુખે કરે છે. મુખ્ય એ છે કે, કર્મ ફળોની ઇચ્છાવાળા અનંત જ્યારે मनुष्याणां सहस्रेषु कश्चिद् यतति सिद्धये થોડા તેથી કર્મ ફળો રૂપાન્તરે કેમ મળે છે, તેનું વર્ણન આ શ્લોકમાં છે. જેમાં દશ રૂપીઆની નોટ વટાવી વસ્તુ લાવીએ તો વસ્તુ દ્રવ્ય રૂપ તેનુંજ રૂપાન્તર થયું. તેમ કર્મ ફળનું સહુથી મોટું રૂપાન્તર તે ૮૪ લક્ષ યોનિઓનો પાશેરો છે. ફળો સાથેનો ગાઢ અભિષ્વંગ તેજ શરીરનો સંગ છે. માટેજ પૂર્વે દેહેન્દ્રિય એમ નિરૂપણ પ્રભુએ આપ્યું હતું. તેથી દેહ ઉપર અતિ પ્રેમ પણ થાય છે. તેને છોડવાનું ગમતું નથી. પરમ પ્રેમસ્પદ તે, તે તદન્તર તેના સંસર્ગીએ તેમાં કીટ ભ્રમર ન્યાયથી અસ્મદ્ પદ બેસી જાય છે. આજના શ્લોકમાં ભગવાન્ કહે છે, કે જે અનિષ્ટ એટલે જેને ઇચ્છતા નથી તે, ઇષ્ટ જેને ઇચ્છીએ છીએ તે અને મિશ્ર કહેતાં ઇચ્છા અનિચ્છા સાથે હોય તે. ત્રણે પ્રકારનાં ફળો કર્મો વડે ઉત્પન્ન થાય છે. જે કોઈ તેનો ત્યાગ મુકયા વિના મરણ શરણ થાય છે તેનેજ ત્રણે પ્રકારના સુખ દુઃખ અને ઉભય એમ ફળો ભોગવવાં પડે છે. પરંતુ જેણે તેનો ત્યાગ કર્યો છે, તેમને ભોગવવાં પડતાં નથી.

હવે ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્રની વ્યાખ્યા જોઇએ. જેમાં આપણુને સુખ લાગે તેને શાસ્ત્રકારો ઇષ્ટ કહે છે. જેમાં દુઃખ થાય તેને અનિષ્ટ કહે છે. અને સુખદુઃખ ઉભય મળે તેને મિશ્ર કહે છે. જે જન્મનાં પૂર્વેજ પ્રારબ્ધ રૂપે પ્રાપ્ત થાય છે. જેમ કે, आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च ॥ पंचैतानि च सृज्यन्ते गर्मस्थस्यैव देहिन એમ પૂર્વજન્મની સૂક્ષ્મવાસના જ ઉપરોક્ત પંચ ભોગો આપે છે. જેમ કે, वासना काम कर्माणि देह भोगाश्च वासना ॥ इति संसृति चक्रन्तु सततं परिवर्तते ॥ એમ સૃષ્ટિનો ક્રમ હોવાથી વેદાન્તે ચિકિત્સા કરી તપાસ્યું તો પ્રાણી માત્રને મરણ સમયે સહસ્ર વિંછિની વેદના થાય છે. કારણુ દેહસાથે ગાઢ પ્રીતિ હોવાથી તેનાથી પ્રથક્ થવાને ઘણી વેદના થાય છે. તેજ કષ્ટમાં છેવટમાં પરમાત્મા તેને સ્વપ્ન આપે છે. જ્યાં પ્રારબ્ધવડે આવવાવાળા આગામી શરીરો બતાવે છે. જેમાં તેની પ્રીતિ થઈ તેમાં થોડાં સમય યાતના શરીરમાં રહ્યા પછી તે ચાલ્યો જાય છે. ત્યાં પ્રશ્ન ઉઠે કે કયું કર્મ તેને જન્મ આપનાવાળું બળવંત હોય છે. તેના પ્રત્યુત્તરમા છે કે, જેમાં અત્યંત પ્રેમથી કૃળેચ્છા હોય તેજ પ્રથમ ભુક્તકર્મ થાય છે. વળી કર્મ પણુ એકને જે ઇષ્ટ તે બીજાને અનિષ્ટ થાય છે. જેમ વિષ્ણુને પ્રહ્લાદનું જીવત્વ ઇષ્ટ હતું ને હિરણ્યકશિપુને તેનુ મરણુ ઇષ્ટ હતું તેમજ રાવણે હનુમાનનું પુછડું બાળ્યું ત્યારે તે બળી જાય એમ ઈષ્ટ હતું જ્યારે રામને તે ચિરણજીવ રહે એમ ઇષ્ટ હતું તેમજ रुचीनां वैचित्र्याणि હોવાથી પણુ ઇષ્ટ-અનિષ્ટ પ્રકાર હોય છે. તેમજ આપણો સ્વભાવ પણુ ફરતો હોવાથી ઈષ્ટાનિષ્ટ પ્રકાર આપણામાં જ થાય છે. એક વખત જે આપણુને ઇષ્ટ તેજ બીજી વખતે અનિષ્ટ થાય છે વળી કવચિત્ ઈષ્ટ મેળવવા જતાં પણુ અનિષ્ટ થાય છે. જ્યાં રાજા ભરથરી લખે છે, मन्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा कृत्वाऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिन. ॥ तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा लोका पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ॥ કોઇ એક મદારીએ સર્પને કરંડીઆમાં પુરી ઘરમાં રાખ્યો હતો તેથી સર્પનું શરીર સંકુચિત થવાથી તેને વ્યથા થતી હતી. તેની બહાર નીકળવાની સર્વ આશા ભંગ થઈ હતી તેમજ તેની ઇન્દ્રિયો પણુ વિના પવન ક્ષીણુ થઈ હતી તેવામાં રાત્રિ પડી ત્યાં ઉંદર મામા આવ્યા, કરંડીઓ જોઇ પ્રસન્ન થયા કે આજે મિજબાની સારી મલશે, તેથી તેને કરડવા લગ્યા. તો બાકોરૂં પાડતાં પોતેજ સર્પના મિજબાની રૂપ થઈ ગયા અને સર્પ છુટી ભાગી ગયો એમ આપણુને આપણું જે ઇષ્ટ તેજ અનિષ્ટરૂપે પ્રાપ્ત થાય છે જેમ રાજા ધર્મને नरो वा कुंजरो वा પરિણામે અનિષ્ટ થયું તેવું અસત્ય તેમને સ્વર્ગ જતા નડયું અને પુરાણોમાં તેની નોંધ થઇ. આ ઇષ્ટ અનિષ્ટના બારામાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અત્યુત્તમ લખે છે.

तेथ कृमि कीट लोष्ठ। हे देह लाहती निकृष्ट। तया नाम तें अनिष्ट। कर्म फळ॥ कां स्वधर्मा मानु देतां। स्वाधिकारु पुढां सूतां। सुकृत कीजे पुसतां। आम्नायातें॥ तैं इंन्द्रादिकें देवांचीं। देहें लाहिजती सव्यसाची। तया कर्मफळा इष्टाची। प्रसिद्धिगा॥ आणी गोड आंबट मिळे। तेथ रसांतर फरसाळें। उठीदेहीं वेगळें। दोन्ही जीण तें। म्हणोनि सममार्गे शुभाशुभें। मिळोनि अनुष्ठानाचे उभें॥ तेणें मनुष्यत्वलाभें॥

तें मिश्र फळ ॥ અર્થ— કૃમિકીટ અથવા પથ્થર માટી એમ જડત્વમાં જન્મ થાય તે અનિષ્ટ ફળ અને સ્વધર્માચરણ કરવાવાળાને વેદાજ્ઞા પાલવાવાળાને ઇન્દ્રાદિક ઇષ્ટ જન્મ આવે છે. અને જેમ મિષ્ટ અને ખાટો રસ એકત્ર કરતાં નવીન રસ ઉત્પન્ન થાય છે તેમ ઇષ્ટ અનિષ્ટ ઉભય કર્મ ફળોનો ભોગ મનુષ્યત્વ ઉત્પન્ન થાય છે. માટે સંન્યાસીઓ કે જેઓ ते सत्वशुद्धिसहाकारें। गुरु कृपामृततुषारें। सासिन्नलेनि बोधें वोसरे। द्वैतदैन्य ॥ तेव्हां जगदाभासमिदं ॥ स्फुरे तें त्रिविध फळ नाशे। येथ भोक्ता भोग्य आपैसें। निमालें हें ॥ घडे ज्ञानप्रधानु हा पैसा ॥ सन्यासु जयां वीरेशा। तेचि फळभोगसोसा। मुकले गा ॥ आणि येणें कीर सन्यासें ॥ जे आत्मरुपीं दीठी पैसे। तैं कर्म एख पेसें दरवणे आहे॥ पडोनि गेलिया भिंती चित्रांची केवळ होय माती। कां पाहा लेया राती। आंधारें उरे॥ અર્થ શુદ્ધ સત્વના સહાયથી ગુરૂ કૃપારૂપી અમૃતને તુષ્ટિથી સિદ્ધ થયેલા આત્મબોધથી દ્વૈતનું દૈન્ય જેમાંથી નીકળી ગયું છે. પછી જે ત્રણ પ્રકારની ફળાશાથી જે આ જગત્ ઉત્પન્ન થાય છે. તે પોતાની મેળે નાશ પામીને ભોક્તા અને ભોગ્યવસ્તુ જ્યાં રહેતીજ નથી. ત્યાં વીરેશા જેમના વડે આ પ્રકારના જ્ઞાન પ્રધાનથી કર્મ ઘડાય છે, તે સંન્યાસ જ છે. તેમને જ ફળથી ઉત્પન્ન થનાર દુઃખ થતું નથી. પછી જ્યારે તેને ખરેખરી આત્મસ્વરૂપમાં દૃષ્ટિ પહોંચે ત્યારે કર્મ એ આત્માથી ભિન્ન છે. એમ પણ ભાસતું નથી. જેમ કે ભીંત તુટી જવાથી ચિત્રો માટીમાં મળી જાય છે. તેમ જેમનાંમાં અજ્ઞાન નીકળી ગયું ત્યાં કર્મ કરવા રહેતો જ નથી. પ્રભાત થતાં અધારૂં નીકળી જાય છે. તેમ સંન્યાસ અંતઃકરણમાં થાયતો પોતાની મેળેજ ત્યાગ થાય છે.

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥

અન્વય—હે મહાબાહો હે મોટા હાથ વાળા! सर्वकर्माणि सिद्धये સર્વ કર્મોની સિદ્ધિને માટે सांख्ये कृतान्ते કર્મોની જ્યાં પરી સમાપ્તિ થાય તે વેદાંતમાં प्रोक्तानि કહેવામાં આવેલો. इमानि पंच काणानि આ પાંચ કારણો मे निबोध મારાવડે તું. સમજીલે.

હિતોપદેશમાં એક બ્રાહ્મણ અને વ્યાઘ્રની કથા છે. જેમાં સોનાનું કડું લઇ વ્યાઘ્ર નદીના બીજે કીનારે ઉભો રહી બ્રાહ્મણને લલચાવે છે. બ્રાહ્મણ તેમાં ફસાઇને તેનો ભક્ષ થઇ જાય છે. તેમજ પંચેન્દ્રિયરૂપી વ્યાઘ્રના પંચ વિષયોરૂપી સોનાના કંકણમાં ફસાઇને આપણે જન્મ મરણની ભવાટવીમાં ફરીએ છીએ તે કરણો કે જે સ્વરૂપથી ચ્યૂત કરે છે. તેનાં બારામાં વેદાંત શાસ્ત્રમાં અકર્તા આત્મા કરતા પણાનો આરોપ સ્વીકારે છે. તેમના નામ ભગવાન્ કહે છે મારા વડે તું શાંભળ आणि मुखांतरीं आइकीजे ॥ तैसें कायसें हें ओझें। मीं चिद्रत्न तुझे। असतां हातीं ॥ दर्पणु पुढां मांडलेया ॥ कां लोकांचियां डोळां। मानु ध्यावा पहावया। आपुलं निकें ॥ भक्त जैसेनि जेथ पाहे। तेथ तें तेंचि होते जाये ॥ तो मीं तुझें झालों आहें। खेळणें आजी ॥ तरी सरशचि गा धनुर्धरा। सर्व कर्मांचा उभारा ॥

होतसे वाहिरवाहिरा ॥ करणीं पांचे ॥ आणी पांच कारणदळाचें । जिहीं कर्माकार मांडे । ते हेतुहि घडे । सव पांच आथी ॥ येर आत्मतत्त्व उदासीन । तें ना हेतु ना उपादान । ना तें अंगें करी संवाहन । कर्मसिद्धीचें ॥ હું જ્ઞાનરૂપી ચિદ્રત્ન તારા હાથમાં હોવાથી પછી જ્ઞાન બીજેથી જાણવાની શી જરૂર. જેમ દર્પણ સામે હોય તો પછી લોકોને પુછવાની ગરજ રહેતી નથી કે મારૂં રૂપ કેવું છે. ભક્ત છે તે, જે, ઠેકાણે દૃષ્ટિ નાખે ત્યાં હું તેને તેનું સ્વરૂપ બતાવું છું, અર્થાત તેનો બોધ કરૂં છું. તો હે અર્જુન ! તારા તો હું હાથમાં રહેલા રમકડા જેવી છું માટે હે ધનુર્ધર ! ખરેખર સર્વ કર્મના થાબલા આ પાંચ કરણો વડે જ છે. તેમ તું જાણ. અને સર્વ ક્રિયાના હેતુ રૂપ પણ આજ પાંચ કરણો છે વસ્તુતઃ આત્મા તો ઉદાસીન હોવાથી, કર્મનો નિમિત્ત કારણ વા ઉપાદાન કારણ થતો જ નથી. તે સહાયતા સ્વતઃ કરતો નથી.

વસ્તુ સ્વરૂપ એવું છતાં વેદ વાણીમાં જૈમિની આચાર્યે જીવાત્માની શક્તિ વધવાને માટે તેને કર્મકાન્ડમાં રૂચિ બનાવી કરતા કરાવી ઉંચી ઉંચી ગતિની લાલચ આપી દિવ્ય વિષયો ભોગ બતાવ્યા. અંતમાં તેમાં સહજ વૈરાગ્ય ઉત્પન્ન થાય જ્યાં સુધી ભોગ ભોગવી તજાયા નથી ત્યાં સુધી રૂચી જતી નથી. અન્ન ખાધા પછી ઉલટી થાય તો ફરીને મોઢામાં જતું નથી. તેમાં વિષયભોગથી કંટાળ્યા પછી તેમ દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વિના ભોગે તજવાથી. મંદ વૈરાગ્ય હોઈ ફરીને ભોગવવાની ઇચ્છા થાય છે. વસ્તુત સ્વરૂપ લક્ષણ એજ છે કે, જેમ મુસાફર પૃથ્વી પર્યટન માટે નીકળે છતા તેને વિશ્રાંતિ ફરીને ભલે પચાસ વર્ષે પણ સ્વગૃહે આવે ત્યારેજ થાય છે. તેમ આત્માને પણ સ્વરૂપાનંદમાં જ્યારે બેઠક થાય ત્યારે જ અખંડ શાન્તિ મળે છે. અર્જુન પ્રત્યે પરમાત્મા આ શ્લોકમાં મેં નિયોધ કહી સૂચવે છે કે, મોહવશ બુદ્ધિ સત્ય તને બતાવશે નહિ. હુંજ તારો આત્મા હોવાથી તને સૂચવીશ તેજ ત્રિકાળાબાધિત સત્ય છે. હે અર્જુન તું કર્તા નથી, છતાં ભોક્તા થયો છો ન્યાયદૃષ્ટિએ કરવા તેજ ભોક્તા થાય છે. છતાં કયાંક એવું પણ છે કે, કરતા એક અને ભોક્તા બીજો. જ્યાં દૃષ્ટાંતઃ—પૂર્વે રજપુત સીપાઈઓ રાખવામાં આવતા, તેઓ ઘણા ખરા કસુંબો ઘુંટીને પડી રહેતા. તેમની સ્ત્રીઓ મહા ચતુર હોવાથી તેઓ ગૃહસ્થાશ્રમ ચલાવતી માત્ર તેઓ લડાઈમાંજ ઉપયોગ આવતા છતાં સંસારના ભોક્તા થતા હતા. જ્યાં કપિલ દેવ કહે છે, अकर्तुरपि फलोपभोगा अन्नादवत् લક્ષાધિપતિ શેઠીઆ ખેડુતના માલીક હોય છે. ખેડુત ખેડે ને શેઠીઅઓ અનાજના ખાવાવાળા છે. તેમજ આત્મા શરીરી થવાથી કરતા ઉપરોક્ત પાંચ કરણો છે. અને ભોક્તા આત્મા છે. જેમ કે, प्रकृतेः क्रियमाणानि પ્રકૃતિ કર્મ કરે અને પુરૂષ ભોગવે, તેનો હેતુ શું ? તો ત્યાં પતંજલિ બોલે છે કે ? तस्य हेतुरविद्या અવિદ્યા તેનો હેતુ છે આ બારામાં વિશેષ સમજણ માટે ભગવાન્ આ સાથે પાંચ શ્લોકવડે સમજાવે છે જ્યાં આજના શ્લોકમા બતાવે છે કે, ભાઈ કર્મ તું એકલો કયા કરે છે તેના તો પાંચ જણાઓ કરતા છે. માટે પંચાત પણ પાંચમાં જ હોય છે. જેમ કોઈ ઉદાસીન બાવો હોય તેના ઉપર પાંચ ચોરોની દૃષ્ટિ પડી. તેઓ ચોરીનો આરોપ ઉદાસીન બાવા ઉપર ઢોળવા માટે તેની સહી કરાવી લીએ છે.

તેમજ આત્મા વસ્તુતઃ અકર્તા છે. છતાં માત્ર હું કરૂં છું એમ સહી ઠરે છે. તેથીજ દંડ સુખ-દુઃખરૂપી ભોગવે છે. तोये तेज धूमु। यया वायूसीं संगमु। जालिया होय अभ्रागमु। व्योम तें नेणे ॥ જેમ પાણી અને તેજથી ધુમાડો ઉત્પન્ન થઈ આકાશમાં વાયુના સંગમથી જાય છે અને વાદળાં થાય છે તેથી આકાશ અસંગ છે. તેમ પંચકરણોથી કર્મ ઘડાય છે, અને આત્મા અસંગ છે. એમ સર્વ કોઈ દર્શન શાસ્ત્રો જેવા કે સાંખ્ય વેદાંતાદિક છે. જેમ કે, वेदरायाचिया राजधानीं ॥ सांख्यं वेदांताच्या भवनीं। निरूपणाचा नीशाणध्वनी गर्जती जिये ॥ जे सर्वकर्म सिद्धि लागीं ॥ इयेंचि मुद्दलें हो जगीं। तेथ न सुवाचा अभंगीं ॥ आत्मराजु ॥ વેદરાજની રાજધાનીમાં સાંખ્ય વેદાંતના ભવનમાં નિરૂપણ થયું છે કે, આ પાંચ જ કર્મોના કર્તા છે. વાસ્તવમાં આત્મા રાજા તેનો સાક્ષી છે. હવે બીજા શ્લોકમાં ભગવાન્ આ પાંચના નામ કહે છે.

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम्।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥

અન્વયઃ—अधिष्ठानं तथा कर्ता અધિષ્ઠાન કહેતાં શરીર તેમજ કરતા કહેતાં અહંકાર च पृथक् विधम् करणम् તેમજ પૃથક્, પૃથક્, કરણો च विविधः पृथक् चेष्टा જુદી, જુદી ચેષ્ટાઓ च अत्र दैवं एव पंचमम् તથા દૈવ પાંચમું છે.

ગત શ્લોકમાં પાંચ કરણો બતાવ્યાં તેનું સ્પષ્ટીકરણ આ શ્લોકમાં પ્રભુ કરે છે. સૃષ્ટિ ત્રિગુણમયી હોવાથી, क्षणं च गुणवृत च ક્ષણે, ક્ષણે, કર્મનો પાલટો થાય છે. ત્યાં પરમાત્મા બતાવે છે કે, પ્રાણી માત્રને આ પાંચે જ્યારે હોય ત્યારે જ કર્મની ઉત્પત્તિનો સંભવ છે. જે બારામાં મનુષ્ય પ્રાણીને તો ખાસ આ પાંચ વિના કર્મ સંભવ હોતો જ નથી. તેમાંથી એકે ન હોય તો કર્મ દુર્ઘટ છે. જેમાં પહેલું આવ્યું તે અધિષ્ઠાનં अधि स्थीयते यस्मिन् तत् अधिष्ठानम् જે રહેવાને લાયક તે અધિષ્ઠાનં અથવા તો બીજા શબ્દમાં કહીએ તો સ્થાનને અધિષ્ઠાન કહેવાય છે. જીવાત્મા જ્યારે લિંગ શરીરથી બંધાઇ રહેવાનું સ્થાન શોધે તે આ અધિષ્ઠાન છે. જેને બીજા શબ્દોમાં ભોગાયતન પણ કહેવાય છે. જ્ઞાનેશ્વર મહારાજે એને માટે કહ્યું છે કે, यथातें अधिष्ठान ऐसें ह्मणिजे तें याचि उद्देशें। जें स्वभोग्येंसीं वसे। भोक्ता येथ ॥ इन्द्रियांचा दाहीं हातीं। जाचोनियां दीवो राती ॥ सुखदुःखें प्रकृती। जोडीजती जियें। तियें भोगावया पुरुषा॥ आन ठावोची नाहीं देशा। ह्मणोनी अधिष्ठान भाषा ॥ बोलिजे देह ॥ આને અધિષ્ઠાન માટે જ કહેવાય છે કે પુરૂષ છે તે સ્વભોગની પ્રતીતિથી ભોકતા થાય છે. જેમાં દર્શેન્દ્રિયના દશ હાથોથી દિવસ રાત્રિ સુખ દુઃખ કે જે પ્રકૃતિજન્ય છતાં પુરૂષ પોતાના માને છે. તેને માટે બીજું સ્થાન ન મળવાથી તેમાં રહે છે તે મુખ્ય હોવાથી આ દેહને જ અધિષ્ઠાન કહેવાય છે.

જેમાં પણ ચાર કેઠા અંદર છે. જેમ શેઠીયાઓના સીટીંગ રૂમ, ડ્રોઇંગ રૂમ, બેડગ રૂમ, વીઝીટર રૂમ, પ્રાઇવેટ રૂમ, વિગેરે હોય છે. તેમજ અંદર ને અંદર,

સ્થૂલ સૂક્ષ્મ કારણ, મહા કારણ ઇત્યાદિ દેહો છે. કારણ મનુષ્ય આત્મા મહારાજ હોવાથી તેને માટે પ્રભુએ સુંદર દેહ રચ્યો છે.

વળી તેની અવસ્થા પાલટે પણ જુદા, જુદા, દેહમાં જાય છે. જેમ કે જાગૃત અવસ્થામાં નેત્ર સ્થાનમાં હોય છે. સ્વપ્નાવસ્થામાં કંઠ સ્થાનમાં હોય છે. સુષુપ્તિ અવસ્થામાં હૃદય સ્થાનમાં હોય છે. જેમાં જાગૃત સ્થાનમાં જ ઇન્દ્રિયોને સાથે રાખે છે. બીજી અવસ્થામાં એકલો જ હોય છે. માત્ર મન સાથે હોય છે. જ્યાં પ્રાણ શરીરનો રક્ષક હોવાથી ચોપદારનું કામ કરે છે. મદારી સ્વ શક્તિના આધારે ખેલ રચે છે. તેમ સ્વપ્નાવસ્થામાં જીવ પોતે જ સર્વ રૂપ થઈ ભોગભોક્તા થાય છે. ત્રીજી અવસ્થા સુષુપ્તિમાં મનને પણ રજા આપે છે. અને ત્યાં અહંકાર જે મદારીનો ખેલ ખેલતો હતો તેને પણ જવા દીએ છીએ. જ્યાં એને અસલના પરબ્રહ્મ સ્વરૂપનો લ્હાવો કાંઈક મળે છે માટે निद्रा समाधिस्थितिः એમ શંકરાચાર્ય કહે છે. છતાં તે તમોગુણની સમાધિ છે. જ્યાં પણ ઉંઘી ઉઠતાં બોલે છે કે, ' હું સુખથી સૂતો હતો " હવે મહા કારણ જે પરમ્ અજ્ઞાનતા તેજ આ બીજા ત્રણ દેહોનો ઉત્પન્ન કરતા છે. અને જીવને અસ્તિત્વનું કારણ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે तैसें आपुलेनि विसरें । चैतन्यचि देहाकारें । आभासोनि आविष्करे । देहपणें जें ॥ जया विसराच्या देशीं । प्रसिद्धिगा जीवु पेसें । जेणें भाष केली देहेंसीं ॥ आववाचिपर्यी ॥ તે પ્રમાણે ચૈતન્ય પોતાનું સ્વરૂપ ભુલીને દેહાકારે ગાને છે. તે વિસરવા નિપુણ તેજ જીવ એમ ઉપમા અપાય છે. તેથી જ દેહના વિષય ભોગો ભોગવે છે. માટે અહંકાર રૂપ કર્તા થાય છે.

બીજો અર્થઃ-સુંદર બંધ બેસતો અને રૂતં સત્ય એ છે કે, ૧૩ માં અધ્યાયમાં કહી ગયા પ્રમાણે क्षेत्रज्ञ चाऽपि मां विद्धि सर्वक्षेत्रेषु भारत એમ ભગવાન્ બોલી ગયા છે. છતા જીવ પોતાને દેહનો માલીક સમજવાથી ભગવાનનો ચોર છે. અને જે અધિષ્ઠાન વડે પ્રભુએ સેવા સ્મરણ ભજન કરવા કહ્યુ તેજ દેહનો માલીક થઇ વિષય ભોગો ભોગવે છે, તેથી પતન કરી લીએ છે. પરમાત્મા એકાદશસ્કંધ શ્રીમદ્ ભાગવતમાં બોલ્યા છે કે, नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरु कर्णधारं ॥ मयानुकूलेन नभस्वतेरितम् पुमान्भवाब्धिर्न तरेत्स आत्महा ॥ આ નર દેહ જે દુર્લભ છે. તેને સુલભ કર્યા પછી સસાર રૂપી સમુદ્રમાં તેને નાવ કરી ગુરૂને કર્ણધાર કરી મારા ચિંતન રૂપી પવન વડે જે ભવાબ્ધિ તરે તેણે જ દેહનું સુકૃત કર્યુ અને બીજા આત્મઘાતી થયા. આ મનુષ્ય શરીર दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः। तत्राऽपि दुर्लभं मन्ये वैकुंठप्रियदर्शनम् ॥ દુર્લભ મનુષ્ય દેહ છતાં ક્ષણ ભંગુર હોવાથી સતસંગ કરવો એજ સત્ય છે છતાં તે દુર્લભ છે. આ સ્થાન પ્રભુ ભજન માટે યોગ્યતા ધારણ કરે છે જેમકે स्थानं प्रधानं खलु योग्यताया. ॥ स्थाने स्थितः कापुरुषोऽपि शूरः દુર્લભ જીવને પણ આ શરીર મળે તો મુક્તિનું દ્વાર શોધી લેવું કારણ કે महता पुण्यपुण्येन क्रीयते कायनौस्त्वया ॥ મહા પુણ્યથી આ કાયા તને આપવામાં આવી છે માટે તેના વડે પ્રભુ પ્રાપ્તિ કરી લેવી.

હવે બીજું કરણ અહંકારને બતાવે છે. પ્રથમ કહ્યો તેમ સઉથી ચોર એ છે. એજ બંધનનું કારણ છે. જ્યાં હિન્દુસ્થાની કવિ કહે છે जव सुदके तखेत पैं आई वेठा ॥ वली पेन सौं गैनहुवा ॥ सुविचार विवेक सौं दूर किया ॥ तव आपहि गैनसौ पन हुवा ॥ विज्ञान की जोत प्रकाश भई ॥ तव सहज विलास सौं चैन हुवा ॥ वह एकहि निर्मल जल हैंजी ॥ लहेर बुद बुद अरूफैन हुवा જ્યારે ખાસ પોતાના જ તખ્ત ઉપર આવી બેઠો ત્યારે તે જીવ શિવરૂપ થઈ બેઠો અને જ્યારે વિવેક વિચારથી દૂર થયો. ત્યારે શિવ છતાં જીવ થયો. ને તેમાં વિજ્ઞાન જ્યોતિ પ્રગટી ત્યારે અનહદ આનંદ પ્રગટ થયો તેને જ ચિત્ત રૂપી નિર્મલ જલ છે જે કે લહર પરપોટા અને ફીણ રૂપી પરિણામ ભેદને પામ્યું છે. અર્થાત્ એકજ અનેક રૂપે થયો છે. એમ અહંકાર કર્મનો કર્તા થવાથી મોટો કારણ રૂપ છે. જે પોતાને જ દેહરૂપ માને છે. વસ્તુતઃ ત્રણ રૂણથી મુક્ત થવાને દેહ છે. જેમ મહારાજની ભેટ લેવા જતાં તેમના અનુચરોની લેવી જોઈએ. તેમ આત્મદેવ મહારાજની ભેટ લેવા માટે મધ્યમાં પિતૃ, દેવ, અને ઋષિયોનાં રૂણ પતાવવાં જોઇએ, તેમ ન કરતાં પોતે જે કરતા થઈ દેહ સાથે તાદાત્મ્ય સેવે છે. રહે છે તે અહંકાર હવે ત્રીજું જે કારણ કહ્યું તે કરણો, કહેતાં ઇન્દ્રિયો પાંચ જ્ઞાનેન્દ્રિયો પાંચ, કર્મેન્દ્રિયો, મન બુદ્ધિ પ્રાણ રૂપી જે તત્વો સૂક્ષ્મ છે. વળી અરૂપ છે. જેને પરમાત્માએ અત્રે પૃથક્ વિધમ્ બતાવ્યા છે. અને તેમની ચેષ્ટાઓ પણ પૃથક્ બતાવી છે. એમ ઇન્દ્રિયો, બુદ્ધિ, મન, પ્રાણો આદિની જે ચેષ્ટાઓ તે ચોથું કારણ.

હવે મહા-મોટું પાંચમું કારણ જેને ભગવાને પોતે જ દૈવં ચ અત્ર પંચમમ્ કહ્યું છે અર્થાત્ પાંચમો તે બલિષ્ઠ જેને આપણે પ્રારબ્ધ વિગેરે સંબોધન આપીએ છીએ. જે દેવતાઓનું તે દૈવ કહેવાય છે. મનુષ્ય શક્તિ કામ કરે નહિ અને અણ-ચિન્તવ્યું જે ભોગવવું પડે તે દૈવ છે. જ્યાં ભરથરી કહે છે नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ॥ इत्यैश्वर्य-बलान्वितोऽपि बलभिद्भग्नः परैः संगरे तद्व्यक्तं वरदैवमेव शरणं धिग् धिग् वृथा पौरुषम् ॥ જેના મુખ્ય કારભારી બૃહસ્પતિ, જેનું શસ્ત્ર વજ્ર છે જેના સૈનિક દેવતા છે, જેને સ્વર્ગ જેવો કીલ્લો છે. જેના ઉપર વિષ્ણુ ભગવાનનો અનુગ્રહ છે. અને જેને ઐરાવત નામનો હાથી એવા ઐશ્વર્ય શાળી બળવાન્ ઇન્દ્રને પણ યુદ્ધમાં શત્રુઓએ જીત્યો. જ્યારે પ્રારબ્ધને જ શરણે જ વા યોગ્ય છે. ધિક્કાર છે. પુરૂષાર્થને નસીબ વિનાનો પુરૂષાર્થ વ્યર્થ જાય છે. જ્યાં એક કવિએ એક રાજાને કહેવરાવ્યું હતું भाग्यवंतं प्रसुयेथा मा शूरं मा च पंडितम् ॥ शूराश्च कृतविद्याश्च वने सीदन्ति पांडवाः વિદ્યા અને વીરતા નકામી છે કારણ વિદ્યાવાન્ શૂરવીરપાંડવો વનમાં પીડાતા હતા માટે ભાગ્ય જ બલવાન્ છે. नैवाकृतिफलति नैव कुलं न शीलं विद्याऽपि नैव न च यत्नकृतापि सेवा ॥ भाग्यानि पूर्वतपसा खलु संचितानि काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ જ્યાં બીજું દૃષ્ટાંત क्वचु खलु जनकादिराजपुत्री क्वच दशकंधरमन्दिरे निवासः ॥ अयि खलु विषमः पुरा कृतानां भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥ ક્યાં જનક રાજાની પુત્રી ? ક્યાં રાવણના ઘરમાં

નિવાસ ? ખરેખર દૈવજ મનુષ્યને વિષમ ફળ આપવાવાળું છે. એમ જ દૈવ છે તે મોટું કારણ છે. હવે બીજા શ્લોકમાં પ્રભુ બતાવે છે.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥
तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

અન્વય—शरीरवाङ्मनोभिः શરીર વાણી અને મનથી न्याय्यं विपरीतम् वा ન્યાયથી વા અન્યાયથી यत् कर्म नरः प्रारभते જે કર્મ નર કરે છે. तस्य एते पंच हेतवः તેના પૂર્વે કહ્યા તે પાંચ જ હેતુઓ છે.

तत्र एवं सति તે કર્મોમાં એ પ્રમાણે હોવા છતાં यः अकृतबुद्धित्वात् અસંગ બુદ્ધિવાળો થઈને केवलं आत्मानम् कर्तारम् पश्यति શુદ્ધ નિરૂપાધિક આત્માને કર્તા તરીકે માને છે सः दुर्मतिः તે દુર્બુદ્ધિવાળો न पश्यति યથાર્થ જોતો નથી.

બ્રહ્મદેવથી પિપીલિકા પર્યન્ત પ્રાણીમાત્ર કર્મ કરી જ રહ્યા છે. કારણ પ્રથમ જ્ઞાનમાં જે સ્ફુરણ તેજ કર્મનું આદિ બીજ છે. માટે ૐ તત્ સત્ પર્યન્ત કર્મજ છે માટે નિર્ધર્મ એક ચૈતન્ય બ્રહ્મજ છે.

આ સૃષ્ટિની વિચિત્રતા આદ્ય સંકલ્પ પ્રભુનો જે બ્રહ્મદેવને આજ્ઞા રૂપ હતો તેથી જ થઈ છે. બ્રહ્મદેવ ઉત્પન્ન થઈને આસ પાસ જોતાં જલમય સર્વત્ર દેખાવા લાગ્યું ત્યારે स तपोऽतप्यत તે તપ કરવા લાગ્યા. ત્યારે પરમાત્માએ દર્શન આપ્યું અને વરાહ રૂપ ધારણ પ્રથમ કલ્પમાં ડુબેલી પૃથ્વીને જળમાંથી કાઢીને બ્રહ્મદેવને સ્વાધીન કરી તેમણે જે જીવાત્માઓ પર વાસના સહિત પ્રભુમાં લીન થયા હતા તેમને पुर्ववत् अकल्पयत् પ્રથમની પેઠે સૃષ્ટિ રચીને તેમની ઈચ્છાનુ સાર प्रवृत्ति कर्म बुद्धि-शरीरारंभ' એમ પિંડ બ્રહ્માંડના ન્યાયે સર્વત્ર પસરી ગઈ. પરમાત્મા પણ આજના શ્લોકમાં એમ જ કહે છે કે, શરીર, મન, વાણી બુદ્ધિથી મનુષ્ય પ્રાણી કર્મ કરે છે. કોઈ પણ કર્મ એવું નહિ કે જ્યાં આ પૂર્વોક્ત પાંચ કારણો હોય નહિ અને કર્મ ઉત્પન્ન થાય. કવચિત્ વાણી કર્મ એકલી કરે છે. કવચિત્ મન એકલું કરે છે. કવચિત્ શરીર એકલું કરે છે અને વિશેષ કરીને ત્રણે મળીને જ એક કર્મ થાય છે.

જેમ બોલવું એ વાણીનું કામ છતાં તેમાં સૂક્ષ્મ મન તથા શરીરનો આધાર છે. શરીર કાર્ય કરે છે તો તેમા પણ મન પ્રધાન તો છે જ. સર્વ કાર્યમાં મનને શરીર તો ઓતપ્રોત છે. માત્ર વાણીએ બોલવું થાય ત્યારે તેમાં ત્રણેનો સમાસ થાય છે. સૂક્ષ્મ રીતે તપાસતાં સર્વનું મૂળ કારણ મનજીભાઈ છે. માટે શાસ્ત્રકારોએ નક્કી કર્યું છે કે, मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो' હોવાથી मनःकृतं कृत पापं न शरीरकृतं कृतं મને કરેલું પાપ તે નક્કી પાપ છે. શરીરનાં કરેલાં પાપ પાપ કરતાં નથી. તે મનને પ્રેરીત બુદ્ધિ હોય છે જેમકે यत् मनसा मनुते तद् वाचाऽभिवदति यद् वाचा वदति तद् कर्मणा संपद्यते દુર્બુધિથી ઉત્પન્ન થયેલી

વાણી જેટલો અનર્થ કરે છે એટલો અગ્નિથી પણ અનર્થ થતો નથી. જેમ દુર્યોધન વડે આખું કૌરવ કુલ નાશ પામ્યું એ અન્યાયથી વિપરીત ફળ આવ્યું. જ્યારે સદ્બુદ્ધિ ભરતની વાણીથી રઘુકુલનો ઉદય થયો અને રામરાજ્ય થઈ પ્રજા સુખી થઈ.

જે, જે, કર્મોમાં કેવળ સ્વાર્થ હોય તેમાં જે પ્રવૃત્તિ થાય તેમાં વિશેષ કરીને અન્યાયનો સંભવ રહે છે. જ્યારે નિરહકાર વૃત્તિથી સેવા ધર્મથી કર્મ ઘડાય તેમાં ન્યાયનો ભાગ વિશેષ હોય છે. આત્મા પ્રકૃતિનો ધર્મ જે કર્તૃત્વ તેને સ્વીકારે તે તેને માટે પરધર્મ થયો ત્યારે परधर्मो भयावहः એમ ગીતામા જ ભગવાને કહ્યુ છે. માટે જ્યાં, જ્યાં, હુ કરૂં છું. એમ આવ્યું ત્યાં દોષ જરૂર હોય છે જે દેવો સુધી ભારી પડે છે.

એક વખત દેવોની સભામાં દૈત્યોને જીતનારને મોટું સ્થાન આપવાનું નક્કી થયું હતું. ત્યાં સર્વને લાગ્યું. હું મોટો. ત્યાં વાણીનું પરસ્પર યુદ્ધ થવા લાગ્યું જેમાં અગ્નિ બોલ્યો કે, अग्निर्वाऽहमस्मि जातवेदा अहमस्मि હું અગ્નિ છું. વેદો પણ મારામાંથી જ પ્રગટ થાય છે કારણ વેદો વાણીરૂપ છે. તેનો દેવતા હું છું. એમ સર્વ કોઈ પોતાવડે જ સૃષ્ટિ ચાલી રહી છે એમ બતાવવા લાગ્યા. તેવામાં જ એક અદ્ભુત પ્રાણી સભામાં પ્રગટ થયો. અને બોલ્યો કે હું તમારો ન્યાય કરૂં છું. તેના તેજથી સર્વ કોઈ સ્થભિત થઈ ગયા. તેમણે એક તણખલું વચમાં મુકીને કહ્યુ. આને જે તપાવે જે સુકાવે અથવા જે બાળે તેમજ ભીજવે તેને હું મોટો સમજુ છું. ત્યારે અગ્નિ તેને બાળી શકયો નહીં, સૂર્ય શોષી શકયા નહિ. વરૂણ પલાળી શકયા નહિ, વાયુએ શોષણ કર્યું નહિ એમ સર્વ કોઈ અસમર્થ થયા ત્યારે તેમણે સ્વરૂપ પાલટીને બતાવ્યું કે, હું વિશ્વનો આદિ પરબ્રહ્મ છું. મારી શક્તિ તમારામાં મુકું છું, તેથી જ તમે કાર્ય કરી શકો છો. સ્વતંત્ર શક્તિ તમારામાં નથી. તે વખતે સર્વ દેવતાઓનો અહકાર ગલિત થઈ તે મહાન્ શક્તિને ચરણે પડ્યા.

તેવી જ રીતે તપાસીએ તો આપણી ઇન્દ્રિયોના સ્વામી દેવતાઓ છે. તેઓ ઉઠી જાય તો આપણે કાંઇ પણ કરી શક્તા નથી. એટલે સત્વબુદ્ધિથી જે કાર્ય કરીએ તોજ ન્યાયથી થાય. તદ્વ્યતિરિક્ત સર્વ અન્યાય અને વિપરીત થાય. જેમ રાવણે અહકારથી રાજપદ ખોઇને આખા કુળનો નાશ કર્યો. માટે જેમણે પોતાના સ્વરૂપથી ચ્યુત થઈ કર્મ કર્યાં, તેણે નાશ કરી લીધો. અને સ્વરૂપમા સ્થિત થઈ કર્મ કર્યાં તેણે ઉદ્ધાર કર્યો. તેમના વિશે પરમાત્મા બીજા શ્લોકમાં બોલે છે.

જ્યાં એક અર્થ એમ થાય છે કે तत्रैव सति यः आत्मानं केवल कर्तारं पश्यन्ति જે કોઈ આ અકર્તા આત્મા જે કેવળ સ્વરૂપ છે તેને કર્તા જાણે છે. स दुर्मतिः असद्बुद्धित्वात् पश्यति તે દુર્મતિ ખોટીબુદ્ધિવાળો છે.

હવે બીજો અર્થ એમ થાય છે કે; શ્રુતિમાં જેને साक्षी चेता केवलो निर्गुणश्च કહ્યો છે. તેનામાં જે કર્મો માની લીએ છે वस्तुतः पंचैतानि महाबाहो એમ જે

કારણો પૂર્વે કહ્યાં તેજ તેના હેતુ છે. नित्यशुद्धबुद्धमुक्तस्वभावस्यतद्योगस्तद्योगाहते એવું જે ચિત્ત ઉપર સમજવું જોઇએ ત્યાં અહંકાર રૂપ ચિદાભાસને અંગે કર્તાની દુર્મતિ આરોપ કરે છે. જેમ અગ્નિમાં દાહકત્વ, સૂર્યમાં પ્રકાશત્વ, સ્વભાવસિદ્ધ છે તેમ આત્મા અકર્તા સ્વભાવસિદ્ધ છે. વેદાંતશાસ્ત્રમાં તેની સમજણ માટે કહે છે કે, कर्त्ता शास्त्रार्थत्वात् એ ઘડી તેનો સમન્વય કરવા માટે કર્તા માનીએ તો પણ કર્તૃત્વ સિદ્ધ થતું નથી. જેમ સુતાર કામ પર હોય ત્યારે સુતાર પોતાને માને છે, ને ઘરમાં આવે ત્યારે કપડાં ઉતારી બાયડી છોકરાં સાથે પોતાને તેનો પતિ પિતા માને છે. તેમ શરીર સંગાતના સંગમાં આત્મા કર્તાપણાનો આરોપ કરીએ તો પણ સુષુપ્તિમાં તો તે પોતાના અકર્તૃત્વ સ્વરૂપમાં જ રહે છે તેમજ द्रष्टा दृशि मात्र प्रत्यानुपश्य દૃશ્ય જગતમાં દ્રવ્ય પદાર્થના સંસર્ગથી કર્તાપણાનો આરોપ છે. વસ્તુતઃ છે જ નહિ તે તો उपद्रष्टा अनुमंता भर्ता भोक्ता महेश्वरः છે. સત્તા માત્ર જ્ઞાનસ્વરૂપ જે પરમાત્મા તેનું જ્ઞાતૃત્વપણું અર્થાત્ તેની જ ક્રિયા તેજ જીવનું સ્વરૂપ પરમાત્માના જેવું જ છે.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

અન્વય—यस्य अहंकृतः જે હું કરૂં છું, भावः न ભાવ હોતો નથી यस्य बुद्धिः न लिप्यते તેની બુદ્ધિ લેપાયમાન થતી નથી सः इमान् लोकान् हत्वाऽपि તે આ લોકોને મારીને પણ न हन्ति न निबध्यते હણતો નથી તેમ બંધાતો પણ નથી.

ગત શ્લોકમાં અહંકારયુક્ત દુર્મતિનું વર્ણન કર્યું. હવે આજના શ્લોકમાં પૂર્વે જેનું કથન કરવામાં આવ્યું કે, संगफलत्यागकर्ता स त्यागी उच्यते સંગફળનો ત્યાગ કરનાર ત્યાગી છે. તેનું વર્ણન પ્રભુ કરે છે.

જેમણે જન્માન્તરોમાં કરેલાં પુણ્ય ઉદયને આવ્યાં હોય. અને પાપ જેનાં બળીજ ગયાં હોય તેવા મહાત્માને જ असंगो ह्ययं आत्मा નું વિજ્ઞાન સહિત જ્ઞાન હોય છે. ત્યારે જ તે પોતાને કર્તા ભોક્તા માનતો નથી. સાધારણ રીતે જોતાં ઉંઘમાં પણ અહંકાર ટકી શકતો નથી. અહંકાર હોય તો ઉંઘ આવતી નથી. જ્યારે તે ગળી જાય ત્યારેજ ઉંઘ આવે છે. ત્યારે આ તો બ્રાહ્મી સ્થિતિ છે, ત્યાં અહંકાર કેમ જ ટકી શકે. જે નિરહંકાર થયો તેને વિશ્વ ચૈતન્યમય ભાસવા માંડે. જેમ કે, दृष्यचि देखनां दीठी दृष्टासी ज्ञालो मीठी સમગ્ર દૃશ્ય પદાર્થ તેને આત્મસ્વરૂપમાં જ છે એમ લાગે છે. જ્યાં દૃષ્ટાંતઃ પોતાનું પ્રતિબિંબ આરસામાં જોતાં કાચ ધ્યાન બહાર થઈ સ્વપ્રતિબિંબ જ દેખાય છે. તેમજ આ દૃશ્ય જગતની પ્રતીતિ વિજ્ઞાનીઓને પોતાનું જ્ઞાન જ દેખાય છે. વિશ્વમાં પોતે અને પોતામાં વિશ્વ જેમ કે સર્વ વાસુદેવમિતિ પ્રથમ અંતઃકરણની પ્રતીતિમાં દેખાય, પછી વિશ્વમાં દેખાય છે. એમ જોનારના શરીરનો પણ પાલટો થઈ જાય છે. પ્રાકૃત પ્રકૃતિરૂપ શરીર ટળીને દિવ્ય શરીર થઈ જાય છે. જ્યાં દૃષ્ટાંત—પુંડલીક ભક્ત પ્રભુ વિરહમાં ફરતા હતા, ત્યાં એમને નારદનો ભેટો થયો. નારદે તેમને મંત્રોપદેશ આપી ધ્યાન ધરવાનું કહ્યું

તેમ તેમણે ભીમાતીરના વનમાં ધ્યાન ધર્યું. ત્યાં ૫-૬ મહીના પછી પ્રભુનો સાક્ષાત્કાર થતાં તેમને ન ખબર પડતાં તેમનું શરીર દિવ્ય સ્વરૂપ થઈ તેમાં ચાર ભુજા સહજ ઉત્પન્ન થઈ. એમ જેને પરમાત્માનું જ્ઞાન થયું તેની શરીર પ્રકૃતિ પણ બ્રહ્મતનુ થાય છે. જ્યાં તુકારામ મહારાજ કહે છે કે, ब्रह्मीभूत काया होतसे कीर्तनें ठाया બ્રહ્મરૂપ કીર્તનવડે થાય છે. તેના શરીર વડે જે જે ક્રિયાઓ ઘડાય તેમાં પણ પ્રભુસેવા જ થાય છે. તેને અંતઃકરણની એકે વૃત્તિમાં કયાંએ એમ ઉઠતું નથી કે હું એટલે પરમાત્માથી પૃથક્ કાંઈ પણ છું. જ્યાં અનુભવી શ્રી જ્ઞાનેશ્વરાયા કહે છે, आह्मीं संन्यास घेतला। देहादिकांचा त्याग केला ॥ १ ॥ आह्मी संन्यासी संन्यासी। सदा राहो एकांतासि ॥ चित्त चतुष्टय निरसिलें। अज्ञाना तिळोदक दीधलें ॥ २ ॥ ज्ञानाचि विज्ञान आलें हातां। आह्मा नाहीं शरीर ममता ॥ ३ ॥ ब्रह्मास्मि शुद्धज्ञान तेथील सांडीला अभिमान ॥ ४॥ बाप रखुमादेवीवर विठ्ठल हृदयीं तोची सबाह्य। अभ्यंतरीं असें गहरया ॥ અર્થ—અત્રે અહંકારનો સંન્યાસ લીધો. તેથી દેહ હોઇને તેનો ત્યાગ થયો. વળી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારરૂપી અંત કરણમાંથી પણ છુટયા અજ્ઞાનને તો તિલાંજલિ આપી. પછી શરીર ઉપર મમતા કયાં રહી જેથી જ્ઞાન સાથે વિજ્ઞાન હાથમાં આવ્યું અને 'અહં બ્રહ્માસ્મિ' જે શુદ્ધ જ્ઞાન ત્યાંનો પણ અહમ્ નીકળીને વિઠ્ઠલ હૃદયમાં ભરવાથી અંતર બાહ્ય તેજ દેખાવા લાગ્યા.

આવા મહાત્માઓમાં પ્રભુથી પૃથક્ ક્રિયા ન હોવાથી જે જે વર્ણાશ્રમમાં આવે, તેનાં વિહિત કર્મો જેવાં કે કસાઇ થાય તો પણ સજ્જન કસાઇની પેઠે માંસ કાપી વેચવા સુધીનું કર્મ કરે તોએ લેપાય નહિ, માટે પરમાત્માએ પ્રસ્તુત કાળ ધ્યાનમાં લઇને અત્રે બોલ્યા છે કે, 'हत्वापि स इमाल्लोकान् न हन्ति न निबध्यते હે અર્જુન ! જેનાં અંતઃકરણમાં અહંકાર નથી તે સૃષ્ટિકર્તાની આજ્ઞાને અનુસરીને જેમ શંકર ભગવાન્ આખા ત્રૈલોકયને હણીને પણ હણતા નથી. તેમજ ભીષ્માદિકે પણ યુદ્ધમાં અનેક યોદ્ધાઓને માર્યા તેમજ હનુમાને પણ લંકાને બાળી રાક્ષસોને માર્યા પણ તેમને સહજ પણ પાપ અડયું નહિ જેમ કે, हीयते हि मतिस्तात हीनैः सह समागमात् ॥ समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टतां ॥ જ્ઞાન એક આત્મા છે. છતાં પણ ઇન્દ્રિયાદિ પદાર્થના સંસર્ગ મનને ખસાડે છે. તે કેવી રીતે ત્યાં દષ્ટાંતઃ

રાજા દ્રુપદ ને ગુરૂદ્રોણ એક ગુરૂને ઘેર ભણતા હતા. પરસ્પર મૈત્રી હતી. ત્યારે દ્રુપદે દ્રોણને કહ્યું હતું કે, હું ગાદીએ બેસીશ ત્યારે તને અર્ધ સિંહાસન ઉપર બેસાડીશ. કાળે કરીને ઉભય વિખુટા પડયા. દ્રુપદ રાજા થયો, દ્રોણ જ્ઞાની ભિક્ષુક થયા. પ્રથમ પ્રથમ દ્રોણનું સ્મરણ હતું પછી સદન્તર ભુલી ગયો. આ દ્રોણ વિદ્યાવિલાસ-માં રહેવાથી દ્રવ્યોપાર્જનમાં વિશેષ ચિત્ત લાગતું નહિ. તેમને એકનો એક પુત્ર અશ્વત્થામાને દુધ પણ મળતું નહિ તેથી તેમની મા કૃપિ તેમને ચોખાના લોટમાં પાણી ભેળવી આપતી. એક દિવસે રમતાં રમતાં એક મિત્રને ત્યાં દુધ પીતાં તેના સ્વાદને જાણ્યું. બીજે દિવસે બાળક અશ્વત્થામાએ હઠ કરી દુધ માંગ્યું. માની આંખમાં આંસુ આવ્યાં અને પતિને આગ્રહથી દ્રુપદને ત્યાં મોકલ્યા. રાજાએ સભામાં ગરીબ બ્રાહ્મણને મિત્રતાનો દાવો કરતો આવેલો જોઈ તિરસ્કાર કર્યો, જેથી દ્રોણે

તે વૈર મનમાં રાખી પાંડવો પાસેથી ગુરૂ દક્ષિણામાં દ્રુપદને પકડી લાવવા કહ્યું, પછી છોડી મુકયો અને બ્રહ્મશક્તિ બતાવી. આપણે આ દૃષ્ટાંતમાંથી લેવાનું કે, જડ રાજ્ય સિંહાસનના સંસર્ગથી દ્રુપદ મિત્રને ભુલી મદમાં આવી ગયો. તેમ જીવાત્મા પણ જડ દેહાદિકના સંસર્ગથી સ્વરૂપને ભુલી જાય છે. ફરીને જ્યારે ગુરૂકૃપા થાય જ્ઞાનોદય થાય ત્યારેજ કર્તા ભોક્તા ટળી જાય છે. પછી ભલેને પશ્યન્ શૃણ્વન્ સ્પૃશન્, જિઘ્રન્, અશ્નન્ ગચ્છન્, સ્વપન્, શ્વસન્, પ્રલપન્, વિસૃજન્, ગૃહ્ણન્, ઉન્મિષન્ નિમિષન્નાપિ સર્વ કાંઈ વ્યવહાર કરે તોએ અલિપ્ત રહે છે. દેહમાં જેમ કાગળ પરબડીઆમાં હોય છતાં મુક્ત છે. વળી સુકું નાળીએર કાચલીમાં હોય તોએ ભિન્ન હોય તેમ રહે છે. જેમ રસ્તામાં ચાલતાં એક માણસની મોટર અનાયાસે બીજાને અથડે માણસ પડી જાય તે જો જાણી જોઇને બુદ્ધિપૂર્વક ન હોય તો ગુનેગાર ઠરતો નથી. તેમ બુદ્ધિપૂર્વક કરેલાં કર્મો ફળો આપે છે. સહજ કર્મો ફળો આપતાં નથી. માટે ભગવાને પૂર્વે જ કહ્યું હતું કે नैव किञ्चित् करोमीति તે કાંઈ પણ કરતો નથી. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ લખે છે. जैसा वह्नि जया लागे। तें वह्निचि जालीया आंगें। दाह्यदाहकविभागें । सांडिजेतें ॥ तैसा कर्माकारा दुजेया । तो कर्तपणाचा आत्मया ॥ आळमाला तो गेलिया। काहींवाहीं जें उरे ॥ અર્થ જે પ્રમાણે અગ્નિ કાષ્ઠને છેવટે અગ્નિ જ બનાવે છે ત્યાં દાહ્યપણું અને બળવું ઉભય એકજ થાય છે. તેમ કર્તા-કર્મ-અને ક્રિયા એ ત્રણે જે એક પરમાત્માનું સ્વરૂપ છે, તો કોને તે હણે ને કોણ હણાય, ને હણનારો કોણ, જ્યાં દ્વૈતજ નથી. જ્યાં બીજો નથી ત્યાં ક્રિયાપણ નથી, કર્તા પણ નથી અને કર્મ પણ નથી.

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८॥
ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

અન્વય—ज्ञानं ज्ञेयं परिज्ञाता જેવડે જાણી શકાય તે જ્ઞાન, જાણવા યોગ્ય વસ્તુ તે જ્ઞેય, તે ઉભયને જાણનારો ભોક્તા, તે જ્ઞાતા, त्रिविधा कर्मचोदना ત્રણ પ્રકારના કર્મોના પ્રેરણાત્મક ત્રિપુટિ છે, करणं कर्म कर्ता इति ઇન્દ્રિયાદિ, કર્મ તથા કર્તા એ પ્રમાણે त्रिविधः कर्मसंग्रहः ત્રણ પ્રકારના યોગથી કર્મ થાય છે.

ज्ञानं कर्म च कर्ता જ્ઞાન, કર્મ અને કર્તા गुणसंख्याने કપિલના સાંખ્યશાસ્ત્રમાં गुणभेदतः ગુણોના ભેદવાળા त्रिधा एव प्रोच्यते ત્રણ પ્રકારનાં જ કહેવામાં આવે છે. तानि अपि यथावत् शृणु તે સર્વને પણ રીતસર જાણ.

આજના શ્લોકોમાં પરમાત્મા કર્મની ઉત્પત્તિના બારામાં વિશેષ કારણો કહે છે જેઓ સૂક્ષ્મ બીજરૂપે કર્મોને ઉત્પન્ન કરે છે.

ઉપરના શ્લોકમાં પહેલા ચરણમાં ચોદના શબ્દ કાનમાં આવે તેથી બીભત્સ જેવું લાગે. કારણ વ્યવહારમાં આપણે તેને તેમ વાપર્યો છે. જેમ महिषी એટલે

લૅંસ અને મહિષી એટલે રાણી. તેમ ચોદના શબ્દ પ્રેરણાત્મકમાં સંસ્કૃત ભાષામાં વપરાય છે.

જ્યાં ભગવાન્ કહે છે કે, જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણે કર્મ કરવાના પ્રેરણાત્મક છે. અને કરણ ઇન્દ્રિયો, કર્તા અહંકાર અને કર્મ એ સંગ્રહ છે. અત્રે જે જ્ઞાન શબ્દ આવ્યો તે આત્માના બારામાં જાણવો નહિ, કારણ જ્ઞાનની વ્યાખ્યા તો मौनं गुरोः व्याख्यानं છે. અનુભવમાં આવે તે વાણીમાં આવે તેમ નથી. ઉપનિષદ્‌માં બાહ્વ ને બાલ્કલ નામે બે ઋષિઓનું આખ્યાન છે. જેમાં બાહ્વે બાલ્કલને કહ્યું કે, મને આત્માનું સ્વરૂપ બતાવો. બાલ્કલે કહ્યુ. ઉભય આવતી કાલે પ્રભાતે તેનાં દર્શન કરીશું, તેજ પ્રમાણે બીજે દિવસે બાલ્કલે બાહ્વના આવવાં વેંત જ બે આસન સામ સામે મુકીને ધ્યાનસ્થ થઈ સમાધિ ચડાવી દીધી. ત્રણ કલાકે તે ઉતરી ત્યારે કહ્યું કેમ "આત્મદર્શન થયું." બાહ્વ કહે "ના, આપ તો મૌન થઈ સ્થિર થઈ ગયા, તે બારામાં કાંઈ પણ વ્યાખ્યા, કરી નહિ," બાલ્કલે કહ્યું તેજ આત્મદર્શન આત્માઅનુભવની વસ્તુ છે. વ્યાખ્યાનની વસ્તુ નથી. માટે શ્રુતિ પણ ત્યાં નેતિ નેતિનો પોકાર કરે છે. તે જ્ઞાન આ નથી. આના બારામાં જાણવું કે,

અત્રે ઇન્દ્રિયો વડે જે ગ્રહણ કરી શકાય તેના વિષયમાં પરમાત્મા કહે છે. તેના બારામાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું કથન છે. कीं जीवनृपाचे वारू उपलाणे। घेऊनि इन्द्रियांचीं कैकाणें। विषयदेशींचें नागवणें। आणिती जे ॥ हें असो ईहीं इन्द्रियीं राहे। जें सुखदुःखेंसीं जीवा भेटे ॥ तें सुषुप्तिकाळीं वोहटे। जेथ ज्ञान ॥ तया जीवा नांव ज्ञाता। आणि जें हें सांगितलें आतां। तेंचि पथ पांडुसुता। ज्ञान जाण॥ અર્થ-જીવરૂપી રાજાના આ શરીરરૂપી ઘોડા ઉપર બેસીને હાથમાં ઇન્દ્રિયોરૂપી ભાલાઓ લઇને વિષયરૂપી દેશમાં લુટવા જાય છે. વિશેષ શું, જેમાં રમવાથી સુખદુઃખાદિકનું ભાન થાય છે. તે જ્ઞાતા જીવને ગાઢ નિદ્રામાં જે જ્ઞાન રહેતું નથી. એમ જ્ઞાતા, જીવ અને સુખદુઃખાદિકનો જે અનુભવ તે જ્ઞાન. जें अविद्येचिये पोटीं। उपजलेंचि किरीटी ॥ आपणयातें वाटी तिहीं। ठायीं ॥ आपुलिये धांवेपुढां। घालूनि ज्ञेयाचा गुंडा ॥ उभारी मागिलीकडां। ज्ञातृत्वातें ॥ मग ज्ञातया ज्ञेया दोघां ॥ तो नांदणुकेचा वगा। माजीं जाळेनि पैं गा। वाहे जेणें॥ ठाकूनी ज्ञेयाची शिंव ॥ पुरे ज्ञयाची धांव ॥ सकल पदार्थां नांव। सूतसे जें ॥ અર્થ-અવિદ્યાના પેટમાં ઉપજતાંજ હે કિરીટી! પોતપોતામાં જ જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતૃત્વનો ભેદ પડ્યો. પછી વિષયરૂપી સેવન પછવાડે પડવાથી જ્ઞાતા જીવને પોતાનો પુજારી કરે છે. જેમાં જ્ઞાતૃત્વ ઇન્દ્રિયો અને જ્ઞેય વિષયો ઉભયના મધ્યમાં જ્ઞાતા જીવ જે રવડે છે. તે રૂપી જ્ઞાનમાં અધડી પોતાનો વિનાશ કરે છે. એને સામાન્ય જ્ઞાન કહેવાય છે. હવે જ્ઞાનેશ્વર મહારાજ જ્ઞેયનું લક્ષણ કહે છે. तरि शब्द स्पर्शु। रूप गंध रसु ॥ हा पंचविध आभासु। ज्ञेयाचा तो ॥ जैसें एकेचि चूतफळें। इन्द्रियां वेगवेगळें। रसें वर्णें परिमळें। भेटिजे स्पर्शें ॥ तैसें ज्ञेय तरी एकसरें॥ परी ज्ञान इन्द्रियद्वारें। घे म्हणोनि प्रकारें। पांचें जालें ॥ અર્થ-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, આ પાંચ આભાસથી, જ્ઞેય પણ પાંચ પ્રકારનો થયો. જેમ એકજ આંબો પાંચે ઇન્દ્રિયોનો પૃથક્ પ્રકારનો વિષય થયો. રૂપ નેત્ર ઇન્દ્રિયનો

વિષય, ગંધ નાસિકાનો વિષય, સ્પર્શ ત્વચાનો વિષય, નામ કાનનો વિષય અને રસ જિહ્વાનો વિષય, એમ એકજ જ્ઞેય જુદી જુદી ઇન્દ્રિયના વિષયથી પાંચ પ્રકારનો ઠરે છે.

એમ જે વસ્તુ સમજાઇ તે જ્ઞાન, તેને જાણવાપણું તે જ્ઞેય અને જાણનાર તે જીવાત્મા જ્ઞાતા. ત્યાં અંતઃકરણની ઉપાધિથી જે હું, હું એમ ભાસ થાય છે, તે ભોક્તાને અત્રે પરિજ્ઞાતા એમ કહ્યું છે. એ ત્રણે કર્મનાં પ્રેરણાત્મક છે.

હવે કરણ, કર્મ અને કર્તાનો સંગ્રહ છે. એમ બીજા ચરણમાં બોલે છે. જ્યાં કરણની વ્યાખ્યા એમ થાય છે કે, साधकतमम् જેનાવડે કર્તાને જે કર્મ કરવું હોય તેનાં ઉપયોગી સાધન કરણો છે. કર્મેન્દ્રિયો બહારનાં કરણો છે. અને જ્ઞાનેન્દ્રિય તેમજ અંતઃકરણચતુષ્ટય અંદરનાં કરણો છે. એમ કર્મ કરવાનાં સાધનો તે કરણો અને कर्तुं ईप्सितं અને કર્તાની પરમ પ્રિય ઇચ્છાથી જે કરાય તે કર્મ જે વડે देवदत्तः ओदनं भुंक्ते દેવદત્ત ભાત જમે છે. અત્રે જમ્યો તે કર્મ થયું. દેવદત્ત કર્તા થયો ને ભાત તે સાધન થયું. ક્ષુધા તે જ્ઞાન પછી ભાતનું જ્ઞેય થયું. જીવાત્મા તેનો જ્ઞાતા થઇ પ્રેરાઇને સાધન સામગ્રી ભાત લીધા તે દેવદત્ત કર્તા થયો. એમ કર્મ, કર્તા અને કરણો એ સંગ્રહ છે; અર્થાત્ ત્રણે મંડળી કર્મની જમાવટ કરે છે. परस्परं भावः साधकतमम् કહેવાય છે. કર્મ અને કરણને પરસ્પર ભાવ ઉત્પન્ન કરવાવાળો તે કર્તા છે. એમ ઉપરના શ્લોકમાં જે કહ્યું તેનું જ પ્રમાણભૂત બીજા શ્લોકમાં કહે છે.

અત્રે છેવટે પરમાત્મા જે શૃણુ શબ્દ બોલ્યા છે, તે અર્જુનને ધ્યાન ખેંચવાના બારામાં છે. સાંખ્યશાસ્ત્રના આચાર્ય કપિલ દેવને વિશેષણ આપ્યું છે. અને તેમાં અર્જુન પ્રત્યે એમ સૂચવે છે કે, હુંજ તને કહેતો નથી. "કે કર્મના પ્રેરણાત્મક જ્ઞાન, જ્ઞેય, અને જ્ઞાતા, કરણ કર્મ અને કર્તા છે. પરંતુ ગુણોની સંખ્યા કરવાવાળા કપિલ ભગવાનેજ તેમ કહ્યું છે. સત્વ, રજઃ તમ ગુણો જે મોટા બંધનની રશીઓ છે. તેનાવડે ચિત્ત બંધાઇને કર્મ કરે છે. त्वं देव शक्त्यां गुणकर्मयोनौ रेतस्त्वजायां कवि मादधौऽजः મૂળ પ્રકૃતિ અવ્યક્ત છે તે ત્રિગુણાત્મક છે, ત્રિગુણની સામ્યાવસ્થા જે પ્રકૃતિ હોય ત્યારે જગત્ જેવું કાંઇએ હોતું નથી. જેમ પ્રાણીમાત્રની ગાઢ નિદ્રામાં દેહના અભાનથી, જગતનું અભાન હોય છે. તેમ પ્રકૃતિ પણ તેમજ છે. તેની સ્થિતિ ત્યારે બગડે છે કે, તેમાં ગુણોરૂપી વિકાર ઉત્પન્ન થાય છે. જેને ગુણ ક્ષોભ કહેવાય છે. પરસ્પર તેમનો ચળવળાટ–તે સૃષ્ટિ. અત્રે કોઇ શંકા કરે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં ગુણોની વિકૃતિ કેમ થઇ. ત્યાં જવાબ છે કે, પૂર્વ કલ્પના સૂતેલા જીવોને કર્મફળ ભોગવવા માટે પ્રકૃતિમાં સહજ ત્રિગુણનો ચળવળાટ થાય છે. પ્રથમ પંચ તન્માત્રા પછી કરણો પંચ મહાભૂત સર્વ હિરણ્યગર્ભનું કાર્ય છે. જ્યાં શ્રુતિમાતા કહે છે, गुणैः विचित्राः सृजति सरूपाः प्रकृतिं प्रजाः આખી સૃષ્ટિ ગુણોના વિચિત્ર પ્રકારે પ્રજાને સૃજે છે. अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ॥ अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ આખી સૃષ્ટિ એકજ પ્રકૃતિ સફેદ કાળા અને લાલ રંગની છે. અર્થાત્ સત્વ, રજઃ

વમઃ ગુણવાળી છે. છતાં પુરૂષ ભોકતૃત્વપણું સ્વીકારી બધાય છે, એમ કપિલ મહર્ષિ કહે છે.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

અન્વય—येन विभक्तेषु જે જ્ઞાનવડે પ્રતિ શરીર ભિન્ન જણાતા सर्वभूतेषु સર્વે પ્રાણીઓમાં अव्ययम् अविभक्तं અવ્યય અવિભકત એવું एवं भावम् ईक्षते જુએ છે. तत् ज्ञानम् सात्विकम् विद्धि તે જ્ઞાન સાત્વિક જાણ

ગત શ્લોકમાં કહ્યુ હતું કે, કપિલપ્રણીત શાસ્ત્રો વિગેરેમાં પણ કર્મો દ્વારા ત્રિવિધ ગુણોથી તેની ઉત્પત્તિ કહી છે. તેમજ પરમાત્મા શ્રીકૃષ્ણ પણ સાત્વિક બુદ્ધિથી ઉત્પન્ન થયેલા જ્ઞાનનું વર્ણન કરે છે.

પ્રથમ જ્ઞાન શું તે જાણીએ. આપણી તર્કશકિતના પ્રમાણમાં આપણે ત્રણે પ્રકારે તેની વ્યાખ્યા કરીએ છીએ. इदं ज्ञेयम् इदं ज्ञेयम् સમજીને જે જે પદાર્થોને જાણવા માટે તેનું તેનું જ્ઞેય કરીએ છીએ. તેના બારામાં તો પ્રભુ પ્રથમથી જ કહી ચૂકયા છે કે, एतद् अज्ञानम् અર્થાત્ જેના પરિણામ સ્વરૂપ બોધની તો હાનિ થાય, તે જાણવું તે પણ અજ્ઞાન છે, ત્યારે જે જાણવાથી અખંડ બોધ થઇને સ્વરૂપાનુસંધાન થાય તેજ જ્ઞાન છે. વર્તમાન પરિસ્થિતિ તપાસતાં મનુષ્ય પ્રાણી યુનિવરસીટીએ નક્કી કરેલા જ્ઞાન કમાવવા જાય છે. જ્યાં સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળીએ તો જેટલું જેટલું જ્ઞાન કમાઇએ છીએ તે છેવટમાં અજ્ઞાનના ખાડામાં જાય છે. જેમ કે સમજો, એકે ભણી ભણીને એમ એની પરીક્ષા પાસ કરી. છેવટે જડજ થયો, અને પોતાને લોકોનો ન્યાયાધીશ માનવા લાગ્યો. જેથી અહંકારનું જાડ્ય થઇ, બીજાઓને તુચ્છ અને પોતાને બીજાઓ કરતાં શ્રેષ્ઠ માનવા લાગ્યો. જ્યાં સંતોની દૃષ્ટિ છે કે, विष्णुमयं जगत् । वैष्णवांचा धर्म भेदाभेद धर्म अमंल ॥ સર્વ ઠેકાણે પ્રભુ છે, એમ જાણવું. એજ વૈષ્ણવ જ્ઞાન કહેતાં વ્યાપક ઉંચુ જ્ઞાન છે. ત્યારે જડ જ સાહેબ જે અહમ્ પરમાત્મા સાથે સમરસ કરવો જોઇએ તેનેજ મોટો બનાવે છે. અર્થાત્ તેમ થવાથી વિશેષ ને વિશેષ પરમાત્માથી તેનો છેદ પડતો જાય છે. તો જેનાથી પ્રભુ સ્વરૂપનું અંતર થાય તે જ્ઞાન કે અજ્ઞાન ? એમ જેને પોતાનો જ ન્યાય કરતાં આવડ્યો નહિ, તે લોકોનો વાસ્તવિક ન્યાય શું કરશે; સૃષ્ટિમાં એમજ अज्ञानेन आवृतं ज्ञानं છેક, જડજથી લઇને મજુર પર્યન્ત છે. વાસ્તવિક જ્ઞાનનો તેમને બોધ થયો છે. એવા શ્રીતુકારામ મહારાજ પોતાના અભંગ રૂપી વાણીમાં બોલે છે કે, भूतीं जो भगवद्भाव । मात्रा सहित जीव । अद्वैत तो ठाव । निरंजने एकला ॥ पेसीं गर्जती पुराणें । देव वाणी सकळजन । संत गर्जतील तेणें अनुभवें निर्भर । माझें तुझें हा विकार ॥ निरसतां एकाकार ॥ नलगे कांहीं फार विचारांचें करणें ॥ तुका ह्मणे दुजें हेंती नाहींच सहजें संकल्पाच्या काजें ॥ आपेआप वाढलें ॥ અર્થ—અર્વ પ્રાણીઓમાં જે ભગવદ્ભાવ નાના મોટા સર્વ જીવોમાં તેજ સત્ય જ્ઞાન છે. એમ વેદ પુરાણોની ગર્જના છે કે પ્રભુ એક અદ્વૈત સર્વમાં વિલસી રહ્યો છે. જેમાં મારૂં અને તારૂં

પ્રકારે જે વિકાર તે નીકળી જાય તોજ દૃષ્ટિ ઉઘડે. તેમા બહુ વિચારો વા, બહુ શાસ્ત્રોના અધ્યયનની જરૂર નથી. વસ્તુસ્થિતિ જોતાં પરમાત્માના સંકલ્પથીજ સૃષ્ટિ છે. એને આપણી પણ દ્વૈત બુદ્ધિથીજ વિકાર વધે છે. એમ સત્તા માત્ર પ્રભુના અસ્તિત્વનું જે જ્ઞાન તેજ સાત્વિક જ્ઞાન છે.

અત્રે પરમાત્માએ ભાવ એ શબ્દ મુકયો છે જેના અનેક અર્થ થાય છે. જેમ કે ઇચ્છા, સ્વભાવ, અભિપ્રાય, ચેષ્ટા વિગેરે જ્યાં રઘુવંશમાં, અજરાજા ઈન્દુમતી-ના વિરહમા બોલ્યા છે. मनसाऽपि न विप्रियं मया कृतपूर्वं तव किं जहासि माम् ॥ ननु शब्दपतिः क्षितेरहं त्वयि मे भावनिबन्धना रतिः અર્થ—મનવડે પણ મેં તારૂં વિપરીત કદાપિ પણ પૂર્વે કર્યું નથી છતાં તું મને કેમ મુકી દે છે. અરે તારામા મારો પ્રેમ રતિ સ્વાભાવિકતામાં બંધાયો છે. જેમ કેવળ શબ્દમાત્રથી ક્ષિતે. કહેતાં પૃથ્વીને પતિ છું, તેમ તારા માટે નથી. ખરેખરો હું તારો પતિ છું. ને સ્વાભાવિકજ મારો તારા પ્રત્યે પ્રેમ છે. અર્થાત્ અત્રે રાજાએ સ્વભાવને ભાવ કહ્યો છે

જ્યારે આજના શ્લોકમાં ભાવ શબ્દ સત્તાના બારામાં આવ્યો છે. આપણને બુદ્ધિમા ગુણોને સંગ હોવાથી ગુણવૈચિત્ર્યાત્ સૃષ્ટિ વિચિત્ર દેખાય છે. જ્યારે મહા-પુરૂષોને जळे विष्णु स्थले विष्णुर्विष्णु पर्वतमस्तके ॥ ज्वालामालामध्ये विष्णु' विष्णुः सर्वत्र गीयते એમ દેખાય છે. તે દૃષ્ટિના બારામા એક સત્રાઈ છે કે, सर्व नर्गी कनकासचि जाणत अन्यय सर्व भूतीं निज भावी ॥ मृद्र घट माति च तंतु वह्र पटीं कीं लहरी जल वायुनि दावी ॥ तेविं दिसे जग भिन्न निजाकृति एक विचारित पेक्य स्वभावीं । सात्विक ज्ञान तया उपजे बुध ज्ञेय स्वरूप करूनि च ठेवी ॥ અર્થ—જેમ સર્વ દાગીનામાં સોનું એક. ઘરોમા જેમ માટી. વસ્ત્રમાં જેમ તંતુ. સમુદ્રમાં જેમ લહરી તેમ પ્રાણી માત્રમાં પરમાત્મા અન્વયથી ભાવે રહ્યો છે. એવું અંતર પ્રતીતિથી જે જ્ઞાન તે સાત્વિક જ્ઞાન અને તેને જ વાસ્તવિક જ્ઞેય થયું છે એમ જાણવું. આવું જ્ઞાન जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ॥ नराणां क्षीणपापानां कृष्णे भक्तिर्हि जायते ॥ થાય ત્યારે જ સંભવ છે. બાલકને સાકરને ઘોડો, ઘોડો લાગે જ્યારે તજ્ઞ પુરૂષને તે સાકર લાગે છે. તેમ સાત્વિક બુદ્ધિવાળાને વિભક્ત એવા સંસારમાં અવિભક્ત પરમાત્માનું જ્ઞાન અખંડ રહે છે. ભગવાન્ શંકરાચાર્યે આવું જ્ઞાન તેમાં જ છે. તેવી જ રીને મહા પુરૂષોની સુંદર દૃષ્ટિમાં પરબ્રહ્મ વિષેજ यतो वा इमानि भूतानि जायन्ते जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति ઉત્પત્તિ સ્થિતિ અને લય દેખાય છે. પ્રજ્ઞ બાલક હોય તેને જ જેમ સમુદ્ર તરંગમાં ભેદ દેખાય તેમ સ્થૂલ બુદ્ધિવાળાને દેખાય છે જ્યારે શ્રી તુકારામ મહારાજ કહે છે.

देवआड झाला ॥ तो भोगिता मी उगला ॥ अवघा निवारीला क्षीण शुभा शुभाचा ॥ १ ॥ जीव शीवाचे भातुकें ॥ केल क्रिडाया कौतुकें ॥ केचीं येथे लोकें हा आभाष अनित्य ॥ २ ॥ विष्णुमय खरें जग ॥ येथें लागतसे लाग वाटीले विभाग वर्ण धर्म हा खेळ ॥ ३ ॥ अवघी एकाची जवीण तेथ केचें भिन्नाभिन्न । वेदपुरुष नारायण ॥ तेणें केला निवाडा ॥ ४ ॥ प्रसादाचा रस । तुका लागला सौरस पायां

पाशीं घास ॥ निकट नव्हे निराला ॥ ५ ॥ અર્થ—જ્યારે પરબ્રહ્મ જીવની સામે થયો ત્યારે સૃષ્ટિ પરબ્રહ્મરૂપ દેખાવા લાગી. તેથી શુભાશુભની બાધા નીકળી ગઈ અને એમ દેખાવા લાગ્યું કે પરમાત્માએ જ પોતે જીવ, શિવરૂપી રમકડાં પોતાની ક્રીડા માટે કૌતુકથી રચ્યાં છે. અને વર્ણ, ધર્મ, ઇત્યાદિક ભેદ પણ તેનો જ ખેલ માત્ર છે. એક સોનાના અલંકારમાં નામ રૂપ જુદું છતાં સોના રૂપે તો એક જ છે. તેમજ વેદ પુરુષ નારાયણે આ વિશ્વને દૃષ્ટિભેદે પૃથક્ બતાવ્યું છે. મારા ઉપર તેમના પ્રસાદથી જે સૌરસ મળ્યો તેથી તેમનાં ચરણમાં વાસ થયો. અને તેમનાથી હું છુટો છું વા આ વિશ્વ છુટું છે એમ પ્રતીતિનો અભાવ થયો.

આવી રીતે सत्वात्संजायते ज्ञान થાય ત્યારે જ્ઞાનચક્ષુમાં પરબ્રહ્મ અને ચર્મચક્ષુમાં વિશ્વ પ્રતીતિ રાજસ, તામસ, જ્ઞાનમાં વિશ્વ પ્રતીતિ. કેમ હોય તે આજના શ્લોકમાં ભગવાન્ કહે છે, કે પ્રાણી માત્રને જુદા જુદા જાણવા રૂપી જ્ઞાનને રાજસ જાણવું.

સાત્વિક જ્ઞાન તે વેદાંત જ્યાં આત્માને ભાવરૂપે બતાવ્યો. જેમ શ્રી શુકદેવે જડ ઝાડમાં ચૈતન્ય પ્રતીતિનો ચમત્કાર ભગવાન્ વેદવ્યાસને બતાવ્યો. જ્યારે રાજસ જ્ઞાન તે સાંખ્ય મત જાણવો. જેમકે પ્રતિ શરીર ભિન્ન આત્મા માને છે. આજના શ્લોકમા પણ ભગવાન્ તે બતાવે છે કે, હું, તું, તે, આ વિશ્વ એ પ્રકારની જે દૃષ્ટિ તેને જ તું રાજસ જ્ઞાન જાણ. જેમ કે, जगति जनहि नस તેને ભાવા જગતમાં જે, જે, નામ રૂપે પૃથક્ પૃથક્ દેખાય તેને વસ્તુ સ્વરૂપમાં ન જોતાં જેવા દેખાય છે તેવા જ જુએ. દુનિયાદારીને દુનિયા તરીકે જ જુએ. જયાં દૃષ્ટાંત.—

પૂર્વે બૌદ્ધધર્મનો વિકાસ પૂર બહારમાં હતો ત્યારે વૈદિક સનાતન જ્ઞાનનો જાણે લોપ જ થયો હોય એમ થયું હતું. ત્યારે કુમારીલભટ્ટ નામે મહાપુરૂષનો જન્મ સનાતન ધર્મનો પુનરૂદ્ધાર કરવા માટે થયો હતો. સુધન્વા નામે રાજાની સભામાં તેમણે મહાકષ્ટે સનાતન ધર્મ સ્થાપિત કર્યો. રાજા સ્વયં સનાતની પરંતુ તેની સભામાં સર્વે પંડિતો બૌદ્ધ હતા તેથી રાજાને મૌન રહેવું પડતું હતું. કુમારીલ ભટ્ટે ત્યાં ચમત્કાર બતાવ્યો હતો. રાજાએ પુરેલા ઘડામાં સાપ હતો તેને પરબ્રહ્મ કહેવાં ચતુર્ભુજ નારાયણનાં દર્શન સૌ કોઈને કરાવ્યાં અને સનાતન ધર્મ સ્થાપન કર્યો. જેમનું વિસ્તારથી દૃષ્ટાંત પૂર્વેના ભાગોમાં વર્ણવ્યું છે. આમાં આપણે એમ ગ્રહણ કરવું કે પંડિતો નાગને નાગ જ છે. એમ સૂર્ય ઉપાસનાના અનુગ્રહથી જાણ્યું હતું તેથી નાગ એ તેમનું સત્ય પરંતુ પરમ દૃષ્ટિવાળા કુમારીલ ભટ્ટે જે શેષશાયી નારાયણ કહ્યા એ તેમની પર દૃષ્ટિ. તેજ રૂતં સત્ય હતી. એમ રાજસ જ્ઞાનને તે પૃથક્ શરીરમાં ભિન્ન આત્મા જોવો.

હવે તામસ જ્ઞાન કહેતાં ભગવાન્ કહે છે જે જ્ઞાન કોઈ એક કાર્યમાં જ પરિપૂર્ણની પેઠે અભિનિવેશવાળું હોય, યુક્તિથી રહિત, તત્વથી રહિત અલ્પ જ છે, તે તામસ જ છે. અત્રે શ્લોકમાં દૃષ્ટિ નાંખતાં તામસને જ્ઞાન સંબોધન પણ પ્રભુએ આપ્યું નથી. તેને તામસ જાણ એમ જ કહ્યું છે. કારણ જે અજ્ઞાન જ

તેને જ્ઞાન સંબોધન થતાં બોલ્યાઃ सत्यपि भेदापगमे नाथ तवाऽहम् न मामकीनस्त्वम् । सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥ હે પરમાત્મા ! આખમા વિશ્વમાં તમેજ નટી રહ્યા છો. જેથી કરીને મારામાં અને તમારામાં ભેદ નથી. છતાં પણ આપમાં હું છું. મારામાં આપ નથી. જેમ સમુદ્રમાં તરંગો છે. પણ તરંગમાં સમુદ્ર નથી. તરંગ એટલે અહંકાર, તેમાં પરમાત્મા નથી. પૂર્વે પરમાત્માએ પણ સાતમા અધ્યાયમાં એજ કહ્યું હતું કે, मया ततं इदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ સૂત્રમાં જેમ મણિઓ તેમ પ્રાણીઓ મારામાં રહેલા છે. જેમ પૂર્વે કહ્યું હતું કે सतः अभावो नास्ति સત્‌નો અભાવ થતો નથી અને असतः भावो नास्ति અસત્ દેખાય છે, છતાં તેનો ભાવ નથી. જેમ સ્વપ્ન સ્વપ્નાવસ્થામાં દેખાય છે. જાગૃત પછી તે મિથ્યા છે. તેમજ વિશ્વ પણ दीर्घ स्वप्नमिमं विद्धि લાંબું સ્વપ્ન જ છે. એમ જેને વિભક્ત દેખાતા પ્રાણી માત્રમાં પ્રભુનું સ્વરૂપ દેખાય છે તે સાત્વિક બુદ્ધિવાળો પુરૂષ જ તાત્વિક સ્વરૂપને પામે છે. જ્યાં સુધી પ્રારબ્ધ હોય ત્યાં સુધી દેહમાં રહે છે અને પ્રેમથી સૃષ્ટિને પરમાત્માનું ક્રીડાસ્થાન જાણી રહે છે. આ જ્ઞાન થવા માટે न कालनियमा न देशनियमा न जातिनियमा न यातित वस्तुनियमाः કઈ ચોનિમાં, કયા દેશમાં, કઈ જાતિમાં, કેટલી અવસ્થામાં તેનું નક્કી નથી. પ્રહ્લાદને બાલ્ય કાળમાં,શુક દેવને ગર્ભમાં, ગજેન્દ્ર આદિને પશ્વાદિમાં, તેમજ ચોખોબા આદિને માર જાતિમાં એ જ્ઞાન ઉપસ્થિત થયું હતું. તુકારામ મહારાજ પોતે શૂદ્ર જાતિમાં હોઈને બોલ્યા હતા કે, तत्वमसि विद्या ब्रह्मानंद सांग तेची झाला अंग तुका आतां તત્ત્વમસિ વિદ્યા જે બ્રહ્મનો આનંદ છે તેજ મારૂં સ્વરૂપ મને બોધરૂપ થયું. એમ સાત્વિક જ્ઞાન કહી હવે રજોગુણનું કથન કરે છે.

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥
यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहेतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અન્વય–तु यत् ज्ञानम् પણ જે જ્ઞાન सर्वेषु भूतेषु સર્વ ભૂતોમાં पृथक्त्वेन नाना भावान् પ્રતિ શરીર ભિન્નપણા વડે નાના પ્રકારનું જ્ઞાન पृथग्विधान् वेत्ति જુદું, જુદું, જણાય છે. तत् ज्ञानम् તે જ્ઞાન છે તે राजसं स्मृतम् રાજસ કહેવાય છે.

અન્વય—तु यत् एकस्मिन् कार्ये વળી એક ને એકજ વસ્તુમાં પદાર્થમાં अहेतुकम् હેતુવિના कृत्स्नवत् सक्तम् સંપૂર્ણની સમાન આસક્ત अतत्वार्थं તત્વાર્થરહિત च अल्पं તથા થોડું तत् तामसं उदाहृतम् તેને તામસ કહ્યું છે.

એકજ વસ્તુ ઉપર રાજસ, તામસ અને સાત્વિકનો કેમ ભેદ પડે છે, તે આપણે સિદ્ધ કરીએ.

જેમકે સમુદ્રના કાંઠા ઉપર એક માણસ પાકટ ઉમરનો ઉભો છે. તેની સાથે એક બાળક પણ ઉભો છે. સમુદ્રમાં ભરતી હોવાથી પાણીની લાટો અને લાટો ઉપર આવે છે. આ દૃશ્ય પિતા પુત્ર ઉભય જોઈ રહ્યા છે. પુત્રને આશ્ચર્ય લાગવા-

થી પિતાને પ્રશ્ન પૂછે છે કે, "આ લાટો કયાંથી આવે છે" પિતાએ પ્રત્યુત્તર આપ્યો કે, બીજે ઠેકાણેથી છુટી આ તરફ, આવે છે. આ પ્રમાણે પુત્રની બાલબુદ્ધિને જોઇને પિતા પ્રત્યુત્તર આપે છે. વસ્તુતઃ પોતે સમુદ્રની લાટોનો ભેદ સમજતો હતો કે તેના અંદરથી જ આવે છે, તેમાંથી ઉઠે છે, સ્થિતિ પણ તેમાં અને લય પણ તેમાંજ છે. માટે પ્રભુ શબ્દ મુકી ભગવાન્ બોલ્યા છે કે, જે વિશ્વ વસ્તુતઃ ચૈતન્ય જ છે તેને જ એકસ્મિન્ કાર્યે કૃત્સ્નવત્ યઃ પશ્યતિ તેને કુદરતઃ ને ચર જડ માની પરબ્રહ્મ સ્વરૂપનો કેવળ લોપ જુવે તે ચોખું અંધારૂં જાણ. જાણે કે અમાવાસ્યાની રાત્રિ અને તેમનું ચિત્ત સરખું જાણવું. તેથી જ શરીરને આત્મા માને છે. બુદ્ધિના જાડયથી સર્વજ જેને જડ દેખાય છે તેઓ કહે છે કે, પંચભૂતો ભેગા થાય ને તેમના સંયોગથી જ આત્મા પ્રગટે છે માટે भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः માટે ऋणं कृत्वा घृतं पिबेत् માટે પારકું ઋણ કરવું પરંતુ શરીરને સુખી રાખવું. જ્યાં બીજી ભાષામાં ઇટ મેરી અને એનજોય કરવું. જેમકે पश्चादिभिः शेषास्ते પશુવત્ જ્ઞાન કહેવાય છે. વળી અત્રે સૂક્ષ્મ અર્થ જોઇએ તો એમ નીકળે છે, કે પોતાના પંચમહાભૂતના શરીરમાં જ જેમનું સમગ્ર વિશ્વ સમાઈ ગયું અર્થાત્ ભૌતિક સૃષ્ટિનું એક કાર્ય તે તેનો દેહ, તેના ઉપર જ પૂર્ણ આસક્તિ અર્થાત્ પોતાના ચૈતન્ય સ્વરૂપને જ જડવત્ જોવું. જેથી પરને પીડા કરવા ચૂકે નહિ. જો પોતાને કાંઈ પણ સુખ થતું હોય તો બીજાના આત્યંતિક દુઃખનું દુઃખ તેના મનમાં ઉપસ્થિત થાય જ નહિ. જેને કાંઈ હેતુ નહિ, ભક્ષ્યાભક્ષ્યનો વિચાર નહિ, શુદ્ધાશુદ્ધનો વિવેક નહિ, ધર્માધર્મ તો જાણે જ નહિ—પોતાનું સુખ તે દ્રવ્ય–થાય છે. બાયડી અને પોતાના છોકરાંમાં જ જાણે જ્યારે સગા ભાઈને પણ અન્ય જ માને. વસ્તુતઃ સર્વ ઉપર વૈરાગ્ય પરંતુ તત્ત્વરહિત વૈરાગ્ય. દેહાસક્તિથી આત્મા ઉપર જ પહેલું વૈરાગ્ય. એમ અતત્ત્વાર્થ જેમની દૃષ્ટિ. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે जें देहखंडा नाम आत्मा। ईश्वर पाषाणप्रतिमा। ययापरौती प्रमा। ढाळों नेणें॥ ह्मणे पडिलेनि शरीरें। केलेनिसीं आत्मा विसरे। मा भोगावया उरे। कोण घेपें॥ ना ईश्वरु पाहतां आहे। तो भोगवीहें जरी होये। तरी देवची खाये। विकून्नियां। અર્થ—જેમને દેહ આત્મા છે તે મૂર્તિને પાષાણ માને તેજ દેવ તેથી પરે દેવ છે એમ જાણે નહિ. પરમાત્મા પરે છે એમ જેમની બુદ્ધિમાં ઉતરે જ નહિ. વળી કહે છે કે શરીર પડવા સાથે આત્મા કર્મ સહિત નાશ પામે છે. તો પછી કર્મભોગને માટે આ આત્મા કયા રૂપથી રહે છે. જોવા જતાં ઈશ્વર દેખાતોજ નથી, તો એમ માનો કે તે કર્મ ફળ ભોગવાવે છે તો એકાદો માણસ સોનાની મૂર્તિ વેચીને ખાય છે, તેની શી દશા? એમ પાપ પુણ્યના બારામાં તે ખોટા છે એમ માનનાર તામસી માણસો છે.

બીજું પણ તામસ જ્ઞાન એમ છે કે પોતાના જ ઇષ્ટ દેવને દેવ માની બીજાને કાંઇ જ ન માને તે પણ તામસ જ્ઞાન છે. જેમકે શિવભક્ત વિષ્ણુભક્તને તુચ્છ માને છે અને વિષ્ણુભક્ત શિવભક્તને તુચ્છ માને છે. વાસ્તવિક જોતાં જેમ પોતાની માતા તે માતા. તેમજ અન્યની માતા પણ માતા જ છે. એક ગુરૂના બે શિષ્યોમાં પરસ્પર ઈર્ષા હતી, તેથી એક દિવસ એક શિષ્ય ગુરૂના ચરણ દાબવા બેઠો ત્યારે

પોતાના નક્કી કરેલા ચરણ ઉપર બીજાને દાબવાનો ચરણ હતો તેને જોઈ ગુરૂનાં ચરણનેજ મારવા માંડયો. તેની આ મૂર્ખતા જોઈ ગુરૂએ માથે હાથ મુકી કહ્યું, મૂર્ખ એમ જાણતો નથી કે હાબો ને જમણો તે મારોજ ચરણ છે. તેમ સર્વ દેવતાઓ પરબ્રહ્મની વિભૂતિરૂપ છે. એક વખત રામદાસ સ્વામી પંઢરી ગયા ત્યાં વિઠોબાનાં દર્શન કરી બોલ્યા. कोठें गेली अयोध्या नगरी । येथें आहे पंढरपुरी । कोठें गेली सरयू गंगा । येथें आहे चंद्रभागा । कोठें ठेवली सीतामाइ । येथें आहे रूक्मायी ॥ એમ કહેતાં પણ જાણતા જ હતા કે આજ રામચંદ્રજી છે. છતાં ઇષ્ટ રૂપના દર્શનની લાલસાથી તેમણે વિઠોબામાં રામચંદ્રનાં દર્શન કર્યાં. તેમ જ તુલસીદાસજીનું પણ વિદિત જ છે કે તેમણે પણ કહ્યું હતું કે 'કહા કહું છબી આજકી ભલે બીરાજે નાથ, તુલસી મસ્તક જબ નમે ધનુષબાન ધરો હાથ.' જ્યાં પ્રભુ પણ 'કીત મોરલી, કીત ચંદ્રિકા, કીત ગોપીયનકો સાથ, અપને ભક્ત કે કારણે કૃષ્ણ ભયે રઘુનાથ,' એમ જ્ઞાનમાં જે અંધારૂં તે તામસ જ્ઞાન છે. હવે કર્મના બારામાં બોલે છે.

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

અન્વય—

यत् अफलप्रेप्सुना अरागद्वेषतः कृतम् જે ફળની ઇચ્છાથી રહિત એવા પુરૂષ વડે રાગ દ્વેષથી રહિત જે કરવામાં આવે. नियतं संगरहितम् कर्म શાસ્ત્રોએ નક્કી કરેલું ફળેચ્છા રહિત જે કર્મ तत् सात्विकम् उच्यते તે સાત્વિક કર્મ કહેવાય છે.

આજના શ્લોકમાં પ્રભુ સાત્વિક કર્મનું વર્ણન કરે છે. ગુણ સંખ્યાન કહેવાં જે સાંખ્ય શાસ્ત્ર તેણે જ આમ વસ્તુમાં ત્રિવિધતા બતાવી છે. જેમાં જ્ઞાન, કર્મ અને કર્તામાં પણ ત્રણ ગુણોનો આરોપ છે. વસ્તુતઃ કર્મનું નામ નહિ. પરંતુ જેમ વિષ્ણુસહસ્રનામમાં यानि नामानि गौणानि विख्यातानि महात्मनः પ્રભુનાં જેમ ગુણો ઉપરથી નામ પડ્યાં છે. તેમ જ જેવાં, જેવાં, કર્મો થાય તેવી તેના ઉપર છાપ પડે કે, આ સાત્વિક, આ રાજસ, આ તામસ. આપણે જેને સાત્વિક કહીએ તે સાત્વિક ઠરતું નથી. શાસ્ત્રકાર જેને સાત્વિક કહે છે, તેજ સાત્વિક ઠરે છે. માટે આજના શ્લોકમાં પહેલું જે વિશેષણ તે नियतं આવ્યું. અર્થાત્ શાસ્ત્રે જે કર્મ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે આપણા માટે નક્કી કર્યું તે સાત્વિક કર્મ. વર્તમાન કાળમાં પોતાને રૂચે તે કર્મ સાત્વિક ગણાય છે. જેમકે એક બ્રાહ્મણને લાગ્યું કે સેલુન કહાડીએ અને નિયત સાફ રાખી ફરીએ તો તેમાં શી હરકત છે. શીખેલો સુધરેલો હોવાથી એમ પણ વિચાર આવ્યો કે કામ આપણા હાથે કરવું નહિ તેને માટે માણસો રાખવા. એમ પ્રશ્નોત્તર પોતાના મનમાં જ નક્કી કરી તે પ્રમાણે સેલુન કહાડી તેનાથી ઉત્પન્ન થયેલું દ્રવ્ય યોગક્ષેમમાં વ્યય કરવા લાગ્યો. જેથી આહારતેવો ઓડકાર થવાથી, રહેતાં રહેતાં સ્વહસ્તે પણ તે કાર્યમાં વાંધો આવ્યો નહિ તેથી સ્વપુત્રોને તેમાં જોડ્યા. એમ પ્રાયશઃ શીખેલી સુધરેલી દુનિયા દ્રવ્ય જેમાં વિશેષ મળે તેને નિયત કામ માની કરે છે. પરિણામમાં તે બ્રાહ્મણ અને તેના

કુટુંબીજન હજામ જેવા વિચારવાળા થયા એમ નિયતિના સ્વભાવે તેમને બનાવ્યા. અંતમાં બ્રહ્મદેવે તેને ફરીને બ્રાહ્મણ જન્મ ન આપતાં હજામને ઘેર જ જન્મ આપ્યો. એમ આપણા નિયત કર્મનું પરિણામ છે.

વળી બીજે પ્રકાર આપણે જે નિયત કરીએ છીએ, તેજ આવતી કાલે આપણને રૂચતું નથી. પ્રથમ આપણી બુદ્ધિ જ નિશ્ચયાત્મક હોતી નથી. જ્યાં સુધી શાસ્ત્રરૂપી પવિત્રામૃતથી બુદ્ધિ ભીંજાઈ નથી ત્યાં સુધી સત્ય સંકલ્પ તેમાં ઉઠતા જ નથી. વળી પરિણામ ઉપર પણ ધ્યાન હોતું નથી તે यद् वा तद् वा भविष्यति થાય છે. કારણ કે વિષયાત્મક બુદ્ધિ પશ્વાદિ સાધારણ હોય છે. તેથી તેમાં ઉઠતા વિચારો પણ તેવા જ હોય છે. તેમાં વિચારને ગમ્ય જ હોતું નથી, કે અમારાં કરેલાં કર્મોનું પરિણામ શું ?

વસ્તુતઃ વર્ણાશ્રમ ધર્મ કઠણ પણ હોય. જેમકે पंचमेऽहनि षष्ठे वा शाकं पचति स्वे गृहे । अनृणी चाप्रवासी च स वारिचर मोदते સ્વકર્મ કરતાં પાંચ છ દિવસ ઉપવાસ વેઠવો પણ પડે તો પણ નિયત જ કર્મ કરવું. જે પરિણામે સુખરૂપ છે. વિશ્વની વ્યવસ્થા પણ નિયત કર્મથી સારી રહે છે અને આજીવિકાનાં પણ ફાંફાં પડતાં નથી. હાલમાં જન્મ્યો મોટો થયો તો પ્રથમ આજીવિકાનાં જ ફાં, ફાં, પડે છે. કયો ધંધો કરવો, કઈ લાઇન લેવી ઇત્યાદિ ચિંતા રૂપી ચિતાથી બળતો રહે છે. છેવટે બ્રાહ્મણ છતાં સેવક થાય છે. જે ધર્મ માટે ભરથરી લખે છે કે सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः જેવી સ્થિતિ થાય છે. પૂર્વના કાળમાં આજીવિકાની ચિંતા રહેતી જ નહિ. બ્રાહ્મણ આ અધ્યાયમાં કહેવામાં આવશે તેમ પઠન પાઠન કરતા, ક્ષત્રિય લોકોની રક્ષા કરતા, વૈશ્ય ગૌસેવા વાણિજ્ય ખેતી વાડી સંભાળતા અને શૂદ્ર સેવા કરતા હતા. જેમના વિચારો જ એવા કે આ વિશ્વ આપણું નહિ, પરમાત્માનું છે. જેમકે ईशावास्यं इदम् सर्वम् यत् किंचित् जगत्याम् जगत् । तेन त्यक्तेन भुंजीथाः मागृधः कस्य स्विद्धनम् ॥ આ સર્વ પરમાત્માનું છે. માટે ફળ રહિત થઇને ભોગવ, તારૂં તેમાં કાંઇએ નથી. માટે તેમના અનુશાસન હેઠળ પ્રેમથી કર્તવ્ય કર્મ કરતો રહે ત્યાં શ્રી જ્ઞાનોબારાય કહે છે. आणि आंगा जीवाची संपत्ति । वेंचूनि करी बाळाची पाळती । परी जीवें उपगणें हे स्थिति । न पाहे माय ॥ तैसें सर्वस्वें कर्म अनुष्ठी । परी फळ न सुये दीठी । उखिती क्रिया पैठी । ब्रह्मींची करी ॥ જેમ મા છે તે પોતાની સર્વ સંપત્તિ શરીર સાથે બાળકને માટે જીવજાનથી ખરચે છે. તોએ હું તેને માટે કંઈ પણ કરૂં છું એમ તેના મનમાં આવતું નથી. તેમ પ્રભુએ આપણા માટે નક્કી કરેલાં કર્મ કરતાં ફળની ઇચ્છા જેમના મનમાં ઉત્પન્ન થતાં તે બ્રહ્મક્રિયા તેની થાય છે. એમ પૂર્વના કાળના વિચાર સમજી રાખ્યા હોય તો આજ નહિ તો ઘણા કાળે પણ આપણે તેનું પરિણામ લાવી શકીએ છીએ. કર્મનું મૂળ વિચારો જ છે.

વસ્તુસ્થિતિ તપાસીએ તો જે अहं ब्राह्मणः अहं क्षत्रियः अहं वैश्यः अहं शूद्रः એ જે સ્ફૂર્તિ આવે છે, તે ગત જન્મનાં કરેલાં કર્મોથી જે દેહ ઉત્પન્ન થયો તેનું જ પરિણામ છે. જેને શંકરાચાર્યની ભાષામાં બોલીએ તો मांस मीमांस

પતે દેહાત્મ બુદ્ધિ જ છે. જે ટાળવા માટે જ શાસ્ત્રકારોએ કર્મ મુક્તિનો જે માર્ગ તેજ વર્ણાશ્રમ ધર્મ છે જેના બારામાં પરમાત્મા આગળ પોતે જ કહેવાના છે. જ્યા હુ કરૂ છું એ ભાવના રૂપી સંગ છોડવામાં પરમાત્માનો મુખ્ય ઉદ્દેશ આપણને આ ભગવદ્ગીતામાં સ્થળે સ્થળે પરમાત્માએ કહ્યો છે, જેમ બતાવ્યું છે કે સ્વામીનું કામ જેમ સેવક નિર્મમ થઈ કરે તેમ ભકતે નિયત કર્મ કરવું તો પ્રભુની સેવા થાય. જ્યાં તુકારામ મહારાજ કહે છે. जें जें कर्म घडतेंची सेवासमपें મારા હાથે જે જે કર્મ થાય છે, તે તારી જ સેવા છે એમ હું જાણું છુ. જો કર્મ સારાં નઠારાં વીણવા જઈએ તો પ્રભુએ જ ત્યા શેરો માર્યો છે કે सर्वारम्भा हि दोषाणां સર્વમા જ કાંઈ ને કાંઈ દોષ તો છેજ. માટે અફળપ્રેપ્સુના થઈને રાગ-દ્વેષ રહિત થઈને પતિવ્રતા જેમ પતિનું કામ કર્તવ્ય સમજી કરે છે તેમ કરતા રહી વસ્તુસ્થિતિ તપાસતાં મનુષ્ય સિવાય પશ્વાદિ સાધારણ નિયત કર્મ ચુકતા નથી સિંહ જેમ बुभुक्षिता नैव तृणं चरन्ति ભુખ્યો હોય તો પણ ઘાસ ખાતો નથી. સૂર્ય પશ્ચિમે ઉગતો નથી. અગ્નિ બાળવાનું મુકતો નથી ઇત્યાદિ તેઓ સર્વ स्वे स्वे कर्मणि अभिरतः છે જ. માટે મુક્તિનો દરવાજો તે ચિત્તશુદ્ધિ, માટે નિયત કર્મ ઈશ્વરાર્પણ બુદ્ધિથી પ્રેમથી કરવુ. હવે રાજસ, તામસ કર્મનું વર્ણન કરે છે

> यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
> क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥
> अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
> मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

અન્વય—

तु यत् कर्म તથા જે કર્મ कामेप्सुना કામનાની ઇચ્છાથી वा पुनः અથવા તો साहंकारेण અહંકાર યુક્ત પુરૂષવડે बहुलायासम् क्रियते ઘણી મહેનતે કરાય तत् राजसं उदाहृतम् તે કર્મ રાજસ કહેવાય છે.

यत् कर्म જે કર્મ अनुबंधम् બંધન ઉત્પન્ન કરવાવાળું क्षयम् ક્ષયને પામવાવાળું हिंसां પ્રાણીઓની હિંસા ઉત્પન્ન કરવાવાળું च पौरुष તથા પોતાની સમર્થતા अनपेक्ष्य નહિ જોઈને मोहात् आरभ्यते મોહથી કરાય છે तत् तामसम् उच्यते તે તામસ કહેવાય છે.

ઉપરોક્ત બે શ્લોકોવડે પ્રભુ રાજસ તામસનાં કર્મોનું વર્ણન કરે છે. જેમાં પ્રથમ રાજસનો વિવેક જાણીએ.

વર્તમાન કાળ પ્રાયશ રાજસ કર્મોનો છે સાત્વિકથી જે તદ્દન ઉલટું તે રાજસ. સાત્વિકમા નિષ્કામતા મુખ્ય, જ્યારે આમાં કામના પ્રાધાન્ય માટે પ્રભુ બોલ્યા છે કે, कामेप्सुना यत् કામનાની ઈચ્છાથી જે.કરાય તે સર્વ કર્મો રાજસના ખાતામાં જાય. તેમાં પણ કેવું તો बहुलायासम् બહુ સાહસથી કરવામાં આવેલું તથા साहंकारेण અહંકાર જેમાં વિશેષ તેવું છે, તે કર્મ રાજસ છે.

સૂક્ષ્મ રીતે જોતાં કામનાના પ્રકાર પણ ઘણા છે. છતાં શાસ્ત્રકારોએ ત્રણ એષણા બતાવી. સર્વ કામનાઓનો સમાસ તેમાં કર્યો છે. જેમકે पुत्रैषणा वित्तैषणा परलोकैषणा પુત્રની કામના, દ્રવ્યની કામના, તથા પરલોક કહેતાં સ્વર્ગાદિકની કામના મુખ્ય છે. સંસાર ઠાઠથી હોય અને જો પુત્ર ન હોય તો શૂન્ય જેવું લાગે છે. પુત્ર હોય અને તેને લાડ લડાવવા દ્રવ્ય ન હોય તો પણ મનને ક્ષોભ રહ્યા કરે છે. પુત્ર દ્રવ્ય હોય તો કીર્તિની અભિલાષા તેમજ સ્વર્ગાદિકના ભોગોની લાલસા રહે છે. માટે તેવા પુરૂષો સકામ થઇને તેને કામનાના અધિષ્ઠાતા દેવોની આરાધના કરે છે. જેમકે પુત્રૈષણા માટે પ્રજાપતિની ઉપાસના કરે, દ્રવ્યૈષણા માટે કુબેરની કરે અને પરલોકૈષણા માટે યજ્ઞાદિક કરે અને સ્વર્ગમાં જાય.

હવે આ સર્વમાં અહંકાર સહિત કર્મ હોય અર્થાત્ કર્તા થઇને કર્મ કરે અને છેવટે ભોક્તા થાય. જેમાં સાયાસ ઘણો અને ફળ તો ડુંગર ફોડીને ઉંદર કહાડવા જેવું હોય. મનુષ્ય શરીરરૂપી મહાન્ સાધન કે જેના વડે સ્વરૂપની પ્રાપ્તિ તેનો વ્યય કરીને તુચ્છ એવા ભોગોની ઇચ્છા કરે. જેમ અલ્પજ્ઞને રસ્તામાં સહજ રત્ન ચિંતામણિ મળે ને ગાંધીને ત્યાં જઇને આપે અને એક દિવસ પોતાને માટે શ્રીફળ લઈ આવે અને તેથી અત્યંત આલ્હાદમાં આવી જાય. પરંતુ જાણે નહિ કે રત્ન આપી માત્ર શ્રીફળ જ લાવ્યો. આપણે જેમ વ્યહવારમાં બોલીએ કે હાથમાં શ્રીફળ જ રહ્યું અર્થાત્ છેવટમાં નાળીએર રહ્યું. તેમ રત્ન ચિંતામણિ જન્મ ખોઈ ક્ષણિક ભોગો રહે. જ્યાં શ્રી તુકારામ મહારાજ કહે છે. यज्ञनिमित्तें शरीरासी बंधन ॥ तृष्णा वाया विण वाढवीली ॥ १ ॥ नव्हे ते भक्ति परलोक साधन ॥ विषयाचें बंधन केलें तुज ॥ २ ॥ आशा धरूनि फळाची । तीर्थी व्रती मुक्ति कैंची ॥ ३ ॥ तुका ह्मणे शीणसी वायां । शरण नव जातां पंढरीराया ॥ ४ ॥

અર્થ—યજ્ઞ નિમિત્તે શરીરના બંધનમાં પડીશ અને તૃષ્ણા નિરર્થક પછવાડે લગાડી લઇશ તેમાં ન તો ભક્તિ ન તો મોક્ષ માત્ર વિષયનું બંધન જ, તે વાસ્તવિક સાધન નથી. જ્યાં ફળાશાથી કર્મ ઘડાય ત્યાં મુક્તિ કયાથી. માટે તું વ્યર્થ હેરાન થઇશ. જો પંઢરીનાથના શરણે નહિ જાય તો એમ મનુષ્ય દેહ તારો ફોકટ જશે. મહામહીનાનું માવઠું જેમ વ્યર્થ જાય છે. તેમાં ન તો અનાજ પાકે, ઉલટું શિયાળાના પાકને નુકશાન કરી રોગ ઉત્પન્ન કરવાવાળું થાય. તેમ જ ફળાશાનાં કર્મો જન્મ મરણ રૂપી રોગોને ઉત્પન્ન કરે છે. પ્રથમ તો કામના યુક્ત અંતાકરણ જેમાં અહંકાર તેજ દુઃખનું મૂળ છે તેથી ઉત્પન્ન થયેલાં કર્મોમા પણ બહુ જ પ્રયાસ થાય અને ફળ ઓછુ હોય જેથી પુરૂષાર્થ શૂન્ય ગણાય. જેણે જન્મીને ઊર્ધ્વ ગતિ આપી તેણે જ કાઇક પુરૂષાર્થ કર્યો ગણાય. જે પુરૂષાર્થથી સ્વર્ગાદિક મળે છતાં 'ક્ષીણે પુણ્યે મર્ત્યે લોકમ્ વિશન્તિ, તે ચોખા થાય. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. पुण्यात्मकें पापें स्वर्गा येईजे ॥ पापात्मकें पापें नरका जाईजे ॥ પુણ્યરૂપી પાપથી સ્વર્ગ લોક અને પાપાત્મક પાપ તે નરક પણ ઉભય પાપ જ. કારણ आणी मज माझी असतां ॥ जेणें मी दुरावे पांडुसुता ॥ तें पुण्य पेसें ह्मणतां । जीभ

न छूटे कां हीं ॥ જેથી પરમાત્મા કહે હું છેટે થાઉં તેવું જે કર્મ તેને પુણ્ય કહે તે છીભને તોડીજ નાખંવી.

હવે નીચેના શ્લોકમાં તામસ કર્મનું વર્ણન કરતાં ભગવાન્ કહે છે કે, 'અનુબંધને, ક્ષયને, હિંસાને, અપૌરૂષને ન વિચારીને જે કર્મ ઘડાય તે તામસ.

આ શ્લોકમાં મુખ્ય શબ્દ અનુબંધ આવ્યો અર્થાત્ જે કર્મના પરિણામમાં બંધન આવે, તેને અનુબંધ કહેવાય છે. જેમ કે, શકુન્તલા દુષ્યન્તને પરણી ત્યારે મોહથી લગ્ન કર્યા પછી તેને ત્યાં ઋષિ કુમારોને લઇને ગઇ. ત્યારે રાજાએ તેનો તિરસ્કાર કર્યો. ત્યારે ઋષિ કુમારો તેને તજીને પુનઃ આશ્રમમાં જવા લાગ્યા. ત્યારે શકુન્તલાએ તેમને કહ્યું 'મને મુકીને ક્યાં જાઓ છો,' ત્યારે ઋષિ કુમારોએ તેને કહ્યું કે, રાજા સાથે પ્રથમ સમાગમ વગર વિચારે કર્યો માટે હવે તને, अयतु वेत्सि शुचियतमात्मनः ॥ पतिकुले तव दास्यमपि क्षमम् જો પવિત્રતાથી રહેવું હોય તો પતિના ઘરમાં દાસી થઇને રહેવું એજ તારો ધર્મ છે. એજ તને ઇષ્ટ છે. મોહથી જે કર્મ કરવામાં આવ્યું હોય જેમ કે, को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ॥ कश्चाऽहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥ દેશ કયો, કયા મિત્ર, કાળ કયો, શું કરવું, કોણ હું, મારી શક્તિ શી તે વિચાર્યા વિના જે જે કાંઈ થાય તે મોહગ્રસ્ત છે. જ્યાં કિરાતાર્જુન કાવ્યમાં કવિ લખે છે, सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ॥ કોઇ પણ ક્રિયા વિચાર વિના કરવાથી મહાવિપત્તિ આવી પડે છે. જ્યાં ભારવિ કવિનું દૃષ્ટાંત છે. જે પૂર્વે પહેલા ભાગમાં આવી ગયું છે. તેમના પિતા ક્રોધી હતા તેને બહુ જ ધમકાવ્યા કરતા. એક વખત તે પોતાના મિત્ર સહિત બેઠા હતા. ત્યાં મધ્યાન્હ થયો તો પણ શાસ્ત્રચર્ચામાં પડવાથી સમયનું ભાન રહ્યું નહિ. તેથી તેમના પિતાએ તેમના મિત્રો સામે ગાળ ભાંડી. તે દિવસે કોઇ વખત નહિ ઉપજેલો ક્રોધ ચડયો અને પિતાનું ખુન કરવા ઇચ્છા થઈ. રાત્રે માતપિતાના શયનગૃહમાં ઉપર છાપરે ચડયા. તો માતપિતાની વાતો ચાલતી સાંભળી. જેમાં માતા પિતાને કહેતી હતી, આવા સુશિક્ષિત પુત્રને કેમ વઢો છો ? જેના પ્રત્યુત્તરમાં પિતાએ કહ્યું કે, હું તેને વઢીશ તો જગત્ વંદન કરશે અને હું તેનાં લાડ કરીશ, તો જગત્ તેને ઠોકરે મારશે, તું શું કહે છે. સાંભળ, એમ લાલ આંખો કરી પિતાને બોલતા સાંભળ્યા કે મારો ભાર્યો જે હમણાં સૂર્યસમ કીર્તિવંત છે. તેને માત્ર કટુ શબ્દ કહેવાવાળો માત્ર હું જ છું. તે સાંભળી કવિનું હૃદય ભરાઇ આવ્યું, ક્રોધ ઉતરી ગયો અને નીચે આવી પિતાનાં ચરણમાં મસ્તક મુકી પુષ્કળ રડયો અને અંતઃકરણમાં પિતૃવધની ઇચ્છા થઇ તેને માટે શિક્ષા કરવા માંગણી કરી. જેના પરિણામમાં ૧૨ વર્ષ સાસરાના ઘરમાં સેવા કરવી પડી. જ્યાં ભેંસો ચરાવતા રહ્યા હતા. એમ મોહથી કરેલાં કર્મોનું પરિણામ છે. આ શ્લોકની નીચે જ્ઞાનેશ્વર મહારાજની ઓવીઓમાં છે કે, कां आपण आंगें जळे । आणि नागवी जगाचे डोळे ॥ पतंगु जैसा सळे । दीपाचेनि ॥ तैसें सर्वस्व वांया जावो ॥ परी देहाही हो धावो ॥ परी पुढिलां अपावो । निपजविजे जेणें ॥ જેમ પતંગ છે તે પોતે બળી જાય અને પડવાથી દીવો ઓલવાઇ જઈ અંધારૂં થાય. તેમજ તામસી

માણુસો છે તે પોતાનું બગાડે અને જગતને પણ તેમના કર્મથી નુકસાન થાય, રાવણ હિરણ્યકશિપુ, કંસ વિગેરેની પેઠે. હવે સાત્વિક કર્તાના બારામાં બોલે છે.

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥

અન્વય—

मुक्तसंगः જે સંગથી છુટયો છે अनहंवादी અહંકારથી મુક્ત धृत्युत्साहसमन्वितः ધૃતિ ઉત્સાહથી મંડીત सिद्ध्यसिद्ध्योः निर्विकारः સિદ્ધિ અસિદ્ધિમાં જે સમ कर्ता सात्त्विकः उच्यते તેને સાત્વિક કર્તા જાણુ.

આ શ્લોકમાં પરમાત્મા સાત્વિક કર્તાનું લક્ષણ બતાવે છે. જેમાં પહેલું જ વિશેષણ અદ્‌ભુત આપ્યું मुक्तः संगः येन मुक्तसंगः જેના ચિત્તમાં કિંચિત્ પણ સંગ રહ્યો નથી. અર્થાત્ સમૂળ વાસના ક્ષય થઈ છે. પૂર્વે ૧૩ મા અધ્યાયમાં જેમ કથન કર્યું તેમ असक्तिः अनभिष्वङ्गः पुत्रदारगृहादिषु નીકળી જઇને પતંજલિ ભગવાનનાં સૂત્ર પ્રમાણે तत्परः पुरुषः ख्यातेः गुणः वैतृष्ण्यम् વશીકાર સંજ્ઞા વૈરાગ્ય થઇને પરમાત્માના ગુણોની આસક્તિ થવાથી ત્રિગુણના ગુણો જેના અશેષ રીતે નીકળી ગયા છે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ લખે છે. जरी आवडी आथी साच। तरी जीवितही सलंच । आगीं घालितां रोमांच । देखिजती सतिये ॥ मा आत्मया-येवढेया प्रिया । वालभेला जो धनंजया । देहही सिदतां तया । काय खेदु होईल ॥ हाणौनि विषयसुखाडु तुटे । जंव जंव देहबुद्धि आटे । तंव तंव आनंदु दुणवटे । कर्मी जया ॥ एसेनि जो कर्म करी । आणि कोणे एके अवसरीं । तें ठाके पेसी परी । वाहे जरी ॥ तरी कडाडीं लोटला गाडा । तो आपणपें न मनीं अवघडा । तैसा ठाकले-निहीं थोडा । नोहे जो कां॥ ना तरी आदरिलें। अव्यंग सिद्धी गेलें। तरीतेंहिं जिंतिलें। मिरऊं नेणे ॥ इया खुणा कर्म करितां । देखीजे जो पांडुसुता । तयातें हाणीपे तत्वता। सात्विकु कर्ता ॥ અર્થઃ—જ્યાં સાચી પ્રીતિ છે ત્યાં જીવત્વ પણ તુચ્છ લાગે છે. સહગમન કરતાં પતિવ્રતા સ્ત્રીને અંગ ઉપર રોમાંચ ખડાં થાય છે. ત્યારે આત્મપ્રાપ્તિ જેવી પ્રિય વસ્તુ મળવા માટે વિષયની ઇચ્છા અપૂર્ણ થવા રૂપી કષ્ટ તેને ખમવું પડે તેથી શું તેને દુઃખ થાય કે ? માટે વિષય ઇચ્છા નીકળી જઈ, દેહાભિમાન ઓછું થાય તેમ તેમ કર્મ કરવા માટે તેને ડબલ આનંદ થાય. આમ કર્મ કરતો હોય ત્યારે કવચિત્ કર્મ બંધ થાય, તો જેમ ગાડું ડુંગર ઉપરથી પડી જાય અને તેના ટુકડા થાય તો એ ગાડાને દુઃખ સુખ નથી. તેમજ સાત્વિક કર્તાને દુઃખ થતું નથી. તેમજ આરંભેલું કર્મ સિદ્ધિએ જાય કિંવા નહિ તેનામાં પણ હર્ષ શોકરહિત રહે છે. એવાં જેનાં લક્ષણો અર્જુન તેને જ તું સાત્વિક કર્તા માન.

રાજા જનક ૩૭૦ રાણીઓમાં રમમાણ દેખાતો છતો, સર્વ રાજ્ય કાર્યભાર વ્યવસ્થિત કરતા છતાં જેનો રાજદરબાર તે જાણે બ્રહ્મસભા જ હતો. એક ઠેકાણે મંત્રીઓ સાથે મંત્રણા કરતો અને બીજે ઠેકાણે જે યાજ્ઞવલ્કય જેવા બ્રહ્મનિષ્ઠ મહાત્મા સાથે બ્રહ્મચર્ચા અખંડ કરતો, જેથી વેદવ્યાસ પોતાના જન્મતાં જ મુક્ત

એવા પુત્રને શિક્ષા આપવા માટે મિથિલામાં મોકલાવ્યા, ત્યારે ગુરુ શુકદેવજીને જેમણે ઉપદેશ આપી સ્વરૂપ દર્શન કરાવ્યાં. ત્યારે શુકદેવ બોલ્યા છે કે, अघाच सद्गुरू गरिमा ॥ महत्त्व आलें इन्द्रियकर्मा ॥ सहज भेटी परिब्रह्मा ॥ देह धर्म मुरालें चिद्रुपें ॥ સદ્‌ગુરૂ કૃપા અગાધ છે. જેના વડે દેહસહિત વૃત્તિઓ બ્રહ્મરૂપ થઈ સહજ પરબ્રહ્મનો ભેટો થાય છે. અને સર્વ કર્મો અશેષ ચૈતન્યરૂપ થાય છે. કારણ જ્યાં હું કર્તા નહિ, ત્યાં જે કર્મ ઉઠે તે સત્તા માત્ર પરમાત્માની સેવારૂપે હોય તો તેનો અંત પણ તેમાં જ સમાઈ જાય છે. અને તો માત્ર તેના દ્રષ્ટા થવાનો અલૌકિક આનંદ થાય છે. એમ શ્રી જનક રાજા શુકદેવજી જેવા મહાત્માના ગુરૂ થવાની યોગ્યતાવાળા હતા.

આપણે આ ખોરામાં બાળ હોવાથી પ્રથમ સંગ શું અને અસંગત્વ શું તેનો વિવેક કરીએ તો વસ્તુતઃ જેમની જેમની સાથે આપણું ચિત્ત રમે છે તે આપણા જેવા જ દેહાધ્યાસવાળા હોય છે. તેમના સંસર્ગથી આપણો દેહાધ્યાસ વિશેષ જાડ્ય થાય છે. માટે ગીતામાં પૂર્વે જ પરમાત્માએ કહ્યું છે કે, अरतिः जनसंसदि લોકોમાં પ્રીતિ રાખવી નહિ. તે આપણને ભારી પડે છે કારણ એકાંત સુખ લેવાની ટેવ નથી. માટે શાસ્ત્રકારો કહે છે કે, संगः सर्वात्मना हेयः स चेत्त्यक्तुं न शक्यते । स सद्भिः सह कर्तव्य साधुसंगो हि भेषजम् ॥ સંગ સર્વ પ્રકારનો છોડવો જોઇએ તે ન છુટે તો સાધુઓનો સંગ કરવા રહેવું. જેથી બીજા સંગો પોતાની મેળે છુટી જાય. જો સાધુઓ જડવા ન હોય તો नमोऽस्तु ते व्यास विशालबुद्धे ના માનસિક વિચારો ભગવદ્ ગીતાદિનો સંગ કરવો. જેમાં સાક્ષાત્ મૂર્તિમાન્ ભગવાન્ બિરાજે છે, માટે તેને જ મુક્તસંગ જાણવો. જ્યાં સાધારણ કહેવત છે, કે જેવો સંગ તેવો રંગ ચડે છે. જ્યાં એક દ્રષ્ટાંત છેઃ એક માણસ બે જંગબારી પોપટ લાવ્યો હતો તેમાં એકને બ્રાહ્મણને ત્યાં ને એકને ખાટકીને ત્યા વેચ્યો. તેઓ ઉભય પોતાના ધણી જે બોલતા તે ઉપાડી લેતા. તે એક વખત રાજાની સ્વારી માર્ગમાં જતી હતી ત્યારે બ્રાહ્મણને ત્યાં રહેલો પોપટ બોલવા લાગ્યોઃ निराशी सुखी पिंगलावत् નિરાશી છે તે પિંગલા જેવો સુખી છે, એમ સાંખ્યનાં સૂત્રો બોલવા લાગ્યો. રાજા આગળ ચાલ્યો તો ખાટકીનું ઘર આવ્યું ત્યાં બીજો પોપટ બોલ્યો; સાલે કું માર ડાલો, પકડો, એ સાળા કાફર હય ગદ્ધા હય વિગેરે બોલવા લાગ્યો. રાજાને આશ્ચર્ય થવાથી ઉભય પાંજરાં પોતાને ત્યાં દરબારમાં બોલાવી મંગાવ્યાં અને તેમના ધણીને પ્રશ્ન પૂછવા લાગ્યો. આ ક્યાંથી લાવ્યા ? ત્યારે દૈવી વાણીથી પોપટ બોલવા લાગ્યો· गवाशनानां स शृणोति वाक्यं अहं हि राजन् वचनं मुनीनाम् ॥ न चास्य दोषो न च मद्गुणो वा संसर्गजा दोषगुणा भवन्ति ॥ હે રાજા ! જે વાક્યો આપના કાનમાં ઉભયનાં મુખના શ્રવણે પડ્યાં તેમાં અમારો દોષ નથી. આ છે તે ખાટકીનો સંગી થવાથી તેવું બોલે છે. અને હું મુનિઓનો સંગી હોવાથી મુનિઓ જેવું બોલું છું. એમ જ્યારે પોપટને સંગદોષ લાગે ત્યારે પ્રાણીને પણ લાગે છે. જ્યાં રાજા ભરથરી કહે છે કે, संतप्तायसि संस्थितस्य पयसो नामाऽपि न ज्ञायते मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।

स्वात्यां सागरशुक्तिमध्यपतितं सन्मौक्तिकं जायते प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ॥ અર્થ— જ્યારે તપ્યમાન લોઢાના વાસણમાં જલનું બિન્દુ પડે ત્યારે તે વર્ત તેજ રૂપ થઇ જાય છે. જો કમલપત્ર પર ટીપું પડયું તો મોતી જેવો આકાર થાય છે. અને સ્વાતિ નક્ષત્રમાં શુક્તિમાં પડતાં મોતી જ થઈ જાય છે. એમ અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણો સંસર્ગથી આવે છે. માટે वीतरागः विषयवांछितः વીતરાગ પુરૂષોના સંસર્ગમાં ચિત્તને લગાડતાં પૂર્વના ચિત્ત ઉપર ચડેલા કાટ નીકળી જઈ, નિર્મળ નવનીત જેવું ચિત્ત થઈ જાય છે.

પંચદશીકાર વિદ્યારણ્યસ્વામી ત્રણ પ્રકારના આનંદને વર્ણવે છે. વિષયાનંદ, વિદ્યાનંદ અને બ્રહ્માનંદ તો વિદ્યાનંદમાં ચિત્તને લગાડતાં પોતાની મેળે બ્રહ્માનંદમાં તે જાય છે. અને વિષયાનંદ સહજ છુટી જાય છે. જેમકે वेदान्तशास्त्रविनोदेन कालो गच्छति धीमतां । व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन वा ॥ આપણી સમજણમાં છે કે સર્વ સંગ પરિત્યાગ કર્યાં પછી પ્રવૃત્તિ થવી કઠણ છે. આ સમજ ખોટી છે. સૂર્ય-ચંદ્ર પૃથ્વી વાયુ આકાશ સર્વ કોઈ સંગરહિત હોવા છતાં મહાન્ વિશ્વરક્ષાની પ્રવૃત્તિ કરી રહ્યા છે. જ્યાં અંતર સ્વાર્થ પ્રવૃત્તિ જેની છુટી તે અસંગ રહી મહાન્ પ્રભુ તુલ્ય પ્રવૃત્તિ કરી શકે છે, સૂર્યને રવિવાર મળતો નથી. પૃથ્વી-ના પ્રાણી માત્ર વસુધૈવ કુટુંબ છતાં તે તેમાં નિર્લેપ રહે છે અને સર્વનું પોષણ કરે છે. ચંદ્રમાં અમૃત સવી આપણને ઔષધી આપે છે. એમ પંચ મહાભૂતો મુક્ત સંગ રહીને પ્રવૃત્તિ કરે છે.

માટે પ્રથમ કુસંગ ત્યાગ થવો જોઇએ ત્યારે સત્સંગ થાય જેમકે, असत्सङ्गाद्गुणज्ञोऽपि विषयासक्तमानसः । अकस्मात् प्रलयं याति गीतरक्तो यथा मृगः ॥ અસત્ સંગતોથી વિષયસંગી મન થાય છે અને છેવટે અનિષ્ટ પરિણામ આવે છે. જેમ મૃગ છે તે ગીતનો સંગી થઇ ગરણ શરણ થાય છે.

જ્યારે સત્સંગથી મહાત્મા तत्त्वमसि કહે ત્યારે પ્રથમ સમજમાં આવે પછી તન્મયતા થાય અને છેવટે સ્વરૂપ થાય. શ્રવણથી ચિત્ત ઉપર પરિણામ અવશ્ય થાય છે. જેમ દુધ વાસણમાંથી ઠાલવી નાંખીએ તોએ તેના પરમાણુ રહી જાય છે. તેમ શ્રવણ કરેલો આત્માનંદ ચિત્તના ઉપર અવશ્ય પરિણામ કરે છે. જયાં દૃષ્ટાંતઃ રાજા દુષ્યન્ત શકુન્તલાનું ચિત્ર વિરહદશામાં જોતા બેઠા હતા. ત્યાં એવી તદ્રૂપતા આવી ગઈ કે તેમને લાગ્યું કે આ શકુન્તલાજ છે. તે ચિત્રમાં શકુન્તલાના મુખ ઉપર ભ્રમર ઉડતો બતાવ્યો હતો. તે જોઇને વિદૂષક રાજાને પૂછવા લાગ્યો કે, આ ભ્રમર કેમ બેઠા છે ? જ્યાં રાજાને વિક્ષેપ થયો અને વિદૂષક પ્રત્યે બોલ્યાઃ वयस्य किमिदमनुष्ठितम् पौरोभाग्यम् दर्शनसुखमनुभवतः तक्षादिव तन्मयेन हृदयेन પછી બોલ્યા स्मृतिकारिणा त्वया मे पुनरपि चित्रीकृता कान्ता કે પ્રીતીથી સખ્યથી હું આ ચિત્રમાં જ તન્મયતા મારા હૃદયને વિષે અનુભવતો હતો. જેમાં શકુન્તલા મને પ્રત્યક્ષ લાગતી હતી. તેમાં હું સુખી હતો. તારા-પ્રશ્નથી મને શુદ્ધિ આવી કે આ શકુન્તલા નહિ પણ ચિત્ર છે.

એમ જ શ્રવણમાં જ્ઞાનસહિત ભક્તિ થતાં જે તન્મયતા છે, તે થોડા સમયનો પણ સાક્ષાત્કાર જ છે. પછી ભલે વ્યવહારમાં તેવી સ્થિતિ ન હોય તો પણ દુધ ઠલાવેલા વાસણ જેવી તો રહેજ છે. તેવા જનન અહંવાદી થાય છે. જેમકે अहम् इति वदति तत् शीलम् अहंवादी આ શરીર વિષે અવસ્મિન્ તત્ બુદ્ધિ તે અહંવાદી તે જેમાંથી નીકળી ગઈ તે નાહમ્‌વાદી. જેના બારામાં પૂર્વે જનક મહારાજનું દૃષ્ટાંત આપ્યું છે. તેમાંજ પુરૂષો ધૃત્તિ ઉત્સાહવાળા હોય છે. જેમકે विकारहेतौ सति विक्रियन्ते येषां चेतांसि सचेद्धीरः જેમના ચિત્તમાં વિકાર નિકળી જઈ વિવેક આવે તેજ ધીર થાય છે. જ્યાં રાજા ભરથરી કહે છે. कान्ताकटाक्षविशिखा न खनन्ति यस्य चित्तं न निर्दहति कोपकृशानुतापः। कर्षन्ति भूरिविषयाश्च न लोभपाशैर्लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः॥ સ્રીનાં કટાક્ષરૂપી બાણો જેના ચિત્તને ભેદતાં નથી. ક્રોધરૂપી અગ્નિનો તાપ જેનાં ચિત્તને બાળતો નથી. વિષયો લોભરૂપ થઇને જેના ચિત્તને ખેંચતા નથી, તે ધીર છે. તે પુરૂષ ત્રણે લોકોને જીતે છે. તેવા જ પુરૂષો સિદ્ધિ અસિદ્ધિમાં નિર્વિકાર છે.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः॥ २७॥
अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते॥ २८॥

અન્વય—

रागी कर्मफलप्रेप्सुः આસક્તિવાળો, કર્મફળની ઈચ્છાવાળો लुब्धः हिंसात्मकः દ્રવ્યનો લોભી, હિંસા ઉત્પન્ન કરવાવાળો अशुचिः અશુદ્ધ हर्षशोकान्वितः હર્ષ શોકથી યુક્ત कर्ता राजसः परिकीर्तितः એવો કર્તા રાજસ કહેવાયો છે.

અન્વય—

अयुक्तः प्राकृतः જેનું ચિત્ત ચંચળ અને જડ છે તેવો स्तब्धः शठः સ્તબ્ધ અને શઠ नैष्कृतिकः अलसः બીજાની વૃત્તિનો છેદ કરવાવાળો આળસુ विषादी च दीर्घसूत्री હમેશાં ખેદયુક્ત લાંબા લાંબા વિચાર કરવાવાળો कर्ता तामस उच्यते તે તામસ કર્તા કહેવાય છે.

પ્રથમથી જ જોતા આવ્યા છીએ કે સાત્વિકથી જે કેવળ ઉલટું તે રાજસ જેનાં વિશેષણોમાં જ પૂર્વ પશ્ચિમનો ભેદ પડે છે. ત્યાં મુક્ત સંગ ત્યારે અત્રે રાગી અર્થાત્ ઇચ્છા કામના ઇપ્સિતા વિગેરે તેના પર્યાય શબ્દો છે. સૂક્ષ્મતાથી વિચાર કરતાં સંસારરૂપી વૃક્ષને આ રાગરૂપી જલનું પોષણ મળવાથી જ તે ફાલી ફૂલીને લીલું તાજું રહે છે. માત્ર આ રાગ ન હોય તો તે પોતાની મેળે જ સુકાઈ જાય, છતાં આપણા રજોગુણી અંતઃકરણમાં રાગનું બીજ એટલું ઉંડું હોય છે, કે સંસારને સુકવવા દેતું જ નથી. વસ્તુસ્થિતિ જોતાં સંસાર એટલે કર્મ છે, અને તેનું કારણ રજોગુણ છે. તેને ચૌદમા અધ્યાયમાં આપણે જાણી ગયા છીએ કે रजो रागात्मकं विद्धि હે અર્જુન ! તું રજોગુણને રાગાત્મક જાણ અર્થાત્ आत्मा वै पुत्रनामासि

તેમજ રજોગુણનો દીકરો રાગ બાપના જેવો જ પૂર્વે સત્વગુણી કર્તાના બારામાં આપણે જોઈ ગયા, કે તેનાં બે ચરણો તે ધૃતિઃ અને ઉત્સાહઃ ત્યારે રજોગુણનાં બે ચરણો તે રાગ અને દ્વેષ. જ્યાં પતંજલિ ભગવાન્ લખે છે કે, सुखानुशायी रागः અને दुःखानुशायी द्वेषः જે સુખરૂપ લાગ્યું તેમાં રાગ થયો અને તેના વડે પ્રવૃત્તિ થઈ એમ યચ્ચ યાવચ્ચ પ્રાણી માત્રની પ્રવૃત્તિ તેમજ ચાલી રહી છે. જે વસ્તુમાં રાગ ઉત્પન્ન થયો તેની પ્રાપ્તિની પ્રવૃત્તિના મધ્યમાં જેની અડચણ તેના ઉપર સ્વાભાવિક દ્વેષ હોય છે. જો વિશેષ શક્તિ હોય તો નડતરને દૂર કરીએ અને અશક્ત હોઈએ તો તેની ઈર્ષા દ્વેષ કરીએ. શિશુપાલને રૂકિમણીમાં રાગ હતો. જેને શ્રીકૃષ્ણ પરમાત્મા લઈ જવાથી તેમનામાં દ્વેષ થયો. પ્રભુને જીતવા અસમર્થ હોવાથી દ્વેષ કરતો હતો તેમજ પાંડવોનો દ્વેષ દુર્યોધન કરતો હતો. તેથી કપટ કળા વડે દ્યૂત ખેલીને તેમને હરાવ્યા. ક્ષત્રિયવટથી લડતાં પોતે મરણ પામ્યો.

એમ આ સૃષ્ટિને તપાસતાં ભોગ્ય ભોક્તામાં રજોગુણ જ પ્રધાન છે. ' જીવો જીવસ્ય ભક્ષણં ' રાગ દ્વેષથી કરે છે. જેમાં કવચિત્ આપણો પણ નાશ થાય અને કવચિત્ અન્યોનો પણ આપણે નાશ કરીએ છીએ, એમ આ રાગ મહા મોટો શત્રુ છે. આ રાગના બારામાં ઠેકઠેકાણે ભગવદ્ગીતામાં ઘણું આવી ગયું માટે વિસ્તાર વિશેષ ન કરતાં એક જ દૃષ્ટાંત જોઇએ તો વિશ્વામિત્રે વસિષ્ઠ ઋષિ ઉપર દ્વેષને લઇને હરિશ્ચંદ્ર રાજાને મહા દુઃખી કર્યાં તેમજ વસિષ્ઠના પણ ૧૦૦ પુત્રો મારીને પોતાનું પરમધન જે તપ તે પણ ૬૦ હજાર વર્ષનું નાશ કર્યું. એમ આ મૃત્યુભૂમિ કે જે કર્મભૂમિ છે. ત્યાં રજોગુણ પ્રધાન રાગઃ દ્વેષઃ રાજ્ય કરે છે. હવે રાગની ઉત્પત્તિ તેજ કર્મફળની ઇચ્છા છે. જેમાં કર્મ ઓછાં ને ફળ વધારે માંગીએ છીએ. જ્યાં દૃષ્ટાન્તઃ એક બાઈ પુરૂષોત્તમ માસમાં દરદિન બ્રાહ્મણને એક લાડુ એક પીતળના વાસણમાં એક પૈસો દક્ષિણા સાથે આપતી હતી. જેમાં આશીર્વાદમાં બ્રાહ્મણ તેને કહેતો હતો કે, सकलकामनासिद्धयर्थं पुत्रपौत्रधनधान्यप्राप्त्यर्थं इदं दानं अहं करिष्ये અર્થાત્ કર્મ થોડું અને ફળેચ્છા ઝાઝી. જ્યાં દેવ આપણા ઉપર હસે છે કે, મારી કૃપાથી જ ધન એની પાસે છે. છતાં પોતાનું સમજી દાનમાં આપે છે, ને તેનું ફળ અત્યંત મોટું માંગે છે. એક શ્રીમંતને પુત્ર ન હતો તેથી નાશકમાં જઈ નારાયણ બળી કરી નીલ પરણાવી આવ્યો અને પુત્રેચ્છા કરી તેમ થયું નહિ ત્યારે દેવને કૃપણ માનવા લાગ્યો. વસ્તુસ્થિતિ તપાસતાં પુત્રાદિક પુણ્યનાં ફળો છે. તો નારાયણ બળી આદિ સાધારણ કર્મમાંથી પુત્રરૂપી મહાફળ કયાંથી મળે. એમ કર્મ ફલપ્રેપ્સુ, વળી લુબ્ધ જ્યાં પતંગનો દૃષ્ટાંત લઇએ. જેમ પતંગ દીપમાં આસક્ત થઈ બળી જાય છે. તેમ રાગી માણસ વિષયાસક્ત થઈ પોતાનો નાશ કરે છે. જેમ પૃથ્વીરાજ ચોહાણે સંયુક્તામાં લુબ્ધ થઈ, સમ્રાટ્ પદનો નાશ કરી લીધો હતો. યુધિષ્ઠિર જેવા મહાત્મા રાજામાં ફક્ત એક દ્યૂત રમવાની આસક્તિ હતી તેમાં તેમણે પોતાના સર્વસ્વનો નાશ કરી લીધો. એમજ રાગ કર્મ ફલેચ્છા અને લુબ્ધતા વડે મનુષ્યો હિંસા કરે છે. જ્યાં પ્રસ્તુત કાળનું દૃષ્ટાંતઃ એક ઝવેરીને ત્યાં બે દલાલો ગયા અને તેની પાસે ઝવેરાત

માંગ્યું. પછી તેને ભોળવીને એક ઠેકાણે લઇ જઇ ગળામાં ફાંસો નાંખી, આંખો ફોડી, મારી નાંખી, પેટીમાં પુરી મોટરમાં નાંખી ઘોડ બંદરના કુવામાં પેટી નાંખી દીધી. ટેકસી ડ્રાઇવરને શક જતાં તે તેમને પોલીસ સ્ટેશન ઉપર લઇ ગયો. ત્યાં તપાસ કરતાં ઉપલું ભોપાળું ફુટયુ. એમ મનુષ્ય રાગને અંગે અનેક અનર્થો—મહાપાપો કરે છે. એવા મનુષ્યો અશુચિ હોય છે. અર્થાત્ કાયિક, વાચિક અને માનસિક શુદ્ધિથી રહિત હોય છે. આ શુદ્ધિના બારામાં પણ તેરમા અધ્યાયમાં ઘણું વર્ણન આવી ગયું છે. તેમજ હર્ષ શોક પણ તેમાં જ છે. જે વસ્તુ જોઇતી હોય તે મળે તો હર્ષ અને ન મળે તો શોક. જેમ ચિત્રકેતુ રાજાને હજારો રાણીઓ હતી પણ પુત્ર ન હોવાથી શોક થતો હતો. તેમને નારદજી મળવા આવ્યા ત્યારે શોકનું કારણ પૂછતાં પુત્રની ઇચ્છા બતાવી. નારદજીએ તેમને પુત્ર આપ્યો. પણ સાથે કહી રાખ્યું હતું કે એ હર્ષ શોક ઉભય કરવાવાળો છે. છેવટે તેને તેની અપર માતાએ મારી નાખ્યો ત્યારે શોક કરતા રાજા પાસે નારદજી આવીને જીવને ખોળીઆમાં બોલાવ્યો. તેણે પિતાને ઉપદેશ કર્યો ત્યારે રાજા શાન્ત થયો.

એમ જ્યાં સુધી જ્ઞાન નથી ત્યાં સુધી હર્ષ શોક ચિત્તમાં રહે છે જ માટે दु:खमेव सर्वं विवेकिनः સમજી રાગ દ્વેષને કહાડવાનો જ પુરૂષાર્થ કરવો. હવે નીચેના બીજા શ્લોકમાં ભગવાન્ કહે છે. જે તામસ કર્તાના બારામાં છે.

જેમાં પહેલું વિશેષણ अयुक्तः આવ્યું. સંસ્કારહીન તે અત્રે અયુક્ત છે. મનુષ્ય પ્રાણીની બુદ્ધિ શાસ્ત્રના સ્નાનથી સંસ્કૃત થાય છે. જ્યારે તેના વિના પ્રાકૃત રહે છે. જે પ્રાકૃત તેજ અત્રે પરમાત્માએ અયુક્ત એમ કહ્યું છે.

પાશ્ચાત્ય વિદ્યામા યુક્તતા લાવવાની શક્તિ નથી તે વિદ્યા વિશેષ ગર્વ ઉત્પન્ન કરે છે. જેમાં સ્વતંત્રતા અને સેલ્ફ રીસ્પેક્ટ કહેવાય છે. તે શિક્ષણ ઉદ્ધતાઇને વધારે છે. જેમાં પ્રથમ માતપિતાનેજ નમન હોતું નથી. અને અવિવેકને લઇને અસહિષ્ણુતા પ્રેમવિરહિત થાય છે. સંયુક્ત કુટુંબમાં રહેવાથી પ્રેમ તેમજ સહિષ્ણુતા વધે છે. જ્યારે વિભક્ત રહેવાથી પ્રેમ માત્ર પોતાને માટે જ હોય છે. જેથી અહમ્ વૃત્તિ વધી જવાથી અયુક્તતા ઉત્પન્ન થાય છે. અત્ર પ્રશ્ન છે કે "શું ?" ઇંગ્લીશ શિક્ષણ વિનાનો મનુષ્ય અયુક્ત હોતો નથી કે ? જ્યાં પ્રત્યુત્તર એમ છે. શાસ્ત્રો મનનપૂર્વક વાંચ્યાં હોય, ગુરૂગમ્ય કર્યાં હોય તો તે વિદ્યાજ એવી છે કે ઋષિ મુનિઓનું અંત કરણ હોવાથી તેનાથી ઉત્પન્ન થયેલી બુદ્ધિમાં યોગ્યતા સહજ પ્રાપ્ત થાય છે. જ્યાં ભરથરી કહે છે.

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्ध समभव तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः। यदा किंचित् किंचिद् बुधजनसकाशादवगतं तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः। જ્યારે કાંઇ નોતો જાણતો ત્યારે હાથીના જેવો અહંકારી હું હતો અને મને પોતાને સર્વજ્ઞ જાણવા રૂપી લેપ મારા મનને ચોટેલો હતો. જ્યારે મહાપુરૂષોના સંસર્ગમાં થોડો, થોડો આવવા લાગ્યો, તો તાવ ઉતરી જાય તેમ મારો અહંકાર નીકળી ગયો અને પોતાને મૂર્ખ સમજવા લાગ્યો. એમ જ્યાં સુધી શાસ્ત્રનું સ્વરૂપ સારી પ્રેઠે જણાયું નથી ત્યાં સુધી અયુક્તતા રહે છે. તે તમોગુણનું લક્ષણ

છે. હવે બીજો ગુણ તે પ્રાકૃતઃ જેનો વિગ્રહ જ એમ છે કે, प्रकृतेर्जात प्राकृतः પ્રકૃતિથી જે ઉત્પન્ન થાય તે પ્રાકૃત અર્થાત્ મનુષ્ય પ્રાણી જન્મે ત્યારે પ્રાકૃત જ હોય છે, પરતુ સંસ્કારથી ઉત્તમ થાય છે. જન્મ્યો ત્યારથી જન્માન્તર સુધી તેવો ને તેવો જ રહ્યો તો પ્રાકૃતઃ સમજવો. આપણે મનુષ્ય પશુત્વમાંથી આવ્યા છીએ તો પશુત્વના જે સ્વભાવો શરીર વ્યતિરિક્ત ચેતન જ્ઞાનથી રહિત તેમજ જે જે શરીર વ્યતિરિક્ત ચૈતન્ય જ્ઞાન ન હોય તે પ્રાકૃત. છે. વળી પ્રકૃતિનો લાડકો દીકરો હોવાથી તે જડ જેવો રહે છે. આપણે કેટલીક વખત કોઈ મનુષ્ય સમજે નહિ તેને સંબોધન આપીએ છીએ કે તે જડ છે. વસ્તુતઃ જડ લાકડું પણ સંસ્કારથી દેવ થાય છે. અરે પથ્થર પણ દેવ થઈ પૂજાય છે, તો મનુષ્ય જેવું ચેતનાત્મક પ્રાણી ધારે તો પરમ દેવનો પ્રિય બાળક થઈ શકે છે. ત્રીજું વિશેષણ સ્તબ્ધ આવ્યું જે કોઈ અક્કડ રહે છે, તેને પરમાત્મા અત્રે સ્તબ્ધ કહે છે. અર્થાત્ સ્વરૂપજ્ઞાન સુધી જવાની પ્રવૃત્તિ ન કરવાં જેવો ને તેવો અક્કડ રહે તે સ્તબ્ધ છે. આમ્ર વૃક્ષમાં ફળ આવે ત્યારે નમ્રતા આવે છે તેમ મનુષ્ય પ્રાણીરૂપી ઝાડને જ્ઞાનરૂપી ફળ આવે ત્યારે તેની અકડાઇ નીકળી જઈ સ્તબ્ધતા છુટી જાય છે. માટે દેવ ગુરૂ પ્રાજ્ઞ પાસેથી જ્ઞાન કમાવી લેવું એમ અત્રે જ્ઞાન શૂન્ય મૂઢને સ્તબ્ધ ઠહ્યો છે. હવે ચોથું વિશેષણ આવ્યું તે શઠ સર્વ કરતાં અન્યને નુકસાન આ શઠ કરે છે. જેના બારામાં શ્રી જ્ઞાનેશ્વરાય બોલે છે. जो प्रकृती आतलेपणें । कृत्याकृत्य-स्त्राद् नेणे । फुगे केरें घालेपणें । उकरडा जैसा ॥ જે પ્રકૃતિની સ્વાધીનતાથી શું કિમ્ ઠર્તવ્યના ભાનરહિત હોય તે જેમ ઉકરડો કચરાથી ભરેલો હોય તેવા વિચારવાળો હોય તે શઠ. જેના માટે બીજી ઓવીમાં કહે છે. किंवहुना कपटाचें । देहचि घळिलें तयाचें । तें जिणें कीं जुवाराचें । टिटिघर ॥ नोहे तयाचा प्रादुर्भावो । तो सामिलाप भिल्लांचा गांवो । ह्मणोनि न येचों जावो । तया वाटा ॥ તેનો દેહ જ કપટ મૂર્તિ જેવું આયુષ્ય તે જાણે જુગારનું જ. બાબાપનું ઘર જેની પ્રસન્નતા તે જાણે કે ભિલ્લનું ગામ અર્થાત્ લુટારાની પ્રસન્નતા જેવી માટે તેમના રસ્તામાં પણ કોઈ દિવસ જવું નહિ. કારણ पैसा जो लोकाआंतु । पापपुंज मूर्तु । देखसी तो अव्याहतु । तामसु कर्ता ॥ એવા માણસો લોકોમાં પાપની રાશિની મૂર્તિ જ છે તેને તું તામસ કર્તા જાણ.

તેમને માટે મૃચ્છકટિક નાટકમાં કહ્યુ છે કે, एता हसन्ति च रुदन्ति च गुप्तहेतोः ॥ विश्वासयन्ति पुरुषान्न न च विश्वसन्ति ॥ તેઓ એવા હોય છે કે તેમનું હસવું રડવું, પણ ગુપ્ત હેતુથી હોય છે. લોકો તેમનાથી ફસાય છે, અને તેઓ લોકોને પોતાનામાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે. લોકો ફસાય છે, તેમ પોતે જાણતા નથી. એમને તો જે शठं प्रति शाठ्यं कुर्यात् ની યુક્તિ જાણવા હોય તેજ જીતે છે. પાંચમું વિશેષણ નૈષ્કૃતિકઃ બીજાએ કરેલા પોતાના ઉપરના ઉપકારના બારામાનો કોઠા કરવાવાળો, અર્થાત કૃતઘ્ન-કરેલા ઉપકારને ભુલી જવાવાળો. ઉપેક્ષા વૃત્તિ રાખવાવાળો ક્વચિત્ ઉપકારી પ્રત્યેજ અપકાર કરવાને પણ ચુકે નહિ. જેમ શાહબુદ્દીન-ઘોરીએ પૃથ્વીરાજ ચોહાણે તેને ૧૭ વખત હરાવી છોડી મુકયો છતાં એક વખત

તે તેના હાથમાં આવતાં તેણે તેને બંધીવાન્ કરી આંખો ફોડી નાંખી, એમ જે કરેલા ઉપકારને ભુલી જાય તેને નૈષ્કૃતિકઃ એમ વિશેષણ આપ્યું છે. હવે છઠું વિશેષણ આપ્યું તે આળસનું આપ્યું. જ્યાં કવિઓ કહે છે કે,

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपु. છે. કારણ नास्ति उद्यमसमो बन्धुः नास्ति अलससमो रिपुः આળસુ માણસ પોતાનો ઇહલોક પરલોક બે ખોઈ નાખે છે. સાતમું વિશેષણ આપ્યું તે વિષાદ. તેવો મનુષ્ય કાંઇ ને કાંઈ સંતાપ કરતો જ હોય. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, જેમ સમુદ્રમાં વડવાનળ અખંડ બળ્યા કરે છે, તેમ વિષાદી માણસ ખેદ અખંડ જ કર્યા કરે છે. જેનું કારણ તે વિશેષ સંકલ્પી હોય છે. તે સર્વ પૂર્ણ થાય નહિ, માટે તેને સુખ પ્રાપ્ત થતું નથી. એમ વિષાદ એ પણ તમોગુણનો જ સ્વભાવ છે. હવે ૮ મું વિશેષણ દીર્ઘસૂત્રી આપ્યું. આમાં જેવો સ્વર દીર્ઘ તેમજ તેનું લક્ષણ પણ દીર્ઘ જ છે. અર્થાત્ આજનું કામ આવતી કાલ ઉપર રાખવાવાળા પ્રાયશઃ પુનાના મનુષ્યોનો સ્વભાવ એવો હોય છે. તેમની આવતી કાલ-આવતી જ નથી હિન્દુસ્થાન દેશનો નાશ દીર્ઘસૂત્રી રાજાઓ વડેજ થયો છે. જેને મશ્કરીમાં પણ આપણે નિઝામી રાજ કહીએ છીએ. એક રાજાને સેનાધિપતિએ ખબર આપી કે, પરરાજ્ય આપણા ઉપર ચડાઇ કરે છે રાજા કહે, હજી તો વિચાર કરે છે ને? કાંઇ ફિકર નહિ. પાછી ખબર આપી કિલ્લાની બહાર આવી પહોંચ્યો. રાજા કહે વાંધો નહિ. ગામમા તો નથી ના? પછી ખબર પડી કે મહેલ સુધી આવ્યો, ત્યારે ગભરાઈ દીવાનને કહે, હવે તજવીજ કરો. દીવાન કહે આગ લાગી ત્યાં કુવો ખોદાવવો શા કામનો? એમ દીર્ઘસૂત્રપણું જેણે આયુષ્યમાં રાખ્યું તેનો જન્મ પણ નિષ્ફળ જાય છે. એમ સત્કાર્યમા દીર્ઘસૂત્રી હોય તે તામસ છે. હવે બુદ્ધિનો ભેદ જણાવે છે.

> बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
> प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ! ॥ २९ ॥
>
> प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
> बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ ! सात्त्विकी ॥ ३० ॥

અન્વય—

धनञ्जय હે ધનંજય! बुद्धेः च धृतेः एव બુદ્ધિના તથા ધૃતિના પણ गुणतः पृथक्त्वेन ગુણોવડે પૃથક્ રીતે अशेषेण સંપૂર્ણપણે प्रोच्यमानम् મારાથી કહેવાતા त्रिविधम् भेदम् शृणु ત્રણ પ્રકારના ભેદને સાંભળ.

पार्थ હે પૃથાપુત્ર! या बुद्धिः જે બુદ્ધિ છે તે प्रवृत्तिम् च निवृत्तिम् પ્રવૃત્તિ તથા નિવૃત્તિને कार्याकार्ये भयाभये કાર્ય અકાર્યમાં ભય અભયમાં बन्धम् मोक्षम् वेत्ति બંધ તથા મોક્ષના સ્વરૂપને જાણે છે. सा सात्त्विकी તે સાત્વિક બુદ્ધિ જાણ.

જ્ઞાન, કર્મ, અને કર્તાના ત્રિવિધ ગુણોવડે ત્રિવિધ ભેદનાં લક્ષણોનું કથન કર્યું, સૃષ્ટિમાં એવી કોઈ પણ વસ્તુ નથી કે જેમાં ત્રિવિધ ભેદ પડ્યા ન હોય. જ્યાં

ગીતામાં જ પ્રભુનું વાક્ય છે. न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः પૃથ્વી તો શું આખું ત્રૈલોક્ય તેજ ત્રિગુણનો બજાર છે.

માટે કર્તાની બુદ્ધિ કેવી હોવી જોઇએ તે બારામાં પરમાત્માનું કથન છે. વળી બુદ્ધિમાં ધૃતિ પણ હોવી જોઇએ ત્યારેજ કર્તાવડે કર્મ સાંગોપાંગ ઘડાય છે. પ્રાયશઃ અર્જુનમાં ધૃતિ જ નીકળી ગઈ હતી. તેથી તો તે વિશ્વરૂપ દર્શનમા બોલ્યો હતો. धृतिं न विंदामि शमं च विष्णो હે પ્રભુ! મારી ધૃતિ જ નીકળી ગઇ છે. હવે બુદ્ધિનાજ ત્રણ ભેદો છે. જેમ કે મન, બુદ્ધિ, અને ધૃતિ; તે શું તેનો વિવેક જાણીએ·

સંકલ્પ વિકલ્પ જે કરે, તે મન કહેવાય છે, નિશ્ચય કરી સ્થિર થાય તે બુદ્ધિ છે અને તેમાં ઇષ્ટ અનિષ્ટમાં જે સમતા તે ધીરજનું સ્વરૂપ છે. માટે વિકલ્પ ત્યાગી-તે બુદ્ધિ અને સંકલ્પ વિકલ્પ ઉભયના ત્રાજવામાં અચલ સ્થિર રહે તે ધૃતિ. અત્રે પરમાત્માએ અર્જુનને જે ધનંજય સંબોધન આપી બતાવ્યું છે કે, હે અર્જુન! તેં રાજસૂય યજ્ઞમાં જ્યારે પવિત્ર ધન જોઈતું હતું તે તુંજ કમાવી લાવ્યો હતો. જે ધનને રાજા ધર્મે ક્ષણમાં દ્યૂત રમી ઉરાડી નાંખ્યું. તો હે અર્જુન! તારામાં ધૃતિ સાથેની જે બુદ્ધિ જેને મેધા એમ ઉપમા અપાય છે, તે છેજ. તેના વડે એવું ધન ઉપાર્જન કર કે રાજા ધર્મ જેવા ૧૦૭ ભેગા થાય તો પણ નાશ કરી શકે નહિ. તે ધારણાવતી ધીઃ તેજ પુરૂષમાં પરમ ધન છે.

માટે કઠોપનિષદ્‌માં શરીરને અલંકાર આપ્યો છે. आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव वा। बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रह एव तु॥ इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्। आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः॥ શરીરરૂપી રથમાં આત્મા રથી છે. બુદ્ધિ સારથી છે. મન લગામ છે. ઇન્દ્રિયો ઘોડા છે. વિષયો તેમનો ખોરાક છે. એમ મન, બુદ્ધિ, શરીર ઇન્દ્રિયોવડે આત્મા સંસારભોગ ભોગવે છે.

આમાં જે સુંદર વિવેક છે તે એ છે કે, ઇન્દ્રિયોરૂપી બળવાન્ ઘોડા વડે આ મનુષ્ય શરીરરૂપી રથ ખેંચાય છે, તેઓ સ્વાભાવિક વિષયોમાં વળે છે. કારણ તે તેમનો ખોરાક છે. જ્યારે રથી એવા આત્માને માટે તે વિષયોરૂપી ખાણ છે. માટે તે જો ઇન્દ્રિયોરૂપી ઘોડાને આધીન વર્તે તો અવશ્ય તેને ખાણોમા નાખે. અત્રે ખાણોનો અર્થ એ છે કે ૮૪ લક્ષ જે જન્મો તે ધ્યાનમાં લેવા. તેમાં જેમ રથનો હાંકનારો દક્ષ હોય તો ઠેકાણે પોચાડે તેમ જ જેની બુદ્ધિ ધૃતિયુક્ત હોય તેનું જ શરીર સુંદર ટકે અને વ્યવસ્થિત રહી પરમ પદ સુધી લઇ જાય. જ્યાં શ્રી તુકારામ મહારાજ કે જેમની બુદ્ધિ ધૃતિયુક્ત હોવાથી ધી મેધા પ્રજ્ઞા રૂતંભરા થઇ હતી તે સ્વાનુભવમાં બોલે છે.

प्रवृत्ति निवृत्ति चे आटूनियां भाग उतरिले चांग रसायण॥१॥ ज्ञानाग्निहुताशनि कडशीले योजा आत्मसिद्धि काजा लागूनियां॥२॥ मर्ली प्रहरस शीघ्र झाला पाक॥ घेतला रुचीक प्रतीति मुखें॥३॥ स्वानुभवें अंगीं झाला समरस॥ साधलीं निजध्यास प्रासो प्रासीं॥४॥ आरोग्यता तुका पावला अद्यांगीं॥ मिरविला रंगीं निजात्म रंगीं॥५॥ પ્રવૃત્તિ નિવૃત્તિ રૂપ બુદ્ધિના ધર્મો મારામાંથી નીકળી

જઈ સુંદર બોધનો રસાયણરૂપ પાક થયો. જેને જ્ઞાનરૂપી અગ્નિમાં ઇન્દ્રિય વિષયોના ઇંધણ વડે તૈયાર કર્યો. કારણ મને તે વડે આત્મારૂપી સિદ્ધિ મેળવી હતી જેથી સર્વમાં મને બ્રહ્મરૂપ ભાસ થયો. હું પોતે રસરૂપ થઈ ગયો અને ક્ષણ ક્ષણમાં નિજ સ્વરૂપની પ્રતીતિરૂપી શ્વાસ કહેતાં શ્વાસોચ્છવાસમાં અખંડ અનુદાત્ત નાદ થયો. આરોગ્યતા મેળવીને અષ્ટાંગ સાત્વિક ભાવોનો ઉદય થયો. જે મેં નિજ સ્વરૂપના રંગમાં મેળવી નાંખ્યો.

પરમાત્મા પણ નીચેના શ્લોકમાં કહે છે કે, જે બુદ્ધિ વડે પ્રવૃત્તિ નિવૃત્તિ કાર્ય અકાર્ય ભય અભયના સ્વરૂપને સાંગોપાંગ જાણે, તેને જ સાત્વિક બુદ્ધિ જાણ· તેમાં જ બંધ મોક્ષનાં પણ લક્ષણો સમજાય છે.

હવે આપણે પ્રવૃત્તિ શું તે જોઇએ. જે બારામાં પામર અને વિષયી પ્રાણીઓ રોટલા મેળવવા માટે જે ખટપટ તે પ્રવૃત્તિ અને તેનામાંથી જે વિશ્રાંતિ તે નિવૃત્તિ, એમ વિવેક કરે છે. વસ્તુત· ગીતામાં ભગવદ્ વાકયમાં તેને પ્રવૃત્તિ વા નિવૃત્તિ ગ્રહણ કરવામા આવીજ નથી. અત્રે જેને પ્રવૃત્તિ કહી છે, તે અભ્યુદય થઈને નિઃશ્રેયસ સુધી જે કર્તવ્ય કર્મ શાસ્ત્રના વિધિવાકયોથી કર્તા રહેવું તેને પ્રવૃત્તિ કહેવામા આવી છે. જેમ કે या लोकद्वयसाधिता चतुरता सा चातुरी चातुरी या गोविंदरतिस्थिता मधुरता सा माधुरी माधुरी આ લોક અને પરલોક જે કર્મોથી સધાય તે ચાતુરી અને નિવૃત્તિ તે તેજ કે ગોવિંદ પ્રભુ જે હૃદેશે તિષ્ઠ છે. તેમાં પ્રેમ ઉત્પન્ન થઈ સહજ કર્મો દેહવડે થાય. તેમને અહંકર્તાપણું આવે નહિ. ક્વચિત્ ન પણ થાય તો પણ આલસ્ય જેવું લાગે નહિ. એમ પ્રેયસ અને શ્રેયસ-માં જેને સમાન બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેનેજ પ્રવૃત્તિ તે શું અને નિવૃત્તિ તે શું ? તેનું જ્ઞાન બોધરૂપ હોય છે. જેનું આચરણ ભગવાન્ યાજ્ઞવલ્કયે આચરીને બતાવ્યું. કાત્યાયનીરૂપે પ્રવૃત્તિ પત્ની તેમને હતી અને મૈત્રેયીરૂપે નિવૃત્તિ પત્ની તેને હતી. જેમણે ૨૫ થી ૫૦ વર્ષ સુધી ગુરૂઆજ્ઞા પાળીને સંસારમાં અભ્યુદય કર્યો અને તેમાંજ રાજા જનકના ગુરૂ થઈ છેવટે સંન્યાસ ગ્રહણ કર્યો. તેમાં નિવૃત્તિ પત્નીનેજ સ્વયં બોધ આપ્યો.

એમ યૌવનાવસ્થામાં જ आपदां कथितो मार्गः॥ इन्द्रियाणामसंयमः ॥ तज्जयः संपदां मार्गो येनेष्ट तेन गम्यताम् ॥ મહાપુરૂષોએ ઇન્દ્રિયોને વશ રાખી વર્તવું, તે પ્રવૃત્તિ કહી છે. અને તેનાથી પરવશ થવું, એ પોતાનો નાશ કરવાનો છે. માટે તેને જીતવો, સંયમમાં રાખવો તેજ શ્રેયસનો પંથ છે. માટે મહાપુરૂષો કહે છે કે, તમને જે ઇષ્ટ લાગે તે કરો.

એમ પ્રવૃત્તિ નિવૃત્તિનો જે જ્ઞાતા થયો તે પછી સહજ કાર્યાકાર્યનો ભેદ જાણીજ શકે છે. આપણે કાંઇ પણ કામ કર્યું તેને કાર્ય જાણીએ છીએ અને અકાર્ય તે નવરા પડવું તેને જાણીએ છીએ પરંતુ વસ્તુસ્થિતિએ કાર્ય તે તે કે જેના વડે સ્વરૂપાનુસધાન થાય અને અકાર્ય તે કે જેના વડે સંસારરૂપી વૃક્ષનાં બીજ હૃદયમા રોપાતા જાય. માટે પૂર્વે ચોથા અધ્યાયમાં ભગવાને આ બારામાં કહ્યુ જ

છે કે किं कर्म किं कर्मेति कवयोऽपि अत्र मुह्यंति વિચારી પુરૂષો પણ કર્મ અકર્મના બારામાં મુંઝાઈ જાય છે.

પ્રથમ આપણે સાંખ્ય શાસ્ત્રના વિવેકમાં જોઈ ગયા છીએ. ત્યાં કપિલ મહર્ષિ બોલે છે કે, प्रवृत्तिः वाक्, मनो बुद्धिः शरीरारंभ વાણી બુદ્ધિ મન અને શરીર વડે જે કર્મ તે પ્રવૃત્તિ સામાન્ય પરંતુ તેનાથી જ નિવૃત્તિ. કર્મ કર્તાં છતાં પણ જેઓ यस्त्वात्मरतिरेव स्यात् હોય તેમને तस्य कार्यं न विद्यते એવા મહાપુરૂષોને સંસાર તે અહમ્ મમ એટલું સમજી તે ઉત્પન્ન થાય નહિ તેના ભય રાખે છે. જ્યારે સ્વરૂપમાં સદા उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत એમ મનને સમજાવી द्वैताद्वै भयं भवतः જેમના ધ્યાનમાં હોવાથી પરમાત્મા સાથે એકતા અનુભવવાથી સદા અભય રહે છે. ભયનું સ્વરૂપ શાસ્ત્રકારોએ કહ્યું છે કે, तावत् भयस्य भेतव्यं यावत् दुःखमनागतं આવવાવાળાં દુઃખોને જ કાપી નાખે છે. જ્યારે બંધ મોક્ષના સ્વરૂપને પણ સારી પેઠે સમજે છે. જેમકે बंधः मोक्ष इति व्याख्या ॥ गुणो मेन वस्तुतः न बधनम् બંધ મોક્ષ ત્રણ ગુણ વડે જણાય છે. મારા સ્વરૂપમાં બંધ જ નથી તો મોક્ષ ક્યાંથી ? હું સદા શુદ્ધ બુદ્ધ નિત્ય મુક્ત જ છું. હવે રજઃ તમઃ બુદ્ધિના બારામાં બોલે છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ ! राजसी ॥ ३१ ॥
अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ ! तामसी ॥ ३२ ॥

અન્વય—

पार्थ यया હે પાર્થ ! જે બુદ્ધિથી धर्मं च अधर्मम् ધર્મ અને અધર્મને कार्यम् च अकार्यम् કાર્યાકાર્ય વિવેકને अयथावत् હોય તેનાથી ઉલટી રીતે प्रजानाति જાણે છે. सा बुद्धिः राजसी તે રજોમય બુદ્ધિ છે.

पार्थ હે પાર્થ ! या तमसा आवृता હે પાર્થ ! જે તમોગુણથી ઢંકાયલો अधर्मम् धर्मम् इति च અધર્મને ધર્મ એમ કહે છે. सर्वार्थान् विपरीतान् मन्यते સઘળા અર્થોને વિપરીત રૂપે માને છે. सा बुद्धि· तामसी તે બુદ્ધિને તું તામસી જાણ.

બુદ્ધિના ભેદ ત્રણ પ્રકારે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠરૂપે ભગવાન્ વર્ણન કરે છે. જેમાં ઉત્તમ તે સાત્વિક, મધ્યમ તે રાજસી અને અધમ તે તામસી એમ જણાવે છે.

ઉપરના બે શ્લોકોમાં રાજસ તામસ બુદ્ધિનું વર્ણન છે. કવચિત્ એકજ ગુરૂના ઘરમાં શિખવાવાળા શિષ્યોમાં પણ તેમના તેમના પૂર્વ સંસ્કારના યોગે ફરક પડે છે.

વાલ્મીકિ ઋષિના આશ્રમમાં આત્રેય નામે વિદ્યાર્થી વાસંતી પાસે આવી કહેવા લાગ્યો. "મને આપ વિદ્યા દાન આપો" ત્યારે વાસંતીએ પૂછ્યું "વાલ્મીકિ જેવા ગુરૂનો આશ્રમ છોડીને મારી પાસે તું કેમ આવ્યો ?" ત્યારે આત્રેય બોલવા લાગ્યો કે, તેમની પાસે હમણાં લવ કુશ નામના બે એવા ઉત્તમ વિદ્યાર્થી છે કે, મુનિના

મોઢામાંથી પડતું વાક્ય તેઓ ઝીલે છે. જેથી તેમની તે સંગતિ અમે કરી શક્તા નથી. માટે અમે આપની પાસેથી વિદ્યાદાન લેવા આવ્યા છીએ. એમ બુદ્ધિમાં મહાન્ અંતર પડે છે. ઉત્તમ બુદ્ધિ જેને તૈલબુદ્ધિ કહેવાય છે. પાણીમાં તેલનું ટીપું નાંખીએ તો તર્ત તે પાણી સાથે ભળી જાય છે. તેમ જેમનું અંતઃકરણ નિર્મળ ત્યાં તત્વોપદેશ તર્ત ગ્રહણ કરે છે, તે તૈલબુદ્ધિ છે. જેમ શુકદેવ વામદેવ પ્રહ્લાદાદિઓએ ગર્ભમાં જ ઉપદેશ ગ્રહણ કર્યો. આવા મહાપુરૂષો કરોડોમાં એકાદ હોય છે. જ્યારે મૃત્યુ-લોકમાં ઉપરોક્ત રાજસ બુદ્ધિનાં મનુષ્યો વિશેષ દેખાય છે. કારણ રજો પ્રધાન મનુષ્ય લોક છે. જ્યાં રાજસ બુદ્ધિ તે ઘૃત બુદ્ધિ કહેવાય છે. જેમ પાણીમાં ઘૃતનું ટીપું નાંખ્યું તો તે તર્ત તેમાં પસરતું નથી. તેમ રજોગુણ જ્ઞાન ગ્રહણ કરે પરંતુ વિજ્ઞાન તેમાં થાય નહિ અર્થાત્ બુદ્ધિ મેધા થાય નહિ. જ્યારે તામસ બુદ્ધિ તે ચર્મ બુદ્ધિ કહેવાય છે. અર્થાત્ ચામડામાં સૂયો ખોસો પાછો ખેંચી કહાડવાં તે કયાં ખોસ્યો હતો તે પણ દેખાય નહિ. તેમ ચર્મ બુદ્ધિ વિદ્યાનું ગ્રહણ જ કરે નહિ.

એમ સૃષ્ટિની રચનામાં સત્વ ઊર્ધ્વ રહેવાવાળો, રજસઃ મધ્યમઃ અને તમસઃ નીચે રહેવાવાળા છે. આપણા પિંડની રચના સૂક્ષ્મ રીતે જોતાં તેવી જ છે. જેમાં જ્ઞાનેન્દ્રિયો સત્વ તે ઉપર કર્મેન્દ્રિયો મધ્યમાં છે, મોટું કારખાનું તેમાં જે પેટ છે. જેમાં જઠરાગ્નિ ઇંજીન જેના વડે શરીરરૂપી મીલ ચાલે છે. અને ગુદા ઉપસ્થ તો તમોગુણી નીચે છે.

હવે બીજી રીતે જોતાં તમોગુણી બુદ્ધિ સહજ, રજોગુણી બુદ્ધિ કામનાથી અને સત્વગુણી પુરૂષાથથી ઉત્પન્ન કરવી પડે. એમ રજોગુણી બુદ્ધિમાં ધર્મને અધર્મ કાર્ય અને અકાર્યમાં મધ્યમાં કામના ઘુસવાથી સાચું સુઝવાજ દીએ નહિ. જ્યાં વામન પંડિત બોલે છે કે, શ્રીમદ્ ભાગવતમાં જનક રાજા અને નવ યોગેશ્વરની કથામાં આઠમા ચમસ નામના યોગેશ્વર કહે છે, लोके व्यवायामिषमद्य- सेवा नित्यास्तु जंतोर्नहि तत्र चोदना । व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा ॥ લોકોને સહજ સ્રીસંગ મદ્ય વિષય ભોગો ગમે છે. માટે म्हातां ऋतुकाळीं स्त्रीसंगम बोलती निगमागम ॥ आणी मांस होम शेष भक्षावें उत्तम ॥ सौत्रामणि यागीं मद्य हुंगावें ॥ ઋતુ કાળમાં સંગ કરવો. યજ્ઞમાં શેષ માંસ ભક્ષણ કરવું તથા સહજ થોડુંક મદ્ય પીવું, એમ વેદ કામનાયુક્ત અંતઃકરણને નિવૃત્ત પરાયણ થવા કહે છે. છતાં તેવો ત્યાં વામન પંડિત કહે છે. प्रस्तुतीं इतका प्रसंग। कीं धर्म जाणावा तैसा न जाणे म्हणे श्रीरंग ॥ कीं वेदोक्त पशुहिंसा वाटे परी अंतरंग न जाणे वेदाचा ॥ તે ન સમજતાં વેદે સ્રીસંગ માંસભક્ષણ અને મદ્યપાન પીવાનો ધર્મ બતાવ્યો છે, એમ બોલી વેદના અંતરંગ મર્મને ન જાણે, ને અધર્મને ધર્મ માને તે રાજસ જ્ઞાન. જેમ દુર્યોધન બોલતો હતો, जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्य- धर्मं न च मे निवृत्तिः। केनाऽपि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ હું ધર્મ અધર્મને જાણું છું પરંતુ મારા અંતઃકરણની પ્રવૃત્તિ જ અધર્મમાં વળે છે. તેમ હું વર્તું છું, એમ દુર્યોધનની સર્વ પ્રવૃત્તિ અધર્મે યુક્ત કહેવાય છે કે,

शास्त्राणि ज्ञानन्ति भवन्ति मूर्खा શાસ્ત્રો જાણીને પણ અધર્મમાં વર્તે. ધૃતરાષ્ટ્ર રાજાનું પણ એમજ થતું. પોતે પાંડવો પ્રત્યે અન્યાય કરે છે, એમ જાણતો હતો છતાં તે કરતો હતો. માત્ર પુત્રની પ્રીતિને નહિ મુકી શકવાથી તેનાથી અધર્મમાં પ્રવૃત્તિ થતી હતી, આવું જે જ્ઞાન તે કેવું ત્યાં કહ્યુ છે કે, ज्ञानं भारः क्रियां विना ક્રિયા વિનાનું જ્ઞાન ભારરૂપ છે. જેમ સ્ત્રી સોળ શણગાર કરે અને કંકુ રહિત હોય તો શોભતી નથી. તેમજ જ્ઞાની પણ ક્રિયા વિના શોભતો નથી, જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, आणि वकाच्या गांवीं ॥ घेवे क्षीरनीर सकलवी ॥ कां अहीं रात्रींची गोंवी । आंधळें नेणे ॥ બગલાઓના ગામમાં દુધ–પાણી એકજ ભાવે વેચાય છે. અને આંધળાઓને દિવસ રાત્રિ જણાતી નથી, તેમ રજોગુણી બુદ્ધિવાળા ધર્માધર્મનો ખીચડો કરી નાંખે છે.

હવે તામસ બુદ્ધિ કે જે સર્વ કરતાં હલકી છે ત્યાં તો ભગવાને ચોખું કહ્યુ છે કે, અધર્મનેજ ધર્મમાને છે. અને જેમના સર્વ અર્થોજ વિપરીત એવા તે મૂઢ બુદ્ધિવાળા તામસી લોકો હોય છે. જેમનાં જ્ઞાનમાં જ तमसावृताः અજ્ઞાનનું આચ્છાદન છે. અમાવાસ્યાની રાત્રિમાં જેવું ચદ્રદર્શન તેવું તેમનામાં ચૈતન્ય દર્શનનો અભાવ હોય છે. અભક્ષ્ય ભક્ષ્ય કરે, અનાચાર કરે, હિંસાત્મક રહે, ચોરીનો વિચાર, પરસ્ત્રી ગમનાગમનનો જ્યાં અવિવેક તેવા પુરૂષો તામસ બુદ્ધિવાળા હોય છે. જ્યાં કવિ કાળિદાસ કહે છે, કે સર્પને ફૂલની માળા સમજીને પહેરે અને ફૂલની માળાને સર્પ સમજીને ફેંકી દે, તેમ અધર્મને ધર્મ જાણવો અને ધર્મને અધર્મ જાણવો એજ તેમનો સ્વભાવ છે. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. नाना निधानचि निंदवा। होये कोळसयाचा उडवा। पैं असतें आपणवें जीवा । नाहीं जालें ॥ तैसें धर्मजात तितुकें । जिये बुद्धीसी पातकें । साच तें लटिकें । पेसेंचि बुझे ॥ અર્થઃ—જેમ ધન નજર સામે પડેલું હોય, તો પણ ભાગ્યહીનને દેખાતું નથી. તેને કોલસા જ દેખાય છે. હોઈ ને નથી, એમ જણાય છે. તેમજ શાસ્ત્રના સર્વ માર્ગો તામસ બુદ્ધિવાળાને મિથ્યા લાગે છે. એવો તેમની બુદ્ધિમાં ભ્રમ થાય છે. જેમ દુર્યોધનને જળ ઠેકાણે સ્થલ અને સ્થલ ઠેકાણે જળ દેખાયું, તેમ તમોગુણી બુદ્ધિવાળાને સર્વ અર્થો વિપરીત છે. અસ્તુ.

धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥

અન્વય—

पार्थ હે અર્જુન ! योगेन अव्यभिचारिण्या સમાધિ યોગ વડે અવ્યભિચારિણી એવી यया धृत्या જે ધૃતિ છે તે मनःप्राणेन्द्रियक्रियाः મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાને धारयते ધારણ કરવામાં આવે છે, सा सात्त्विकी धृतिः તે સાત્વિકી ધૃતિ છે.

સિદ્ધાંત પક્ષથી જગત્ નશ્વર છે. છતાં પ્રકૃતિનું કાર્ય છે, એમ સ્વીકારવું પડે છે. ત્યારે સાંખ્યશાસ્ત્ર પ્રમાણે ત્રૈગુણ્યનો બજાર છે, એ મત પરમાત્માને પણ સંમત છે. જેથી આખા ત્રૈલોક્યમાં જે માલ રૂપ તત્વો છે તે, તે, મુખ્ય

તત્વોનું સત્વ, રજ અને તમનું પૃથક્કરણ પરમાત્મા બતાવે છે. જેમાં પ્રથમ જ્ઞાન, કર્મ અને કર્તા આવ્યું. પછી સાત્વિક, રાજસ, અને તામસ બુદ્ધિનું વર્ણન આવ્યું. હવે આ શ્લોકમાં સાત્વિકી ધૃતિનું વર્ણન કરે છે. કારણ આ તત્વો જ ત્રૈલોક્યને ઉત્પન્ન કરવાવાળાં છે.

પ્રથમ દેવે જ્યારે બ્રહ્માને સૃષ્ટિ સરજવાની આજ્ઞા કરી ત્યારે તેની સાથે સરજવાનું જ્ઞાન પણ આપ્યું. અને તેથી તેમણે કર્મો રૂપી વેદો પણ ઉત્પન્ન કર્યા. તેના કર્તા પણ બ્રહ્મા વડે ઉત્પન્ન થયા, અને યજ્ઞાદિક ક્રિયાઓ પણ થઈ. તેમને સહુને બુદ્ધિનું દાન કર્યું તેમાં ધૃતિરૂપી સખી પણ આપી. જે ધૃતિ વડે પ્રભુ ભેટો સહજ થાય છે. તે પરમાત્મા દર્શન માટેનું મોટું સાધન છે. માટે આ શ્લોકનું અર્થગાંભીર્ય છે. છતાં ભાષામાં કાઠિન્ય નથી. જેમાં આખો શ્લોક જોતાં પહેલા અને છેલ્લા બે ચરણોમાં કાંઈ જ નથી. જે ગુહ્ય રહસ્ય ભર્યું છે, તે મધ્યના બીજા અને ત્રીજા ચરણમાં ગુંફ્યું છે. જેનો ભાવાર્થ સામાન્ય દાળ રોટી ખાવાવાળાના લક્ષમાં આવી શકે તેમ નથી. ત્યારે કૃવિમાં તો આવે જ ક્યાંથી. છતાં મહાપુરૂષોની કૃતિ સાંભળવી તે પણ મહોદય પર્વ જ છે. માટે ધૃતિ રાખીને જ આ ધૃતિના બારામાં સાંભળવાનું છે.

જેમાં પરમાત્મા બોલે છે કે, અવ્યભિચારી યોગ વડે જે ધૃતિથી મન પ્રાણ ઇન્દ્રિયોની ક્રિયાઓ ધારણ કરવામાં આવે છે, તે સાત્વિકી ધૃતિ.

અત્રે શબ્દાર્થમાં એમ લાગે કે, આપણા મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓમાં ધૃતિ રાખવી એમાં શું ? તેતો સહજ છે. આ સહજ અત્યંત ગૌણ વા અજ્ઞાનથી ઉદ્‌ભવેલી હોય છે. અત્રે પ્રભુએ જે ધૃતિ કહી છે, તે મહત્‌ પરમ છે. જે સામાન્ય જનતાના લક્ષમાં કલ્પનામાં આવે તેમજ નથી. યોગીઓની આ વાતો છે. વસ્તુસ્થિતિનો વિવેક કરીએ તો આપણા મન પ્રાણ ઇન્દ્રિયોની જે ક્રિયાઓ તે પ્રાક્તન કર્મને સ્વાધીન છે. શરીર જ પ્રાક્તન કર્મનું કાર્ય છે. જ્યાં સંસાર સમુદ્ર તરવાને માટે આ મનુષ્ય શરીર નાવરૂપ છે. જેમાં સ્ત્રી પુત્ર–બાન્ધવો દાસ ઇત્યાદિક સર્વના વિશિષ્ટ પ્રાક્તન ભેગાં ફળ આપવાને ઉદયને પામે તેથી આપણે ભેગા થઈએ છીએ અને તદર્થે આપણા શરીરની ઇન્દ્રિયોના સંઘાત વડે ક્રિયા ઘડાય છે. જેમાં પ્રાક્તન ભોગો ભોગવી પુરૂં કરીએ છીએ, અને બીજું સંચિત ઉભું કરીએ છીએ. જ્યાં તેમના વશવર્તી આપણે છીએ. તેઓ આપણને अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः આપણો શરીર સંઘાત બલાત્કારે પણ કર્મમાં પ્રેરે છે. જેમાં પ્રબલ એવા મનજીભાઈ વશ રાખવા જતાં પણ ચંચલ હોવાથી આધીન રહેતા નથી. જેથી અર્જુને પરમાત્માને પ્રશ્ન પૂછયો છે. चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्‌दृढम् હે શ્રીકૃષ્ણ ! ચંચલ મન બલવાન્‌ અને દૃઢ છે. તેથી મારો તાબો તે ઉપર અસક્ત છે. જ્યાં કવિઓ દશ પ્રકારના ચંચલ સ્વરૂપનું વર્ણન કરે છે. मनो मधुकरो मेघो मानिनी मदनो मरुत् ॥ मर्कटो मा मतंगजो मकारा दश चंचलाः ॥ મન[1] ભ્રમર[2] મેઘ[3] સ્ત્રી[4] કામદેવ[5] પવન[6] વાંદરો[7] લક્ષ્મી[8] હાથી[9] અને મધ[10] માખી.

જેમાં સહુથી વાંદરો ચંચલ છે. આંખો બંધ કરવાનું કહેતાં પણ અંદર ફેરવ્યા જ કરે છે. તેમ મન અને મરકટ સમાન છે. છતાં કિંચિત્ જે ભેદ છે. તે એ છે કે, જ્યારે વાંદરો કયાંએ સ્થિર રહેતો નથી, ત્યારે આ મનજીભાઇનું એક લક્ષણ એવું છે કે જ્યાં લાગે ત્યાં ચોંટી જાય. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. कां जें यया मनाचें तिके जें । देखीले गोडीचिया ठाया सोके ॥ म्हणोनि अनुभव सुखाची कवतिकें । दाविंत जाइजे ॥ હે અર્જુન ! આ મનનો એવો સ્વભાવ છે કે જ્યાં તેને મીઠાસ લાગે ત્યાં મધમાખીની પેઠે ચોંટી જાય છે. માટે એને આત્માનુભવનું સુખ બતાવતા જવું કે તે ત્યાં ચોટી જ જાય, એવું જે ચંચલ મન તે ત્યાં સ્થિર થાય છે. જેનું લિંગ નપુંસક છે, છતાં પુરૂષ કરતાં વિશેષ કાર્ય તે કરે છે. જ્યાં એક કવિ કહે છે. એક રાજાએ મનને નપુંસક જાણી રાણીવાસમાં મોકલ્યું તો ત્યાં તે એવું ચોંટયું કે પાછું ફર્યું જ નહિ. नपुंसकमिति ज्ञात्वा तां प्रति प्रहितं मनः ॥ तत्तु तत्रैव रमते हताः पाणिनिना वयम् ॥ તેથી તેને આત્માભિમુખ કર્યું તો તે પાછું જ ફરે નહિ. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. संकल्प विकल्पाचें लुगडें । सांडूनि मन उघडें । बुद्धि मागिले कडे । उगीचि बैसे ॥ पसीधैर्यें राजे जेणें मन प्राण करणें स्वचेष्टां चीं संभापणें । सांडविजती ॥ मग आघवीं ची सर्डी । घ्यानाचया आंतुल मढीं । कोंडी जती निरवडो । योगाचिये ॥ परी परमात्मया चक्रवती । उगाळीती जंव आर्ती । तंव लांचु न घेतां धृती । धरिज ती जिया ॥ ते गा धृति येथें । सात्त्विकी हें निरूते । आइक अर्जुना तें । श्रीकांतु म्हणे ॥ અર્થ— સંકલ્પ વિકલ્પનાં લુગડાંઓ મુકી દઇને બુદ્ધિની પછવાડે જઇને મુંગો બેસી રહે છે. એમ ધૈર્ય રાજા મન બુદ્ધિ પ્રાણોની ચેષ્ટાઓ બંધ કરી દે છે અને તેમને ધ્યાનનાં અંતર સ્થાનમાં પુરી રાખે છે. જ્યાં સુધી ચક્રવર્તિ જે પરમાત્મા તેના તાબામાં આવે નહિ, ત્યાં સુધી તેની પાસેથી લાંચ લીધા વિના પકડી રાખે છે. હે અર્જુન ! તે તેની સાત્વિકી ધૃતિ જાણ. એમ લક્ષ્મીકાન્ત પરમાત્મા કહે છે.

યોગીઓને પ્રથમ તો મન ઇન્દ્રિયો કે જે પરાધીન માની છે. બહિર્મુખ સ્વભાવવાળી છે. તેને સ્વરૂપાનુકાર કરવાને કઠણ પડે છતાં મનને સ્વરૂપના સુખની મીઠાસ લાગી તેમાં ચોંટયું કે ઇન્દ્રિયો પ્રાણ શરીર સહજ તેને વશ થાય છે.

જેમ વીર વિક્રમને વૈતાલ વશ થયો ત્યારે સર્વ કાર્ય સિદ્ધ થયું. તેમજ જીવાત્મા રૂપી વીર વિક્રમને વૈતાલ રૂપી મન વશ થયું, કે શરીર ઇન્દ્રિયસંઘાત મેળે જ વશ થઈ જાય. માટે પતંજલિ ભગવાન્ કહે છે કે, देशबंध चितस्य धारणा પરમાત્માના સગુણ સ્વરૂપમાં ચિત્ત લગાડવું. જ્યા પ્રથમ ધ્યાન संचिन्तयेत् भगवतश्चरणारविन्दम् થી આરંભ કરી. એવું તો સુંદર ધ્યાન કરવું, કે જ્યાં મનનું મનપણું ન રહેતાં પ્રભુરૂપ થઈ જાય. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પોતાના સ્વરૂપ સ્થિતિના વર્ણનમાં કહે છે सांवळे परब्रह्म आवडे या जीवा ॥ मनें मन राणी वाघर केलें ॥ काय करूं माये सांवळे गोविंद ॥ आपे आप लपत मन तेथें ॥ याप रूकमा देवी वरू सांवळी प्रतिमा ॥ मनी मन क्षम एक जालें સાંવળો પરબ્રહ્મ જીવથી પણ વિશેષ વહાલો લાગવા માંડયો, જેથી મનજીભાઇએ ત્યાંજ પોતાનું ઘર કર્યું અને

એવી તો સાંવળી પ્રાંતમામાં પરોવાઇ ગયું, કે ત્યાંથી છુટેજ નહિ. મનને મોકલવાની જરૂરજ પડતી નથી, તે પોતાની મેળેજ ત્યાં સુખરૂપ ગયું. અને મનપણુ એ ઉભુંજ રહ્યું નહિ. એમ यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ॥ ज्ञानमात्मनि महति नियच्छेत्तच्छेयच्छान्त आत्मनि ॥ યોગીઓ છે તે મનવડે ઇન્દ્રિયોનો જપ કરે છે. તે ઉભયનો અહંકારમાં લય કરે છે. તેનો બુદ્ધિમાં લય કરે છે. અને બુદ્ધિનો આત્મામાં શાન્તિથી ધૈર્યથી લય કરે છે. જેમ કુકડો પોતાનું સર્વાંગ સંકે છે. તેમ યોગી છે તે પોતાનું મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓ આત્મામાં સંકે છે. પાણીનો જપ દેડકાઓ સારી પેઠે કરે છે. વર્ષાદ ન હોય ત્યારે કાદવમાં મૃતવત્ પડી રહે છે. અને વર્ષાદ પડયો કે બહાર નીકળે છે. તેથી ઘણા વર્ષ જીવે છે. તેમ પ્રાણોનો જપ કરતાં આવડયો તેનું આયુષ્ય વૃદ્ધિ થાય છે, જેમ વાલ્મીકિ મુનિ રામનામનો જપ કરતા કરતા પોતાના શરીર ઉપર કીડીઓના રાફડા થયા તેનું પણ ધ્યાન રહ્યું નહિ. જયારે બ્રહ્મદેવે રામાયણ કરવાની ઇચ્છા કરી ત્યારે સમાધિમાંથી જાગ્રત કરી, રામાયણ કરવાની આજ્ઞા કરી અર્થાત્ અજન્મા ભગવાનને જન્મ આપવાની શક્તિ ઉત્પન્ન થઈ. તેમજ કપિલ દેવ પણ હજારો વર્ષ ભૂગિમાંજ હતા. ત્યારે જ તેમને હસ્તે સાંખ્યશાસ્ત્રની રચના થઈ. એમ જેમણે મનનો અહંકારમાં લય કર્યો. અહંકારનો તત્ત્વમસિ બુદ્ધિવડે ચૈતન્યમાં લય કર્યો. એવા ઋષિઓ ફરીને પરમાત્માના કાર્ય માટેજ જન્મ ધારણ કરે છે.

જેમ કે શ્રી શંકરને દેવોએ સમાધિમાંથી જગાડયા તેનું કારણજ એ કે તેઓ તારકાસુર નામના દૈત્યથી પીડાતા હતા. તેના નાશ માટે શંકરના વીર્યનો પુત્ર જોઈતો હતો. માટે પ્રયત્નથી સમાધિભંગ કર્યો. જેમની સમાધિનું વર્ણન જ એવું છે કે, निष्कंपवृक्ष निभृतम् चिरेखमुकान्डजं । शान्त मृग प्रचारं જેમની સમાધિના પ્રભાવથી વનમાં વૃક્ષો નિષ્કંપ થયાં હતાં. ભ્રમર સ્થિર થઈ ગુંજારવ કરતા હતા નહિ, પશુ પક્ષી સ્થિર થયાં હતાં. તેમજ મૃગલાઓનું આમતેમ દોડવું પણ શાન્ત થઈ ગયું હતું. એવા શંકરની સમાધિભંગમાં ઇન્દ્રને મહા મુશકેલી આવી. જ્યાં કામદેવે તેમને જગાડવાનું બીડું ઝડપ્યું તે વનમાં આવ્યો ત્યારે જેટલી શાન્તિ કથન કરવામાં આવી તેટલી જ તેણે અશાન્તિ ઉત્પન્ન કરી. સર્વ કોઈ પશુ પક્ષી ભ્રમર મૃગલાંઓ કામવશ થઈ ગયાં. અને સૌ કોઈ સ્ત્રીઓ તરફ વળ્યા અને ભગવાન્ શંકરના શરીરમાં પણ કામે પ્રવેશ કર્યો, જેથી તેઓ પણ વ્યુત્થાનમાં આવી પાર્વતીને શોધવા લાગ્યા. છતાં તેઓ મૂર્તિમંત જ્ઞાનની દેવતા હોવાથી જાણી ગયા કે મારૂં સમાધિનું સુખ કામદેવે નષ્ટ કર્યું. તેથી ત્રીજી આંખ ઉઘાડી કામદેવને ભસ્મ કર્યો. એમ સમાધિમાંથી મહાપુરૂષો વિશ્વ ઉપર ઉપકાર નિમિત્તે ઉત્થાનમાં આવે છે. આ સમાધિમાં બુદ્ધિનો જ લય થાય છે. જ્યાં પ્રથમ દ્વિતીય અધ્યાયમાં કહ્યું છે તેમ कृतान्तो वा कान्तोः समजनि भेद प्रथमतः ततो द्वितीयैर्मा सै । मनुज प्राहमे हृदयम् ॥ ततोऽसौ मत्प्रेयानहमपि तदीया प्रियतमा ॥ क्रमाद्वर्षे प्राप्तं प्रियतममयं जातम खिलम् જેમકે નવોઢા પોતાની સખી પ્રત્યે કહે છે, કે પ્રથમ મને પ્રિયપાત્ર પહેલી રાત્રિમાં યમરાજ જેવો લાગ્યો. બીજે મહિને માલુમ છે એમ

અનુભવ કર્યો. પછી તેને હું પ્રિય અને મને તે પ્રિય એમ થયું. થોડાં વર્ષો પછી મારૂં સર્વસ્વ પ્રિય તેને જ અર્થે છે એમ ભાસ્યું. એ પ્રકારે બુદ્ધિને ચૈતન્યરૂપ થતાં કઠણ જાય છે. પરંતુ ધૃતિ રૂપી સખી છેવટમાં તેને જ્ઞાનેશ્વર મહારાજના અભંગમાં છે, તેમ સ્વરૂપાનંદ ચખાડવા માટે સાથી રહે છે. અને ત્યાં પહોંચાડી પોતે ચાલી જાય છે. માટે ભગવાને પ્રથમ જ કહ્યું છે કે, शनैः शनैः उपरमेद् बुद्धया धृतिगृहीतया બુદ્ધિનો હાથ ધૃતિના હાથમાં આપી આત્માકાર તેને કરવી. જ્યાં દૃષ્ટાંતઃ કણ્વ ઋષિ શકુન્તલા સાસરે ગઈ ત્યારે તેમને શીખામણ આપતા બોલ્યા છે, હે પુત્રી ! अभि जनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणी पदे विभवगुरुभिः कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला तनयमचिरात्प्राचीवार्कं प्रसूय च पावनं मम विरहजां न त्वं वत्से शुचं गणयिष्यसि ॥ તું તારા પોતાના ધણીના ઘરમાં વખણાય તેવી રીતે ગૃહિણીનું આચરણ કરજે. આસપાસના માણસો તારી સ્તુતિ કરશે, માણસો હાસત્વ કરશે, સારા વૈભવ પ્રાપ્ત થશે. વળી તર્તમાં કુળને પાવન કરે એવો પુત્ર તને થશે. તેમાં મારા વિરહને હે કન્યા ! તું ગણીશ નહિ અને શોક કરીશ નહિ. તેમજ ધૃતિ તદ્ધામ મમ બતાવી બુદ્ધિને સમજાવે છે. જ્યાં મોક્ષરૂપી પુત્ર મળે છે. સ્વર્ગરૂપી ઘર અને પરમાત્માના ષડ્ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે.

એમ સંસાર એટલે બુદ્ધિનો વ્યભિચાર અને સ્વરૂપાનંદ-તે સ્વગૃહ છે.

હવે બીજામાં રાજસ તામસ ધૃતિનું વર્ણન આવ્યું.

यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ! ।
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥
यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ ! तामसी ॥ ३५ ॥

અન્વય—अर्जुन હે અર્જુન ! तु यया धृत्या જે ધૃતિવડે प्रसंगेन फलाकांक्षी પ્રસંગમાં ફળની આકાંક્ષાથી યુક્ત હોઇને धर्मकामार्थान् ધર્મ કામ તેમજ અર્થોને धारयते ધારણ કરે છે. पार्थ सा धृतिः राजसी તે ધૃતિને તું રાજસી જાણ.

અન્વય—पार्थ હે પ્રથાપુત્ર ! दुर्मेधा દુષ્ટ બુદ્ધિવાળો. यया स्वप्नम् भयम् शोकम् विषादम् સ્વપ્નને ભયને શોકને તેમજ વિષાદને च मदम् તથા ગર્વને एव न मुंचति છોડતો નથી. सा धृतिः तामसी તે ધૃતિને તામસી જાણ.

આજના બે શ્લોકોમાં રાજસી તામસી ધૃતિના બારામાં વર્ણન આવ્યું. જેમાં સ્નેગુણી ધૃતિ સાંભળીએ તો સ્થાલીપુલાક ન્યાયની પેઠે આપણને આપણો સ્વભાવ અને આપણામાં રહેલી ધૃતિનું વર્ણન છે એમ લાગે છે.

રાજસી ધૃતિમાં સાત્વિક ધૃતિ મંદરૂપમાં હોય છે અને તામસ પણ મંદ રૂપમાં હોય છે. જ્યાં પરમાત્મા કહે છે. પ્રસંગોપાત્ત ફળેચ્છા રાખી જે ધૃતિ ધારણ કરવામાં આવે તે રાજસી ધૃતિ છે. અને તેના જ ઉદ્દેશથી ધર્મ અર્થ કામના સેવે છે. સાત્વિક ધૃતિનું મુખ્ય ધ્યેય જ્યારે મોક્ષ ત્યારે રાજસ તામસ

ધૃતિનું ધ્યેય અર્થ કામ છે. જ્યાં મોક્ષના બારામાં તેમને સહજ પણ મુમુક્ષુતા હોતી નથી. જ્યાં ધર્મ પણ ધારણ કરે તે માત્ર અર્થ કામમાં લક્ષ રાખીને જ હોય છે. તે અર્થ કામ ઉંચા પ્રાપ્ત થાય માટે ધૃતિ પણ ઉંચી રાખે છે.

જેમકે સ્વર્ગાદિક આગામી ફળો મળશે એવી આશા માટે આ જન્મમાં યજ્ઞાદિક કર્મો કરે અને જે અતિ દૂર આગામિ જન્મમાં મળનાર ફળ માટે શ્રદ્ધા પૂર્વક ધૃતિ રાખે તે રાજસી ધૃતિ છે. જ્યાં દૃષ્ટાંતઃ-ખેડુત છે તે જમીન ખેડે, ઘાંઉનું બીજ વાવે, તદ્ ઉપરાંત સરકારના પણ કરો વિગેરે ભરી દીએ અને વર્ષાદ પડશે એવી આશાથી ઉપરોક્ત સ્વભોગ આપી તેના માટે ધીરજથી પ્રતીક્ષા કરતો બેસે. જ્યાં ચાર મહિના કામ અને આઠ મહિના તે બેસી રહે છે. પ્રસંગેન ફળાકાંક્ષી થઇને જેના મનમાં નક્કી હોય છે કે વાવેલ બીજો વ્યર્થ જશે નહિ. એકના અનેકમાં રૂપાન્તર થશે. એમ રજોગુણી સ્વભાવના મનુષ્ય જે કાંઈ ધર્મ કરે છે, તે એક પટ કરીને સાતપટ ફળ પ્રભુ પાસેથી માંગે છે. તેમનામાં પ્રભુની પ્રીતિ અર્થે કરવું એવો ભાવ જ હોતો નથી. વળી કર્તૃત્વ અભિમાન રાખી અહંકારી બને કે મેં આટલા યજ્ઞો કર્યા. તેનાં ફળો ભોગવવાવાળો પણ હું જ છું. માટે ભોગવવાનું ટાણું ઉપસ્થિત થાય ત્યાં સુધી શાન્તિ ધીરજને સેવે. જ્યાં બગલાનું દૃષ્ટાંત છે. તે તળાવની કાંઠે જાણે મુનિ ધ્યાનસ્થ હોય એમ નેત્રો વીંચી સ્થિર થઈ બેસે છે. જેનો દેખાવ પણ હંસ જેવો શ્વેત છે, છતાં તેનું અંતર કેવું? જ્યાં કહેવત છે કે, ઉપરથી તો અછી હય પરંતુ ભીતરકી તો રામ જાણે. જેના અંતરમાં રામને બદલે કામનું જ ધ્યાન હોય. કારણ મત્સ્ય જળ ઉપર આવે તેજ પ્રતીક્ષા કરતો બેઠો હોય. મત્સ્ય સાધુ સમજીને દર્શન કરવા ઉપર આવે કે ચટ સાધુ તેમનું ભક્ષણ જ કરી લીએ છે, એમ રાજસી ધૃતિ બગલાના જેવી પ્રસંગેન ફળાકાંક્ષી છે.

શાસ્ત્રમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરૂષાર્થ કહ્યા છે. જેમાં પ્રથમ ધર્મ તે તે કે જ્યાં પુરૂષાર્થ કર્તા જીવ જે ધર્મમાંથી ઉત્પન્ન થયો, તે ધર્મ તેને પ્રાપ્ત થાય અર્થાત્ પરમાત્માએ પ્રેમથી તેને ઉત્પન્ન કર્યો છે. તો પરમાત્માની જે પ્રીતિ સંપાદન કરે તેની સાથે ધર્મમૂલક પ્રભુનો દાસ થઇને અર્થકામનું પણ શરીરને સાધન સમજી સેવે, જેમાં તે લુબ્ધ થાય નહિ. તે રાજસી પુરૂષોના ધ્યાનમાં આવતું નથી. તેઓ અર્થ કામમાં જ લુબ્ધ થઈ પોતાની ગતિ શ્રેયસ સુધી જવાજ દેતા નથી. એમ તેમની ધૃતિ ત્યાં જ અટકી ઉભી રહે છે. જ્યાં અલંકાર રૂપે દૃષ્ટિ નાંખીએ તો રાજા ભરથરી લખે છે. आशानामनदी मनोरथजला तृष्णातरङ्गाकुला रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी । मोहावर्तसुदुस्तराऽतिगहना प्रोत्तुङ्गचिन्तातटी तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ॥ १६ ॥ આશા નામની નદીમાં મનોરથરૂપી જલમાં તૃષ્ણારૂપી તરંગોમાં અને રાગરૂપી મગરમાં, વિતર્કરૂપી પક્ષીઓમાં, ધૈર્ય દ્રુમરૂપી ઝાડ ઉગ્યાં છે જેમાં, મોહરૂપી ભમરીઓ જેમાં છે. તેમાં ચિન્તારૂપી ઉંડાં જલોમાંથી તો માત્ર વિશુદ્ધ અંતઃકરણના યોગીશ્વરો તરી જઈને આનંદ પામે છે.

જ્યારે સામાન્ય માણુસો આશા અને મનોરથો પુરવાને માટે દેવ દેવીની ઉપાસના કરે છે. અને તેમનાં અનુષ્ઠાન વડે વસ્તુની પ્રાપ્તિ થઈ તેમ. તેમ અર્થ કામમાં ધૈર્ય પણુ વધતું જાય છે. જેમ પુત્રકામનાથી અનુષ્ઠાન કર્યું વા દ્રવ્યોપાર્જન માટે અનુષ્ઠાન કર્યું. તેમાં લાભ થયો, પુત્ર પ્રાપ્ત થયો. તેમ તેમ વિશેષ ને વિશેષ તેમાં કામના વધે છે. એમ કર્તવ્ય ભોક્તવ્ય દેહાધ્યાસથી ધૃતિ ધારણુ થાય તે રાજસી.

હવે તામસીના બારામાં ભગવાન્ કહે છે. જે પરિણામે આપણો નાશ કરે છે, માટે પ્રથમ જે સંબોધન આવ્યું તે એમ જ કહ્યું કે, દુર્મેધા ખરાબ બુદ્ધિમાં ઉત્પન્ન થયેલી ધૃતિ તે તામસી. બુદ્ધિરાણી આત્મા પતિની સેવા કરે તે સુમેધા અને તદ્વ્યતિરિક્ત તે દુર્મેધા અર્થાત્ જ્યાં જ્ઞાન ચૈતન્યરૂપ જ હોય નહિ. કેવળ ચાર્વાક મત પ્રમાણે અસ્મિતા જડ સાથે તાદાત્મ્ય સંબંધવાળી હોય તેને જ ઉપરોક્ત વિશેષણુ આપ્યું છે. અને વિચારો પણુ જેમાં એવા હોય કે, જેમાં સ્વરૂપ જ્ઞાન નિજ જ્ઞાનથી કેવળ વિરૂદ્ધ એવા દુરાગ્રહમાં જે ધૃતિ સ્થિર રહે તે દુર્મેધા કહેવાય છે. વસ્તુતઃ દુષ્ટ વૃત્તિઓમાં આગ્રહ તેનું નામ જ અત્રે તામસી ધૃતિ કહી છે.

આ શ્લોકમાં તેનું સ્વરૂપ બતાવી પરમાત્મા આપણુને સૂચવે છે, કે આટલે ઠેકાણે તમે સાવધ રહેશો તો તમારૂં કલ્યાણુ છે. નિદ્રામાં ભયમાં શોકમાં વિષાદમાં મદમાં, જે ધીરજ પકડે છે. અર્થાત્ તેને છોડતો નથી, તે તામસી ધૃતિ છે. શાસ્ત્રકારો કહે છે. સૂર્યોદય પ્રાક્ જાગ્રત થવું, નિદ્રામાં પડી રહેવું નહિ. જ્યારે તામસ સ્વભાવવાળા ૮ વાગ્યા સુધી પડી રહેવામાં જ આનંદ માની ધૃતિ સેવે છે. હવે તત્વના બારામાં જોઇએ, તો પણુ અજ્ઞાનતારૂપી ધૃતિ સેવી પડી રહેવું, એ પણુ તામસી ધૃતિ છે. સાત્વિક પુરૂષો તેમાં સદા જાગ્રત હોય છે. એમ સ્વરૂપની અજ્ઞાનતા રૂપી ગાઢ નિદ્રા કે જ્યાં तस्यां संयमी जाग्रति અને ત્યાં દુર્મેધા સાથે ધૃતિ એવી એક તત્વને પામી જાય કે ઉભય પરસ્પરને છોડે જ નહિ. હવે બીજું વિશેષણુ ભય એમ આવ્યું. જેઓ દુરાચરણી હોય તેમને સદા ભય રહે છે. જેમાં મરણુની ભીતિ તેમને છોડતી નથી. જેથી તર્ક વિર્તકો સંકલ્પ થઈ થઈને हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च । दिवसे दिवसे मूढामाविशन्ति न पंडितम् ॥ અનેક અનર્થો ભયથી તેઓ કરે છે. ચોથું વિશેષણુ આવ્યું શોક. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ તે હર્ષ અને તેનો વિયોગ થાય ત્યારે શોક થાય છે. એમ જે અનિષ્ટની પ્રાપ્તિ તે શોકશૃંખલા છે. પ્રભુનું સ્વરૂપ આનંદ છે અને શોક તેનો વિરૂદ્ધ ધર્મ છે. તો દુર્બુદ્ધિમાં જ શોક થાય છે. પ્રથમ સદ્બુદ્ધિ નિષ્કામ હોય છે, ત્યારે દુર્બુદ્ધિ અનેક ચિત્ત વિભ્રાન્તા હોવાથી સર્વ મનોરથો સાંગોપાંગ ઉતરતા નથી, તેથી શોકરૂપ થાય છે. તે હૃદયને વિદીર્ણ કરે છે. અને સન્ તપતપતી અર્થાત્ સન્તાપ ઉત્પન્ન કરે છે. જેથી અંતઃકરણુ વ્યથિત થાય છે. અને વ્યથા પામેલા અંતઃકરણમાં પ્રભુપ્રીતિ ટકતી નથી માટે शोकं तरति आत्मवित् આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળાએ શોકને તરી જવો. હવે શોક અને વિષાદ એ

પર્યાય શબ્દો છે. શોક થાય ત્યારે તેના માટેનો જે ખેદ તે વિષાદ છે. પરમાત્મા અર્જુન પ્રત્યે કહે છે. સત્તર અધ્યાય સુધીનું જ્ઞાન તને આપ્યું તો પણ હજી તું વિષાદ કરે છે, તે તારી તામસ ધૃતિ છે. હવે મદનો અર્થ એમ છે કે શાસ્ત્રે કરેલા નિષેધ વિષયોનું જે સેવન કરવું તે મદ છે. જેમ સર્પને ઝેરથી મુક્તિ નથી. તેમ તમોગુણી ધૃતિમાંથી મદ નીકળી જતો નથી. આ મદ બાણાસુર નામના દૈત્યમાં થયો હતો. તેણે શંકર પાસે આરાધના કરી માંગ્યું હતું કે, હજારો હાથીઓનું બળ મારા હાથોમાં આવે તેમ આવતાં મદ ચઢયો અને પર્વતોનો ભુકો કરતો ગયો. છેવટે તેનો મદ કયાંએ પણ મર્દન થયો નહિ ત્યારે શંકર પાસે માંગી લીધું કે, મારી સાથે લડનારો આપો. ભગવાન્ શંકરે કહ્યુંઃ દ્વાપરમાં તને લડનારો મળશે. પછી પ્રભુ શ્રીકૃષ્ણે તેનો મદ ઉતાર્યો હતો. તેને જાણ હતી કે શ્રીકૃષ્ણના હાથે મારૂં મરણ છે. છતાં મદમાં તેણે અનિરૂદ્ધને બાંધ્યો, એમ તામસી ધૃતિ મરણ પર્યન્ત મદને ત્યાગ કરતી નથી. હવે ત્રિવિધ સુખોનું વર્ણન કરે છે.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ३६ ॥
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

અન્વય—भरतर्षभ હે ભરત વંશમાં શ્રેષ્ઠ तु इदानीं હવે આ પ્રમાણે त्रिविधं सुखं ત્રણ પ્રકારનું સુખ मे शृणु મારા વડે સાંભળ यत्र अभ्यासात् જે સુખાનુભવથી અભ્યાસ વડે रमते च રમે છે. सः दुखान्तं निगच्छति તે દુઃખોની શાન્તિને પામે, તે તને કહું છું.

यत् तत् विषं इव જે સુખ આરંભમાં વિષ જેવું હોય परिणामे अमृतोपमम् પરિણામમાં અમૃતથી વિશેષ હોય. तत् आत्मबुद्धिप्रसादजम् सुखम् જે આત્મબુદ્ધિને આપવાવાળું સુખ सात्विकम् प्रोक्तम् સાત્વિક કહેવાય છે.

'સુખં મે ભૂયાત્ સુખં મે ભૂયાત્' એમ પ્રાણી માત્ર ઈચ્છી રહ્યું છે. પરંતુ વાસ્તવિક સુખને જાણતા નથી. માટે ચાર શ્લોકો વડે પરમાત્મા તેના વિભાગ પાડીને સમજાવે છે. જેમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠના ભેદ બતાવે છે. જ્યાં સમજાવે છે કે, સુખના સ્વરૂપની અજ્ઞાનતામાં મનુષ્ય પ્રાણી દુઃખને જ મેળવે છે જેમકે आमंत्रिले अंधे सवेंचि आले दोघे ॥ सुख दुःखाचा वांधा जैसा श्लोड फलाचा सांधा ॥ સુખ આંધળું છે અને દુઃખ પાંગળું છે. માટે આપણા આમંત્રણની ચિઠ્ઠીઓ સુખને ત્યા જાય છે. તે સ્વયં અંધ હોવાથી દુઃખને ખભે બેસાડી લાવે છે અને માર્ગ દુઃખ બતાવે છે. માટે પ્રથમ પ્રાણીને દુઃખનાં દર્શન થાય છે, અને પરિણામે કિંચિત સુખ મળે છે. જેમકે सुख पाहतां जवा पवढें ॥ दुःख पर्वता येवढें ॥ સુખ જવ જેટલું મળે અને દુઃખ પર્વત સમ હોય. જેનું કારણ સ્વયં આપણે સુખરૂપ છીએ. તેને ન ઓળખવાં સુખને શોધીએ છીએ. જેમ राहो: सिरः એમ બોલીએ ત્યાં રાહુને શિરનો અભેદ છે, તો આપણે राहोस्य शिरः

રાહુનું શિર એમ અર્થ કરીએ છીએ. અર્થાત્ રાહુ અને શિર બે જુદાં એમ મનમાં આવે છે, માટે શોધીએ છીએ. જે બહાર છેજ નહિ માટે મળતું નથી. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तरी सुख तें गा किरीटी । दाविजेल तुज दिठी । जें आत्मयाचिये भेटी । जीवासी होय ॥ तेविं जालेनि सुखलेशें । जीवु भाविलिया अभ्यासें । जीवपणाचें नासे । दुःख जेथ ॥ હે કિરીટિ ! સુખ કોને કહેવાય તે તને બતાવું છું. જે આત્માનો ભેટો જીવને થાય અને તેના વડે જે સુખ થાય તેનાથી સુખનો જ અભ્યાસ થઈને જીવપણું નીકળી જાય અને દુઃખનો આત્યંતિક નાશ થાય. જેને અવિનાશ, અખંડ અને સહજ સુખ કહેવાય છે.

અત્રે કેટલાકો સમજે છે કે, દુઃખનો જે આત્યંતિક અભાવ તે સુખની વ્યાખ્યા છે. તે સમજ પણ વાસ્તવિક નથી. દુઃખના અભાવમાં સુખની પ્રાપ્તિ નથી. વસ્તુતઃ સુખના લાભમાં દુઃખોનો આત્યંતિક અભાવ થાય છે. જે સુખ સિંહના જેવું છે. તો જેમ મહાપરાક્રમી હોય તેજ સિંહ સાથે રમે છે. તેમ જ પૂર્ણ તત્ત્વને પહોંચેલો જ સુખ સાથે રમે છે. અર્જુનને ભગવાને ભરતર્ષભ સંબોધન આપી સૂચના કરી છે કે, જે ભરતરાજ બાલપણમાં સિંહ સાથે રમતો હતો તેનો તું વંશજ છે. તો મહાપરાક્રમ જેમ પાર્થિવ દેહમાં બતાવે છે. તેમજ આંતરિક દેહમાં પણ પરાક્રમ વડે સુખરૂપી સિંહનો ભેટો કરી લે.

વસ્તુત સુખમાં ભેદ જ નથી. પરંતુ અંતઃકરણના ભેદે ભેદ જણાય છે. જેમ ગંગાજી સ્વયં પવિત્ર છે, છતાં તીર્થમાં પવિત્ર વિશેષ, ઘરમાં ઓછી અને ગટરમાં અપિત્ર થાય છે. તેમજ તેના સાત્વિક, રાજસ અને તાસમ ભેદ પડે છે. જ્યાં પરમાત્મા કહે છે કે, यत्र अभ्यासात् रमते तत्सात्विकं અભ્યાસ શું જ્યાં અનુભવી બોલે છે. अंतर सुखी अंतरी रमेची ॥ उच प्रेम निर्मलु अत ज्योति जो स्वतां निर्मुक्तता प्रपंची ॥ योगी ब्रह्मचि तो जाला ॥ सांग त्याला उणीव ॥ पवि निर्वाण पथ ॥ तुकया सदा हरि कृपे ॥ અંતર સુખી અંતરમાં ઉચ્ચ સુખમાં જ રમે. જ્યાં નિર્મળ પ્રેમ અંતઃજ્યોતિના પ્રકાશ વડે અનુભવ કરે છે. અને જેનાવડે પ્રપંચમાં નિર્મુક્તતા થઇને યોગી કેવળ બ્રહ્મરૂપજ થાય છે. તુકારામ મહારાજ કહે છે તેને નિર્વાણ પદની શી ઉણપ છે કે જેના ઉપર હરિકૃપા વર્ષે છે. તેને નિર્વાણ નામના પટાની અગત્યના શી ?

શ્રી ભગવાન્ શંકર સુખના બારામાં બોલે છે. एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् । प्राक् कर्म प्रविलाप्यतां चितिबलान्नप्युत्तरैः श्लिष्यतां प्रारब्धं त्विह भुज्यतामथ पर-ब्रह्मात्मनास्थीयताम् ॥

એકાન્તમાં સુખમાં રહેવાવાળા યોગીઓ સમાધિમાં એવા તદ્રૂપ હોય છે કે જ્યાં પરમાત્માની જ વસ્તી હોય છે. જેથી પોતે પૂર્ણાત્મા થઈને આ જગત્ તેમને સ્વાધીન થઈ જાય છે. તેમનામાં જે કર્મ દેખાય છે, તે પ્રારબ્ધ ક્ષય સુધીનાં જ હોય છે. અને ચૈતન્યના બળમાં સંચિત નવાં થતાં જ નથી. એવા નિરંતર પરમાત્મતાજ ભોગવે છે.

એ સુખમાં પેસવા માટે પ્રથમ વિષ જેવું અને પરિણામમાં અમૃત જેવું હોય છે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तैसें विषयांचें घर । इन्द्रियां सांडितां थोर । सुगांतु होय तें वीर । विराग साहाती ॥ पैसा जया सुखाचा आरंभु । क्षावी काठिण्याचा क्षोभु । मग क्षीराब्धी लाभु । अमृताचा जैसा ॥ पहिलिया वैराग्यगरळा । धैर्यशंभु घोंडवी गळा । तरि ज्ञानामृतें सोहळा । पाहे जेथें ॥ तेह्नां सागरीं गंगा जैसी । आत्मीं मीनलया बुद्धि तैसी । अद्वयानंदाची आपैसी । खाणी उघडे ॥ पैसें स्वानुभवविश्रामें । वैराग्यमूळ जें परिणमे । तें सात्विक एसें नामें । बोलिजे सुख ॥ અર્થ— માને નાના છોકરાને મુકતાં જેમ પરસ્પર દુઃખ થાય છે, તેમ વિષય ઇન્દ્રિયોને છુટતાં પ્રથમ તેવું દુઃખ થાય છે. છતાં વૈરાગ્ય સંપન્ન પુરૂષો તે દુઃખને સહન કરીને સુખનો આરંભ થાય છે, તો જેમ સમુદ્ર મંથનમાં દુઃખ સહન કરીને જ દેવતાઓને અમૃત મળ્યું, તેમ આદિમાં દુઃખ ભોગવતાં પરિણામમાં યોગીને સુખ પ્રાપ્ત થાય છે. વૈરાગ્યરૂપી હળાહળ ઝેર અને ભગવાન્ શંભુના ગળારૂપી ધૈર્ય વડે ધારણ કરાય ત્યારે જ્ઞાનામૃતરૂપી સાત્વિક સુખ પ્રાપ્ત થાય. જે વૈરાગ્યથી આત્મજ્ઞાનરૂપી ફળ વડે સમૂળી અજ્ઞાનતા નાશ પામે છે. જેમ ગંગા સમુદ્રમાં મળી નામ રૂપનો ત્યાગ કરે, તેમ સાત્વિક જ્ઞાનમાં બુદ્ધિ મળીને પરમાનંદ મેળવે છે. એમ સ્વાનુભવરૂપી વિશ્રામમાં જ્યાં વૈરાગ્ય મૂળ છે તેજ સાત્વિક સુખ છે. જ્યાં નિજાનંદ પદ છે.

બીજું દૃષ્ટાંત છે કે, ચંદન જેને જોઇતું હોય તે ચંદનનાં વનમાં પ્રવેશ કરે છે તો પ્રથમ ચંદનને મોટા મોટા નાગો વીંટાઈ પડ્યા હોય છે. તેને જ્યારે હટાડે ત્યારે ચંદન મેળવે છે. તેમ વિષય ભોગોરૂપી નાગને હટાડે ત્યારે આત્માનંદ મેળવે છે.

જ્યાં શિષ્ટ પુરૂષો કહે છે કે, पंचाननपरिष्वंग व्याघ्रमुखचुंबनम् સિંહને આલિંગન કરવું ને વ્યાઘ્રના મુખમાં હાથ નાંખવો તે પ્રમાણે આ સુખને મેળવવું કઠણ છે. પૂર્વે કથન કર્યું દેવોનું અમૃત. તે બારામાં કવિ લખે છે. रत्नैर्महार्हैस्तुतुपुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम् ॥ सुधां विना न प्रययुर्विरामं न निश्चितार्थाद्विरमन्तिधीराः ॥

દેવતાઓએ સમુદ્ર મંથન કર્યું ત્યારે પ્રથમ ૧૪ રત્નો નીકળ્યાં તેનો વૈરાગ્ય રાખ્યો અને વિષથી ડર્યા નહિ. જ્યારે અમૃત મળ્યું ત્યારે જ મંથન છોડયું. એમ નિશ્ચિત અર્થ મળ્યા સિવાય વૈરાગ્યવાન પુરૂષો પુરૂષાર્થ મુકતા નથી.

પરમાત્મા કહે છે. સામાન્ય અમૃત માટે આટલો પુરૂષાર્થ તો આત્માનંદ રૂપી જે મહાઅમૃત જેનો નાશ કલ્પાંતે પણ સંભવતો નથી તેના માટે કેટલો પુરૂષાર્થ જોઇએ ? જેમના ઉપર આત્માનંદનો પ્રસાદ થાય તેને જ ઉપરોક્ત સાત્વિક સુખની પ્રાપ્તિ થાય છે. હવે રાજસ તામસના બારામાં બોલે છે.

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

અન્વય—यदग्रे विषयेन्द्रियसंयोगात् विषय अमृतोपमम् જે સુખ ઇન્દ્રિયોના સંયોગવાળું પ્રથમ અમૃત જેવું હોય અને परिणामे विषमिव પરિણામે વિષ જેવું હોય तत् सुखं राजसं स्मृतम् તે સુખ રાજસ સુખ કહેવાય છે.

यत् सुखं अग्रे च अनुबधे જે સુખ પ્રથમ બાધે છે. आत्मन· मोहनम् જીવને મોહ પમાડીને निद्रा आलस्यप्रमादोत्थं નિદ્રા, આલસ્ય અને પ્રમાદને ઉત્પન્ન કરે છે. तत्तामसं उदाहृतम् તે તામસ કહેવાય છે

ક્રમે વર્ણન કરતાં કરતાં સુખ સુધી વર્ણન આવ્યું. વસ્તુત· એક અદ્વૈત સુખ છે. તેના આભાસ વડે પદાર્થોમાં સુખની પ્રતીતિ થાય છે. આપણી દૃષ્ટિ ત્યાં સુધી જ પહોંચે છે. વાસ્તવિક સુખ સુધી ગતિ થતી નથી. માટે શાસ્ત્રકારો ત્રિધા ભેદ પાડી સમજાવે છે. જ્યાં પરમાત્મા પ્રથમ બે શ્લોકોવડે સાત્વિક સુખનું કથન કરી ગયા. હવે રાજસ તામસ સુખનું વર્ણન છે. જેને શાસ્ત્રકારો સુખ ન માનતાં પાશવ વૃત્તિ માને છે.

જેમકે વિષયો અને ઇન્દ્રિયોના સંયોગજન્ય સુખ આદિમાં અમૃત જેવું મીઠું લાગે પરંતુ પરિણામમાં વિષ જેવું હોય છે તે રાજસ સુખ છે. આપણી પોતાની હૃદય ભૂમિ તપાસીએ અને સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ—નિરીક્ષણ કરીએ તો આપણને જણાય કે આપણે કયા સુખની પછવાડે પડ્યા છીએ. તો જણાશે જ કે વિષયેન્દ્રિય સંયોગજન્ય સુખ જ આપણને ઇષ્ટ છે. અને તદર્થે આપણા મનુષ્ય શરીરના ઉત્તમોત્તમ આયુષ્યનો વ્યય કરી નાંખીએ છીએ. જે સુખો એવાં ઇન્દ્રજાળી છે કે દેખતાં લાલચ બતાવી મિષ્ટ જેવાં લાગે છે. જ્યારે પરિણામે દુઃખાસ્પદ છે. જ્યાં દૃષ્ટાન્તથી જોઇએ. હિતોપદેશમાં હરણ કાગડાની એક આખ્યાયિકા છે. જેમાં કાગડો ઝાડ ઉપર માળો કરી રહેતો હતો. અને હરણ ત્યાં જ નીચે કોતરમાં રહેતું હતું. ઉભય પરસ્પર ગાઢ મિત્રો હતા જેમાં હરણ ભોળું અને ભલું હતું. જ્યારે કાગડો લુચ્ચો અને દક્ષ હતો. ઉભય સુખથી રહેતા હતા. ભોળા હરણનું શરીર હૃષ્ટ પુષ્ટ હતું. એક શિયાળે તે જોયું ત્યારે તેની સાથે મિત્રતા કરવા માંગી. કાગડાએ ચેતવ્યું હતું કે, अज्ञातकुलशीलस्य वासो देयो न कस्यचित्त જેનું કુળ શીલ અજ્ઞાત હોય તેને એક રાત્રિ પણ રાખવો નહિ. શિયાળ લુચો હોવાથી હરણને સમજાવ્યું કે, તમે બન્ને પ્રથમ મિત્રો થયા ત્યારે પરસ્પર અજ્ઞ જ હતા. ભોળું હરણ તે માની બેઠું. એક દિવસે એક ખેતરમાં સુંદર ચણા પાકયા હતા તેનામાં જાળ મુકીને ખેડુત ગયો હતો. આ સુંદર સમય જોઈ શિયાળે હરણને લલચાવી ત્યાં મોકલ્યું અને તેમ જતું હરણ જાળમાં ફસાયું ત્યારે શિયાળ ખુશી થવા લાગ્યો કે ઠીક મરણ પામશે તો આપણને સારો ખોરાક મળશે. હરણે તેને કહ્યું, મને કાપ તો કહે આજ મારે એકાદશી છે. તેથી આંતરડાની જાળને અડતો નથી. એટલામાં કાગડો હરણ ઘેર પાછું નહિ ફરવાથી ઉડતો

ઉડતો ખેતર પાસે આવ્યો. ત્યારે હરણુની દશા જોઈ શિયાળની દુષ્ટતા સમજી ગયો. પછી તેણુ હરણુને યુક્તિ બતાવી કે, મરણુ પામેલું હોય એમ પડી રહે તેમ તે પડી રહ્યું. ત્યારે ખેડુત તેને મરેલું જાણી જાળ કહાડી લીધી એટલે તે દોડી ગયું. આ દૃષ્ટાંતમાં લેવાનું કે, શિયાળની પેઠે આપણુને ઇન્દ્રિયો વિષય ભોગો બતાવે છે. અને આપણે હરણુના જેવા ફસાઈને જન્માન્તરો લાવીએ છીએ. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. तैसें विषयेंद्रिय दोसी। जें सुख जीवातें पोखी। मग उपडिला खटकीं। हंसु जैसा॥ तैसी जोडी आघवी आटे। जीविताचा ठाय फीटे। सुकृताचिया ही तुटे। धनाची गांठी॥ आणिक भोगीलें जें कांहीं। तें स्वप्न तैसें होय नाहीं। मग हानीचांचि घाई। लोळावें उरे॥ ऐसें आपत्ति जें सुख। ऐहिकीं परिणमे देख। परत्रीं कीर विख। होउनि परते॥ અર્થ—વિષય ઇન્દ્રિય સંયોગજન્ય સુખ પરિણામે જે દુઃખરૂપ છે કેવી રીતે તો પાણીમાં ચંદ્ર અને તારાઓનું પ્રતિબિંબ પડે છે. તે જોઈને હંસને લાગે છે કે આ રત્નો છે, એમ સમજીને તેને પકડવા જતાં પાણીમાં પડીને જીવ આપે છે. તેમ વિષય ઇન્દ્રિય સુખને પકડતાં પુણ્ય પણ ખલાસ થાય છે અને જીવનો નાશ કહેતાં અધમ યોનિ પ્રાપ્ત થાય છે. છેવટે વિષયજન્ય સુખ પણ સ્વપ્નાની પેઠે જતું રહે છે અને ગાંઠમાં કેવળ દુઃખ જ રહે છે. એમ ચોખી આપત્તિ તેને જ સુખ સમજીએ છીએ તેમજ પારલૌકિક સુખો પણ ધર્મની હાનિ કરીને પાપોની રાશિ ઉત્પન્ન કરે છે. વસ્તુતઃ આત્માને બંધ મોક્ષ નથી. ચિત્તને છે. તે ચિત્તજ વિષયાકાર થઈને લિંગ શરીરને ઉત્પન્ન કરે છે. માટે આદિમાં અમૃત જેવું અને પરિણામે કેવું ત્યાં પતંજલિ ભગવાન્ બોલે છે. परिणाम-तापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः જેમાં સંસ્કારજન્ય તાપજન્ય ગુણવૃત્તિના સયોગથી પરિણામે વિવેક દૃષ્ટિથી દુઃખ જ લાગ્યું. જેમ પુનાનાં ગુલાબનાં બીજ મુંબઈમાં વાવીએ, તો દરીઆની ખારી હવાથી તે બીજ વાવ્યા છતાં પણ ગુલાબ પુના જેવાં થતાં નથી. તેમજ સુખનાં બીજ વિષય ઇન્દ્રિયરૂપી દરીઆની ભૂમિમાં વાવીએ તો પણ પૂર્ણ સુખ ઉત્પન્ન થતું નથી. અત્રે તો આપણે પૂરા વિષયી પણ નથી. જેમ કહેવત છે કે સારી રાત રળી ત્યારે એક પાવલી મળી. ડોસી આખી રાત દળે ત્યારે તેને ચાર આના મળે છે. તેમ આપણુને જન્મ આખામાં એવું તુચ્છ ક્ષુદ્ર સુખ મળે છે. જ્યાં વિષયી પુરો રાવણ જેણે ચૌદ ચોકડીનું રાજ્ય મેળવ્યું તેમજ દેવતાઓ ખરા વિષયી જ્યારે આપણે ચાતક પક્ષીની પેઠે વર્ષાદ માટે જેમ તે આંખ ખુલ્લી રાખે. અને તે પોતાની ભાષામાં પોકાર કરે ત્યારે ત્રણ ચાર દિવસે ટીપું ટીપું જલબિન્દુ તેમાં પડે છે. તેમ આપણે પણ મથી મથીને દાળ રોટલી કમાવીએ છીએ. જ્યારે દેવો વિષયજન્ય સુખ મેળવે છે. તેઓ न अश्नाति न पीबति તેમ ખાતા પીતા નથી. જેમની પાસે કામદુઘા ગાય કલ્પવૃક્ષ તેમજ રત્ન ચિંતામણિનું અશન છે. તેઓ જ ખરા વિષયી છે કે જ્યાં દિવ્ય અપ્સરાઓ ભોગ માટે છે. અને અમૃત પીને અમર થયા છે. છતાં તેઓ પણ 'ક્ષીણે પુણ્યે મર્ત્યલોકં વિશન્તિ' છે તેવાં સુખો પણ પરિણામે તો દુઃખરૂપ છે જ માટે વિષયજન્ય સુખમા વિષજ જેમા તેમાં પતંગની જેમ દિવામાં પડીને નાશ

થાય છે. તેમ તેમનો નાશ થાય છે. જેમ વિષજ્વર ઉતર્યાં પછી વૈદ્યે અન્ન પ્રાશન ના કહ્યુ હોય છતાં જે ખાય તે જીવનો ઘાવક થાય છે. માટે પરમાત્માએ અત્રે ઠોકી ઠોકીને કહ્યુ કે અગ્રે અમૃત જેવું ને પરિણામે વિષ જેવું તે છે રાજમ સુખ.

હવે તામસના બારામાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજની દૃષ્ટિ જોઈએ ત્યાં ઓવી છે કે, आणी अपेयाचेनि पानें । अखाद्याचेनि भोजनें । स्वैरस्त्रीसंनिधानें होय जें सुख ॥ कां पुढीलांचेंनि मारें । ना तरी परस्वापहारें । जें सुख अवतरे । भाटाच्या बोलीं ॥ जें आलस्यावरी पोखिजे ॥ निद्रेमाजीं जे देखिजे । जयाचां आचंतीं भुलिजे । आपुली वाट ॥ तें गा सुख पार्था । तामस जाण सर्वथा । हें बहु न सांगोंचि जे कथा । असंभाव्य हें ॥ ऐसें कर्म भेदेंमुदलें । फल सुखही त्रिधा जालं । तें हें यथागमें केलें । गोचर तुज ॥ અર્થ—અપેય પાન વડે અખાદ્ય ખાવાનુ જે સુખ, સ્વૈર સ્ત્રીગમનથી ઉત્પન્ન થયેલું સુખ અથવા પરની હિંસાવડે પણ ઉત્પન્ન થયેલું સુખ અથવા ભાટની પેઠે અધર્મીઓની સ્તુતિ વડે ઉત્પન્ન થયેલું સુખ જેને આળસથી અને નિદ્રાથી વધે જેમાં આદિ અને અંતમાં મોહવડે સ્વરૂપનું અજ્ઞાન રહે તેને, હે અર્જુન ! તામમ એમ સમજ. તે તને વિસ્તારથી કહે તો નથી કારણ તે અગ્રાહ્ય છે. વસ્તુતઃ કર્મભેદથી આ એક જ સુખ ત્રિધા થાય છે.

પ્રકૃતિ માતાના લાડકા દીકરામાં મૂઢત્વ એ પહેલું સુખ છે જેમકે यश्च मूढतमो लोके यश्च बुद्धेः परं गत । द्वाविमौ सुखमेधेते क्लिश्य त्वन्तरितो जनः ॥ કાંતો આ લોકમાં કેવળ મૂઢને સુખ મળે વા કેવળ સ્વરૂપ બોધવાળાને મળે. મધ્યમાં રહે-નારાઓને કલેશ થાય છે. માટે મૂઢતાનું જ સુખ પહેલુ છે. તેથી પરમાત્માએ પહેલું લક્ષણ તેજ લીધુ છે કે પ્રથમ બંધજન્ય अनित्याशुचिदुःखानात्मसु ॥ नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥ અનિત્ય અશુચિ દુઃખરૂપ શરીરમાં જે અસ્મિતા સુખરૂપ નિત્ય અને શુદ્ધ માનવામાં આવે તે તામસ સુખ છે. માતાના ગર્ભમાં અવિદ્યાથી દૂર હોય છે. ત્યારે જન્માન્તરોનું ત્યાં જ્ઞાન હોવાથી પ્રભુ સાથે કરાર કરે છે કે, હવે હુ બહાર આવીને તારૂં ભજન કરીશ પરંતુ બહાર આવ્યો કે, હુ યાં ને તુ ત્યા એમ અજ્ઞાન વડે ઘેરાઈ જઈને મોહમાં પડે છે. ત્યા ગત જન્મ અને આગામિ જન્મોનું જે અભાન તે પણ મોટું સુખ જ છે. વળી આળસ-જન્ય નિદ્રાજન્ય સુખ પણ અતિ પ્રિય છે. બાળક નિદ્રા વિશેષ લે છે. આળસુ પણ હોય છે. માતપિતા જ્યારે લાઠી લઇને પછવાડે પડે ત્યારે જ શાળામાં વિદ્યા ભણવા જાય છે. એમ બાલબુદ્ધિ વિશેષ તે પણ બાલકો અને તેમને જે સુખ મળે તે તામસ નિદ્રા છે. તે પણ બુદ્ધિના ગૌણપણાથી જડત્વથી પણ આવે છે તે તામસ છે. પાંચ પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુન ગુડાકેશ હતો તેને નિદ્રા સ્વાધીન હતી. જ્યારે ભીમસેનમાં બુદ્ધિ ઓછીનાં કારણે તેમાં નિદ્રા વિશેષ હતી. જ્યાં હાસ્ય રસમાં કહેવામાં આવે છે કે, તેને લડાઈ માટે જગાડવો પડયો ત્યારે તામાં ઢાલ ને નગારાં વગાડ્યાં ત્યારે તે જાગ્રત થયો. એમ કર્તવ્ય વિમુખ આળસ અને પ્રમાદ રાખે છે. એ તમોજન્ય આળસનું એક અંગ તેજ પ્રમાદ છે. કર્તવ્ય કર્મમાં જે

ઉપેક્ષા વૃત્તિ તે પ્રમાદ છે. જેને આ મંદ છે, એમ બીજા શબ્દમાં કહીએ છીએ. એમ ત્રિવિધ સુખનું વર્ણન કર્યું. વસ્તુતઃ એકના જ ત્રિવિધ ભેદ છે. જેમ ગંગાજળ નદીનું, નળનું અને ઘરમાં ભરેલા ઘડાનું જેગ અંતર છે. તેમ સાત્વિક, રાજસ અને તામસમાં ભેદ છે. સાત્વિક વિનાનાં સુખો સર્વ અનુબંધો જ છે અર્થાત્ પશુત્વ ઉભા કરવાવાળાં છે. હવે પરમાત્મા સમગ્ર બ્રહ્માંડમાં ત્રણ ગુણોની વ્યાપ્તિના બારામાં બોલે છે.

> न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
> सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥
> ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
> कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

અન્વય—प्रकृतिजैः પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા एभिः त्रिभिः गुणैः मुक्तं આ ત્રણ ગુણોથી મુક્ત यत् तत् सत्व જે તે સત્વ ( પદાર્થ ) पृथिव्याम् दिवि वा देवेषु न अस्ति પૃથ્વીમાં આકાશમાં અથવા દેવતાઓમાં કોઈ નથી. परंतप હે પરંતપ ! ब्राह्मणक्षत्रियविशाम् બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો च शूद्राणाम् તથા શૂદ્રો છે कर्माणि કર્મોણિ स्वभावप्रभवैः સ્વભાવ એ જ જેની ઉત્પત્તિનું કારણ गुणै प्रविभक्तानि ( વિભાગ પૂર્વક ) વહેંચી નાખવામાં આવ્યું છે.

આજનો શ્લોક મુકામ કરવાનો ( સ્થાન ) છે. પૂર્વાપરના અનુસંધાનરૂપ આ શ્લોક છે માટે સિંહાવલોકનનું સ્થાન છે. સિંહ છે. તે આગળ ચાલતાં થોડે થોડે રસ્તાને અંતરે ઉભો રહી પછવાડે દૃષ્ટિ ફેંકે છે તે સિંહાવલોકન કહેવાય છે. તેમ नमोऽस्तु ते व्यास विशालबुद्धे વડે ગુંફાએલાં આ ભગવદ્ ગીતારૂપી શાસ્ત્ર પૂર્વાપરના અનુસંધાન સહિત છે તેમાં મધ્યમાં કેટલાક શ્લોકો જ એવા મુકામ છે કે જેના ઉપર ઉભા રહી જે થઈ ગયું હોય ને જે હવે પછી કહેવાનું હોય તે બારામાં ફરીથી એક વખત દૃષ્ટિ નાખવી ૧૪ અધ્યાયનો બરોબર મધ્ય ભાગનોજ આ શ્લોક છે. જેમાં અર્જુન સૈન્યના મધ્યમાં ઉભો રહીને કોની કોની સાથે મને લડવાનું છે એમ નિરીક્ષણ કરતો હતો તેમજ આપણે પણ અઢારમા અધ્યાયના મધ્ય ભાગના શ્લોક ઉપર ઉભા રહીને આપણે ક્યાં સુધી આવ્યું ને હવે શું કહેશે તે બારામાં લક્ષ નાંખીએ. અઢારમા અધ્યાયના આરંભમાં તો અર્જુને પુનઃ ઉંધે ઘડે પાણી રેડ્યું હોય તેમ દૃષ્ટિએ પડયો. ને પૂછવા લાગ્યો કે 'संन्यासस्य महाबाहो' હે મોટા હાથવાળા પરમાત્મા ! મને સંન્યાસનું અને ત્યાગનું લક્ષણ શું તે કહો. ત્યારે પરમાત્માએ ત્યાગના ત્રણ પ્રકાર કથન કરતાં જ્ઞાન કર્મ કર્તા બુદ્ધિ ધૃતિ સુખ ઇત્યાદિના પણ સાંખ્ય શાસ્ત્રના આધારે ત્રણ ત્રણ ભેદ કરીને તેને સમજાવ્યો. તે સમજાવવાની મતલબ જ એમ હતી કે તું સમજે છે કે હું પણ ત્યાગી જ છું પરતુ તારો ત્યાગ ઉંચો નથી. मोहात्तस्य परित्यागः છે. સંબંધીઓ પ્રત્યે સ્નેહથી યુદ્ધમાં પરાંગમુખ થવારૂપી તારો ત્યાગ છે. જે તમોગુણના ખાતામાં

જશે ને જેથી તને પરિણામે ધર્મભ્રષ્ટ કરશે. વળી તું જો સમજતો હોઇશ કે હું ત્રિગુણાતીત છું તો ભગવાન્ આજના શ્લોકમાં એજ કહે છે કે, હે અર્જુન યા પુન यत् सत्वं प्रकृतिजैः एभिः त्रिभिः गुणैः વળી જે પદાર્થ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણો વડે રહિત मुक्तं स्यात् तत् पृथीव्यां वा दिवि देवेषु न अस्ति એવા પૃથ્વી તો શું પણ સ્વર્ગલોકમાં અથવા તો બ્રહ્મ લોકમાં પણ કોઈ છે નહીં અર્થાત્ જે કોઈ પ્રાણી સૃષ્ટિના તડાકામાં સાંપડયું તો આ સત્વ રજ અને તમ જે પ્રકૃતિના ગુણો છે તો તેમાં આવ્યા વિના રહે નહિ. બ્રહ્મદેવ સૂર્ય ચંદ્રાદિક કે જેઓ પરમાત્મા રૂપે પૂજાય છે અને પરબ્રહ્મ સાથે જેઓ उत अरम् अन्तरं कुरुते સહજ અંતર કરે છે, તેઓ પણ આ પ્રકૃતિના તડાકામાં છેજ. ભલે પછી સત્વ ગુણ વિશેષ હોય. રજઃ, તમ: મલ તેઓમાં હોય નહિ. છતાં પણ ગુણનાં સત્વ પણ સ્થિતિ તો તેમની પણ સૃષ્ટિના આરંભમાં सदेव सौम्य इदमग्रे आसीत् એટલું સત્ હતું અર્થાત્ પરબ્રહ્મનું સ્વરૂપ હતું પરંતુ જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન થઈ તો પ્રકૃતિ પોતાના આ શુક્લ કૃષ્ણ લોહિત એમ ત્રણ ગુણોવડે વ્યાપ્ત થઈને તે ૐ સુધી પ્રકૃતિ માવા નટી રહી છે. જેમ માટીના ઘડા આદિમાં ઘડા ઇત્યાદિક નામ હોય છતાં માટી તો છેજ. તેમ અનાત્મ પદાર્થતે કાંઈ છે તે વિના પ્રકૃતિ રહેતાજ નથી. તેમની સ્થિતિજ સંભવતી નથી જો વેદાંત દૃષ્ટિથી નિરીક્ષણ કરીએ તો જગત્ મિથ્યા ઠરે છે. ત્યાં પ્રકૃતિનો પુરૂષ સાથે અભેદ છે પરંતુ તે સિદ્ધાંતમાં ઘટાવી શકાય છે પરંતુ જગતના બારામા કથન કરવામાં આવે ત્યારે તો કપિલ પ્રણીત સાંખ્ય શાસ્ત્ર ગ્રહણ કર્યા વિના અને તેના સિદ્ધાંતો માન્યા વિના વેદાંતને ચાલી શકે તેમજ નથી. સાંખ્ય એટલે પ્રકૃતિ એમ જ્યાં માનો ત્યાં ત્રણ ગુણો પણ કબુલજ કરવા પડે છે. વળી દૃષ્ટિમાં પણ અનેક ભેદ પડે છે, તેજ બતાવે છે કે સૃષ્ટિ તે ત્રૈગુણ્યનો બજાર છે. પછી ભલે તે સ્વર્ગલોક હોય, બ્રહ્મલોક હોય, મર્ત્ય લોક હોય કિંવા પાતાળ લોક હોય છતાં પણ ગુણાતીત થઈ શકતો નથી. ત્રિગુણાતીત માત્ર જ્ઞાનનું સ્વરૂપ છે. આત્મજ્ઞાન એ ત્રિગુણના તડાકામાં કદી આવ્યું નથી, तद् व्यतिरिक्त બીજું જ્ઞાન છે તે પણ ત્રિગુણાત્મક છે. જેનું ત્રિગુણાત્મક સ્વરૂપ પણ પરમાત્માએ સ્વયં કથન કર્યું છે હવે બીજા શ્લોકમાં કહે છે કે, હે પરન્તપ ! હે શત્રુને તપાવનારા એવા અર્જુન ! ब्राह्मणक्षत्रियविशां च शूद्राणां कर्माणि બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનાં કર્મો છે તે स्वभावप्रभवैः गुणै प्रविभक्तानि સ્વાભાવિક ઉત્પન્ન થયેલા ગુણો વડે પૃથક્ પૃથક્ ભિન્ન થયા છે અર્થાત્ પૂર્વે જે પરમાત્માએ કહ્યુ હતું કે 'ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશ ' તેજ શ્લોકના અનુવાદરૂપ આ શ્લોક છે. આ શ્લોક ઉપર મૃત્યુલોક એટલે જેમને ત્રૈગુણ્યરૂપી ભવરોગ લાગુ પડયો છે, તેમની હોસ્પીટલ છે. વસ્તુત: આત્માને નથી વર્ણ કે નથી આશ્રમ-તે શુદ્ધ બુદ્ધ નિત્ય સ્વભાવનો છે છતાં ગુણોના સંસર્ગ સ્વભાવને ઉત્પન્ન કરે છે, તેથી જ પ્રથમ કારણ દેહ ઉત્પન્ન થાય છે, ને જેનું જેવુ કારણ દેહ હોય, જેવું લિંગ શરીર હોય તેવા પ્રકારનું સ્થૂલ શરીર પ્રાપ્ત થાય છે અર્થાત્ લિંગ શરીરના જ ફોટારૂપ સ્થૂલ શરીર છે.

તેજ શરીરના આપણે પૃથક્ પૃથક્ નામો પાડીએ છીએ. પૂર્વે એક મનુષ્ય જાતિને તેના ચાર વિભાગ લિંગ શરીરના કર્મે કરીને પડે છે. જેને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ નામ અપાય છે, જેથી કરીને તે તે જાતિના જે જે ગુણો હોય છે તે જન્મસિદ્ધ સ્વાભાવિકજ હોય છે જેને વિદ્યા છે તે પ્રકાશિત વિશેષ કરે છે પરંતુ જો જન્મસિદ્ધ ગુણો હોય નહિ તો વિદ્યા તેના ઉપર કામ કરી શકતી નથી. જેમ જમીનમાથી ધાન્ય ઉત્પન્ન થાય છે તેમા બીજજન્ય સ્વભાવ વડે એકજ જાતના ધાન્યમા પણ ભેદ પડે છે ધાન્યની જાત પણ અનેક પ્રકારની હોય છે. ચોખાની જાત પણ અનેક પ્રકારની હોય છે. પછી ખેડુત તે તે જાતના ધાન્યના પૃથક્ પૃથક્ ઢગ પાડી તેની જાત કહે છે જેમાં ગુણોમાં પણ ભેદ હોય છે તેવીજ રીતે મનુષ્ય સૃષ્ટિ એકજ હોવા છતા સંસ્કાર બીજજન્ય ગુણોમા ભેદ હોવાથી બ્રહ્મદેવ તેના ચાર વિભાગ પાડે છે. જે બ્રહ્મદેવના પણ દેવ કે જે स एव पूर्वेषामपि गुरु कालेन नावच्छेदात् છે. સર્વના આદ્ય ગુરૂ છે તેમણે જ ચાર વર્ણ રચી મુકયા છે ને તે વર્ણના ચાર આશ્રય પણ નક્કી કર્યા છે. વળી તેમને ભવબધનમાથી મુક્ત થવાને માટે તેમના માટે કર્મો પણ નિયત કરી મુકયા છે. જે બારામાં આપણે આજ અધ્યાયમા નિત્ય નૈમિત્તિક કર્મોને વિષે વર્ણન કરી ગયા. આ નિત્ય નૈમિત્તિક કર્મો વડે જ હું બ્રાહ્મણ, હું ક્ષત્રિય, હું વૈશ્ય, હું શૂદ્ર ઇત્યાદિક જે મોહ થયો છે, તે મોહ ટાળવાના સાધનો છે અત્રે પરમાત્માએ અર્જુન પ્રત્યે પરતપ સંબોધન આપી સૂચવ્યું છે કે, તારો સ્વભાવ ક્ષત્રિય હોવાથી શત્રુઓને તપાવવાવાળો જ છે. હમણા તું જે બતાવે છે તે તારો મૂળ સ્વભાવજ નથી. તે મૂળ સ્વભાવનું વર્ણન પોતે જ કરશે, ત્યાં આપણે જોઈશું પરમાત્મા પોતે જ બ્રાહ્મણનો સ્વભાવ, ક્ષત્રિયનો સ્વભાવ, વૈશ્યનો સ્વભાવ, શૂદ્રનો સ્વભાવ ને તેમના કર્મો વિષે હવે પછીના શ્લોકોમાં વર્ણન કરે છે સ્વભાવ જેને કહેવામાં આવે છે તે એવા હોય છે કે ટાળી શકાય નહિ જેને પૂર્વે કહ્યુ છે કે, प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ને જેનો સ્વભાવ હોય તે બારામા નિગ્રહ થઈ શકતો નથી જ. જેમ સર્પના ઝેરી દાંત કાઢી નાખવામા આવે તો પણ તેનો સ્વભાવ ફૂંફાડા મારવાનો છે, તે માર્યા વિના રહે નહીં. એમ સર્પથી આરભીને પ્રાણી માત્રમાં જે જે જાતિ ગુણ હોય તેને ટાળી શકાતા નથી. એમ પ્રકૃતિ દુર્જય છે એ સર્વ સ્વભાવજન્ય જે જે ધર્મો છે તે હૃદય વિષે સ્થિત રહે છે જ્યા આત્મદેવ રહે છે જેમકે 'ઇશ્વરઃ સર્વભૂતાના હૃદ્દેશે અર્જુન તિષ્ઠતિ' ત્યા આ સ્વભાવ પણ તેની જ સાથે બેસે છે ને ત્યાથી જ્યારે સ્થૂલ રૂપમા ઇન્દ્રિયો દ્વારા બહાર પડે છે તે કર્મોરૂપે બહાર પડે છે જેને પરમાત્માએ આ શ્લોકમા કહ્યુ છે કે, 'સ્વભાવ પ્રભવૈ ગુણૈ' આમા જે પ્રભાવ શબ્દ આવ્યો છે તેનો અર્થ એમ લેવો કે જેમ વસંત ઋતુ આવે ને તેને ઋતુનાં પુષ્પો તેમજ ફળો પુરા ઠાઠમા પ્રકાશિત પામે છે.

અર્થાત્ તેમનો પ્રભવ થાય છે. અનુકૂળ સયોગોમાં જેવા જોઇએ તેવા બહાર પડે છે તેમજ તેને પ્રકૃતિજન્ય સ્વભાવથી અનુકૂળતા પ્રાપ્ત થવાથી તે તે ગુણો

અને કર્મો બહાર પડે છે. એમ ઉત્પત્તિના બારામાં પ્રભવઃ શબ્દ મુકયો છે. 'હવે વર્ણાનાં બ્રાહ્મણો ગુરૂ' હોવાથી પ્રથમ બ્રાહ્મણોના સ્વભાવ ને તેમનાં કર્મોનું વર્ણન કરે છે.

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

અન્વય—शमः અંતઃકરણનો નિગ્રહ, दम. બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ, तपः સાત્વિક શ્રદ્ધાથી કરવામાં આવતું મન વાણી શરીરનું તપ, शौचम् પવિત્રતા, क्षान्ति. શાન્તિ, आर्जवम् સરલતા एव ज्ञानम् તે પ્રમાણે જ્ઞાન विज्ञानम् અનુભવ आस्तिक्यम् પ્રભુમાં શ્રદ્ધા स्वभावजम् ब्रह्मकर्म સ્વભાવસિદ્ધ બ્રહ્મ કર્મો છે.

પૂર્વે જેમ કહ્યું તેમ ગુણો બંધનાત્મક છે. તે આખી સૃષ્ટિમાં ત્રણે ગુણો વ્યાપ્ત છે. જેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર. જે ચાતુર્વર્ણ્ય છે તેને પણ વ્યાપ્ત છે. સ્વર્ગમાં પણ ચાતુર્વર્ણ્ય છે તેમા કેટલાક બ્રાહ્મણ સ્વભાવના દેવતાઓ છે. ક્ષત્રિય સ્વભાવના, વૈશ્ય સ્વભાવના તથા શુદ્ર સ્વભાવના પણ છે. તેમ જ પશ્વાદિકમાં પણ ચાતુર્વર્ણ્ય ભેદ છે. એમ આખી સૃષ્ટિ ચાતુર્વર્ણ્યથી વ્યાપ્ત છે. જેમાં પરમાત્માએ જે જીવાત્માનાં કર્મો બ્રાહ્મણ થવાને લાયક હોય તેમને બ્રાહ્મણ કુળમાં જન્મ આપ્યો અને કહી મુકયું કે ઉપરોક્ત શુદ્ધ ગુણો જેમાં હોય તેજ બ્રાહ્મણ થવાને લાયક છે.

તેમ જ એમ સમજવું કે, मृत्युलोक માં બ્રાહ્મણપણાનો રોગ લાગ્યો છે, તેથી ઓસ્પિટલમાં છે. તેથી वेद्यो वैद्यः सदा योगी એવા પરમાત્માએ, જે જે અનુપાન સહિત ઔષધ નક્કી કર્યું છે તેનું વર્ણન આજના શ્લોકમાં છે. જેના પ્રકાર નવ છે. 'બ્રાહ્મણો વર્ણાનામ્ ગુરૂઃ' હોવાથી જો તે સદ્ ધર્મોમાંથી ચ્યૂત થાય તો તેના પછીના ત્રૈવર્ણ્ય પણ સદ્ ધર્મોમાથી ચ્યૂત થાય છે. જેથી બ્રાહ્મણોએ મુખ્ય કરીને સ્વધર્મ નિષ્ઠ રહેવું. પૂર્વ કાળમાં સ્વધર્મ નિષ્ઠ રહો, એમ કહેવાની જરૂર જ પડતી નહિ. જેમનો સ્વભાવ જ ઉપરોક્ત ગુણોને યુક્ત જ હતો પ્રકૃતિ જ તેમની તેવી હતી. જેમાં કાળે કરીને વૈષમ્ય થયું છે માટે ધર્મ તરીકે માનવામાં આવે છે. તેમ પાળતાં પુનઃ સ્વભાવ ઉપર આવી જ જાય. કારણ ઋષિ મુનિઓના વંશજ બ્રાહ્મણો હોવાથી તેમના હૃદયમાં આ ગુણો પ્રસુપ્ત પડેલા જ છે. તદ્ વ્યતિરિક્ત જે ગુણો તે આગંતુક હોવાથી તેને કાઢવા માંગે તો નીકળી શકે એમ છે. માટે તો સર્વ જોખમદારી બ્રાહ્મણો ઉપર છે. તેથી તો રામદાસ સ્વામીએ પોતાના દાસબોધમાં લખ્યું છે કે, ब्राह्मणीं धर्म बुडीवले ब्राह्मणीं राज्य बुडीवलें બ્રાહ્મણોએ ધર્મ બુડાડયો તેમ જ રાજ્ય પણ બ્રાહ્મણોએ જ બુડાડયું છે. સર્વ ધર્મોનો આધાર બ્રાહ્મણો ઉપર હોવાથી તેઓ સ્વધર્મચ્યૂત થવાથી ઇતર વર્ણો ચ્યૂત થયા અને ધર્મ બુડવાથી રાજ્ય ગયું. માટે બ્રાહ્મણોએ સ્વધર્મમાં દૃઢ રહેવું જેમકે उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ॥ स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ બ્રાહ્મણો જ ધર્મની શાશ્વત મૂર્તિ છે માટે ધર્મોને પાળવા માટે જ બ્રહ્મદેવે તેમને ઉત્પન્ન કર્યાં છે. જેમાં પહેલોજ ધર્મ તે शम. પ્રયાને શમ પડેલો

આવ્યો. ચિત્તને અસ્ત વ્યસ્ત ભટકવા ન દેતાં સ્વરૂપના જ્ઞાનમાં સ્થિર રાખી શાન્તિને જાળવી એ બ્રાહ્મણનું લક્ષણ છે. જો ચિત્તમાં શાન્તિ પ્રધાન હોય ત્યારે જ તેમનામાં તેજસ્વિતા અને પવિત્રતા આવે છે. જેમ ટ્રેનમાં જોડેલું ઇંજીન વરાળના રોધથી વિશેષ બળવાન્ થાય છે. તેમ બ્રાહ્મણો ચિત્તને વિષયોમાંથી રોધ કરે ત્યારે વિશેષ બળવાન તેજસ્વી થાય છે. શાન્તિ ત્યારે આવે જયારે કામનાઓ ઘટી જાય. શાકુન્તલમાં કણ્વ ઋષિના ગુણોનું વર્ણન છે જેમાં લખ્યું છે-કે, शमप्रधाने तपोधनेषु તેમનામાં શમ પ્રધાન વડે તપરૂપી ધન હતું.

હવે જે બીજો ગુણ ભગવાન્ કહે છે તે દમઃ છે. ઇન્દ્રિય નિગ્રહ અને તપ ઉભય હોય તો તેજસ્વિતા વધે. જેમ પરીક્ષિત રાજાને શમીક ઋષિના નાના બાળકે શાપ આપ્યો તે સત્ય થયો. કારણ તે મુનિ કુમાર તેજસ્વી હતો. તે બોલ્યો अहो अधर्मपालानां पीव्नां बलि भुजामिव। स्वामिन्य घंयद्दासानां द्वारपानां शुनामिव॥ ब्राह्मणैः क्षत्रबन्धुर्हि द्वारपालो निरुपितः। स कथं तद्गृहे द्वास्थस भाण्डं भोक्तुमर्हति। कृष्णे गते भगवति शास्तर्युत्पथगामिनाम्। तद्भिन्नसेतुनद्याहं शास्मि पश्यत मे बलम्॥ "જુઓ તો ખરા આ ક્ષત્રિયો કે જે અધર્મનું જ પાલન કરવા લાગ્યા છે, જેમ દ્વારે ઉભેલો કુતરો રાજ્ય ગાદી ઉપર બેસે તેમ અમારી કૃપાથીજ જેમને રાજ્યાસન મળ્યું છે એવા ક્ષત્રિયો છકી ગયા છે. તેમને મારૂં બળ બતાવું, એમ બોલીને તેણે શાપ આપ્યો. એમ ઇન્દ્રિય નિગ્રહ વડે પણ તેજસ્વિતા વધે છે."

હવે ત્રીજો ગુણ તે તપઃ આવ્યો જે માટે મનુસ્મૃતિમાં લખે છે કે, वेदमेव सदाभ्यस्येत्तपस्तप्स्यन्द्विजोत्तमः। वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते॥ તપનો અર્થ માત્ર શરીર શોષણ જાણવું નહિ. ત્રિવર્ણને વેદાભ્યાસ સ્વાધ્યાય પ્રવચનાભ્યામ્ ન પ્રમદિતવ્યં તેજ તપ છે વેદાભ્યાસ વડે ઇન્દ્રિયોને તૃપ્ત રાખવી તેમાં જ તેને જોડવી તેજ ખરેખરૂં તપ છે. વળી પઠન પાઠન રૂપી તપ કર્યા જ કરવું. પોતે સ્વાધ્યાય રતઃ રહી ત્રૈવર્ણ્યને કરાવવું. જયાં મનુ ભગવાન્ કહે છે एपतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः। स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः॥ દરેક વર્ણોએ પોતપોતાના શું ધર્મો છે તે અને તેને લગતાં શું કર્મો છે તે બ્રાહ્મણોની પાસેથી શીખવાં જોઇએ, એમ મનુ ભગવાને આજ્ઞા આપી છે. તેમ આપવાથી પૂર્વે દેશ સુવ્યવસ્થિત ચાલતો હતો. परान्नेन मुखं दग्धं हस्तौ दग्धौ प्रतिग्रहात्। परस्त्रीभिर्मनो दग्धं कुतः शापः फलौ युगे પારકાના અન્નથી જેમનું મુખ બળેલું છે, પારકાની પાસેથી પૈસા ગ્રહણ કરવાથી હાથો બળેલા છે. અને પરસ્ત્રી વાંચ્છાથી જેનું મન બળેલું છે, એવી દશા બ્રાહ્મણોની કલિયુગમાં છે.

હવે જે ચોથું આવ્યું તે શૌચ. જયાં શમઃ દમઃ તપ રહે ત્યાં શૌચ સહજે રહ્યું છે. કોઇની આજીવિકા લુંટી કેવળ પોતાનું પેટ ભરવું તે મુખ્ય અશૌચ છે. તેનાથી ચિત્તમાં અશુદ્ધિ ઉત્પન્ન થઈ બહાર પણ સ્નાન સંધ્યામાં અશુદ્ધિ ઉત્પન્ન થાય છે. માટે શાસ્ત્રકારોએ કહ્યું છે કે, सर्वेपामेव शौचानामर्थशौचं परं स्मृतम्॥ योऽर्थे शुचिर्हि सशुचिनं मृद्वारि शुचिःशुचिः॥ જો અર્થ કમાવવામાં શુદ્ધતા

પાળે નહિ તો પાણીથી જે શુદ્ધિ કરવામાં આવે છે તે ખરી શુદ્ધિ નથી માટે અંતરશુદ્ધિ તે સ્વાધ્યાય ને અર્થશુદ્ધિ તે બહિ'શુદ્ધિ છે. એમ બ્રાહ્મણની શુદ્ધિ છે.

હવે શાન્તિ એ પાંચમો ગુણ છે, તે રામદાસ સ્વામિએ પોતાનાં જીવનમાં બતાવ્યો છે. તેમના એક શિષ્યે શેરડીના ખેતરમાંથી શેરડી ચોરી. ખેડુતે તેને માટે માર્ગમાં મળતાં રામદાસ સ્વામિને જ લાકડીઓથી માર માર્યો. તે શિવાજી મહારાજને ખબર પડી અને ખેડુતે પણ જાણ્યું કે, મેં મહારાજના ગુરૂનેજ સોટા માર્યા છે. તે શરણ આવ્યો ત્યારે સ્વામિએ કહ્યુ, તારો વાંક નથી. યથાર્થ થયું. 'શિષ્યસ્ય અપરાધે ગુરોઃ દંડઃ' છે જ. પછી શિવાજી મહારાજ પાસેથી તેના નામનું ખેતર કરાવી આપ્યુ. એમ શાન્તિનો પરમ ગુણ શમીક ઋષિએ પણ બતાવ્યો હતો. તથા વસિષ્ઠ ગુરૂએ પણ કેળવ્યો હતો. હવે જેમનું અંત.કરણ મલિન હોતું નથી તેમનામાં આર્જવ હોય છે. દ્રોણ ગુરૂને ખબર હતી કે મારા મરણ માટે જ ધૃષ્ટદ્યુમ્ન છે. છતાં દ્રુપદે તેમની પાસે વિદ્યાભ્યાસ માટે મોકલાવ્યો તો તેમણે પ્રેમથી તેમને શસ્ત્રવિદ્યા ભણાવી હતી. એમ આર્જવ એ શુદ્ધ હૃદયમાં જ રહે છે.

હવે જ્ઞાન અને વિજ્ઞાન એ પણ બ્રાહ્મણમાં સહજ હોવું જોઈએ. જેમકે ब्रह्मविद् ब्रह्मैव भवति બ્રહ્મને જાણનારો બ્રહ્મરૂપ જ થાય છે. જ્યાં નિવૃત્તિ ભગવાન્ સ્વાનુભવ લખે છે मन निवटलें ध्येय सांपडलें ॥ ठाण दिर्वि केलें ज्ञानालागीं ॥ उमालयांध्वनि कृष्ण नामे ठसा ॥ सर्व हृषीकेशें भरलें दीसें ॥ दिशा द्रुमध्यान हारपली शोय ॥ अवघा कृष्ण होय ध्यानीं मनीं ॥ निवृतिमांजी घर मनाचा सुघडु कृष्णचि उघडु दीसतसे ॥ મન સેવામાં વિલીન થયું ત્યાં જ્ઞાને સ્થિરતા કરી જ્યાં અતરનો ધ્વનિ સાંભળવામાં આવ્યો, તે કૃષ્ણ નામ કર્ણે આવ્યું અને તેથી સર્વ હૃશીકેશ વડે ભરેલું લાગવા માંડયું. દિશાઓમાં ઝાડીમાં તેના નામરૂપ વિલીન થઇ કૃષ્ણ રૂપજ દેખાવા લાગ્યું. નિવૃત્તિરૂપી સ્મૃતિમાં કૃષ્ણ સ્વરૂપ પ્રગટ થયું પ્રકારે તો નવ ગુણ रत्नाकरू ॥ यथा रत्नाचा ह्यारू । न फेडीतलें दिनकरू । प्रकाशु जैसा ॥ नाना चांपाचां पौली पूजिला ॥ चंद्रु चंद्रिका घवळला ॥ कां चंदनु निजें चर्चिला । सौरस्यें जेवीं । જે પ્રમાણે સૂર્ય પ્રકાશ સ્વાભાવિક તેમ આ નવ ગુણો બ્રાહ્મણોમાં સ્વાભાવિક જોઈએ તથા ચંપાનુ ઝાડ ફૂલોવડે શોભે છે. ચંદ્ર ચદ્રિકા વડે શોભે છે. ચંદન પરિમલ વડે શોભે છે. તેમ જ બ્રાહ્મણમા નવ ગુણો હોય તો જ તે શોભે છે.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रकर्म स्वभावजम् ॥ ४३ ॥

અન્વય—शौर्यं तेजः धृतिः શૌર્ય, તેજ અને ધૃતિ दाक्ष्यं च युद्धे अपलायनम् દક્ષતા તેમજ યુદ્ધમાં પુઠ ન બતાવવી दानम् ईश्वरभाव· स्वभावजम् દાન તથા ઇશ્વરભાવ સ્વાભાવિક છે. क्षात्रम् कर्म તે ક્ષાત્ર કર્મ છે.

બ્રાહ્મણોનાં સ્વભાવજન્ય કર્મો કહ્યા. હવે આ શ્લોકમાં ક્ષત્રિયોનાં સ્વભાવજન્ય કર્મો પરમાત્મા કહે છે. સ્વભાવમાં કાઇક અંતર થાય ત્યારે તેને જ ધર્મ તરીકે પાળવાની પ્રભુ આજ્ઞા છે. વર્તમાન પરિસ્થિતિ સ્વધર્મમાંથી ખસવાની છે.

અર્જુન પણ સ્વધર્મમાંથી જ ખસવા લાગ્યો હતો. યુદ્ધમાં પરાંગમુખ થવું એ ક્ષત્રિયનો અધર્મ છે. માટે ભગવાન્ સમજાવે છે કે, તને ક્ષત્રિયપણાનો જે રોગ લાગ્યો છે તેને માટે ઉપરોક્ત ધર્મ પાળવાથી તું મુક્ત થઈશ અને પૂર્વે મેં તને બીજા અધ્યાયમાં કહ્યું હતું કે, 'નૈસ્ત્રૈગુણ્યો ભવાર્જુન' તેમ તું ત્રિગુણાતીત તો જ થઈશ. ક્ષત્રિય રોગમાંથી મુક્ત થવાને ઉપરોક્ત જ ઔષધ છે. તે ન પીતાં ભવરોગ ટળશે નહિ આના સાત નિદાન છે. જેમ શરદ ઋતુમાં નભમંડળમાં સપ્ત ઋષિના તારા શોભે છે. તેમ જ ક્ષત્રિય આ સાત ગુણોથી શોભે છે. क्षतात् ( भयात् ) त्रायते इति क्षत्रियः ક્ષત્રિય ત્રૈલોક્યને જે ભયથી મુક્ત કરે તે જ ક્ષત્રિય છે. માટે તો રાજ્ય દંડ ક્ષત્રિયના હાથમાં છે. બ્રાહ્મણનો પઠન પાઠન મુખ્ય ધર્મ તેમ જ ક્ષત્રિયનો પ્રજા રક્ષણ મુખ્ય ધર્મ છે. રાજા રાજ્યાસન ઉપર બેસે ત્યારે તેના હાથમાં દંડનું ચિહ્ન પૂર્વે બ્રાહ્મણો વડે અપાતું હતું. વર્તમાન કાળમાં પણ યુરોપમાં રાજાઓને તેમના ધર્મગુરૂ કે જેનું નામ લોર્ડ બીશપ કહેવાય છે તેજ દંડ હાથમાં આપે છે. તેની સૂચના જ છે કે, અનીતિથી વર્તે તેને દંડ કરવો, એ શૌર્ય રાજાના સ્વભાવમાં છે. 'शूरस्य भावः शौर्यम्' અંતઃકરણમા જે શૂરતા રહી છે, તેનું જ બહિરચિહ્ન દંડ છે આ શૌર્ય ક્ષત્રિયમાં પ્રસુપ્ત પડયું હોય પછી સ્વભાવ સિદ્ધ બહાર નીકળે છે. જેમ શ્રીરામચંદ્ર ભગવાનમાં હતું. રામચદ્ર સ્વભાવે શાન્ત દેખાતા હતા. પરંતુ પ્રસંગવશાત્ વનમાં રાક્ષસો પ્રત્યે તેમ જ ખાસ કરીને રાવણ પ્રત્યે બતાવ્યું છે જે ગુણ સિંહમાં પણ હોય છે. एकाकिनिवनवासिन्य राज्यलक्ष्यण्यनीति शास्त्रक्षे सर्वोन्नते मृगपतौ राजेति गिर परिणमन्ति ॥ સિંહ છે તે વનમાં એકલો હોય છે તેની પાસે રાજ્ય ચિહ્ન પણ હોતું નથી. નીતિ શાસ્ત્ર પણ જાણતો નથી તો પણ ચિત્તમાં શૌર્યના ગુણવાળો તે રાજા સમાન છે. એવો સ્વભાવ જે ક્ષત્રિયમા હોય તેને સિંહની ઉપમા અપાય છે. હવે માત્ર સીં રહી ગયો. જેમ રતનસિં ધર્મસિં વિગેરે વિગેરે તેવો જ સ્વભાવ પણ થઈ ગયો છે. જેમ જેમ ધર્મથી ચ્યુત થતા ગયા તેમ, તેમ, શૌર્ય નીકળી જવા લાગ્યું. પૂર્વે રાજા સ્વધર્મ સુંદર રીતે પાળતા હતા. જ્યારે રાજા દુષ્યન્ત પુન વનમાં ગયા ત્યારે બાલ ભરત સિંહની સાથે રમતા હતા અને તેના દાંત ગણતા હતા. તે જોઈ રાજા હર્ષમા આવી ઉભા રહ્યા અને સહજ શબ્દો મોઢામાંથી બહાર પડ્યા કે, महत्तेजांसि वालोऽयंप्रतिभाति मे. એમ શૌર્યનો સાથી તેજ છે.

હવે બીજો ધર્મ ધૃતિ પરમાત્મા ક્ષત્રિયમાં નાંખે છે. કારણ શૌર્ય તેજથી તેઓ ઉદ્ધત થાય નહિ. રાજા ધર્મમાં ઉપરોક્ત ત્રણે ગુણો હતા. જેમાં ધૃતિ વિશેષ હતી જે તેમણે વનવાસમા બતાવી હતી. એક્ બ્રાહ્મણ અગ્નિહોત્રી હતો તેનો અગ્નિ ઉત્પન્ન કરવાનું પાત્ર યમરાજ મૃગનું શરીર ધારણ કરીને લઈ ગયા હતા, તેથી બ્રાહ્મણ ધર્મને શરણ આવ્યો. ત્યારે ચારે ભાઈઓને ધર્મે શોધવા મોકલ્યા- શોધતાં થાકયા તદપિ તે મળ્યો નહિ, ત્યારે તૃષાથી વ્યાકુળ થઈ એક જળાશય પાસે ગયા. ત્યા યમરાજા જળાશય પાસેના ઝાડ ઉપર યક્ષ શરીર ધારણ કરી બેઠા હતા. જ્યા પહેલાં ભીમસેન આવ્યો તેને પ્રશ્નો પૂછયા અને કહ્યુ પ્રત્યુત્તર વિના પાણી પીશે તો મરી જઈશ. ભીમે ન

સાંભળતાં પાણી પીધું તેથી ત્યાં જ મરણ શરણ થયો. જેમ ભીમસેનની દશા તેવી જ બીજા ત્રણ ભાઈઓની દશા થઈ. છેવટે રાજા ધર્મ તે સ્થાનમાં આવ્યા અને ભાઈઓની આ દશા જોઈ અત્યંત ખેદ પામ્યા. તેઓ તેમને પંચ પ્રાણ જેવા પ્રિય હતા. વળી તેમના પ્રાણ પણ તૃષાથી વ્યાકુળ થયા હતા. તેથી જળ પીવા ગયા ત્યાં યક્ષે તેમને અટકાવ્યા અને પ્રશ્નો પૂછયા ત્યારે ધૃતિને ધારણ કરી પ્રશ્નોત્તર રીતસર આપ્યા. જ્યાં મધુસૂદન સરસ્વતી સ્વટીકામાં લખે છે. ક્ષત્રિયમાં ઉત્તમ પ્રકારની સાત્વિક ધૃતિ અવશ્ય જોઇએ જ તોજ તેમાં સમતોલપણું સચવાય છે. હવે ચોથો ધર્મ તે દાક્ષ્ય આવ્યું, તેજ રાજ્ય પદને પામી શકે. જેમકે सुचिंत्य चोक्तं सुविचार्ययत्कृतं सुदीर्घकालेऽपि न याति विक्रियताम् જે કાંઈ કામ સારૂ ચિંતન કરી સારો વિચાર કરી કરવામાં આવે તે લાંબે કાળે પણ નાશ પામતો નથી. માટે દક્ષતા એ મુખ્ય ધર્મ છે. તે દક્ષતાની ખામીને લીધે પેશવાઈ રાજ્ય ગયું. દુશ્મનોનું લશ્કર ગામ બહાર આવી પહોંચ્યું ત્યા સુધી સાવધાન રહ્યા નહિ પ્રમાદ સેવ્યો, દુષ્મને ઘેરો નાખ્યો તો કહે નાંખવા દો એમ ઉંઘમા પેશવા સરકારે રાજ્ય ખોયું. આ દક્ષતાના બારામાં કાગડાઓને ગુરૂ કરવા જોઇએ. તેનામાં આંખ એકજ છે, છતાં એવો દક્ષ છે કે કદાપિ કોઈની જાળમાં આવતા નથી. તે પ્રભાતે વ્હેલા જાગૃત થઈ સર્વને જાગૃત કરે છે. એમ ઉઠવાની સાથેજ દક્ષ છે. હાલમાં જે દક્ષતા વાપરવામાં આવે છે, તે ત્યાંજ કે કોઈની પાઘડી કેમ ઉતાડવી, અર્થાત્ બીજાઓને નિર્ધન કેમ બનાવવા એ બારામાં જ દક્ષતા રખાય છે. જ્યાં દૃષ્ટાંત છે કે, કોઈ એક ગામમા એક બ્રહ્મણ કથા કરવા ગયો. ત્યાં ગામમા પ્રવેશતાં જ એક માણસ તેને મળ્યો તેને તેણે પૂછયું કે, अस्मिन्न् नगरे को दक्षः આ નગરમા દક્ષ કોણ છે, તે કહે परधनहरणे सर्वेऽपि दक्षा जनाः પારકા નુ ધન હરણ કરવામાં સર્વે કોઈ દક્ષ છે. તેવીજ રીતે આપણું પણ થયું છે. પરંતુ ધર્મના બારામા જે દક્ષ તેજ ખરો દક્ષ છે

દક્ષ પ્રજાપતિ ધર્મના બારામાં દક્ષ હતો. તે યજ્ઞો વિધિપૂર્વક કર્તા હતા, તેને દક્ષ ઋષિમુનિઓ કહેવા લાગ્યા તેથી અભિમાન આવ્યું. ને ભગવાન્ શંકરનું અપમાન કર્યું, જેથી તેનો નાશ થયો, એમ દક્ષતા ધર્મ પાળતાં જો નીકળી જાય તો વિપરીત થાય. માટે દક્ષતા સાથે નિરભિમાનતા જોઇએ.

હવે પાંચમો ગુણ તે ' યુદ્ધે ચાપ્ય પલાયનમ્' યુદ્ધમા પુઠ બતાવે નહિ જેમાં શૌર્ય છે, તે शूरस्य मरण तृणम् શૂરને મરણ તૃણવત હોય છે. અત્રે અર્જુનને જ જાણે સૂચના કરતા હતા કે યુદ્ધમા પુઠ બતાવવી નહિ. એ તારો મુખ્ય ધર્મ છે. માટે ઉઠ અને લડ.

છઠ્ઠો ધર્મ આવ્યો દાન જેમાં કર્ણના દૃષ્ટાંત પ્રસિદ્ધ જ છે તેમ જ રાજા રઘુએ પણ સર્વસ્વ દાનમાં આપ્યું હતુ, ત્યાર પછી તેના પાસે એક ઋષિ જેને ૧૪ કરોડ ગીનીઓ જોઇતી હતી. તેને તેમણે કુબેર પાસે મોકલી અપાવી કુબેરે વિશેષ આપી. તો રઘુ કહે તારા નિમિત્તની છે, તે તુ લેને બ્રાહ્મણ કહે મને કાર્ય પુરતી જોઇયે છે યજ્ઞ કરવો છે, તેટલી જ. એમ જ્યા ઉદારતા હોય ત્યાંજ દાન આપવાની શક્તિ

પણ હોય છે. રાજા ભોજ અતિ ઉદાર હોવાથી પ્રધાનને ચિંતા પડી કે ખજાનો ખલાસ થશે ત્યારે રાજાનાં અંતઃપૂરના દરવાજામાં શ્લોક લખ્યો आपदर्थे धनं रक्षेत् તે વાંચીને રાજાએ લખ્યું કે, श्रीमतां आपदः कुतः ત્યારે પ્રધાન લખે કે कदाचित् कुप्यते दैवं કવચિત્ દૈવ કોપાયમાન થાય તો ત્યારે રાજાએ લખ્યું કે, संचितापि नश्यति દૈવ કોપે તો સંચિત પણ હરી લેશે.

હવે છેવટનો સાતમો ધર્મ તે ઈશ્વરઃ ભાવઃ તેમના સ્વભાવમાં રાજ ઋષિપણું તે ઈશ્વરઃ વળી ઈશ્વરઃ માં સત્તા અને પ્રભુત્વ હોય છે. તેમ રાજાઓના સ્વભાવમાં પણ સત્તા ને પ્રભુતા હોય છે. જો આ બે ઇશ્વરના ગુણો ન હોય તો રાજ્યપદ ટકતું નથી. રાજા દશરથ ઇન્દ્રને મળવા ગયા હતા ત્યારે કહ્યું હતું કે, કાર્યવશાત્ તને મેળવા આવું છું. પરંતુ હું પણ કાંઈક છું જ, એમ સ્વામિત્વ અને સત્તા એ ઈશ્વર થાય ક્ષત્રીયમાં છેજ એમ ઉપરોક્ત સાત ગુણો ક્ષત્રીયના ધર્મરૂપે છે.

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

कृषिगोरक्ष्यवाणिज्यम् ખેતી ગૌની રક્ષા તેમ વેપાર स्वभावजम् वैश्यकर्म વૈશ્યનું સ્વાભાવિક કર્મ છે, परिचर्यात्मकम् कर्म ત્રણે વર્ણની સેવા રૂપી જે કર્મ તે शूद्रस्य अपि स्वभावजम् શૂદ્રનું પણ સ્વભાવિક કર્મ છે.

બ્રહ્માએ સૃષ્ટિની ઉત્પત્તિ કરી ત્યારે મનુષ્ય પ્રાણી સરજ્યાં ત્યારે પોતાને કૃતકૃત્ય માનીને सुकृतं वर्तेति એમ બોલ્યા અને મનુષ્ય પ્રાણીઓમાં ચાર વિભાગ પાડ્યા જેમાં બ્રાહ્મણ ક્ષત્રિયોને રક્ષણ માટે ધર્મ ઠરાવી આપ્યા, અને બ્રાહ્મણોની યોગ્યતા જોઈ તેમને જગત્ ગુરૂ ઠરાવ્યા. હવે જ્યારે सर्वारंभास्तदुलप्रस्थमूलाः સૃષ્ટિના પોષણને માટે અન્નની ગરજ પડી તે કામ વૈશ્યોને માટે રાખ્યું, એમ ત્રિવર્ણ ઉત્પન્ન કર્યા તે રાજા મહારાજા જેવા થયા. શારીરિક કામો કોઈ કોઈના કરે નહિ. ત્યારે ચોથો વર્ણ સરજ્યો તે શૂદ્ર ઉત્પન્ન થયા. તેમણે ત્રૈવર્ણની સેવા કરવી એમ નક્કી કર્યું. ત્રણ વર્ણો જ્યારે પોતાનાં સ્વકર્મ ઉપર સ્થિર રહે તો તેઓ દેવ જેવા ગણાય અને એમ દેવ જેવા હોય તો જ શૂદ્રોએ તેમની દેવ સમજીને સેવા કરવી. તેમાં તેઓનું પણ કલ્યાણ છે, એમ પૃથક્ ભેદ પાડ્યા.

જેમાં કૃષિ ગૌરક્ષા વાણિજય એ વિશ્વની ખોરાકની રક્ષા માટે વાણીઆએ ને ઉત્પન્ન કર્યા. પૂર્વના કાળમાં પરિગ્રહ ઓછા હોવાથી અન્ન, વસ્ત્ર અને પાણીની જ ગરજ રહેતી તેથી તેઓ દુઃખી થતા નહિ. વળી ધર્મ સારી રીતે પળાતો માટે પર્જન્યની પણ ખોટ પડતી નહિ. અને પાણી પુષ્કળ હોવાથી અન્ન પણ પુષ્કળ થતું. વળી પરદેશે ચડતું નહિ તેથી સસ્તું પણ મળતું, માટે યજ્ઞાદિકો વિશેષ કરી લોકો દેવોને સંતોષી રાખતા અને અન્ન કોઈ પણ વેચતું નહિ જેમાં રાંધેલું અન્ન વેચવાનો મહાદોષ છે. જ્યાં શ્રીમદ્ભાગવત માહાત્મ્યમાં લખે છે. अट्टशूला जनपदा જ્યારે અન્ન વેચાય ત્યારે જાણવું કે પૂરે પૂરો કલિયુગ આવ્યો છે. पृथिव्यां त्रीणि रत्नानि जलं अन्न सुभाषितम् વિદ્યા અન્ન અને જલ એ પૃથ્વીનાં ત્રણ રત્નો છે, તેને વેચવાં નહિ.

જ્યારે હમણાં ત્રણેનો વિક્રય થાય છે. જેથી અન્નનાં ફાંફાં પડવાં માંડ્યા છે. વળી વણિકોએ પણ સ્વધર્મ મુકયો છે. અર્થાત્ કૃષિ કરતા નથી, જે ખેતીને માટે કહેવત છે કે, उत्तम खेती मध्यम व्यापार अने कनिष्ट चाकरी તે ખેતી ગઈ શૂદ્રના હાથમાં અને ચાકરી રહી વાણીઓના નસીબમાં, એમ અનવસ્થા થવાથી દેશમાં અન્નનાં શાં શાં પડવા માંડયાં છે વળી વર્તમાન કાળમાં નોટોને ધન માનવામાં આવે છે. જ્યારે પૂર્વે ખેતરને ધન માનતા હતા, જેમની પાસે ખેતર ઝાઝા તે ધનવાન ગણાતો. વળી ઘરની ખેતી વાડી હોય તો ઉદારતા પણ અંતઃકરણમા રહે છે. પોતાનાજ ખેતરમાં અનાજ વિપુલ પાકે તો ગરીબોને જમાડવામાં સંકોચ લાગે નહિ. હોંસથી બીજાને જમાડીને પ્રસન્ન થાય. એમ ઘરની ખેતીવાડી વડે અનેકોનું ઉદર પોષણ થાય, જેમ કે ઘરનાં ખેતર હોય તો તેને માટે બળદો રાખવા પડે, તેના રક્ષણ માટે મનુષ્યો રાખવા પડે. વળી ખેતરમાં પડી રહેલા દાણાઓ પણ અનેક પશુ પક્ષી ઇતર જીવો જનાવરોને મળે. એમ ખેડુત મોટા દાતા થઈ શકે છે, અને મન પણ મોટું રહે છે, જે બારામાં એક ઇતિહાસ છે.

કોઈ એક રાજા મૃગયા કરવા ગયો હતો, મૃગની પછવાડે દોડતાં થાકી ગયો. અને મૃગ વનમાં કયાંએ ભરાઇ ગયું, રાજા થાકેલો એક બાગમાં ગયો, ત્યાંના ખેડુત પાસેથી પાણી માંગ્યું, ખેડુને સુંદર પરિપકવ થયેલું કલીંગર રાજાને ખાવા આપ્યું. રાજાની તૃષા સમી અને અમૃત પાન જેવું લાગ્યું. પછી ખેડુત ઉપર ધ્યાન રાખી રાજ્યમાં ગયો ત્યારે તેને બોલાવી ગીનીઓ આપવા માંડી, ખેડુતે તે લીધી નહિ, અને કહ્યું કે એમાં મેં વિશેષ શું કર્યું, એવા તો મારે ત્યા કઇક પ્રાણીઓ આવે છે, તેને હું તૃપ્ત કરૂં છુ, અર્થાત્ કલીંગરની કાંઇ પણ કીંમત છે એમ તેને લાગ્યું નહિ. એમ રાજા પાસે સામાન્ય ખેડુત ઉદ ર થયો. વળી કુટુંબનો વિયોગ સહન કરવો પડતો નથી, ગામડામાં રહેવાથી તન્દુરસ્તી વધે છે. ખેતરમાં બાયડી છોકરાંઓ પણ સાથે કામ કરવા લાગે છે. વળી ધન પણ કેવું તો એક દાણો વાવે તેના અનેક થાય છે. આંબાની એક ગોટલી વાવો તો વૃક્ષ થાય અને વૃક્ષમાં અનેક આંબાઓ થાય છે એમ દેવ એકનું સહસ્ર આપે તો મનુષ્ય પ્રાણી શું આપી શકે? વળી પડેલું અન્ન ફળ પશુ પક્ષી ખાય તેઓ પણ આશીર્વાદ આપે છે, એ સર્વ જ્યારે ઘરનું હોય ત્યારે ઔદાર્ય આવે, નાગરિક જીવનમાં પોતાની જાતની જ જો કીંમત આપવી પડે તો તેથી ઔદાર્ય પણ કીંમતી થઈ ગયું છે. પ્રથમ આવું ઔદાર્ય સ્વભાવસિદ્ધ હતું ત્યારે હાલ કોઇ કોઈને ફળ આપે તોએ મહા મોટું પુણ્ય ગણાય છે. એમ એક પ્રકારના અભિમાનની ગ્રન્થીઓ બંધાય છે. જ્યારે ખેડુતને કોઈનો કુસંગ પણ લાગતો નથી. સુંદર ઝાડ પાન ઈશ્વરી સૃષ્ટિનાં દર્શન સહજ થાય છે, જેથી મન પણ પ્રસન્ન થાય છે. અને જીવન માટે પણ વૈદક શાસ્ત્રમાં તે ઉત્તમ ગણાય છે. નાગરિક લોકોનો સંસર્ગ મનને મલિન કરે છે. માટે જ પૂર્વે પરમાત્માએ કહ્યું છે કે, अरतिर्जनसंसदि માણસોના સંગોમા રતી રાખવી નહિ, શુદ્ધ ગામડાના વાતાવરણમાં પ્રાણવાયુ અંદર જાય છે જ્યારે શહેરી જીંદગીમાં બીજાઓના અપાન વાયુ આપણા અંતઃકરણમાં ગુસા જાયે છે. તેથી તેમનાં ગુણદોષો આપણામાં

આવે છે. એમ સર્વ કોઈ ખેતીવાડી મુકી નાગરીક થયા ત્યારે નગરમાં દાડમના દાણાની પેઠે વસ્તી ગીચ થઈ પરસ્પર છેતર પીંડી કરવા માંડી અને લુટવાના જ ધંધા રહ્યા. પરદેશ કમાવવા રૂપી સત્ય વાણિજ્ય રહ્યુ નહિ. જ્યાં ધર્મ નહિ તે વાણિજ્ય નહિ, વળી મુખ્ય સટ્ટો તે ચોખા જુગારને લોકો વ્યાપાર કહેવા માંડયા છે. પંચમહાપાતકમાંનું પાપ જે એક છે તેથી સર્વ પ્રકારે બુદ્ધિભ્રષ્ટ થઈને પાપો વધવા માંડ્યા અને ગૌરક્ષાને બદલે તેમના વધ આપણા જ દેશમાં સ્વેચ્છો કરવા માંડ્યા કે જેમનું પૂજન અર્ચન થવું જોઇએ. ભગવાન્ શ્રી કૃષ્ણ પ્રભુ ૧૧ વર્ષ સુધી ગોકુળમાં રહી ગાયોની સેવા કરી માટે તો ગોવિંદ તેમ જ ગોપાળ કહેવાય છે. પ્રભુના બાળચરીત્રમાં પણ ગાય છેજ. તેમની મધુર બાંસરીનો નાદ સાંભળી ગાયો દોડી આવતી જ્યારે પ્રભુ મથુરા પધર્યા ત્યારે ગાયોનાં ધણનાં ધણ એમને જવાના માર્ગમાં આડાં ઉભાં રહ્યાં હતાં. એમ શ્રી કૃષ્ણ પરમાત્માને ગાય અત્યંત પ્રિય હતી. આવા ગૌરક્ષાનાં સત્ય તત્વો નાશ પામવાથી ઘી દુધનાં શાં શાં પડવા માંડ્યાં છે. અને પરદેશી ચરબીના ભેળવાળું ઘી ખાવું પડે છે. ત્યાં પણ કરકસર મનમાં આવે છે. જ્યારે પૂર્વકાળમાં રાજાઓ હજારો ગાયો દાનમાં આપતા જેમ કે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં જનક મહારાજે ગુરૂ યાજ્ઞવલ્કયને એક લક્ષ ગાયો દાનમાં આપી છે. અત્રે દાન આપનાર દુર્લભ તેમ લઇને પાલન કરવી દુર્લભ થઇ પડયું છે. એમ પ્રથમ બ્રાહ્મણોએ ચાકરી કરવા માંડી ત્યાથી વર્ણવ્યવસ્થા તુટી ગઈ. તેમ થવાથી સર્વ પ્રકારનાં દુઃખો આવી મળ્યાં છે. છોકરો ૧૬-૧૭ વર્ષનો થાય કે ફીકર પડે કે શું ધંધો કરવો એમ પૂર્વકાળ જો પાછો લાવીએ તો જ સુખી થઇએ તો 'રાજા કાલસ્ય કારણમ્' હોવાથી તે સ્વદેશી જોઇએ ત્યારે દેશનો ઉદય થાય.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥

અન્વય—स्वे स्वे कर्मणि अभिरतः પોતપોતાનાં કર્મોમાં જે નિરંતર લાગેલો હોય नरः संसिद्धिम् लभते નર છે તે મોક્ષરૂપી સિદ્ધિને મેળવે છે. स्वकर्म-निरतः सिद्धिम् જ્ઞાનસિદ્ધિને यथा लभते तत् शृणु તે સાંભળ.

ચાતુર્વર્ણ્યની વ્યવસ્થામાં સર્વ કોઇનાં ભિન્ન ભિન્ન કર્મોનું વર્ણન કરીને આ શ્લોકમાં ભગવાન્ કહે છે કે, પોતપોતાનાં કર્મમાં રત રહીને મનુષ્ય પ્રાણી ચાલે તોજ પરમગતીને પામે છે અત્રે જે સ્વે સ્વે એમ બે વખત ઉચ્ચાર કર્યો તેમાં જ પરમાત્મા બતાવે છે કે વિહિત કર્મ અવશ્ય પાળવાં જ. પ્રભુનાં નક્કી કરેલ કર્મો જ વિહિત કર્મો છે. આપણે નક્કી કરીએ તે નથી. કારણ પોતે જ પોતાને જાણવા નથી તેથી સ્વ સ્વભાવ જ આપણને ખબર નથી. જેમ આપણી પ્રકૃતિ આપણને નિરવર ઔષધ આપનાર વૈદ્ય જાણે છે. આપણે તેને બરોબર જાણવા નથી. તેમ વિશ્વના વૈદ્ય આપણી નાડ જાણીને આપણા માટે શ્રેયસના બારામાં કર્મો નક્કી કરી મુકયાં છે. જે વર્ણાશ્રમ વિહિત છે. જેના આચરણથી તથા ઉત્તમ ફળને માટે ભગવાન્ જ્ઞાનેશ્વર મહારાજ લખે છે अर्जुना जो यापरी। तें विहित कर्म स्वयें करी।

तो मोक्षाचा पैल द्वारीं। पैठा होय ॥ किंबहुना आत्मज्ञान। जेणे हाता ये निधान। तें वैराग्य दिव्यांजन। जीवें लेतो ॥ हे विहित कर्म पांडवा। आपुला अनन्य वोलावा। आणी हेचि परम सेवा। मज सर्वात्मकाची ॥ पैं आघवाचि भोगेंसी। पतिव्रता क्रीडे प्रियेंसी। कीं तयाचि नामें जैसीं। तपें तियां केलीं ॥ कां बाळका एकी माये वांचोनि जिणें काय आहे। ह्मणोनि सेविजे की तो होयें। पाटाचा धर्मु॥ तैसें आपुलिया विहिता। उपायो असेन विसंवितां। पैसा कीजे कीं जगन्नाथा। आभारु पडे ॥ अगा जयाचें विहित। तें ईश्वराचें मनोगत। ह्मणोनि केलिया निभ्रांत। सांपडेचि तो ॥ હે અર્જુન! જે વિહિત કર્મનું આચરણ કરે તે પુરૂષ મોક્ષના દરવાજારૂપ વૈરાગ્યની પાસે આવી ઉભો છે તેથી આત્મજ્ઞાન તેને હાથમા આવે છે. અને વૈરાગ્યરૂપી દિવ્યાંજન મળે છે. માટે વિહિત કર્મ તે આપણું પરમ વિશ્રાંતિ સ્થાન છે તેને સેવવાથી તે મુખ્ય ધર્મ સાધ્ય થાય સર્વાત્મા તે જ પરમાત્મા પણ આપણી તે જ સેવા ગ્રહણ કરે છે. જેમ પતિવ્રતા સ્ત્રી છે. તે જેમ સંપૂર્ણ ભોગવડે પોતાના પતિ સાથે ભોગ ભોગવે છે, તેજ તેના આચરણને તપ એમ કહેવાય છે. વળી બાળકને મા વિના જીવવાનું બીજું સાધન જ નથી. માટે તેની સેવા કરવાથી તેનું કલ્યાણ થાય છે. એમ આપણે પણ વિહિત કર્મ વિના આપણું કલ્યાણ જ નથી સમજીને તેનું આચરણ કરીએ તો પરમેશ્વર ઉપર તેનું ઋણ થાય છે. માટે વિહિત કર્મ તે પરમેશ્વરનું મનોગત છે માટે તે કરવાથી જ પરમાત્મા અવશ્ય મળે છે.

પરમાત્માએ સ્વકર્મને પરમ સિદ્ધિ જ અત્રે કહી છે. ત્યારે સ્વનો અર્થ જોઈએ તો ઉદાત્ત છે. પ્રથમનાં ચરણમાં સ્વે સ્વે કર્મણિ નિરત.' બોલ્યા. ત્યાં એમ ધ્વનિ છે, કે વર્ણાશ્રમનાં ધર્મ પાળે તો અંતમાં દેહાભિમાન છુટીને સ્વ સ્વરૂપની સિદ્ધિ મેળવે છે. અર્થાત્ આજ શરીરમાં કર્તવ્ય કર્મ કરવાથી છેવટમાં જીવન મુક્ત દશાનો લાભ થાય. જ્યાં સુધી અપરોક્ષાનુભવ થયો નથી ત્યાં સુધી પોતપોતાના વર્ણ ધર્મનું અભિમાન રાખી વર્તવું અને સમજવું કે ब्राह्मणस्य देहोऽयं नाऽर्हति क्षुद्रकामाय બ્રાહ્મણનો આ દેહ બીજા ક્ષુદ્ર કામોને માટે નથી. એમ બ્રાહ્મણને બ્રાહ્મણ કર્મજ ઉંચાં. પછી ક્ષત્રિય વૈશ્યનાં તેને ઉંચાં પણ લાગતાં હોય તો તેને માટે તે ક્ષુદ્ર જ છે. તેમ જ ક્ષત્રિયનાં ક્ષત્રિય માટે ઉંચાં અને ઇતર ત્રિવર્ણનાં ક્ષુદ્ર છે. તેમ જ વાણિયા ક્ષુદ્રનું પણ જાણવું. શૂદ્રે પણ નિષ્કામ અંતઃકરણ વડે વર્ણની સેવા કરી તો બ્રાહ્મણની સંધ્યા તુલ્યજ તે કર્મ તેનું ફળ આપે છે. જ્યાં રામાયણમાં કથા છે કે, રામરાજ્યમાં એક શૂદ્ર તપ કરતો હતો તેથી બ્રાહ્મણનો છોકરો મરી ગયો. તે રાજસભામાં આવીને બોલ્યો કે, મારા જન્માન્તરોમાં પુત્ર મરી જાય તેવું પાપ કર્યું નથી. આ રામના પાપે જ મારો પુત્ર મરી ગયો છે. તપાસ કરતાં શૂદ્રનું તપ તે રામ રાજાને દોષ લાગ્યો હતો. એમ એકનું કર્મ બીજાને માટે દોષવાળું છે. પ્રસ્તુત જોતાં અર્જુન પણ સ્વકર્મ યુદ્ધ મુકી દઈને બ્રાહ્મણ કર્મ સંન્યાસ ગ્રહણ કરવા તૈયાર થયો હતો. માટે ભગવાન્ સમજાવે છે કે, બ્રાહ્મણ કર્મ તને ઉંચું લાગવા છતાં તે તારા માટે ઇષ્ટ નથી. માટે તું ક્ષત્રિય ધર્મ મુકીને બ્રહ્મ કર્મનું આચરણ કરશે તો ક્ષુદ્ર જ કર્મ કરશે. જ્યાં ઉપનિષદ્માં એક ઠેકાણે સંસારને વૃક્ષની

કલ્પના કરી કહ્યું છે કે, મનુષ્ય પ્રાણીએ अहं वृक्षस्य रेरिव સમજીને વર્તવું કે એને ટકાવવાવાળો હુંજ છું. તો ટકાવવાને માટે સૌથી પહેલા સ્વધર્મ જોઈએ. જેમ આગગાડીના સર્વ માણસો સ્વકર્મમાં દક્ષ હોય છે. એક દિવસે એક પોર્ટર ગણેશ ચતુર્થી હોવાથી દારૂ ખુબ પીધો હતો તેથી તેના નીશામાં સીગનલ ઉતારવા ભુલી ગયો જેનાવડે બે ટ્રેનો અથડાઈ ઘણું નુકસાન થયું. તપાસ કરતાં પોર્ટરનો વાંક જણાયો તેને મોટી શિક્ષા થઈ. એમ આ વિશ્વમાં આપણે એક એક મળીને તેનું બંધારણ છે. માટે એમ વિચાર કરવો નહિ, કે મેં એકે સ્વધર્મ ન પાળ્યો તો શું, નુકસાન થાય છે. જેમ અકબર બાદશાહના મહેલમાં દુધનો હોજ ભરવો હતો. ત્યારે સર્વના મનમાં એમ આવ્યું કે, હજારો ઘડા દુધમાં મારો એકલાનો એક ઘડો શા હીસાબમાં. પ્રથમ રાજાએ જ પાણી રેડયું હતું તો આખો હોજ પાણીનો જ ભરાઓ. તેમ એકના મનમાં આવે તેજ બીજાના મનમાં આવે છે. તો પૃથ્વી અધર્મીઓની જ થઈ જાય.

માટે ધર્મરૂપી નૌકા ભગવાને સંસારસમુદ્ર તરવાને આપી છે. તેમાં બેસીને સુખથી સંસારને સહજમાં તરી જવો. જેમાં ફર્સ્ટ કલાસ ક્ષત્રીય સેકન્ડ વૈશ્યનો અને થર્ડ કલાસ શુદ્રનો તે માટે છે. જ્યારે બ્રાહ્મણો ચલાવવાવાળા કેપ્ટન છે. ત્યારે કેપ્ટન ઉપર તો વિશેષ જોખમદારી હોય છે. પરંતુ સ્થાનમાં તો સૌ કોઈ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર પહોંચવાના જ. જો અસ્તવ્યસ્ત બીજાનાં કર્મો કરે તો 'કીલોત્પટીવ વાંદરઃ' ના જેવું થાય. તે બારામાં દૃષ્ટાંત છે કે, એક સમયે કેટલાક સુતારો લાકડાનું કામ કરતા હતા. તે એવા હતા કે તેને જોડીને મુકે તો પુનઃ સંધાઈ જાય. માટે તેના વચમાં ખીલો રાખી તેઓ જમવા ગયા. ત્યાં એક વાંદર આવ્યો ને ખીલો ખેંચી કહાડયો, જેથી તેના વૃષણ તેની વચમાં આવ્યાથી તે મરણ શરણ થયો. એમ ધર્મરૂપી નૌકા માટે સ્ક્રુ પરમાત્માએ બેસાડયા છે. તેને જો વ્યર્થ કોઈ ઉખેડવા જાય તો પોતાનું જ બગાડી મુકે. માટે ભગવાને કહ્યું છે કે, नरः स्वे स्वे कर्मणि अभिरतः संसिद्धिं लभते પોતપોતાના કર્મમાં અભિરતઃ હોય તોજ સંસિદ્ધિને પામે. હવે વિષય સૂક્ષ્મ સમજાવતા બોલે છે કે,

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥

અન્વય— यतः भूतानां प्रवृत्तिः જે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ છે તે येन इदं सर्वं ततम् જે આ સર્વ કાંઈ છે તે तत् स्वकर्मणा તે સ્વકર્મોવડે अभ्यर्च्य मानवः પૂજા કરીને માણસ છે તે सिद्धिं विन्दति સિદ્ધિને મેળવે છે.

આ શ્લોકમાં પણ છેવટમાં માંગલિક શબ્દ છે. જ્યાં પરમાત્મા બોલે છે કે, मानवः सिद्धिं विन्दति માણસ છે તે સિદ્ધિને મેળવે છે. સિદ્ધિની ઇચ્છા સૌ કોઈનેજ હોય છે જેમ કે पुण्यस्य फलमिच्छन्ति पुण्यं नेच्छंति मानवाः પુણ્યનાં મીઠાં ફળો સૌ કોઈને જોઈએ છીએ પરંતુ તેવું આચરણ કરવાની વૃત્તિ હોતી નથી. જ્યાં ભગવાન્ કહે છે કે, હું કહું છું તે કર્મ કરો તો સહજ સિદ્ધિ તમને મળશે. હું

પરમેશ્વર જ આખા જગતમાં નટી રહ્યો છું. જે પ્રાણી માત્રમાં છે. તેની જે પૂજા થાય તેજ સિદ્ધિ મળે છે. અત્રે પોતાની પૂજા તે શું જેના બારામાં સ્વમુખેજ વર્ણન કરે છે. स्वकर्मणा तमभ्यर्च्य સ્વકર્મનું જે અનુષ્ઠાન અર્થાત્ આચરણ તેજ મારી પૂજા છે. વળી આ શ્લોકમાં પોતાનાં લક્ષણો પરમાત્માએ બતાવ્યાં છે. જેમાં સ્વરૂપ લક્ષણા અને તટસ્થ લક્ષણા બતાવી છે. પહેલામાં તટસ્થ લક્ષણા અને બીજામાં સ્વરૂપ લક્ષણા બતાવી છે. તટસ્થ લક્ષણા એટલે પ્રમાણ આપી અનુમાન વડે બતાવવું તેને કહે છે. જેમ કર્મકાણ્ડમાં પરમ નિષ્ઠાવાળા મડનમિશ્ર સાથે અદ્વૈતનું પ્રતિપાદન કરવું હતું ત્યારે તેમનું ઘર પૂછતા શ્રીશંકરાચાર્ય તેમના ગામમાં આવ્યાં. ત્યાં માર્ગમાં મંડનમિશ્રના ઘરની દાસી મળી તેને મંડન મિશ્રનું ઘર કયું એમ પૂછયું. ત્યારે તેણે કહ્યું કે, તેમના ઘરના આંગણામાં પોપટ અને મેનાનાં પાંજરાંઓ છે. તેઓ સામસામે બાંધેલાં છે. અને પરસ્પર બોલે છે. એક કહે છે स्वतः प्रमाणं ત્યારે બીજો કહે છે. परतः प्रमाणं ત્રીજો કહે છે जगत् ध्रुवं स्यात् ત્યારે ચોથો કહે છે કે जगत् अध्रुवं અર્થાત વેદ છે તે પોતે જ પ્રમાણ છે. ત્યારે બીજો કહે ઋષિ મુનિઓએ બનાવેલો છે. ત્યારે ત્રીજો બોલ્યો જગત્ સત્ય છે. તેના ઉત્તરમાં ચોથાએ કહ્યું મિથ્યા છે. એમ જ્યાં પક્ષીઓ બોલતા હોય તે મંડન મિશ્રનું ઘર છે. એમ તટસ્થ લક્ષણા છે. તેવી જ રીતે પરમાત્મા અત્રે છે કે, यतः प्रवृत्तिः भूतानाम् જેના વડે પ્રાણી માત્રની પ્રવૃત્તિ થાય છે. બ્રહ્માથી માંડી છેક કીટ પર્યન્ત પ્રાણી માત્રની જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે તેની જ સત્તાને આધીન છે. બીજી રીતે બોલીએ તો માયોપાધિક ચૈતન્ય જે ઈશ્વરઃ સંજ્ઞક છે તેના વડે જ પ્રાણી માત્ર પ્રવૃત્તિ કરી રહ્યા છે. અત્રે ભૂતાનાં શબ્દનો વ્યાપક અર્થ ગ્રહણ કરનો. જેમાં સ્થાવર જંગમાત્મક જડ ચૈતન્ય સર્વનો સમાસ થાય છે. જ્યાં ઉપનિષદમાં વાકયો છે કે. यतो वा इमानि भूतानि जायन्ते जन्माद्यस्य यतः એમ ઉદાત્ત અર્થ ગ્રહણ કરવો. એમ જે વ્યાપ્ય વ્યાપી ભાવવડે રહ્યો છે તેની સ્વકર્મ વડે પૂજા કરવી. હવે સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરીએ 'તો યતઃ પ્રવૃત્તિઃ ભૂતાનાં' માં આપણી જે પ્રવૃત્તિ ચાલી રહી છે, તે તેનામાં જ સમાઈ જાય છે. છતાં અહંકારને આધીન આપણે જે માનીએ છીએ. ત્યાં ભગવાન્ શંકરાચાર્ય કહે છે देहस्त्रीपुत्र मित्रानुचरहयवृषा स्तोप हेतुर्ममेत्यं ॥ सर्वे स्वायुर्नयंति प्रथितमलममी मांस-मीमांसयेह ॥ एते जीवन्ति येन व्यवहृतिपटवो येन सौभाग्य भाजस्त प्राणाधी-शमन्तर्गतम मृतममुं नैव मीमांसयन्ति ॥ દેહ સ્ત્રી પુત્ર મિત્ર ભાઈ નોકરો સર્વને આપણે આપણા આનંદનો વિષય માનીએ છીએ તેઓ સર્વે આપણું આયુષ્ય લઈ જાય છે. માટે તે વ્યર્થ જાય છે. કારણ તે સર્વ મારૂંની જ મીમાંસા છે. જ્યારે જેના વડે સર્વ આપણું સૌભાગ્ય જેના વડે જીવીએ છીએ જેનાવડે આપણી પ્રવૃત્તિ છે તે પ્રાણનો અધીશ અંતરમાં રહેલો દેવતા અમૃતરૂપ પરમાત્માનો કોઈ પણ વિચાર કરતો નથી. ત્યાં મને ઘણી આશ્ચર્યની વાત લાગે છે. એમ આપણી પ્રવૃત્તિની વાર્તા છે.

જ્યારે આ શ્લોકમાં જેના અધાર ઉપર આપણી ચેષ્ટાઓ ચાલી રહી છે. સર્વ વિશ્વની ચેષ્ટાઓ ચાલે છે, જ્યાં બૃહદારણ્યક ઉપનિષદમાં વર્ણન કર્યું છે કે,

यः पृथिव्यां तिष्ठन्...यं पृथिवी न वेद એ પૃથ્વીમાં છે, પરંતુ પૃથ્વી એને જાણતી નથી. એવીજ રીતે પંચમહાભૂતો વિગેરે પણ એમના વડે જ ચાલે છે, છતાં એમને જાણતા નથી. એવી રીતે તટસ્થ લક્ષણ. હવે સ્વરૂપ લક્ષણમાં येन सर्वं इदं ततम् એજ સર્વ છે, એમ લીધી છે. જ્યાં શંકરાચાર્ય રજ્જુ સર્પનો ન્યાય બતાવે છે કે, રજ્જુ એટલે દોરી ઉપર જે અંધારામાં સર્પાભાસ થાય, તેમ પરબ્રહ્મ સ્વરૂપમાં અજ્ઞાનવડે જગદાભાસ છે. બીજું દૃષ્ટાંત. છીપ ઉપર સૂર્યના કિરણો પડે તો રૂપાનો ભાસ થાય છે. એમ પરમાત્મા પોતેજ કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ છે. જેનાથીજ एकेन सद्रूपेण स्फुरणरूपेण च सर्वं इदं दृश्यजातं त्रिष्वपि कालेषु ततं व्याप्तं स्वात्मन्येवाऽन्तर्भावितं कल्पितस्याधिष्ठानानतिरेकात् શ્રી મધુસૂદન સરસ્વતી લખે છે કે, એકજ સત રૂપ પરમાત્માનાં સ્ફૂરણ રૂપજ આ દૃશ્ય જાત સઘળું જગત્ ત્રિકાળમાં તેના વડેજ વ્યાપ્ત છે. તે પોતેજ બહાર અને આરંભાવિત થઈને રહ્યા છે. તેના અધિષ્ઠાન ઉપર ભ્રમ છે. જેમ સૂર્ય પ્રભા ભિન્ન નહિ, સમુદ્ર તરંગ ભિન્ન નહિ, માટે ખરૂં જોવું તે તે કે આ વિશ્વ બ્રહ્મરૂપ છે. જેમ આરસા ઉપર દૃષ્ટિ નાંખતાં કાચ ઉપર ન રહેતાં સ્વપ્રતિબિંબ કે જે આરસામાં છે. તેના ઉપર લક્ષ જાય છે, તેમજ વસ્તુતઃ જેણે આ જગત નિરીક્ષણ કર્યું છે તેને જગત્ દૃષ્ટિ નિકળીને પરબ્રહ્મ દૃષ્ટિ આવે છે. તે ક્યારે દેખાય કે જ્યારે ઉપરોક્ત સ્વકર્મ સિદ્ધિ વડે તે પ્રભુની પૂજા ઘડાય ત્યારેજ. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, तया सर्वात्मका ईश्वरा । स्वकर्मकुसुमांची वीरा । पूजा केली होयअ पारा । तोपालागीं ॥ ह्मणोनि तिये पूजे। रिझलेनि आत्मराजें । वैराग्यसिद्धि देइजे । पसाय तया ॥ जिये वैराग्यदशे । ईश्वराचेनि वेधवशें । हें सर्वही नावडे जैसें । वांत होय ॥ प्राणनाथाचिया आधी । विरहणीतें जिणेंहि बाधी । तैसें सुखजात त्रिशुद्धि । दुःखाचि लागे ॥ सम्यक्ज्ञान नुदैजतां । वेधेंची तन्मयता । उपजे ऐसी योग्यता । बोधाची लाहे ॥ ह्मणोनि मोक्षलाभा लागीं ॥ जो वर्ते वाहतसे आंगीं । तेणें स्वधर्मु आस्था चांगी । अनुष्ठावा ॥ તથા સર્વાત્મ પરમેશ્વરનો સ્વકર્મરૂપી ફૂલથી પૂજા કરવી તેથી પરમાત્માને ઘણો આનંદ થાય છે. તેથી તે પૂજાને લઈને આત્મરાજ પ્રસન્ન થઈને ભક્તને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેથી તેને પ્રભુમાં પ્રેમ તથા વેધ થઈને સંસાર ઉપર વમન જેવી ઉપરતિ થાય છે. જે પ્રમાણે પ્રિયપતિના વિયોગથી વિરહિણી સ્ત્રી, જીવંત રહેવું ઇચ્છતી નથી. તેમ સંસાર ઉપરનાં સર્વ સુખો તેને દુઃખરૂપ લાગે છે. ઇશ્વરનું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થયા પૂર્વે તેના ધ્યાસમાં એવી તન્મયતા થઈ જાય. એમ બોધની ભૂમિકા છે. માટે જેણે સંસારમાંથી મોક્ષ કરવો હોય તેણે સ્વકર્મરૂપી પૂજા પરમાત્માની કરવી.

હવે ભગવાન શંકરાચાર્ય પોતાનાં સાધન પંચકમાં કહે છે वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् । पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयतामात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यतां ॥१॥ संग सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढाऽऽधीयतां शान्त्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् । सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरो वाक्यं समाकर्ण्यताम् ॥ જે બ્રાહ્મણ હોય

તો વેદો અને તેના અર્થમાં રમવું. વળી તેમાં લખેલું કર્મ કરવું અને તેને સમજીને કામનાઓમાંથી મતિને કહાડી નાંખવી, જેથી કરીને પાપોનો ઓઘ ધોવાઈ જાય છે. વળી આ ભવ સુખમાં દોષો જ જોયા કરવા જેનાથી અંતઃકરણમાં તે વિષે વૈરાગ્યનું બળ રહે અને આત્મેચ્છા રહે અને તે બારામાં જ વ્યવસાયમાં રહેવું. વળી શરીરરૂપી ઘરમાંથી અસ્મદ્ ભાવને કાઢી નાખવો, તો જ નિજગૃહ કહેતાં સ્વરૂપમાં સ્થિરતા આવે છે. જો આ શરીરરૂપી ઘરમાં અસ્મદ્ પદ હોય પછી બહારનું ઘર મુકી વનમાં જાય તો પણ તેનો વિશેષ ઉપયોગ નથી. માટે સદા આત્મચિંતન વડે શરીરાધ્યાસનો તાદાત્મ્ય સંબંધ ઓછો કરવાનો પ્રયત્ન સેવવો. વળી પરમાત્મામાં દૃઢ ભક્તિ રાખવી. સ્વભાવમાં શાન્તિ રાખવી. ઉપરોક્ત સાધનો વડે કર્મોનો દુસ્તર પાસ કાપવો. માટે વિદ્વાનોની સેવા ઇત્યાદિ કરતા રહેવું, જેથી શ્રુતિઓનું સમર્થન થાય. એક બ્રહ્માક્ષરરૂપી અમૃત નીકળ્યું છે તેનું પાન કરવું. તે જ પરમ સિદ્ધિ છે. જેના વડે एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितमं दृश्यताम् । प्राक् कर्म प्रविलाप्यतां चिति बलान्नाप्युत्तरैः श्लिष्यतां प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयतां । એકાન્તમાં જ સુખ લાગવા માંડશે અને ચિત્તમાં દૃશ્ય જોતાં જ સમાધિ લાગશે. વળી સુખનો પણ પૂર્ણ અનુભવ થશે જેને આ જગત્ બાધિત થઈ જશે અર્થાત્ 'એન સર્વં ઇદં તતમ્' એમ પરબ્રહ્મ દૃષ્ટિ થઈ જાય. તે પ્રાક્ કર્મના પ્રલય સુધી જ જેનું શરીર રહે. ચિત્ત છે તે બાળકના જેવું સ્વચ્છ રહે. તે છેવટે પ્રારબ્ધ નાશ કરીને બ્રહ્માત્માનુરૂપ થઈને રહે છે. એમ સ્વકર્મ નિરતા સિદ્ધિને પામે અર્થાત્ સ્વકહેતાં આત્મા ને તેમાં જ કર્મોમાં જે નિરતઃ રહે છે તે જ આમ ઉત્તમ સિદ્ધિને પામે અર્થાત્ પામેલો છે જ. છતાં લક્ષ અલક્ષ થયો છે તે પુનઃ લક્ષમાં આવે. હવે બીજા શ્લોકમાં પ્રભુ બોલે છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाऽऽप्नोति किल्बिषम् ॥ ४७ ॥

અન્વય—स्वनुष्ठितात् परधर्मात् સારી રીતે આચરણ કરવામાં આવેલા પરધર્મ કરતાં विगुणः स्वधर्मः श्रेयान् ઓછા ગુણવાળો છતાં સ્વધર્મ શ્રેષ્ઠ છે. स्वभावनियतं कर्म સ્વાભાવિક નિયમિત કર્મ कुर्वन् કરવાથી किल्बिषम् न आप्नोति પાપને પામતો નથી.

ગીતામાં કેટલાક શ્લોકો વિશેષ પ્રસિદ્ધિના છે જેવા કે नैनं छिन्दन्ति शस्त्राणि पत्रं पुष्पं फलं तोयं ઇત્યાદિક શ્લોકો જનસમુદાયમાં સહજ ઉદાહરણમાં વપરાય છે. આજનો શ્લોક પણ તેમાંનો છે. પ્રાસંગિક વાતોમાં ઉદાહરણાર્થે બોલવામાં આવે છે. 'શ્રેયાન્ સ્વધર્મો વિગુણઃ પરધર્માત્ ભયાવહઃ' પરંતુ સ્વધર્મ સમજવો ને તેમાં રહેવું અત્યંત કઠિન છે કારણ કે પારકે ભાણે મોટો લાડુ દેખાય છે એ મનુષ્ય સ્વભાવ છે. જેવી રીતે તળાવ ભર્યું હોય છતાં કાગડો પવિત્ર થઈ પાણી ભરી ઘડો લઈ જતી બાઈ હોય તેના જ ઘડામાં ચાંચ બોળે છે તેમ જ પારકો ધર્મ

આપણને લાગે સારો છે તેથી તે સ્વીકારવા જઇએ છીએ માટે પરમેશ્વર કહે છે કે, ભાઈ તારો પોતાનો ખરો સ્વભાવ તને ખબર નથી. મેં તારો સ્વભાવ જોઇને જ તને જન્મ આપ્યો છે માટે જે જગતમાં તું જન્મ્યો છે તેના જે ધર્મો મેં નક્કી કરી રાખ્યા છે તે તને વિગુણ કહેતાં દોષવાળું લાગતું હોય ને તે માટે તું પારકાનો ધર્મ સારી રીતે અનુષ્ઠાન કરવા જશે છતાં તારૂં તેમાં શ્રેયસ નથી. કદાચ બે ઘડી તેમાં તને શ્રેયસ લાગે ખરૂં પરંતુ પરિણામે તારૂ તેમાં કલ્યાણ નથી. શ્રેયસ અને પ્રેયસમાં મોટો ભેદ છે એટલે આ દુનિયામાં જેને આપણે પરમ ભાગ્યશાળી માનીએ છીએ તે પ્રેયસના ખાતામાં જાય છે. ઐહિક સુખોપભોગને પ્રેયસ કહે છે. આપણી દૃષ્ટિ વિશેષ કરી પ્રેયસમાં લાગી રહે છે માટે જેમાં પ્રેયસ જણાય તે કરવા મથીએ છીએ માટે જ સ્વધર્મથી ચ્યૂત થઇએ છીએ ને જેથી કરીને શ્રેયસ થતું નથી. વસ્તુતઃ આપણો જન્મ થાય છે ત આપણે દેવઋણી પિતૃઋણી, અને ઋષિના ઋણી જ છીએ. તો જેવી રીતે શાહુકારના કાઢેલા પૈસા વ્યાજ સાથે થોડી થોડી મુદ્દલ પણ આપતા જઈએ તોજ કરજ મુક્ત થવાય છે ને વ્યાજ પણ ન ભરીએ ને કંઈ મુદ્દલ પણ ન આપીએ તો કરજ ઉપર કરજ વધે જ જાય છે. તેમ સ્વધર્માચરણનું જે અનુષ્ઠાન જે કરજથી મુક્ત થવાનું છે. જો સારી રીતે સ્વધર્માચરણ પાળે તો નવું કરજ થાય નહિ ને જુનામાંથી મુક્ત થતો જાય અર્થાત્ અહંકાર રહિત થઈ શાસ્ત્રે નક્કી કરેલું કર્મ આચરણ કરે તો ભવિષ્યના જન્મબંધથી મુક્ત થાય ને પ્રારબ્ધ પણ ભોગાદેવ ક્ષયં ભોગવીને છુટે છે માટે પોતાનો ધર્મ વિગુણ પણ હોય છતાં આપણને કલ્યાણકારી તે જ છે. જેમ પાણી કરતાં ઘી શ્રેષ્ઠ છે છતાં જો માછલીને પાણીમાંથી કાઢી ઘીમાં રાખવામાં આવે તો તેનું વરવ મરણ થઈ જાય છે. માછલી પાણીમાં જ છુવી શકે છે તેવી જ રીતે આપણા જન્મ જન્માંતરના સંસ્કાર તપાસીને તે પ્રમાણે આપણને જન્મ આપ્યો છે માટે તે જન્મનાં જે શાસ્ત્રે નક્કી કરેલાં કર્મો છે તે જ આપણું શ્રેયસ છે. તે બારામાં હિતોપદેશમાં એક કથા છે. એક કુંભારને ત્યાં એક કુતરો હતો ને બીજો ગધેડો હતો. કુભારે કુતરાને ઘરની ચોકી માટે રાખ્યો હતો ને ગધેડાને માટી લઈ આવવા વગેરે ભાર ઉપાડવાને માટે રાખ્યો હતો. જેમાં તેની કુતરા ઉપર પ્રીતિ હતી તે તેની સાથે બહુ લાડ કરતો, તેને ખાવાનું વિગેરે પણ પોતે જ આપતો ને કામથી જરા મુક્ત થતો તો કુતરાને લઇને બહાર ફરવા જતો, તેથી કુતરો પણ અતિ આનંદમાં રહેતો. જે ગધેડો જોતો હતો ને તેની ઈર્ષા કરતો. એમ ઘણા વખતથી ચાલ્યા જ કરતું હતું. કોઇક સમયે કુંભારની સહજ કુતરા ઉપરની પ્રીતિ ઓછી થઈ ગઈ હતી. પૂર્વવત્ તેને લાડ લડાવતો નહિ તે કુતરાના જાણવામાં આવ્યું, તેથી તે પણ ઉદાસીન જ રહે તો. એક દિવસ રાત્રિના કુંભારના ઘરમાં ચોરો આવ્યા ત્યારે કુતરો ને ગધેડો બે બારણે હતા. કુતરો છુટો હતો ને ગધેડો બાંધેલો હતો ઉભયે ચોરોને જોઈ કુતરો ભસ્યો નહિ, કે ચોરોના અંગપર પણ ધસ્યો નહિ તેના ઉપર તેના ધણીની પ્રીતિ ઓછી થઈ હતી જેથી તેનું મન ઉદાસીન હતું ને ધણીનું કામ કરવા તરફ પણ લાગતું ન હતું તેથી તેણે કંઇ પણ કર્યું નહિ. એટલે ગધેડાએ કુતરાને સમજાવ્યો કે ધણીનું

નુકસાન થશે માટે ભસ. કુતરાએ કહ્યુ કે, મારી ડ્યુટી શું છે તે હુ સારી રીતે સમજુ છું. તું વચમાં ટપટપ કરમાં, છતાં ગધેડા તે ગધેડા જ. જ્યારે કુતરાએ કંઈ પણ ન કર્યું ત્યારે પોતે મોટે મોટેથી ભુંકવા માંડયો. તેની રાડ સાંભળીને ધણી જાગ્રત થયો. તે એકદમ બહાર આવ્યો તેના આવ્યા પહેલાં ચોરો તો ભાગી જ ગયા હતા તેથી તે તેને દૃષ્ટિએ પડ્યા નહિ. માત્ર ગધેડાને જ બરાડા પાડતો જોયો જેથી ક્રોધમાં આવીને લાકડી લઈને ગધેડાને ખુબ ઠોકયો. એમ પારકાનો ધર્મ સ્વીકારવા જતાં ગધેડાને ધણીનો જ માર ખાવો પડ્યો. તેમ જ આપણે માથે પણ ઈશ્વરરૂપી ધણી છે. તેમણે જે ડ્યુટી ઉપર આપણને રાખ્યા હોય તે જ સાવધાન થઈને બજાવવી ને બીજાની ડ્યુટી ઉપર લક્ષ જ આપવું નહિ. એમ કરવા જતાં જ સૃષ્ટિમાં અનવસ્થા ઉત્પન્ન થઈ જાય છે. વળી આપણે સમજતા હોઈએ તે આપણી બુદ્ધિ પ્રમાણે આપણે આપણો ધર્મ નક્કી કરશું પરતુ આપણી બુદ્ધિ તે 'પ્રકૃતિજૈર્ગુણૈઃ' પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલી હોવાથી જડ છે, તે ખરૂં શ્રેય સમજવાને સમર્થ નથી. જેમ રોગીને કડવું ઔષધ ગમે જ નહિ, તેમ આપણી બુદ્ધિને સ્વધર્માચરણ એ બંધન જ લાગે છે. જેમ આરબ ઘોડો છુટો જંગલમાં ફરવા ઇચ્છે છે તેમ આપણું મન પણ સ્વાભાવિક ચંચળ હોવાથી સ્વધર્માચરણરૂપી બંધનમા રહેવા ઈચ્છતું નથી. માટે તેના ઉપર વિશ્વાસ ન રાખી જો પરમ કલ્યાણ સાધી લેવું હોય તો तस्मात् शास्त्रं प्रमाणम् । ને રાખી વર્તવું. આ શ્લોક ઉપર જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, જો ફળ આવ્યા પૂર્વે વેળ ઉપર દૃષ્ટિ રાખી બેઠા તો આશા તુટી જાય છે. માટે પ્રેયસ ઉપર જો ધ્યાન ગયું તો શ્રેયસ આવવું કઠિન થઇ પડે તો પ્રેયસના બારામાં સહન શક્તિ વધારવામાં આવે તોજ પરિણામે શ્રેયસ થાય. માટે જેમ આપણું શરીર છે તેમાં હાથનું કામ હાથ કરે છે, પગનું કામ પગ કરે છે. સર્વે ઇન્દ્રિય પોતપોતાનું નિયત કામ કરે છે તોજ શરીર સારૂં રહે છે. તેમ જ વિરાટ્ સ્વરૂપ પરમાત્માનું તે વિશ્વ છે. જેમાં મુખ ભાગ બ્રાહ્મણ છે, હાથ છે તે ક્ષત્રિય છે, જાંગ વૈશ્ય છે અને શૂદ્ર છે તે પગ છે. આપણા હાથથી જે આપણે કામ કરીએ છીએ તે બારામા હાથને અક્કલ આવી જાય ને આપણને કહે કે, હું કામ કરીશ નહિ તો આપણી કેવી ત્રેધા ઉડી જાય છે. તો પ્રસ્તુતઃ અર્જુન પ્રત્યે પરમાત્મા કહે છે કે, હે અર્જુન ! તું ક્ષત્રિય છે તે મારો હાથ છે તો તારા માટે નક્કી કરેલું સ્વધર્માચરણ જો તું કરશે નહિ તો મારા સૃષ્ટિચક્રમાં અનવસ્થા આવી જશે. स्वनुष्ठितात् परधर्मात्त विगुण. સ્વધર્મ श्रेयान् પારકો ધર્મ સારી રીતે આચરણ કરતા આવ્યો ને પોતાના ધર્મને સારી રીતે આચરતા ન આવે છતાં તે પોતાનો ધર્મ શ્રેયસકર છે स्वभावनियतं कर्म कुर्वन् किल्बिषं न आप्नोति ઇશ્વરે આપણો સ્વભાવ જોઈ જે આપણા માટે નક્કી કર્યું છે તે સ્વધર્માચરણમાં વર્તીએ તોજ किल्बिषम् કહેતાં પાપ લાગતું નથી. જો પારકાનું ધર્માચરણ કરવામાં આવે તો તેથી પાપ લાગે છે. માટે સ્વધર્મ પ્રાણાન્તે પણ મુકવો નહિ, એમ આ શ્લોકમાં કહ્યું હવે કહે છે કે,

सहजं कर्म कौन्तेय ! सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवाऽऽवृताः ॥ ४८ ॥

અન્વય— कौन्तेय હે કુન્તીપુત્ર ! सहजं कर्म સહજ કર્મ છે તે सदोषं अपि દોષવાળું હોય તો પણ न त्यजेत् છોડવું નહિ, सर्वारंभाः સર્વ આરંભો છે તે धूमेन अग्निः इव ધુમાડામાં જેમ અગ્નિ છે તે दोषेण आवृताः દોષોથી આવૃત થયેલા છે.

આ શ્લોકમાં એક જ વિષય પ્રતિપાદ્ય કરવામાં આવ્યો છે. જેમાં ભગવાન કહે છે કે, તમારો સ્વભાવ તમારા ધ્યાનમાં નથી. માટે મેં તમારી નસ ધ્યાનમાં લઇ તમારે માટે કર્મો નિશ્ચિત કર્યાં છે. તે ધર્મ સમજીને પાળો તોજ તમારૂં શ્રેયસ્ થશે. સ્વ-ભાવનો અર્થ એમ થાય છે કે, સ્વ એટલે પોતે (પોતાનું આત્મસ્વરૂપ) ને ભાવ કહેતાં તેનું અસ્તિત્વ તેથી આત્માને જે જાણે તેણે સર્વસ્વ જાણ્યું, પરંતુ જ્યાં સુધી આત્મા જ જો જાણ્યો ન હોય તો કાંઇ પણ જાણ્યું નથી. માટે તમે જે શરીરને હું માનો છો તે શરીર જેના વડે ઉત્પન્ન થયું તે તેની સાથે જ હોય છે જે તે સહજ કહેવાય છે તો કર્મો છે. તે પણ શરીરની સાથે જ ઉત્પન્ન થયાં છે માટે આજના શ્લોકમાં ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે કે, હે કૌન્તેય ! 'સહજં કર્મ સદોષ-મપિ ન ત્યજેત્', હે કુન્તાપુત્ર ! સહજ કર્મ છે' તે દોષવાળું હોય તો પણ તજવા યોગ્ય નથી. એમ આજના શ્લોકમાં વિધિવાકયથી પરમાત્મા આજ્ઞા કરે છે. શાસ્ત્રમાં કેટલાંક વિધિવાકયો આવે છે ને કેટલાંક નિષેધાત્મક વાકયો હોય છે. અમુક કરવું નહિ એમ શાસ્ત્ર આજ્ઞા કરે તેને નિષેધ વાકયો કહેવાય છે અને અમુક કરવું એમ આજ્ઞા કરે તેને વિધિવાકયો કહેવાય છે. ૧૬ મા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે, कामक्रोधस्तथालोभस्तमोद्वारैस्त्रिभिर्नरः तस्मात् एतत् त्रयं त्यजेत् કામ, ક્રોધ, અને લોભ એ ત્રણ કહેતાં નરકનાં બારણાં છે, માટે એ ત્રણેને ત્યજી દો. તે ત્રણે ત્યજાતાં નથી. તેને જે વિધિ કહે છે કે, स्वकर्मनिरतः श्रेयः તમે તમારા સ્વકર્મમાં રહો તેમ આચરાતું નથી. ત્યાં પારકાનો ધર્મ ઉત્તમ લાગે છે, ને પોતાનો ગૌણ લાગે છે. તેથી પરમાત્મા કહે છે કે, તને પારકો ધર્મ ઉત્તમ લાગે છે કે ? છતાં કોઇ પણ કર્મ આવ્યું તે દોષથી મુકત નથી. પ્રથમ પ્રાણીમાં મને જન્મ આવે છે તેજ દોષ છે. તો તેમાંથીજ મુક્ત થવું એજ નિર્દોષ થવાનું છે. ત્યાં સુધી કાંઈ પણ નિર્દોષ એકે વસ્તુ મળશે નહિ. માટે સ્વધર્મ છે તે કાં ન મુકયો, ત્યાં પરમાત્મા આજના શ્લોકમાં કહે છે કે, सहजत्वात् સહજ હોવાથી. જે સહજ હોય છે તે બારામાં પ્રશ્ન જ હોતો નથી. જેમ આપણે જન્મીએ છીએ ત્યારે શરીરની સાથે ત્વચા એ સહજ હોય છે. કોઈ કહે શરીર ઉપર ચામડી કેમ છે, તો તેનો પ્રત્યુત્તર આપતાં આવડે નહિ. એમ જ કહેવાય કે સહજ હોવાથી. તેમ કર્મમાં દોષ પણ જોતાં આવે નહિ, તે સહજ હોવાથી કર્તવ્ય જ છે. આ સહજ ચામડી કવચને કુંડલ બહાદુર કર્ણે ઇન્દ્રને કહાડી આપ્યાં હતાં. તે મોટો પુરૂષાર્થી પ્રાણી હતો. માટે શરીર સાથે ચોટેલાં કવચકુંડળ તેણે કહાડી આપ્યાં હતાં. તેમજ જેઓ મોટા પુરૂષાર્થ કરી આત્મજ્ઞાનમાં સ્થિત થાય તેઓજ સહજ એવા સ્વધર્મથી મુક્ત થાય છે. કારણ એમનો સ્વધર્મમાંથી ધર્મ છુટી જઈ, પોતે જ સ્વ સ્વરૂપ થઇ જાય છે. તેઓને જ તે અધિકાર પ્રાપ્ત થાય છે. પરંતુ અન્યોને વર્ણાશ્રમ વિહિત કર્મોમાં દોષ જોવાનો પણ અધિકાર નથી. જેમ પોતાનાં કર્મોમાં દોષ જોવાનો અધિકાર નથી, તેમ પાર-

ઠાનાં કર્મોમાં ગુણ જોવાનો પણ અધિકાર નથી. એમ જોવા લાગ્યાથી જ કર્મમાંથી ખશી જવાનું ટાણું ઉપસ્થિત થાય છે. માટે ભગવદ્ ઇચ્છા સમજી પોતાના સ્વધર્મમાં દોષ દેખાય તો પણ જોવા નહિ, ને એમ સમજવું કે, દરેક કર્મો છે તે દોષવાળાંજ છે. જેમ સિંહ થયો ને તેને લાગ્યું કે, अहिंसा परमो धर्मः છે. તે તે, સ્વીકારે તો સિંહપણાને લાંચ્છન છે. સિંહત્વ તેને શોભતું નથી. તે તો જ્યારે હાથીના ગંડસ્થળને ફાડીને લોહી પીયે ત્યારેજ ખરૂં સિંહનું સિંહપણું છે. તેવી જ રીતે સર્વ કોઇની શોભા સ્વધર્મમાં રહેવાથી છે. પ્રથમ તો આપણે પૂર્વે કહ્યું તેમ જન્મ આવ્યો તેજ દોષયુક્ત છે. કારણ વસ્તુતઃ જીવ અમૃત સ્વરૂપ છે તે આ દેહના સંયોગથી પોતાને મૃત માને છે. એજ પહેલો દોષ દરેક ધર્મોમાં છે. બીજો દોષ આપણને જેમ પોતાના ધર્મની વૈગુણ્યતા દૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તેમ બીજાને પણ પોતાના ધર્મ કર્મમાં વૈગુણ્ય દોષ દૃષ્ટિએ આવે છે. એમ બીજો દોષ એ પણ સઉ કોઇમાં સમાન છે, એમ સહુ ધર્મમાં કેટલાક દોષ સમાન છે. ને કેટલાક દોષો, વિશેષ છે છતાં જેમ સમુદ્ર મંથન વખતે મંથન કરતાં પ્રથમ તેના ઘણા દોષો ઉત્પન્ન થયા. હલાહલ વિષ પણ ઉત્પન્ન થયું, છતાં પણ અમૃત પ્રાપ્તિની ઇચ્છાવાળા દેવોએ સમુદ્ર મંથનરૂપી પુરૂષાર્થ મુકયો નહિ. તેમ આત્મજ્ઞાનરૂપી અમૃતની સિદ્ધિ જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી સ્વધર્માચરણ છે, તે સમુદ્રમંથન જેવું જાણી પુરૂષાર્થ કરવો. જેનું પરિણામ આત્મજ્ઞાનમાં જ આવે છે ને તેજ મુકીદે તો પછી અથડામણ જાણવી. જેમ માળ ઉપર જવું હોય તો પ્રથમ સીડીનો આશ્રય લેવો પડે છે, તેમ નિષ્કર્મ સિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તો પ્રથમ आरुरुक्षोः मुनेः कर्म कारणमुच्यते અમૃતસિદ્ધિ યોગ થવાને માટે કર્મયોગ આચરણ કરવો પડે. કર્મયોગ તે જુદો છે ને કર્મભોગ તે જુદો છે. આપણે કપાળ ઉપર હાથ મુકીને બોલીએ છીએ કે, “શું કરીએ કર્મના ભોગ હોય તે ભોગવવા પડે” તે કર્મ ભોગ કહેવાય છે. જ્યારે નિષ્કામ અંતઃકરણથી કરાયલાં નિત્ય નૈમિત્તિક કર્મો તે કર્મયોગ કહેવાય છે ને મુક્તિના બારામાં પરમ સાધનરૂપ છે. સાધારણ રીતે પણ મારો સમજી જે આપણે સ્વીકારીએ છીએ તેને તજવા નથી. તો યજ્ઞોપવીત વખતે અગ્નિ સમક્ષ, દેવો સમક્ષ, બ્રાહ્મણો સમક્ષ, ધર્મને મારો કરી સ્વીકાર્યો છે ને પછી તજવું એ મહાન્ પાતક છે. સમુદ્રમાં ઉત્પન્ન થયેલો શંખ લક્ષ્મીજીનો સહોદર જાણી, શ્રી વિષ્ણુએ હાથમાં પકડયો ને મુકયો નહિ, તેમ જે ધર્મને મારો કહ્યો તેને મુકવો નહિ. જેથી જ્યારે સર્વ આપણને મુકી દીએ છે. જેમ કે, धनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनः स्मशाने देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः ॥ ત્યારે એકલો સ્વધર્મ જ આપણી સાથે થાય છે. માટે ચંદ્રમામાં કલંક છે. છતાં ચંદ્ર પૂજ્ય છે, તેવી જ રીતે ધર્મ દોષવાળો હોય તો પણ પોતાનો જ છે. નીચેના ચરણમાં શ્રી ભગવાન્ પોતે જ દૃષ્ટાંત આપી કહે છે કે, હિ કારણ કે सर्वारंभाः સર્વ ધર્મો છે તે धूमेन अग्निः इव दोषेण आवृताः ધુમાડાથી અગ્નિ જેમ આવૃત હોય છે તેમ દરેક ધર્મ દોષથી મુક્ત નથી. કારણ કે જે કોઇ કર્મો કરવા ઉઠે તે કામ મુલક છે. તે કામ ‘રજોગુણસમુદ્ભવ’ રજ. કર્મણી ભારત !’ રજોગુણથી જ કર્મની પ્રવર્ત્તિ

થાય છે. જે રજસસ્તુ ફલં દુઃખં રજોગુણનું છેવટે ફળ દુઃખજ છે. અર્થાત્ કર્મ તેજ દોષયુક્ત છે. જેમાં કર્મપણું આવે છે તે પણ દોષ છે. કારણ કે મૂળ આત્માનો સ્વાભાવ અકર્તા છે. તેના ઉપર આ આવરણ છે માટે યદ્ યદ્ કર્મં તદ્ તદ્ દોષં જે જે કર્મ છે તે દોષ વિના રહી શકતું નથી. જેમ અગ્નિ પ્રજ્વલિત થયો હોય ત્યારે આપણે સમજીયે છીએ કે તેમાં ધુમાડો નથી. પરંતુ પ્રજ્વલિત અગ્નિ પણ ધુમાડા વગર રહેતો નથી. જેમ પાણીમાં રસ એ પાણીનો સ્વભાવ છે, તેમ અગ્નિનું ધુમાડો એ સહયોગી છે. અર્થાત અગ્નિ ધુમાડા રૂપ છે ને ધૂમાડો એ અગ્નિનું રૂપ છે. તેમ જ કર્મ એ દોષનું રૂપ છે, દોષ એ કર્મથી જ થાય છે. માટે સહજ છે. જેથી સ્વધર્મ ત્યાજ્ય નથી ને પરધર્મ એ ઇષ્ટ નથી.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

અન્વય—सर्वत्र સર્વ ઠેકાણે असक्तबुद्धिः આસક્તિ વિના બુદ્ધિ છે તે जितात्मा જેણે અંતઃકરણ જીત્યું છે તેવાઓનાવડે विगतस्पृह. જેનામાંથી ભોગોની ઇચ્છા નીકળી ગઈ છે परमां नैष्कर्म्यसिद्धिम् સર્વોત્કૃષ્ટ નૈષ્કર્મં આત્મસ્વરૂપ રૂપી સિદ્ધિ अधिगच्छति પ્રાપ્ત કરે છે.

આ શ્લોક ઉંચો છે. કારણ તેમાં જેમનું વર્ણન છે. પૂર્ણ સિદ્ધ પદે પહોંચેલાનું છે. જેમણે પૂર્વે કથન કર્યું તે પ્રમાણે નિયત કર્મો નિષ્કામ થઈને પાળ્યા તેમના સ્વભાવનું વર્ણન પરમાત્મા અત્રે કરે છે.

જેમાં પ્રથમ આસક્ત બુદ્ધિ સર્વત્ર આવી. દુનિયાદારીમાં ચક્રવર્તિથી આરંભ કરીને સામાન્ય મનુષ્યો સુધી જેમનાં અંતઃકરણમાં 'ઇદં મે સ્યાત્' ની કામના છે. તે કંગાલ અને વનમા રહીને પણ જે નિસ્પૃહ અંતઃકરણનો છે. જેની પાસે ફૂટિ બદામ પણ નથી, તે રાજાધિરાજ છે. જ્યાં એક કવિ કહે છે કે आशा नाम परमा काचिदाश्चर्यशृंखला ॥ यया बद्धा प्रधावन्ति मुक्ता स्तिष्ठन्ति पंगुवत् ॥ આશા નામની પરમ અદ્‌ભુત શૃંખલા છે, જ્યાં બદ્ધ થયેલા ગતિમાન હોય છે, અને મુક્ત છે તે સ્થિર ઉભા રહે છે. એમ આપણે આપણને સ્વતંત્ર સમજીએ છીએ પરંતુ દરેકનાં પગમા આશારૂપી બેડી પડી છે. જે તેનાથી મુક્ત તેનું વર્ણન પરમાત્મા અત્રે કરે છે. तेनाधीतं श्रुतं तेन तेन सर्वमनुष्ठितम् ॥ येनाशाः पृष्ठतः कृत्वा नैराश्यमवलंबितम् ॥ તેણે સર્વ અનુષ્ઠાન કર્યાં. તેણે જ યથાર્થ શાસ્ત્રો સાંભળ્યાં કે જેણે આશાનો પાશ તોડીને નિરાશાનો આશ્રય લીધો. જ્યારે સ્વધર્માચરણ સારી રીતે કરે ત્યારે અનેક જન્મોના પાતકો ધોવાઈ જઇને આવરણો નીકળી જાય. અંતઃકરણ સ્વચ્છ થાય અને મુમુક્ષુતા થાય. ત્યારે શ્રવણથી જ્ઞાન કમાવે એટલે આસક્ત બુદ્ધિ થાય. આ શ્લોક ઉપર શ્રી જ્ઞાનેશ્વર મહારાજની સુંદર ટીકા છે तरि देहादिक हें संसारें । सर्वही मांडलेंसे जें गुंफिलें । तेथ नातुडे तो वागुरे । वारा जैसा ॥ પવન જેમ પારધીની નાંખેલી જાળમાં ફરવા છતાં તેમાં અટકી રહેતો નથી. તેમ જ દેહાદિક

સંસારમાં જે અટકી રહેતો નથી. છતાં સંસારે અસંસારી હોય છે. पैं परिपाकाचिये चेळे । फळ देठें ना देठु फळें। न धरे तैसें स्नेह खुळें। सर्वत्र होय ॥ तैसे पैक्या· चिये मुठी· । माजिवडें चित्त किरीटी । करूनि वेधीं नेहटी । आत्मयाचां ॥ જેવી રીતે પાકેલું ફળ ડીંટને પોતે પકડતું નથી અને ડીંટ તેને પકડતું નથી. તેમ જેનું ચિત્ત મારામાં પડ્યું છે, તે એવું જકડાઇને આત્માના છંદમાં પડ્યું હોય છે કે સંસાર તેને પકડી શકતો નથી. पैं अन्यथाबोधु आघवा । मावळोनि तया पांडवा। बोधमात्रींचि जीवा। ठावो होय ॥ खरचणी वेंचें सरे। तैसें भोगें प्राचीन पुरे । नवें तंव नुप· करे । कांहींचि करूं ॥ ऐसी कर्म शाम्यदसा। होय तेथ वीरेशा। मग श्रीगुरु आपैसा । भेटेचि गा ॥ कां येऊनि फाळचा घडु ॥ पारूपवी केळीचा वाडु । श्रीगुरु भेटोनि करी पाडु । मुमुक्षु तैसा ॥ मग आलिंगिला पूर्णिमा । जैसा उणीव सांडी चंद्रमा ॥ तैसे होय वीरोत्तमा । गुरु कृपा तया ॥ तेव्हां अबोधुमात्र असे । तो तंव तया कृपा नासे । तेथ निशीसवें जैसें । आंधारे जाय ॥ હે અર્જુન ! જ્યારે વિપરીત બોધ નીકળી જાય, ત્યારે જ ખરો બોધ પ્રાપ્ત થાય છે. જેમ સંચય કરેલું પાણી ખર્ચ કરતાં ખલાસ થાય છે તેમ પ્રારબ્ધ ભોગ નિષ્કામ કર્મ કરતાં ભોગવી છુટે છે. જેનું અહંકર્તૃત્વ અભિમાન છુટયું, તેનાં નવીન કર્મ ઉત્પન્ન થતાં નથી. એ પ્રકારે જ્યારે સર્વ કર્મો ક્ષીણ થઈ જાય ત્યારે જ શ્રીગુરૂ પોતાની મેળે જ આવી મળે છે. અથવા તો ગુરૂ ભેટો થતાં જ કર્મ ક્રિયાનું કર્તૃત્વ અભિમાન છુટી જાય છે. જેમ કેળાની લુમ ઉતરી ગઈ કે ફરીને તેમાં ફળ આવતાં નથી. તેમ આ આશા મુકનારને કર્મ ફળ ઉત્પન્ન થતાં નથી અને ગુરૂ ભેટ થઈ કે અબોધ તેટલો નીકળી જઇ પૂર્ણ ચંદ્ર પ્રગટ થાય. પુનમને દિવસે ચન્દ્રમા ઉણપ હોતી નથી તેમ રહે. શ્રેષ્ઠ વીર શિષ્યને ઠેકાણે ઉણપ રહેતી નથી. જેમ સૂર્ય ઉછતાં રાત્રિ જાય છે. તેમ જ્ઞાન પ્રાપ્ત થતાં આપોઆપ અજ્ઞાન નીકળી જાય છે. मुखाभासेंसि आरिसा। परौता नेलिया वीरेशा । पाहातेपणें वीण जैसा ॥ पाहाता ठाके ॥ तैसें नेणणें जं गेलें । तेणें जाणणेंही नेलें । मग निष्क्रिय उरलें । चिन्मात्रचि ॥ तेथ स्वभावें धनं· जया । नाहीं कोणीचि क्रिया । म्हणोनि प्रवादु तया । नैष्कर्म्यु ऐसा ॥ तें आपुलें आपणपें । असें तेंचि होऊनि हारपे। तरंगु कां वायुलोपें । समुद्र जैसा । तैसें न होणें निफजे ॥ ते नैष्कर्मसिद्धि जाणि जे ॥ सर्व सिद्धींत सहजें । परम हेची ॥ देउ· ळाचिया कामा कळसु । उपरम गंगेसी सिंधुप्रवेशु । कां सुवर्णशुद्धी कसु । सोळावा जैसा ॥ तैसें आपुलें नेणणें। फेडि जे कां जाणणें। तेंही गीळूनि असणें । ऐसी जे दशा ॥ तियेपरतें कांही । निपजणें आन नाहीं । म्हणौनि म्हणिपे पाहीं । परम सिद्धितें । અર્જુન પ્રતિબિંબ સાથે અરિસો દૂર ગયા પછી જોવાવાળો જોવા વગરનો હોય છે. તે પ્રમાણે અજ્ઞાન જાય ત્યારે જ્ઞાનને પણ સાથે લઈ જાય છે. પછી જ્ઞાનાજ્ઞાન રહિત નિષ્ક્રિય માત્ર જ્ઞાન રહે છે. અર્જુન એ નિષ્ક્રિય ભૂમિના ઠેકાણે સ્વાભાવિક કોઈ પણ ક્રિયા નથી. વાયુશાંત થયો કે સમુદ્રમાં તરંગ પોતાની મેળે સમાઈ જાય છે, તેમ નિજ બોધ થતાં જ્ઞાન પણ તેમાં જ સમાઈ જાય છે. અને શાન્ત અંતઃકરણ થાય છે. આ પ્રમાણે જ્યાં અંતઃકરણમાં સહજ પણ અકર્તૃત્વ

બુધ્ધિ તેને જ નૈષ્કર્મ્ય સિધ્ધિ કહેવાય છે. તેજ સહજ સર્વ સિધ્ધિઓમાં મુખ્ય છે. કળશ દેવળ ઉપર ચડયો કે કાર્યની સમાપ્તિ થઈ. વળી ગંગા સમુદ્રમાં સમાઇ તો નામ રૂપ રહ્યાં નહિ વા સોનું શુદ્ધ હોય તો ક્રિયા અટકી જાય છે. તે પ્રમાણે આપણા અજ્ઞાનને નાશ કરવાવાળું જ્ઞાન પણ જ્યારે નાશ પામે તેથી જે સ્થિતિ તેના કરતા વિશેષ કાંઇ પણ પ્રાસવ્ય રહેતું નથી. માટે તેને જ પરમસિદ્ધિ એમ કહેવાય છે.

એવા મહાત્મા પુરૂષોને જ પ્રભુએ ઉપરોક્ત વિશેષણો આપ્યાં છે. 'અસક્તબુદ્ધિઃ જીવાત્મા વિગતસ્પૃહઃ' અને સંન્યાસી એવા મહાત્માઓને પોતે બ્રહ્મરૂપ હોવાથી વિશ્વ પણ બ્રહ્મરૂપ લાગે છે. જેમ શુકદેવજીને સર્વત્ર બ્રહ્મ લાગવાથી વૃક્ષની સાથે તાદાત્મ્ય સંબધ થવાથી પોતે વૃક્ષમાંથી જવાબ આપ્યો હતો. એમ અસક્તાત્મા થયો કે વિગતસ્પૃહ થયો જ. સ્પૃહાને લઇને જ આપણે ભ્રમરની પેઠે સંસારમાં બધાઇ જઇ આપણો નાશ કરીએ છીએ. જેમ કે ભ્રમર વિચાર કરે છે કે, रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभात भास्वानुदेष्यति हसिष्यति पंकजश्री ॥ इत्थं विचिन्तयति कोशगते द्विरेफे हा मूलत कमलिनीं गज उज्जहार ॥ રાત્રિ ખલાસ થશે, સૂર્યોદય થશે ત્યારે સુપ્રભાત થતા હું ઉડી જઇશ. પ્રભાત થાય તો તેમાં જ સુગંધ ગ્રહણ કરતા તંતુઓનો રસ ચૂસતો બેસી જ રહે છે અને જવાનું ભૂલી જાય છે. પુન: સંધ્યા થતાં કમળ બીડાઈ જાય છે તેમા તે પણ બીડાઈ જાય છે. એવામાં હાથી આવે ને કમળને તોડી શૂંઢમાં લઇ કચરી નાખે તો કમળનો પણ નાશ અને ભ્રમરનો પણ નાશ થાય છે. તેમ વૃદ્ધાવસ્થામાં પરમાત્માનું ભજન કરશું. વિચાર કરી સંસારમાં રચી પચી રહે છે. ત્યાં વૃદ્ધાવસ્થા આવે તો પણ તેમાં જ રત રહે છે. જ્યાં યમરાજ તેને તેડી જાય છે. એમ સ્પૃહાથી મનુષ્ય જીવનનો નાશ અને નિસ્પૃહાથી પરમ સિદ્ધિનો લાભ. હવેના શ્લોકમા પણ પ્રભુ આ સિદ્ધિ મેળવવાનો ઉપાય અર્જુનને કહે છે.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय ! निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

અન્વય— पार्थ હે પાર્થ ! सिद्धिं प्राप्त यथा ब्रह्म જેવી રીતે બ્રહ્મરૂપ થવાની સિદ્ધિને प्राप्नोति મેળવે છે. तथा मे તેવી રીતે મારી પાસેથી समासेन एव निबोध સંક્ષેપમાં જાણ या ज्ञानस्य परा निष्ठा તે જ્ઞાનની પરા નિષ્ઠા છે

ઉપરની જે નૈષ્કર્મ્ય સિદ્ધિ કથન કરી તેની પ્રાપ્તિ કેમ થાય છે. તેના બારામાં અર્જુન પ્રત્યે આ શ્લોકમાં ભગવાન્ કહે છે. તેમાં કહે છે કે, જેને નૈષ્કર્મ્ય સિદ્ધિ પ્રાપ્ત થઈ તે ખુદ જ બ્રહ્મરૂપ થયો. જ્યારે ब्रह्मविद् ब्रह्मैव भवति બ્રહ્મને જાણે તે બ્રહ્મરૂપ જ થાય છે. જે બ્રહ્મનું વર્ણન શ્રુતિ માતામા કહ્યુ છે કે, शुद्धबुद्धनित्यमुक्त એવુ બ્રહ્મનું સ્વરૂપ છે. કારણ કે, यो वै भूमा तत्सुखं नाऽल्पे सुखमस्ति જે મોટું તે જ સુખ છે. અલ્પમા સુખ નથી માટે ब्रहतीति इति ब्रह्म અતિ મોટું તેજ બ્રહ્મ જે

કાંઈ મહામ છે ત સર્વ કરતાં પરે વસ્તુ છે. જ્યારે બ્રહ્મથી પરે કાંઈ પણ વસ્તુ નથી. અને તેના પછી જ્ઞેય વા જ્ઞાન કાંઇ છેજ નહિ એવું જે બ્રહ્મ સર્વ વ્યાપક છે. તને જાણી લેવું, અર્થાત્ તદ્રૂપ થવું એજ પરમ પુરૂષાર્થ છે. માટે જ શાસ્ત્રકારો કહે છે, येन केन प्रकारेण પણ બ્રહ્મરૂપ થાઓ. તેના માટે માર્ગ અમે બતાવ્યો તે માર્ગે તમે ચાલ્યા જાઓ તો પોતાની મેળે જ બ્રહ્મરૂપ થઇ જશો. તેમ પરમાત્મા અર્જુન પ્રત્યે કહે છે કે, હે કુન્તિપુત્ર અર્જુન ! સિદ્ધિને મેળવવાવાળા જેવી રીતે બ્રહ્મરૂપ થાય છે, તેમની રીત તું મારા મોઢામાંથી સંક્ષેપમાં સાંભળ. જે જ્ઞાનની પરાનિષ્ઠા છે. જેમ કોઇ જગન્નાથની યાત્રાએ જતું હોય ત્યારે જગન્નાથ પુરી ચાર ગાઉ દૂર હોય છતાં છેટેથી તેમનાં દેવળનું શિખર દર્શન માર્ગમાં રેલવે ગાડીમાં જ થાય છે તેવી રીતે બ્રહ્મસ્વરૂપ થવાના માર્ગમાં નૈષ્કર્મ્ય સિદ્ધિ એ શિખર દર્શન છે. અંતઃકરણમાંથી જ્યારે અશેષ કર્તા પણું નીકળી જાય, ત્યારે જ બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. परी हेचि आत्मसिद्धि। जो कोणी भाग्यनिधि। श्रीगुरु कृपालब्धि। काळीं पावे ॥ कानावचनाचिये भेटी। सरीसार्चि पैं किरीटी। वस्तु होऊंन उठी। कवणी एकु जो ॥ ऐसी आत्मसाक्षात्कारीं। लाभे ज्ञानाची उजरी। ते सामुग्री कीर पुरी। मेळविली ॥ आणि तेची समयीं, सद्‌गुरु भेटले पाही। तेविंचि तिही काहीं। वंचिजेना ॥ તેજ આત્મસિદ્ધિને ગુરૂકૃપાથી કોઇક ભાગ્યશાળીને વિધિરૂપે મળે છે. ત્યારે તેને ગુરૂવચન અને તેના શ્રવણનો ભેટો થતાં જ વસ્તુ થઈને ઉઠે છે. એવી રીતે અપરોક્ષ આત્મસાક્ષાત્કારની સામગ્રી મળે કે સદ્‌ગુરૂની પ્રાપ્તિ સહજ જ થાય છે. તેણે ब्रह्म एक आथी। येरवि आघविचि भ्रान्ति ॥ हेंही प्रतीति। गाढ केलीं। परी तेंची ते परब्रह्म ॥ सर्वात्मक सर्वोत्तम। मोक्षाचेंही काम। सरें जेथ। यया तिन्ही अवस्था पोटीं ॥ जीरवीं जेंगा कीरिटि। तया ज्ञानासीं ही मीठी। दे जें वस्तु ॥ ऐक्याचें एकपण सरे। जेथ आनंदकणु हि विरे ॥ कांहींची नुरोनि उरे। जें कांही गा। तियें ब्रह्मीं ऐक्येपणें ॥ ब्रह्मचि होउनि असणें। तें क्रमेंची करनि तेणें पाविजें पैं ॥ તેને બ્રહ્મ એક સત્વ છે, અને સર્વ પ્રપંચ મિથ્યા છે. આમ સાધકને પણ બોધ તેવોજ થઈ ગયો. વળી સર્વ વ્યાપક પરબ્રહ્મમાં મોક્ષ શબ્દ પણ રહેતો નથી. તેમ જ વળી સાધન, સાધ્ય અને સાધક એ ત્રિપુટી પણ જે જ્ઞાનથી બાધ થઇ જાય છે. અને જ્ઞાન પણ પરબ્રહ્મમાં લીનથઇ જાય છે. જ્યા ઐક્ય પણ રહેતું નથી. જ્યાં આનંદ સુખનો લેશ પણ રહેતો નથી. વળી જ્યાં કાંઇ શેષ ન રહેતા છતાં જે શેષ રહે છે, એવું જે બ્રહ્મ તેમાં લીન થવા માટે તેના મંદાધિકાર પ્રમાણે ક્રમથીજ પ્રાપ્તિ થાય છે. માટે જેનાથી પરબ્રહ્મ પ્રાપ્તિ થાય તે અર્જુન હું તને કહું છુ તે સાંભળ અત્રે ધ્વનિનો અર્થ એ પણ છે કે, હે અર્જુન ! તું વાસ્તવિક મને કૃષ્ણ સ્વરૂપને પણ જાણતો નથી. મારા સ્વરૂપને પણ વાસ્તવિક જાણશે, તો પણ નૈષ્કર્મ્ય સિદ્ધિનું લક્ષણ તને સમજાશે, અને તેને પ્રાપ્ત કરીશ કાં તો પોતાને જાણવા જતાં પરમાત્મા જણાય વા પરમાત્માને જાણવા જતાં સ્વ સ્વરૂપનો ભેટો થાય. જેમ કમળાવાળો પુરૂષ સર્વત્ર કમળો દેખે છે. તેમ આપણે બ્રહ્મસ્વરૂપમાં ભ્રમ થવાથી જગત્ દૃષ્ટિ ઉત્પન્ન થઈ, તે કમળા રૂપી વિકાર નિકળી જાય તો વસ્તુઓ યથાર્થ દેખાય. તેમ જગદાભાસ નીકળી જતાં

जे जे पाहे दोळयां । दृष्टी तें तें आत्मयाची उर्ठी ॥ જે જે, જુએ તે તે, આત્મસ્વરૂપે જ ભાસવા માંડે. પ્રહ્લાદજીને ગર્ભમાં જ નારદજીએ એવો ઉપદેશ આપ્યો હતો કે, બહાર આવ્યા તો પણ માયાએ તેમના ઉપર આચ્છાદન કર્યું નહિ. અને બોધસ્વરૂપ રહીને પરબ્રહ્મને જન્મ આપવાવાળા થયા. પોતાને બોધ થવો જોઇએ. જ્યાં વેદાંતમાં દૃષ્ટાંત છે કે, દશ જણ તીર્થયાત્રામાં જતા હતા. ત્યાં માર્ગમાં એક જલાશયમાં નહાવા ઉતર્યા. નાહીને બહાર આવ્યા ને ગણવા લાગ્યા કે, બધા બરોબર છે કે કેમ? તો ગણનારે પોતાને મુકીને ગણવા માંડયું. એટલે નવ ગણાયા તેથી રોવા લાગ્યો કે, એક ખોવાયો. બીજાએ પણ એમ જ ગણ્યું. એટલામાં માર્ગમાં જતાં એક વૃદ્ધ પુરૂષે તેમને ઉભેલા જોઈ સમીપ આવી કારણ પૂછતાં તે સમજી ગયો અને કહ્યુ કે તને પ્રથમ ગણીને પછી બીજાને ગણ. તે પ્રમાણે કરતાં બરોબર ૧૦ થયા. તેમ જ આપણે પણ આપણને ભુલી ગયા છીએ અને આપણા સિવાય સર્વ કોઇને ગણીએ છીએ જ્યારે સદ્દગુરૂનો ભેટો થાય ત્યારે બીજું બધુ ભુલીને પોતાને જ ગણવા માડે છે. હવે પરમાત્મા પાચ શ્લોકોવડે મમથ જ્ઞાન સંક્ષેપમાં સમજાવે છે.

> बुद्ध्या विशुद्धया युक्तो धृत्याऽऽत्मानं नियम्य च ।
> शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
> विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
> ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥
> अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
> विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

અન્વય— विशुद्धया बुद्धया युक्त विशुद्ध બુદ્ધિવાળો च धृत्यात्मानं नियम्य ધૃતિ અંત કરણને નિયમમા રાખીને शब्दादीन्विषयान्त्यक्त्वा શબ્દાદિક વિષયોનો ત્યાગ કરીને रागद्वेषौ व्युदस्य च તથા રાગ–દ્વેષનો પરિત્યાગ કરીને, विविक्तसेवी એકાંતનું સેવન કરી लघ्वाशी લઘુ ભોજન કરી यतवाक्कायमानस. જેમની વાણી કાયા અને મન नित्यं ध्यानयोगपर ધ્યાનયોગથી પરે છે. वैराग्य समुपाश्रितमः વૈરાગ્યનો આશ્રય લીધો છે.

अहंकार बलं दर्पं काम क्रोध અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ, પરિગ્રહ विमुच्य છુટેલો निर्मम મમતા રહિત शांत ब्रह्मभूयाय कल्पते શાન્ત બ્રહ્મથવાને યોગ્યતા મેળવે છે

આજના શ્લોકોથી આરંભી પાંચ શ્લોકોમાં ભગવાન્ સાધન સાધ્ય ઉભય બતાવે છે. જેમ કે, आत्मानं ब्रह्मरूपेति नैनं पश्यन्त्यचेतसः ॥ इमं अर्थं हरिः प्राह पंचश्लोकाः सुयुक्तिम ॥ આત્માના બ્રહ્મરૂપને અચેતનાવાળા જાણતા નથી. માટે ભગવાન્ પાચ શ્લોકોવડે યુક્તિથી સમજાવે છે ઉપરોક્ત ત્રણ શ્લોકોનું ક્રિયાપદ સાથે આવે છે. માટે ત્રણની એક ત્રિપુટી છે.

આ શ્લોકમાં ભગવાન્ હવે અધ્યાયની સમાપ્તિ પાસે આવ્યાથી બ્રહ્મરૂપ થયેલા મહાત્માની સ્તુતિ કરે છે. જેમ પૂર્વે બીજા અધ્યાયના અંતમાં કરી હતી. જેમાં પહેલું વિશેષણ આપ્યું बुद्धया विशुद्धया સૌથી પ્રથમ વિવેકયુક્ત બુદ્ધિ જોઇએ સદસદ્ વિવેકવાળી બુદ્ધિ કરવાને માટે પ્રથમ મહાન્ પુરૂષાર્થ કરવો પડે મૈત્રી करुणामुदितोपेक्षासुखदुःखपुण्यापुण्यविषयाणाम् भावनात, चित्तप्रसादनम् ॥ પ્રાણી-માત્ર સાથે મૈત્રી તથા દુઃખીઓ પ્રત્યે દયા, આનંદી સહજ, પાપીઓ પ્રત્યે ઉપેક્ષા સુખીને જોઇને રાજી થવું, દુઃખીના દિલાસા રૂપ થવું, પુણ્યવાનનાં પુણ્ય જોઈ પ્રસન્ન થવું એવી ભાવનાથી ચિત્ત પ્રસન્ન થાય છે. ત્યારે પરમાત્મા ददामि बुद्धियोगं तम् તેમને બુદ્ધિનો યોગ આપે છે. ત્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, तरी गुरुदाविलीया वाटा। येउन विवेकतीर्थतटा॥ धुउनीयां मळकटा। बुद्धिचा तेणें॥ मग राहूनें उगळीली। प्रभा चंद्रे आलिंगीली। तैसीं शुद्धत्वें जडली॥ आपणयां बुद्धि। सांडूनि कुलें दोन्ही। प्रियासी अनुसरे कामिनी। द्वंद्वत्यागें स्वचिंतनीं। पडली तैसीं॥ શ્રી ગુરૂએ બતાવેલા માર્ગવડે બુદ્ધિ-વિવેક તીર્થતટ ઉપર આવીને ઉભી રહે છે. અને ત્યાં પોતાના આવરણ વિક્ષેપ રૂપી મળો ધોઇ નાંખે છે. પછી જેમ રાહુ નીકળી જવા પછી જેમ ચંદ્રે પ્રભાને આલિંગન આપ્યું છે, એમ દેખાય છે. તેમ બુદ્ધિને આત્માએ આલિંગન આપ્યું છે એવો થાય છે. જેમ બે કુળને મુકીને પ્રિયા પોતાના પ્રિયપતિને જ અનુસરે છે. તેમ બુદ્ધિ રાગ-દ્વેષરૂપી દ્વન્દ્વો ત્યાગ કરીને પ્રિયાત્મા થઈ રહે છે.

હવે જે એવી બુદ્ધિ હોય ત્યાં ધૃતિવડે તેને નિયમમાં રાખવી જોઇએ. કારણ અતિ પવિત્ર બુદ્ધિમાં પણ શુદ્ધઃ સત્વગુણી અહંકારનો પ્રવેશ થવા સંભવ રહે છે. માટે જો પ્રભુપ્રેમ ત્યાં હોય તો અહંકાર આવે નહિ, માટે શ્રી તુકારામ મહારાજ પ્રભુ પાસે માંગે છે, जाणोनि नेणतें करी माझें मन तुझी प्रेमखूण दाउनीयां॥ मग मीं संसारीं असेन वर्तन। जैसें जळाआंत पद्मपत्र॥ હું તારા સ્વરૂપને જાણું પછી મારા મનમાં તારો પ્રેમરૂપી ખુણ ઉત્પન્ન કર. ત્યારે જ નિરભિમાની થઇ, સંસારમાં રહ્યો છતો પદ્મપત્ર પેઠે રહી શકીશ. એમ પરમાત્માનો અખંડ ચિંતનરૂપી અભ્યાસ હોય ત્યારે બુદ્ધિ નિત્યશુદ્ધ રહે, નહિ તો પુનઃ અનિષ્ટ પ્રસંગ ઉત્પન્ન થાય.

હવે ભગવાન્ કહે છે કે, शब्दादीन् विषयान् त्यक्त्वा શબ્દાદિક વિષયોનો ત્યાગ કરવો. કારણ તે પંચ વિષયો જ આત્માને પ્રલોભનનાં કારણીભૂત છે. જ્યાં मीनें कुरंगं मातंगें पतंगें भ्रमरें એક એક જ વિષયમાં લોલુપ થયા તો પોતાનો નાશ કર્યો. મીન રસમાં લુબ્ધ થયું. હાથી સ્પર્શમાં લુબ્ધ થયો, પતંગ રૂપમાં લુબ્ધ થયો. મૃગ શબ્દમાં લલચાઇને શીકાર થઇ જાય છે, અને ભ્રમર ગંધમાં આસક્ત થઈ કમળમાં બીડાઇ પોતાનો નાશ કરે છે. જ્યારે મનુષ્ય પ્રાણીને તો પાંચે ભેળા પછવાડે પડ્યા છે. માટે અતિ સાવધ રહેવું. મહારાજ કહે છે, आणि ज्ञान देवें जिव्हार। नेवो नेवो निरंतर॥ इन्द्रिय केलें थोर। शब्दादिक जें॥ तें रश्मिजाल कारलेया। मृगजल जाय लया॥ तैसें वृत्तिरोधें तया। पांचाही केलें॥ नेणता अधमाचिया अन्ना। सदलीया फीजे वमना। तैसें वोफविली सवासना। इन्द्रियें विषयीं॥ જ્ઞાન જેવી પરમપ્રિય વસ્તુને બહાર વિષયોમાં લઇ જઇને ઇન્દ્રિયોનો લાગ ફાવ્યો

પરંતુ જેમ સૂર્ય રશ્મિઓ નીકળી જાય કે, મેળે મૃગજળનો નાશ થાય છે. તેમ ધૈર્યથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરતાં પાચે વિષયો સહજ, પોતાની મેળેજ વિલીન થઇ જાય છે. જેમ દુષ્ટોનુ અન્ન ભુલથી ખાંધું હોય તો પછી વમન કરી નાંખવામાં આવે છે તેમ વિષયોને યોગી હૃદયમાથી બહાર કહાડી નાખે છે. मग प्रत्यगात्म वृत्ती चो· खटें ॥ लाविलीं गंगेचेनि तटें । पैलीं प्रायश्चितें धुवटें । केली जेणें ॥ पाठी सात्विकें धीरें तेणें ॥ शोधारली तोयें करणें । मग मनेंसीं योग धारणें । मेळविलीं ॥ तेवींची प्राचीनें इष्टानिष्टें । भोगेंसीं येउनी भेटे । तेथ देखलीया हो योखटे ॥ हेपुन करी । ना गोमटेंची विपायें । तें आणूनि पुढां सूये ॥ तया लागी न होये । साभिलाषु ॥ इया· इष्टानिष्टीं । रागद्वेष किरीटी । त्यजूनि गिरिकपाटीं । निकुंजीं वसे ॥ પછી પ્રત્યગાત્મા રૂપી ગંગામાં લગાડી તેની પાસેથી પ્રાયશ્ચિત્ત કરાવી, સાત્વિક ધૈર્યવડે તે સર્વ ઇન્દ્રિયો શુદ્ધ કરી, અને મનને યોગાભ્યાસમાં લગાડ્યું. ત્યાર પછી પ્રારબ્ધાનુસાર ઉંચા વા નીચા ભોગો મળવા લાગ્યા તો નીચા ભોગોનો દ્વેષ રહ્યો નહિ તેમ ઉંચા ભોગો ઉપર રાગ રહ્યો નહિ તે પ્રમાણે ઇષ્ટાનિષ્ટમાં સંગ થવાથી નિકુંજ કહેવા સ્વ· રૂપ ખ્યાતિમા અખંડ રહેવા લાગ્યો.

હવે બીજા શ્લોકમાં પરમાત્મા કહે છે કે, विविक्तदेशसेवित्वं અર્થાત્ એકાંત પ્રદેશમાં રહેવું. જ્યારે સાધક કોટીમા હોય ત્યારે સાધના માટે તેની જરૂર છે. પરંતુ જ્યારે સિદ્ધ દશામા આવે ત્યારે તેને લોકાતમાં જ એકાન્ત કરવાનો સહજ સ્વભાવ પડે છે. તેને પોતાના પ્રિયપ્રાણનાથ–આત્મરાજ સાથે સદા યોગ હોવાથી બહારનાં લોકો દેખાતાં જ નથી.

लघ्वाशी આહાર પણ એવો રાખે કે જેથી કરીને ઇન્દ્રિયો શરીર સંઘાતમાં ઉપદ્રવ કરે નહિ. જે ક્ષુધા હોય ન તો વિશેષ હોય વા અતિ અલ્પ પણ ન હોય જેથી ચિત્તમા કોઈ પણ પ્રકારનો વિક્ષેપ ન થતા અભ્યાસમાં સહાય કરે તેવો સત્વ· ગુણી આહાર લેવો यतवाक्कायमानस· જેવી મન વાણી ઇન્દ્રિયો સ્વાધીનમાં હોય જેના બારામા પૂર્વે આજ અધ્યાયમાં ઘણું કહી ગયા છીએ. ध्यानयोगसमाश्रित· ધ્યાનરૂપી યોગ કરતા રહે જેમ કે, जपश्रान्तः पुनर्ध्यायेत् ध्यानश्रान्तः पुनर्जपेत् ॥ जपध्यानात्परिश्रान्त प्राणायामपरायणः ધ્યાન કરતાં કંટાળો આવે ત્યારે જપ કરવો અને જપ કરતાં કટાળો આવે ત્યારે ધ્યાન કરવું. ઉભયમા કંટાળો આવ્યો હોય તો પારાયણ પરાયણ રહેવું. એમ યોગીઓ ધ્યાનયોગમાં પરાયણ રહે છે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વરીમા છે गुरुवाक्यें उठविला योधो निश्चयो आपुला । न्याहाळीं हातीं घेतला । आरीसा जैसा ॥ पैं ध्याता आपणचीं परी । ध्यानरूप वृत्तिगाजारी ॥ ध्येयत्वें वै हें अवधारी । ध्यानरूढी गा ॥ तेथ ध्यान ध्येय ध्याता ॥ यया तीहीं एकरूपता । होय तंव पडुस्ता । कीजें तेंगा ॥ म्हणौनि तो मुमुक्षु । आत्मज्ञानीं जाला दक्षु । परि पुढां सुगी पक्ष योगाभ्यासाचा ॥ ગુરૂવાક્યથી બોધનો નિશ્ચય કરીને જેમ પોતાના હાથમાં આરિસો લીધો તો જેમ મોઢું દેખાય છે. તેમ ગુરૂના શબ્દોમા પોતાનું જ્ઞાન અપરોક્ષ થાય છે. જેમ કે, गुरुमुखे उदेजीत्तदीसें स्वयंम हृदयींच असे ગુરૂના મુખ માં તત્વબોધ થયો કે હૃદયમા અનુભવ થયો છે જ. તેથી ધ્યાનનો ધૃતિ તેમ જ

ધ્યાતા પોતે સર્વ ધ્યેયમાં સમાઈ જાય છે. માટે જે મુમુક્ષુ હતો તેજ આત્મજ્ઞાનમાં દક્ષ થઈને યોગાભ્યાસમાં તલ્લીન થઈ જાય છે.

वैराग्यं समुपाश्रितः વૈરાગ્યના જ આશ્રયમાં રહેવાવાળો થાય છે. तैसीं मोक्षीं प्रवृत्तली वृत्ति। ब्रह्मि जाय लया तंव वैराग्य आधी तया अंगु कैचा॥ ऐसी वैराग्याची अंगी। बाणुनि=या वज्रांगी। राजयोग तुरंगी। आरूढला॥ જેની મોક્ષમાં પ્રવૃત્તિ થઈ તેની વૃત્તિ બ્રહ્મમાં સમાઈ ગઈ ત્યારે વૈરાગ્યનો લંગ ક્યાંથી થાય તે વૈરાગ્યરૂપી કવચ અંગ ઉપર ચઢાવીને રાજયોગરૂપી ઘોડા ઉપર આરૂઢ થઈ, સંસારરૂપી અરણ્યમાંથી જ્ઞાનરૂપી ખડ્ગ હાથમાં લઈને વિજય શ્રી રૂપી મોક્ષને મેળવવા જાય છે.

હવે ઉપર લખેલા ત્રીજા શ્લોકમાં ભગવાન્ કહે છે કે, જેનામાંથી અહંકાર બલં દર્પ કામક્રોધનો ત્યાગ થયો હોય ત્યારે નિર્મલ થઈને શાન્ત થઈને બ્રહ્મરૂપતા ભોગવે છે. तेथ आडवावया आले ॥ दोषवैरी जे घोपटिले ॥ तयांमाजी पहिले ॥ देहाहंकारू ॥ जो न मोकली मारूनि ॥ जीवों नेदी उपजवोनी ॥ विचंबवी खोडां घालुनी। हाडांचीया ॥ तयाचा देह दुर्ग हा पारा ॥ मोडूनि घेतला तो खीरा। आणि बळ हा दुसरा। मारीला वैरी ॥ ધ્યાન કમાવાના આરામાં દોષો જે જે ઉપસ્થિત થાય છે, તેનો નાશ કરે છે. જેમાં સઉથી મોટો દેહી અહંકાર જે અહંકારથી જ મનુષ્યત્વનો છેવટે નાશ થાય છે અને ઉત્પન્ન થાય તો પણ સુખે જીવવા દે નહિ. તેને દેહરૂપી સંચામાં જ સીકડી રાખે છે. માટે તે દેહરૂપી કિલ્લામાંથી કહાડી નાખે છે, અને બીજો દુશ્મન જે દર્પ તેનો પણ નાશ કરે છે. હવે કામમ્ અત્રે યોગીઓને માટે જે કામ તે સિદ્ધિઓ છે. જ્યાં પતંજલિ ભગવાને લખ્યું છે કે, स्थान्युपनिमंत्रणे संगस्मयाकरणं पुनरनिष्टप्रसंगात् દેવતાઓ સમાધિવડે ઉપર જતાં યોગીને સહન કરી શકતા નથી. માટે કલ્પવૃક્ષ અપ્સરાઓ ઇત્યાદિ મોકલીને મનને લચાવવા પ્રયત્ન કરે છે. જ્યારે યોગી નિષ્કામ હોય તોજ તેનામાં સંગ ઠરતો નથી. એમાં લલચાયો તો અધઃપતન થાય છે. માટે કામ જોઇએ નહિ. હવે આવ્યો ક્રોધ, ક્રોધ એ અહંકારનું બીજું રૂપ છે. જ્યારે દ્વૈત હોય ત્યારે સૌ ઉપસ્થિત થાય છે. ભગવાન્ નરસિંહને હિરણ્યકશીપુને મારીને ક્રોધ ચડયો હતો ત્યારે તેમની પાસે બ્રહ્મા લક્ષ્મી ઇત્યાદિ જઈ શક્યાં નહિ. અને ભક્ત પ્રહ્લાદે પાસે જઈને નમસ્કાર કરીને ક્રોધ શાન્ત કર્યો. એમ જેમનામાં દ્વૈત હતું તેઓ ભગવાન્ પાસે જઈ શક્યા ન હોતા અને પ્રહ્લાદની સ્થિતિ પ્રભુ સાથે અભેદ હતી તેથી નરસિંહથી ડર્યા નહિ એવા જ્યારે થાય છે, ત્યારે જ નિર્મલ થાય છે. पुनवेनि चतुर्दशी ॥ जेतुलें उणेपण शशी ॥ कां सोळे पाउनी जैसी। पंधराची वानी ॥ ब्रह्मा आणि ब्रह्म होतिये ॥ योग्यते तैसा पाडु आहे ॥ तेची शान्तिचेनि लवलाहें। होयतो गा ॥ જેમ પુનમની ચતુર્દશીમાં સહજ ચંદ્રમામાં ઉણપ હોય છે. વા ૧૬ આનાને ૧૫ આના જેમ પાસે પાસે છે. તેમ બ્રહ્મરૂપતા અને બ્રહ્મમાં થોડો અંતર હોય છે માટે પરમ શાન્તિ તેને મળે છે. હવે બીજા બે શ્લોકોમાં કહે છે.

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥
भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥

અન્વય—ब्रह्मभूतः બ્રહ્મરૂપ થયેલો प्रसन्नात्मा જેથી આત્માનંદને મેળવનાર પુરૂષ न शोचति न कांक्षति શોક કરતો નથી, તેમ જ ઇચ્છા પણ કરતો નથી. सर्वेषु भूतेषु समः સર્વ ભૂતોમાં સમથઇને परां मद्भक्तिं लभते પર એવી મારી ભક્તિને પામે છે यावान् अस्मि च यः अस्मि જેવડો તેમ જ જેવો હું છું. तत्वत भक्त्या मां अभिजानाति યથાર્થપણે મને ભક્તિથી જાણે છે. मां तत्वत ज्ञात्वा મને તત્વરૂપ જાણીને तदन्तरम् विशते ત્યાર પછી મારામાં લય થાય છે.

જીવનમુક્ત થઈ ભક્ત થયેલા મહાપુરૂષોનું વર્ણન સ્વમુખે ભગવાન કરે છે. જેમાં ગત શ્લોકોમાં પૂર્ણિમાની ચૌદશના ચદ્રનું દૃષ્ટાંત આવ્યું જ્યારે આજનાં બે શ્લોકોમાં પરિપૂર્ણ ચંદ્રમાનુ લક્ષ ધ્યાનમાં રાખી તત્ રૂપ થયેલા ભક્તોનું વર્ણન છે. જયાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. या ज्ञान भक्ति सहज । मकु एकचटला मज । तो मीचि केवळ हें सूज । श्रुत हि आहे ॥ जे उभऊनियां भुजा । ज्ञानिया आत्मा माझा । हें बोलीलों कपि ध्वजा । सप्तमाध्यायीं ॥ ते हे कल्पाद्री भक्तिप्रिया । भागवतमीयें ब्रह्मया उत्तम ह्मणोनि धनं जया । उपदेशीली ॥ ज्ञानी ह्यणेनें स्व संचिति ॥ शैव ह्मणती शक्ति । आह्मि परम भक्ति । आपुली ह्मणों ॥ જે બ્રહ્મરૂપ થયો છે. જેને ઇચ્છા પણ નથી તેમ જ દ્વેષ પણ નથી એવો સર્વ પ્રાણીમાં મને સમાન રૂપે જુએ છે તેને જ મારી પરમ ભક્તિનો લાભ થાય છે. જેમાં સહજ જ્ઞાન હોવાથી તે મને જ વિંટાયેલો વેલની પેઠે હોય છે. જેનાં બારામાં સાતમા અધ્યાયમાં ભુજા ઉંચી કરી ભગવાન્ બોલ્યા કે મેં કહ્યુ હતું કે જ્ઞાની મારો આત્મા છે. જે ભકતોને જ્ઞાની સ્વ સ્વરૂપની પ્રતીતિ કહે છે શૈવ લોક શક્તિ કહે છે અમે તેને પરમ ભક્તિ કહીએ છીએ. हां गा राजयन्यत्व नह्वतां आंगीं । राचो रायपण काय भोगी । ... ह्मणोनि मीं होणे नाहीं ॥ तया मीचि आहें कैंही मग भजेल हें कायी । चीलों कीर ॥ यालागीं तो कर्म योगी । मीजालाची मातें भोगी ॥ तारूण्य कां तरणांगीं । जीया परी ॥ तरंग सर्वाङ्गीं तोय चूंबी ॥ प्रभा सर्वत्र विलसे बिंबीं । नाना अवकाशनमीं लुंठतु जैसा ॥ એમ જેનામાં પરમ ભક્તિ આવી. તેના અંગમાં રાજન્યત્વ આવ્યું. જેના અગમાં રાજાનાં લક્ષણો ન હોય તે શું [1] રાજ્ય પદ ભોગવી શકે છે, તેમ ભક્ત ભક્તિમાન હોય ત્યારે મદરૂપ થઇ મને ભોગવે છે. પછી તેનું ભજવું તે માત્ર સ્મરણ જ રહે છે કારણ તે કર્મ યોગીના યચ્ચ યાવચ્ચ કર્મ મદર્પણ જ હોય છે. જેમ તરૂણપણુ જેના અંગમાં તેજ તારૂણીને ભોગવે છે. વળી તરંગ છે તે સમુદ્રને જેમ સર્વ બાજુ=થી સ્પર્શ કરે છે. પ્રભા સૂર્યને સ્પર્શ કરે છે. અને પોકલપણુ આકાશ રૂપ જ હોય છે. તેમ ભક્તમાં અને મારામાં ભેદ હોતો નથી. પછી મારૂં ઇશ્વરપણું અને તેનું ભક્ત-પણું વા જીવ=પણુની કળી જઈ બે એક જ થઇએ છીએ. જેમકે પંચદશીકાર લખે

अन्वया मज गमन । तो चाले तेंचीं ॥ तो फरील तेतुली पूजा । तो कल्पी तो जपु माझा । तो असे तेचि कपिध्वजा । समाधि माझी ॥ ...उदकीं कल्लोळु ॥ कापुरीं परिमळु । रत्नीं उजाळु । अनन्यु जैसा ॥ અર્થ તેની સર્વ ક્રિયા મદરૂપ થવાને અંગે તે કાંઈ જ કરતો નથી. અને તેજ મારી ખુણુની પૂજા છે. માટે હે કપિધ્વજ જ તે જે જે યથા સાંગ ક્રિયા કરે તે કાંઈ કર્તા ન હોવથી મારી મહાપૂજા તેજ છે. તેથી તે જે કાંઈ બોલે તેજ મારી સ્તુતિ, તે જુએ તે મારૂં દર્શન, અદ્વેત જે હું તેથી તે ચાલે તે એની યાત્રા, તેથી તે જે, જે, કાંઈ કરે તેજ મારી પૂજા. તે જે કલ્પના કરે તેજ મારો જપ અને તેનું ઝીરંતપણું તેજ મારી સમાધિ. જેમ અલંકારમાં સોનુ તેમ જ અદ્વિતીય ભક્તિવાળો ભક્ત મને પાણીમાં કલોલ જેવો કપુરમાં પરિમલ જેવો રત્નમાં ઉજાસ જેવો અનન્ય હોય છે. तैसें जें कांहीं आथी नाथी । येणें होय ज्ञेयस्फूर्ति ॥ तें ज्ञाताचि मी हे प्रतिति । होउनी भोगी ॥ जाणे अजु मी अजरू । अक्षयो मी अक्षरू ॥ अपूर्वु मीं अपारु । आनंदु मी ॥ अचलु मीं अच्युतु ॥ अनंतु मीं अद्वैतु । आद्यु मी अव्यक्तु । व्यक्तु ही मी ॥ ईश्य मी ईश्वरू ॥ अनादि मी अमरू ॥ अभय मीं आधारू । आधेय मी ॥ स्वामि मी सदोदीतु । सहजु मी सततु ॥ सर्व मी सर्वगतु ॥ सर्वातीतु मी ॥ नवा मीं पुराणु ॥ शून्यु मी संपूर्णु ॥ स्थुलु मीं अणु ॥ जें कांही तें मी ॥ अक्रियु मी एकु ॥ असंगु मी अशोकु ॥ व्यापु मी व्यापकु । पुरुषोत्तमु मी ॥ अशब्दु मी अश्रोत्रु अरूपु मी अगोत्रु ॥ समु मी स्वतंत्रु ॥ ब्रह्म मी परू ॥ ऐसें आत्मत्वें मज एकातें ॥ इया अद्वयभक्ती जाणोनी निरूतें ॥ आणी याही बोधा जाणतें ॥ तेहीं मीच जाणे ॥ पैं चेलीयानन्तरें । आपुलें एकपण उरे ॥ तेंही तोंवरी स्फुरे ॥ तयाशींची जैसें ॥ અર્થ–તે પ્રમાણે તે છે કે નહિ તેને જે કાંઈ જ્ઞાન સ્ફુર્તિ આવે તે હું જ છું. એવો અનુભવ હું તેને કરાવું છું. હું ઉત્પન્ન નહિ થવાવાળો જરા રહિત, નાશ રહીત અને અવ્યય જેના પૂર્વે કાંઈ નહિ જેને અંત નહિ. જે નિરંતર આનંદ મય એવો તે સમજે છે. ચલન રહીત સ્વભાવથી ચ્યૂત થવાવાળો નહિ, પતિત થવાવાળો નહિ, અંત રહીત, અદ્વૈત સર્વનો મૂળ નિરાકાર સાકાર પણ હુંજ. જેનો નિયમ કરવાનો તે સર્વનો હું ઇશ્વર અનાદિ અમર, અભય, આધાર, વર્તનો આધેય તે સર્વે હું છું. સર્વનો અધિપતિ અને નિરંતર રહેવાવાળો સહજ અને સતત વ્યાપેલો થવા સર્વમાં ભળીને રહેવાવાળો છતાં સર્વથી પરે, સર્વમાં નવો, તેમ જ જુનો. શૂન્યં તેમ જે ભાવરૂપ તથા સર્વથી મોટો તથા અણુરેણુ કરતાં નાનો એમ સર્વથી ઉત્તમ પુરૂષ હુંજ છું. શબ્દા તીત વ કર્ણ રહીત રૂપ રહિત અને ગોત્ર રહિત સર્વત્ર સરખો તથા સ્વતંત્ર બ્રહ્મ તથા પરબ્રહ્મ હું છું. એમ આત્મ સ્વરૂપમાં ઐકય પામી મારી ખરે ખરી ભક્તિ અદ્વૈત કરી મને જાણે છે. વ તે પણ બોધ જાણવાવાળો જે પરમાત્મા તે પણ હુંજ છું. એમ તે સમજે છે. એમ જાગ્યા પાછી જેમ ઐકત્વ રહે છે. તે પણ જાગનાર જ જાણે છે. તેમ સ્વરૂપ બોધ અંતરમાં જ થાય છે. માટે पैं देशें कालें पदार्थें । साधूनि घेइजे मातें ॥ तैसा नव्हे मी आइतें यांजे । सर्वांचें सर्व ही ॥ ह्मणोनी माझ्याठायीं जाचावें न लगे कांहीं । मीं लाभें इयें उपायीं, सावधी गा ॥ અર્થ—દેશકાલ વસ્તુ પદાર્થની અનુકુલતાથી મને કોઈ સાધ્ય કરીલે

તેવો હું નથી. હું જ સર્વનો આત્મા હોવાથી સર્વને સહજ જ છું. માટે મારી પ્રાપ્તિ માટે ક્ષીણ ન થતાં નિષ્કામ કર્મયોગ ભક્તિ એજ મુખ્ય છે. મારા સ્વરૂપમાં तेथ ब्रह्मा आत्मा ईशु ॥ यया बोला मोडे सौरसु ॥ न बोलणें याही पैसु ॥ नाहिं तेथ ॥ બ્રહ્મ આત્મા ઈશ આ બોલવાની પણ જગા રહેતી નથી. વ તે બોલવું એ પણ જગ્યા નથી. એમ શૂન્ય શૂન્યાતીત મારૂં અસત્ સત્ પરે સ્વરૂપ છે. તેને પામનારો ભક્ત છે. તે પછી તેનું મરણ ગમે ત્યાં થાય જેમ કે तीर्थे श्वपचगृहे वा नष्टस्मृतिः परित्यजन्देहम् ॥ ज्ञानसमकाले मुक्तः कैवल्यं याति हतशोकः ॥ જેને ઉપરોક્ત જ્ઞાન થયું તે મુક્ત જ છે. પછી તેનો દેહ શ્વપચના ઘરમાં તીર્થમાં બેભાન અવસ્થામાં પડી જાય છતાં તે મુક્ત જ છે. અને મારામાં જ મળી જાય છે. હવે પરમાત્મા આગળ કહે છે.

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥
चेतसा सर्वकर्माणि मयि सन्न्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

અન્વય—मद्व्यपाश्रयः મારા ઠેકાણે જેણે પોતાની સર્વ વૃત્તિઓને વિરામ કર્યો છે. सर्वकर्माणि सदा कुर्वन्नपि તે સર્વ કર્મો કરતો છતો मत्प्रसादात् મારા પ્રસાદથી शाश्वतम् पदम् आप्नोति શાશ્વત પદને પામે છે.

सर्वकर्माणि चेतसा मयि संन्यस्य સર્વ કર્મો વિવેક બુદ્ધિથી મને અર્પણ કરી मत्परः बुद्धियोगम् મારામાં બુદ્ધિનો યોગ રાખીને उपाश्रित्य આશ્રય કરીને मच्चित्तः सततं भव મારામાં ચિત્ત રાખવાવાળો હે અર્જુન ! તું થા.

ગત પાંચ શ્લોકોથી જે કોઈ સિદ્ધ પુરૂષો થઈ ગયા છે તેનું વર્ણન પ્રભુ કરે છે. જ્યાં આજના શ્લોકમાં કહે છે કે, તેઓ મારા પ્રસાદથી શાશ્વત પદને પામે છે. પછી ભલે તે બ્રાહ્મણ હોય ક્ષત્રિય હોય વૈશ્ય હોય કિંવા શૂદ્ર હોય. જે કોઈ વર્ણાશ્રમ વિહિત કર્મો કરે છે, અને મને શરણ રહે છે, તેઓની સ્વકર્મ રૂપી પૂજાથી હું પ્રસન્ન થઈને તેને મારૂં ધામ અર્પણ કરૂં છું. કારણ નિષ્કામ કર્મે વડે જ તેને જ્ઞાન નિષ્ઠા ઉત્પન્ન થાય છે. જ્યાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કે જેઓ પોતે તે રૂપ છે તેથી તેનું વર્ણન ઉત્તમ કરે છે. માટે ત્યાં દૃષ્ટિ નાંખીએ. मग हाणे गा सुभद्रा । तो कर्मयोगीया निष्ठा ॥ मीं होउनीं होय पैठा । माझ्या रूपीं ॥ स्वकर्माच्या चोखौळीं । मज पूजा करूनि भली । तेणें प्रसादें आकळी । ज्ञाननिष्ठेतें ॥ ते ज्ञाननिष्ठा जेथ हातवसे । तेथ भक्ति माझी उल्हासे । तिया भजनसमरसें । सुखीया होय ॥ आणि विश्वप्रकाशितया ॥ आत्मया मज आपुलिया । अनुसरे जो करूनियां । सर्वत्रता हे ॥ सांडूनि आपला आडल । लवण आश्रयी जळ । कां हिंडोनि राहे निश्चळ । वायु व्योमीं ॥ तैसा बुद्धी वाचा कायें । जो मातें आश्रऊनि ठाये । तो निषिद्धेंही विपायें । कर्मे करू ॥ परी गंगेचेया संबंधीं । विदी आणि महानदी । येक तेचि माझ्या बोधीं । शुभाशुभासीं ॥ कां चावनें आणि धुरें हा निवाडु

तयची सरे । जंव न घेपती वैश्वानरें। कवळूनि दोन्ही ॥ ना ना पाचिकें आणि सोळें । हें सोनया तंवचि आलें। जंव परिसु आंगमेळें। येकुवटीना ॥ तेसें शुभाशुभ येसें । हे। तंवचिवरी आभासे । जंव येकु न प्रकाशें सर्वत्र मी ॥ अगा रात्री आणि दीवो । हा तंवचि द्वैतभावो । जंव न रिगिजे गांवों। गभस्तीचा ॥ ह्मणौनि माझिया भेटी। तयाची सर्व कर्मे किरीटी । जाऊनि वैसे तो पाटीं । सायुज्याच्या॥ देश काळें स्वभावें । वेंचु जया न संभवे । तें पद माझें पावे । अविनाश तो॥ किंबहुना पांडुसुता । मज आत्मयाची प्रसन्नता। लाहे तेणें न पविजता। लाभु कवणु असे ॥ અર્થ–પછી પરમાત્મા કહે છે હે ધનંજય ! મહાયોદ્ધા તે કર્મનિષ્ઠ પુરૂષ એવી નિષ્ઠાથી મારારૂપ થઈ મારા સ્વરૂપમા મળે છે. સ્વકર્મરૂપ પુષ્પોવડે મારી સુંદર પૂજા કરી મને પ્રસન્ન કરી તેને જ્ઞાન નિષ્ઠારૂપ પ્રસાદ મળે છે. તે જ્ઞાનનિષ્ઠા જેને હાથમાં આવી છે. ત્યાં મારી પરમ ભક્તિ ઉલ્લાસીત થાય છે. અને તે ભક્તિના ભજનવડે મારી સાથે ઐક્ય થઈ તે સુખ મેળવે છે. અને વિશ્વને પ્રકાશ કરવાવાળો સૂર્ય જે હું તેને સર્વ ભાવે અનુસરવા લાગ્યો. તો જેમ મિઠું પાણીમાં મળી જાય છે. તેમ તે મારા રૂપ થઈ જાય છે. તથા વાયુ જેમ આકાશમા ઐક્ય ભાવને પામે છે. તેમ જે મન બુદ્ધિ કાયાવડે મારો આશ્રય કરી રહ્યો છે. તેના હાથથી ક્વચિત્ નિષેધ કર્મ પણ ઘડાય છતા મહા નદી તેમ જ રસ્તા ઉપરનું ચિખલનું પાણી જેમ ગંગામાં ભળ-વાથી ગંગારૂપ થઈ જાય છે. તેમ જ મારો આશ્રય કરવાવાળા ભક્તને શુભવા અશુભ કર્મોનો દોષ લાગતો નથી અથવા મલ્યાગિરિ ચંદન અને બીજા રાયવળ લાકડા જ્યાં સુધી અગ્નિનો સંબંધ થયો નથી ત્યા સુધી જ રહે છે અથવા તો જ્યાં સુધી પારસ અડયું નથી ત્યાં સુધી જ સોનું અને તાબુ પૃથક્ હોય છે. તેમ શુભાશુભ કર્મોના ભેદ જ્યા સુધી મદરૂપ થયા નથી ત્યા સુધી જ ભાસમાન થાય છે. જેમ રાત્રિ અને દિવસ સૂર્યના ગામમાં નથી. તેમ જ દ્વૈત નીકળી જતાં મારા રૂપમાં આવી સાયુજયતા મેળવે છે. જ્યાં દેશ, કાળ, સ્વભાવની વેંચણી સંભવતી નથી. તે પદ મારૂં છે, જે અવિનાશ છે. માટે હે પાંડુપુત્ર ! મારી આત્માની પ્રસન્નતા મેળવ્યા પછી લાભ કયો બાકી રહી જાય.

क्वचिद्रुदत्पुलकस्तूर्ष्णीमास्ते संस्पर्शनिर्वृत्त ।
अस्पन्दप्रणयानन्दसलीलामीलितेक्षण ॥
आसीन पर्यटन्नश्नञ्शयान. प्रपिबन् ब्रुवन् ।
नानुसंधत्त एतानि गोविन्दपरिरम्भित ॥

તેવા ભક્તોનું શ્રીમદ્ ભાગવતમાં વર્ણન છે કે કવચિત્ તેઓ પ્રેમમાં આવીને હસે છે, રડે છે, કોઇ વખત નાચે છે, કોઈ વખત ભજન કરે છે, કોઇ વખત નિર્ગુણ રૂપે ઉપાસે છે કોઈ વેળા સગુણ રૂપમા ઉપાસના કરે છે. એમ જળ તરંગની પેઠે ઐક્ય છે. ત્યા શાસ્ત્રનું વેદનું કાઇ પણ લાગ લાગતું નથી તે ભક્ત કોઈ વખત સ્વરૂપથી ભિન્ન મને પૂજે છે. કોઇ વખત પોતાને જ દેવ માની પોતાનીજ પૂજા કરે છે. જેમ રામકૃષ્ણ પરમહંસસ્વામિ માની પૂજા કરવા તદરૂપ થઇ પોતા-

ને જ માથે પુષ્પો નાંખતા હતા. વળી જડ ભરત ત્રીજા બ્રાહ્મણનાં જન્મમાં બ્રહ્મ-કર્મ કંઇ પણ કરતા નહિ હતાં માત્ર જડવત્ અસંગ થઇને ફરતા હતા હું બ્રાહ્મણ છુ તે અભિમાનનો ત્યાગ કરી આનંદમાં મસ્ત થઇ ફરવાથી તેમનું શરીર પણ રૂષ્ટ પુષ્ટ હતું. તેથી જ તેમને સઉકોઇ જડ ભરત કહેતા હતા. જ્યા રહુગણની પાલખી ઉપાડવામાં પણ તેમણે બાધ ગણ્યો નહિ અને મસ્ત રામ થઇ ચાલતા. મહાત્મા પ્રત્યે રહુગણે અપમાન યુક્ત શબ્દો કહ્યા. જેના પ્રત્યુત્તરમાં તેને જ્ઞાનનો-પદેશ કર્યો. એમ મહાત્માઓ શાશ્વદ પદ બીજાને પણ આપે છે અને પોતે પણ મેળવે છે. એમ બહિર્સંન્યાસ રહિત અતર સંન્યાસ સઉ કોઇને મળે છે. શાસ્ત્રમાં બ્રાહ્મણોને જ સંન્યાસ રૂપી ચોથા આશ્રમનો અધિકાર છે ઇતર વર્ણોને નથી. પરંતુ આ પ્રમાણે સ્વકર્મ વડે પ્રભુની સેવા કરી. નૈષ્કર્મ્ય સિદ્ધિનો અધિકારી થઇને અંતર સંન્યાસ ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રને પણ છે.

હવે ચેતસા સર્વ કર્માણી શ્લોકથી શ્રી ભગવદ્ ગીતાનો ઉપસંહાર આવ્યો. પ્રથમ શાસ્ત્રીય સિદ્ધાંતથી અર્જુનને જે, જે, કહ્યુ તેની સમાપ્તિ થઇ જ્યાં પરમાત્મા તેને ચેતવે છે કે હે અર્જુન! મેં તને અઢાર વખત ફરી ફરીને જુદી જુદી રીતે પરમ બોધ સમજાવ્યો. હવે જો તુ તારા ચિત્તથી મારી બુદ્ધિનો આશ્રય કરીને મારામાં સર્વ કર્મોનો સંન્યાસ નહિ કરશે તો તારૂ અકલ્યાણ તું જ કરી લઇશ. માટે મારામાં ચિત્ત રાખવાળા થાય. એમ આશિર્વાદ યુક્ત ભાષણ કરે છે. તે કહે છે કે મેં તારૂં કલ્યાણ જેમા છે તેવો જ તને ઉપદેશ કર્યો છે. તેં મને એમ પુછ્યું હતું કે મારૂં શ્રેયસ્ સેમાં છે. તેના ઉપર લક્ષ રાખીને જ મેં તને જ્ઞાનદાન કર્યું છે. તે પ્રમાણે તું વર્તશે તો જ મારો પ્રસાદ તારા ઉપર ઉતરશે. હે અર્જુન! સામ, દામ, ભેદ વડે મેં સમજાવ્યું. હવે મને દંડ ન વાપરવો પડે તે તું લક્ષમાં રાખ. હું તને આશિષ આપું છું કે તું મચ્ચિત્ત' ભવ અર્થાત જેમ બાલકને માતા આશિષ આપે છે તેમ અર્જુન પ્રભુને અત્યંત વ્હાલો હોવાથી તેને આર્શીર્વાદ આપે છે. હે અર્જુન! આ સૃષ્ટિ ચક્ર મારૂં બનાવેલું છે ત્યાં તારા જેવા મહાજ્ઞર સ્વધર્મ નિષ્ઠા રહે તોજ સૃષ્ટિનું ચક્ર રીતસર ચાલે છે જ્યાં પરમાત્મા પ્રીતિ અર્થે થાય તે કર્મયોગ અને આપણા માટે કરીએ તે કર્મભોગ થાય છે. એમ જ બુદ્ધિ અને બુદ્ધિયોગમાં પણ ભેદ છે. જેમ શીયાળના મોઢાંમાથી કાગડાએ રોટલી કહાડવાની યુક્તિ કરી હતી. તેમ પરસ્પરનાં મોઢામાથી રોટલી ખેંચી લેવી તે બુદ્ધિ અને પ્રાસાદિક સુસંસ્કારી નિર્મલ ઉપનિષદ્ જ્ઞાન યુક્ત થયેલી બુદ્ધિ તે બુદ્ધિયોગ, જેમાં ભક્તને પરમ પ્રેમાસ્પદ પ્રભુ અને પ્રભુને પરમ પ્રેમાસ્પદ ભક્ત છે. બીજા શ્લોકમાં પણ ભગવાન્ પ્રસાદ યુક્ત આશીર્વાદ આપે છે.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥

અન્વય—મચ્ચિત મત્પ્રસાદાત્ મારામાં ચિત્તવાળો થઇને મારા પ્રસાદ વડે સર્વદુર્ગાણિ સર્વ સંસારના કારણો રૂપી શૃંખલાઓ તરિષ્યસિ તરી જઇશ. અથ ચેત્

त्व अहंकारात् કદાચિત્ જો તું અહંકાર યુક્ત થઇને न श्रोष्यसि न विनश्यति તું સાંભળીશ નહિ અને વર્તિશ નહિ તો નાશ કરી લઇશ.

આ શ્લોકમાં પ્રભુ અર્જુનને કહે છે હે અર્જુન ! હું તને ફરી ફરીને કહું છું કે મારામાં જ ચિત્ત રાખીને કર્મ કરશે તોજ, ગર્વ કલેશો. જે સંસારના છે તેને તરી જઈશ. અને જો મારી આજ્ઞા નહિ પાળી અહંકાર ગ્રસ્ત થઈ.

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥
स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

અન્વય—अहंकारमाश्रित्य અહંકારનો આશ્રય કરીને न योत्स्ये इति यत् मन्यसे લડીશ નહિ એમ જો સમજશે एष ते मिथ्या व्यवसाय આ તારો દુરાગ્રહ છે प्रकृतिः त्वां नियोक्ष्यति પ્રકૃતિ તને યુદ્ધમાં પ્રેરણા કરશે.

स्वभावजेन स्वेन कर्मणा સ્વભાવ યુક્ત સ્વકર્મો વડે निबद्धः તું બંધાયલો છે. तू मोहात् यत् कर्तुम् न इच्छसि મોહવડે તે કરવાની તું ઇચ્છા નહિ કરે तत् अवश अपि करिष्यसि તો સ્વભાવથી ફરજ્યાત કરવું પડશે.

૫૮ મા શ્લોકમા પ્રભુ અર્જુન પ્રત્યે કહે છે કે હું તને ફરી ફરીને કહું છું કે તું મારામા ચિત્ત રાખવાવાળો થઇને સર્વકર્મો કરશે તો સંસાર રૂપી દરીયામાં જે ખડકો હોય છે તેમ મહાન્ મહાન્ વિઘ્નોને સહજમાં તરી જઇશ. અને મને જો તું માનશે નહિ ને અહકારનો આશ્રય કરી યથેચ્છ વર્તશે તો તારો નાશ કરી લેશે. માટે મારા પ્રસાદ રૂપી લાભ લઇલે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે मग अभिन्ना इया सेवा ॥ चित्त मियांचि भरेल जेधवां । माझे प्रसादु जाण तेधवां । संपूर्ण जाहला જ્યારે મારામા રહીને અભિન્ન પણે કર્મ કરે ત્યારે મારો પરમ પ્રસાદ થઇને સંપૂર્ણ સેવા કરવ વાળો થાય છે. तैसा मांजेनि प्रसादें । जीवकणु जयाचा उपमर्दें ॥ तो ससारेनि कैची चाधे । वागुले केर्वी ॥ જેને મારા પ્રસાદથી જીવકણ નીકળી જાય. તેને સંસારની બાધારૂપી બાગુલ બાવો શું કરી શકે ? હે અર્જુન ! अथवा एत अहंभाव ॥ माझं बोलणे हूँ आघवें । काना मनाचिये शिवें । नेदिसीं टेको तरी नित्य मुक्त अव्ययो ॥ तूं आहासी ते होउनि यावो ॥ देह सयधाचा घावो । वाजेल आंगी ॥ અથવા અભિમાનના યોગને લઇને મારૂ ભાષણ કાનમાં ન લઇશ અને મનમા નહિ લઇશ. તો પછી નિત્ય મુક્ત એવો અવ્યય એવો તું છે તે વ્યર્થ જઈ દેહ સબંધના ઘાતને વાગશે. અને તે સહન કરવા પડશે. તે સંબંધોજ એવા છે કે જેનાવડે પદેપદમાં આત્મ ઘાતનો સંભવ રહે છે.

હવે ૫૯ મા શ્લોકમા અર્જુન જે પૂર્વે બોલ્યો હતો કે न योत्स्ये તેનો સાંધો છે ને તેનું વાકય પરમાત્માને ખુંચતું હતું. અને પ્રભુ જાણતા જ હતા કે અર્જુન જબરો અહંકારી છે. પરંતુ તે અહકાર જો મારાથી ભિન્ન પડ્યો તો તેનું તેમાં અકલ્યાણ છે. વળી પોતે જેમ નારાયણ તેમ તે પણ નર હતો. એમની જોડીનો

જોવાના નિશ્ચય ઠગી જાય તો આપણું ઠોણુ માત્ર, જ્યારે પરમાત્માનો નિશ્ચય એવો છે કે धाता यथा पूर्वमकल्पयत् જે પ્રમાણે સૃષ્ટિ સજવાની નક્કી થઈ તેમાં કિંચિત્ પણ ફેર પડે નહિ. જેમ પૂર્વકલ્પમાં ઉત્પન્ન કરી હોય, તેમજ ફરીને પણ ઉત્પન્ન થાય. માટે ભગવાન્ અર્જુનને કહે છે, તું મારૂં માનીશ નહિ તો પ્રકૃતિ જે તારો સ્વભાવ છે તેજ તને યુદ્ધમાં પ્રેરણા કરાવશે. જ્યાં શ્રી જ્ઞાનેશ્વર કહે છે नाहं आपुलें जन्ममूळ। न विचारीतचि केवळ। न झुंझे पेसें अढळ। व्रत जरी घेसी॥ तरी बांधोनि हात पाहे। जो रथीं घातला होये। तो न चले तरी जाये। दिगंता जेवीं॥ तैसा तूं आपुलीयाकडुनी। मी कांहींच न करीं ह्मणोनि। ठासी परी भरंवसेनिं। तूंचि करिसी। उत्तरू वैराटींचा राजा। पळतां तूं कां निघालासि झुंझा। हा क्षत्रस्वभावो तुझा॥ झुंझवील तुज॥ महावीर अकरा अक्षौहिणी। तुवां येकें नागविलें रणांगणीं॥ तो स्वभावो कोदंडपाणी। झुंझविल तूतें॥ અર્થ—તું તારા જન્મ મૂળનો વિચાર કર્યા વિના હું લઢીશ નહિ એમ વ્રત કરશે તો જેમ હાથ પગ બાંધીને રથારૂઢ કરવામાં આવે અને તે કહે કે રથ સાથે ચાલીશ નહિ, છતાં રથમાં જ હોય છે. તેમ યુદ્ધરૂપી સ્વભાવ તારો તારી પાસેથી લડાવશે. જેમ વિરાટ રાજાના નગરમાં ઉત્તર ભાગી ગયો, ત્યારે તું જ તે વખતે લડવા નીકળ્યો હતો અને તેં એકલાએજ હે ધનુષધારી ! અગ્યાર હજાર સૈનીકોને હરાવ્યા હતા. એમ તારો સ્વભાવ છે માટે હે અર્જુન ! તું જે બોલે છે यदि माम प्रतीकारं अशस्त्रं शस्त्रपाणय। धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत्॥ મને જો ધૃતરાષ્ટ્રના છોકરાઓ રણમાં અશસ્ત્ર એવો જે હું તેને ભલે મારે, તો પણ મારૂં તેમાં કલ્યાણ છે. એ સર્વ તું ભુલી જઇશ અને ક્ષત્રિય પ્રકૃતિ ઉપર આવી તું અહંકાર યુક્ત થઈ લઢીશ. જેથી કર્તા પણાનો દોષ આવીને તને બાંધશે. એમ હે અર્જુન ! સ્વભાવને આધીન સમગ્ર સૃષ્ટિમાં મહાન દેવતાઓ પણ છે.

હે અર્જુન ! જ્યારે આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારે તારા કર્મો છે તે મને પૂર્ણ ક્ષાત્ર તેજવાળાં લાગ્યાં. માટે મેં તને પરિપૂર્ણ ક્ષાત્ર ધર્મ યુક્ત શરીર આપ્યું છે. માટે તારા શરીરમાં પરમાણું પરમાણુંમાં પૂર્વે કથન કર્યા તે તેજ 'ક્ષમા, ધૃતિ, દાક્ષ્યં યુદ્ધે ચાપ્યપલાયનમ્' ઇત્યાદિ ગુણોના સ્વભાવની ગાંઠ છે. તેજ તારા દેહ માટે તેમાંથી તું છુટી શકે તેમ નથી. આ સૃષ્ટિના સંરક્ષણનું ખાતું તારી પાસે છે માટે નિયતિને આધીન રહેવું જ પડશે. તેથી ધર્મ મુલક જે ક્ષાત્ર ધર્મનું કર્મ તેને તું કરવાવાળેથા. જેમ ઘર બાંધવા માટે ઇંટો સીમેંટ લાગે તેમાં તારા આ શરીર રૂપી ઘરમાં પંચમહાભૂતો ઇત્યાદિક જે ૨૫ તત્વોનો છે તેમાં સીમેંટ રૂપી ક્ષાત્ર સ્વભાવ છે. માટે મારા વચનને માન નહિ આપીશ તો મોહથી તને તે આધીન કરશે.

હમણા પણ તારામાં મોહજ છે. જે સગાઓને જોઇને ઉત્પન્ન થયો છે. જ્યારે દુર્યોધનાદિક ભાઇઓ તારૂં અપમાન કરશે. તને નીચો પાડશે અને કહેશે કે, અર્જુન અમારાથી ડરીને ભાગી ગયો. ત્યારે તું તે સહન કરી શકીશ નહિ. કારણ ક્ષત્રિય સ્વભાવમાં અપમાન સહન કરવા પણું નથી. એમ કહીને પ્રભુ સૃષ્ટિ ચક્રમાં ઈશ્વરની ઉત્પત્તિ કહે છે.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन ! तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ! ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥

અન્વય—अर्जुन ! ईश्वरः सर्वभूतानां हृद्देशे હે અર્જુન ! ઇશ્વર છે તે પ્રાણી માત્રનાં હૃદેશે यंत्रारूढानि सर्वभूतानि યંત્રની પેઠે સર્વ ભૂતોની मायया भ्रामयन् માયાવડે ભ્રમાવે છે.

અન્વય—भारत तं एव હે ભારત ! ઇશ્વરને सर्वभावेन शरणं गच्छ સર્વભાવથી શરણુ જા तत्प्रसादात् परां शान्तिं તેના પ્રસાદથી પરા શાન્તિને તથા शाश्वतं स्थानं प्राप्स्यसि તથા અચલ એવું સ્થાન મેળવીશ.

મહાપુરૂષો તો સહજ સંવાદ જેમાં 'અસ્માકં સમમ્' સામાન્ય માણસોને બોધરૂપ થાય તેને જ પરમાત્મા શ્રી કૃષ્ણુ અને અર્જુનનો જે મિત્રસંવાદ તે આપણને પરમ બોધરૂપ છે. ગીતા જેવું જ્ઞાન ત્રૈલોક્યમાં નથી, સાક્ષાત પરમાત્મા શ્રીકૃષ્ણુ પોતે બોલ્યા છે કે, गीताज्ञानमुपाश्रित्य त्रिल्लोकयान्पालयाम्यहम् હા ત્રૈલોક્યને ગીતાના જ્ઞાનવડે જ પોષણુ કરૂં છું. પ્રભુ અર્જુનની પરસ્પર પરમ પ્રીતિ હતી. અર્જુન જે ન 'યોત્સ્યે' એ મનમાં પકડી બેઠો હતો, તે તેના દેહાધ્યાસની કલ્પના હતી. પ્રભુ શ્રી કૃષ્ણુ તેને દેહાધ્યાસ ઉપરથી ઉઠાડીને પરમપદ ઉપર આરૂઢ કરીને લડાવા માંગતા હતા. માટે પરમ જ્ઞાનયુક્ત તેનું ચિત્ત કરી, અખંડ સુખમાં રાખવાને સમગ્ર જ્ઞાન તેને આપ્યું. જેમાં આજના શ્લોકોમાં કહે છે, હે અર્જુન ! પૂર્વે મેં તને કહ્યું કે, તારો નિશ્ચય તારી ક્ષત્રિયની પ્રકૃતિ કરવા દેશે નહિ. તે પ્રકૃતિ જડ હોવાથી પુરૂષને આધીન છે. જે પુરૂષ ઇશ્વરઃ એ સંજ્ઞાવડે ઓળખાય છે. જેને પતંજલિ ભગવાન્ કહે છે કે, કપિલ ઋષિનો જે સિદ્ધાંત છે કે ईश्वरः असिद्धेः ઇશ્વર સૃષ્ટિમાં મળતો નથી. જેનું કારણુ બતાવે છે કે, मुक्तबंधयोः દુનિયામાં મુક્ત અને બદ્ધ બેજ પુરૂષ દેખાય છે. જો ઇશ્વરઃ મુક્તઃ હોય તો પ્રકૃતિને સ્વાધીન રાખવાની જરૂર શી અને બદ્ધ હોય તો પણુ પોતે જે બદ્ધ તે બીજાને સ્વાધીન કેમ રાખે ? માટે ईश्वरः असिद्धेः ઇશ્વર જડતો નથી, આ વાત સત્ય નથી. કારણુ કે જીવ પણુ પરવશ અને પ્રકૃતિ પણુ પરવશ, તેને જે વિશિષ્ટ ચૈતન્ય જેમકે क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरूषविशेष ईश्वरः અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેષ, પંચકલેશથી રહિત, પ્રાકૃતન આદિ કર્મોથી રહિત, નિયતિને વશ કરીને વર્તવાવાળા અને પ્રકૃતિ તેમ જ જીવરૂપી ચૈતન્યને પોતાને સ્વાધીન રાખવાવાળા વિશિષ્ટઃ પુરૂષઃ તેજ ઇશ્વર છે. તેને શરણે જાઓ. અર્થાત્ ईश्वरः प्रणिधानाद्वा તેનું પ્રણિધાન કરો તો તમે મુક્ત થશો. જે ઇશ્વર પ્રાણી માત્રના હૃદયમાં બેસીને યંત્રારૂઢાનિ માયયા વડે તેમને ભમાવે છે. માટે તેના શરણુથી પ્રકૃતિનાં આધીનત્વ નીકળી જઈ તેને આધીન થતાં તે મહાન્ શક્તિ પોતાના સ્વરૂપ ચૈતન્યમાં ભેળવી નાંખે છે. આ

ઇશ્વરઃ અત્રે જે કહ્યા છે તે પરમાત્મા એટલે બીજા. જેમ કે ક્ષર, અક્ષર અને પુરૂષોત્તમ. તેમાં પુરૂષોત્તમ તે સર્વ વ્યાપક ચૈતન્ય. જ્યારે આ અક્ષર પુરૂષ કે જે બ્રહ્માણ્ડના ચાલક માયોપાધિક વિશિષ્ટ પુરૂષ જીવ જ્યારે અવિદ્યા વિશિષ્ટ ત્યારે શિવ માયોપાધિક માટે તો મહાત્મા પુરૂષો કહે છે કે जीवशीवाचे मातुके केले क्रीडाया कौतके। જીવ શિવરૂપી રમકડાં મહાવિશિષ્ટ ચૈતન્યે સ્વક્રીડા માટે રચ્યાં છે. એમ પરમ સત્તા રાજાની તેના આધીન જેમ વાઇસરાયની સત્તા હોય. તેમ પરમાત્માની સત્તા પછી બીજી જે સત્તા તે આ ગુણ વિશિષ્ટ ઈશ્વરની, જે પ્રાણી માત્રના હૃદેશે છે. ત્યાં પ્રાણી માત્ર અધોમુખ હોય છે. જ્યાં યોગીઓ છે તે ઉર્ધ્વ મૂખ રહે છે. અને ત્યાં પોતાને જે દેવ ઇષ્ટ હોય તેનાં દર્શન કરે છે. જેથી બીજા સર્વ કોઈ કે જેમને તેમની પ્રતીતિ નથી, તેમને તે ઇશ્વરઃ ભ્રામયન થાય છે. અર્થાત્‌ તેમનાં કર્મો પ્રમાણે ભમાવે છે. જેમકે एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥ कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षिचेता केवलो निर्गुणश्च ॥ એક દેહ જે પ્રાણી માત્રના હૃદયમાં ગૂઢપણે સાક્ષીરૂપે રહેલો છે. તે કર્મ ફળ દાતા હોઇને પણ નિર્ગુણ છે. અર્થાત્‌ તેમાં લેપાતો નથી. જ્યારે યોગીને તેનાં પ્રાક્તન સંચિતાદિ કર્મો તેના દર્શનથી બળી જઈ માત્ર ભજનાનંદ જ રહે છે. એવા પરમાત્મા, જેમણે પૂર્વે કહ્યું હતું नाऽहं प्रकाशः सर्वस्य તે તેમને પ્રકાશરૂપ થઈ વાતો કરે છે. જ્યાં મોરોપંત કવિ કહે છે किं मांगे गुप्त उभा असशी ॥ प्रेमे उभारूनि बाहे ॥ तरी काय बालकार्य सादर बोल ऐकसी बाहे ॥ તું જે પછવાડે ઉભો છે તે વને પ્રેમથી બહાર કઢાડીશ. શું તું, અમારા બાલકોના બોલોને સાદરથી નહિ સાંભળીશ. એમ ભગવદ્‌ ભક્તો પરમાત્મા સાથે ઐક્ય ભોગવે છે. શ્રી તુકારામ મહારાજ કહે છે. तुं बोलसी मांझ्या मुखीं मीतो तुज मांजी सुखीं તું બોલે છે મારા મુખમાંથી હું તો તારામાં જ સુખરૂપ છું. આ શ્લોકમાં ભગવાન્‌ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. सर्व भूतांच्या अंतरीं । हृदय महाअंबारीं । चिद्‌वृत्तीच्या सहस्रकरीं । उदयला असे जो ॥ अवस्थात्रय तिन्ही लोक । प्रकाशूनि अशेख । अन्यथादृष्टी पांथिक । चेवविले ॥ वेद्योदकाच्या सरोवरीं । फांकतां विषयकल्हारीं । इंद्रियषट्‌पदां चारी । जीवभ्रमरातें ॥ असो रूपक हें तो ईश्वरु । सकल भूतांचा अहंकारु । पांघरोनि निरंतरु । उल्हासत असे ॥ स्वमायेचें आडवस्त्र । लावूनि एकला खेळवी सूत्र । बाहेरी नटी छाया विचित्र । चौऱ्याशीं लक्ष ॥ तया ब्रह्मादिकीटांता । अशेषांही भूतजातां । देहाकार योग्यता । पावोनि दावी ॥ तेथ जें देह जयापुढें । अनुरूपपणें मांडे । तें भूत तया आरूढे । हें मी हाणौनि ॥ सूत सुतें गुतलें । तृण तृणेंचि बांधलें । कां आत्मबिंबा घेतलें । बाळकें जळीं ॥ तयापरी देहाकारें । आपणपेंचि दुसरें । देखोनि जीव आविष्करे । आत्मबुद्धी ॥ ऐसेनि शरीराकारीं । यंत्रीं भूतें अवधारीं । चाऊनि हालवी दोरी । प्राचीनाची ॥ तेथ जया जें कर्मसूत्र । मांडूनि ठेविलें स्वतंत्र । तें तिये गती पात्र । होंचि लागे ॥ किंबहुना धनुर्धरा । भूतांतें स्वर्गसंसारा- । माजीं भवंडी तृणें वारा । आकाशीं जैसा ॥ भ्रामकाचेनि संगें । जैसें लोहो वेढां रिगे । तैसीं ईश्वर-सत्तायोगें । चेष्टती भूतें ॥ जैसें चेष्टा आपुलिया । समुद्रादिक धनंजया । चेष्टती

चंद्राचिया । सन्निधी येकी ॥ तया सिंधू भरितें दाटे । सोमकांता पाझरु फुटे । कुमुदांचकोरांचा फिटे । संकोचु तो ॥ तैसीं वीजप्रकृतिवशें । अनेकें भूतें येकें ईशें । चेष्टवीजती तो असे । तुझ्या हृदयीं ॥ अर्जुनपण न घेतां । मी पेसें जें पांडुसुता । उठतसे तें तत्त्वता । तयाचें रूप ॥ यालागीं तो प्रकृतीतें । प्रवर्तवील हें निरुतें । आणि ते झुंझवील तूतें । न झुंझसी जऱ्ही ॥ ह्मणोनि ईश्वरु गोसावी । तेणें प्रकृति हे नेमावी । तिया सुखें राववावीं । इंद्रियें आपुलीं ॥ तूं करणें न करणें दोन्ही । लाऊनि प्रकृतीच्या मानीं । प्रकृतिही कां अधीनी । हृदयस्था जया ॥ અર્થ—સર્વ ભૂતોનું અંત કરણ તેજ મહાકાશ તેમાં જ્ઞાનરૂપી વૃત્તિ તેજ જેનાં સહસ્રકિરણો છે. તે કિરણોવડે જે ઉદયને આવ્યો છે. તે ઇશ્વર સૂર્ય વડે જાગ્રતિ સુષુપ્તિ સ્વપ્ન તેજ ત્રણ લોક છે. તેને પ્રકાશિત કરીને વિપરીત જ્ઞાનથી ભૂલેલા જીવને ત્યાં મુસાફરને માટે જાગૃત કર્યો. જાણવા યોગ્ય એવો દૃશ્ય જલાશયમાં વિષય રૂપી કમળો પ્રફૂલિત કરીને પાંચ જ્ઞાનેન્દ્રિય અને છઠ્ઠું મન એમ જેના છ પગ છે તે રૂપી જીવ ભ્રમરને તે કમળનું સેવન કરાવે છે. તે સૂર્યનું રૂપક છતાં ઇશ્વર કે જે સર્વના હૃદયમાં છે તે પ્રાણી માત્રના અહંકારનું ચાદર ઓઢી પ્રગટ છે. તે સ્વમાયાનો આડો પડદો મૂકી અંદરથી એકલો જ સૂત્ર હલાવી બહારથી ૮૪ લક્ષ છાયારૂપી ચિત્રો નચાવે છે તે બ્રહ્માથી કીટ સુધી સર્વ પ્રાણીઓનાં દેહાકાર ઉત્પન્ન કરે છે. તે ભૂતોની પાસે તેની યોગ્યતા પ્રમાણે જે દેહ બતાવવામાં આવે તે દેહ હુંજ છું એમ અસ્મિતા ગ્રહણ કરી દેહારૂઢ થાય છે. જેમ સૂત્ર સૂત્રથી જ બાધવું. ઘાસ ઘાસ વડેજ બાધવું. અથવા તો પોતાનું પ્રતિબિંબ જલાશયમા પડવાથી બાળક પોતે જ પકડવા જાય છે તે પ્રમાણે દેહરૂપી આકારને હુંજ છું માની પકડે છે. આ પ્રમાણે શરીરાકાર યત્ર ઉપર પૂર્વ કર્મોવડે જીવને બેસાડે છે, અને સૂત્ર હલાવે છે જેમ તૃણને વાયુ આકાશમાં ફેરવે છે. તેમ પ્રારબ્ધ જીવને સ્વર્ગ મૃત્યુ લોકમા ફેરવે છે. લોહ ચુંબકની સત્તાથી જેમ હાલે છે, તેમ ઇશ્વર સત્તાથી આખું બ્રહ્માંડ હાલે છે, માટે અર્જુનપણુ ન લેતા હુ એમ જે સહજ ઉઠે છે તે વતરૂપ તેનું રૂપ છે. માટે ઈશ્વર રૂપ ગોસાંવી તે તારી પ્રકૃતિને સ્વાધીન રાખી તારી પાસેથી યુદ્ધ કરાવશે. માટે સર્વનો સ્વામિ જે ઈશ્વર જે જે પ્રકૃતિ આપે છે તેમની કર્મેન્દ્રિયો તેના પ્રમાણે વર્તે છે. માટે સર્વ ઇન્દ્રિયો પ્રકૃતિને આધીન છે. પ્રકૃતિ પરમાત્માને આધીન છે. તેને ઓળખીને સ્વકર્મ કર.

હવે બીજો શ્લોક ૬૨ મો તેના વિવેચનમાં કહે છે કે તે મોટી શક્તિ છે. જે કર્મફળ દાતા છે તેને સર્વ ભાવે તું શરણ જા. તેના પ્રસાદથી તું પરમ શાન્તિને મેળવીશ અને ઉત્તમ શાશ્વત સ્થાન મેળવીશ.

અત્રે જો કોઈ એમ પ્રશ્ન પૂછે કે જન્મ પહેલાં ? કે કર્મ પહેલાં. કારણ કર્મનું મૂળ જન્મ અને જન્મનું મૂળ કર્મ. તો કોનું મૂળ કયું ? ત્યાં ઉત્તર છે કે આંબો ગોટલીનુ મૂળ અને ગોટલી આંબાનુ મૂળ. તેમનું આદ્ય જમીન. તેમ જીવ કર્મ સર્વનું આદ્ય એક પરમાત્માની ઇચ્છા. 'એકોઽહમ્ બહુસ્યામ પ્રજાયેતેતિ' એજ મૂળ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવ એ મહાન્ શક્તિને આધીન છે તે પરમ શક્તિજ

સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા છે. જેને માટે ભગવાન્ શંકરાચાર્ય કહે છે કે मूर्तित्रयात् कृष्णो वै पृथगस्ति कोऽप्यविकृतः सच्चिन्मयो नीलिमा ॥ શ્રીકૃષ્ણ પરમાત્મા આ ત્રણ મૂર્તિ કરતા પરે સત્ ચિત્મય નીલિમા સ્વરૂપ છે. જ્યાં એક મરાઠી કવિ પણ કહે છે કે श्रीकृष्ण नव्हे अवतार ॥ हा च अवतारी चिन्मात्र ॥ त्याचें अति अतर्क्य चरित्र ॥ ब्रह्मादिरुद्र नेणती શ્રીકૃષ્ણ અવતાર નથી, તે ચિત્ સ્વરૂપ છે. તેમનાં ચરિત્રો ઘણાં અતર્ક્ય છે. જેનુ રહસ્ય બ્રહ્માદિક દેવો જાણતા નથી. તે શ્રીકૃષ્ણ પરમાત્મા અર્જુન પ્રત્યે અત્રે કહે છે કે, તું બીજો કોઈ દેવ કે જે જગતનો આદિ છે તેને શરણે જા, અને તેનો પ્રસાદ મેળવી, શાશ્વત સ્થાન પામી શાન્તિને ભોગવ. જ્યાં ભાવાર્થ એ છે કે તું 'શિષ્યસ્તે ઽહમ્ શાધિ માં ત્વાં પ્રપન્નમ્' કહી મને શરણે આવ્યો હતો. ત્યારે મારામાં જે જ્ઞાન તે તને સમજાવ્યું ત્યાં તારો અહંકાર તે જ્ઞાન તને થવા દેતું નથી. ત્યારે મારા કરતાં પરે કોઈ મોટો દેવ તને લાગતો હોય તેને શરણ જા. तया अहं वाचा चित्त आंग देउनियां शरण रिग महोदधि कां गांग । रिगालें जैसें ॥ मग तयाचेनि प्रसादें । सर्वोपशान्तिप्रमदे । कांतु होउनियां स्वानंदें । स्वरूपीं च रमसी । तिये निजात्मपदींचा रावो । होऊनि ठाकसी अव्ययो ॥ ह्मणे लक्ष्मी नाहो पार्था तूं गा । તેને અહંકાર વાચા ચિત્ત આપીને શરણ જા જેમ મહોદધિમાં ગંગા જાય છે તેમ તું તેને શરણ જશે તો શાન્તિ રૂપી પ્રમદા તને પરણશે. જેથી સ્વાનંદ સ્વરૂપમાં જ રમવા લાગીશ તથા નિજાત્મ પદનો રાજા થઇને અવ્યય રૂપમાં મળી જઇશ એમ લક્ષ્મીનાથ અર્જુનને કહે છે.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।<br>
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥<br>
सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।<br>
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

અન્વય—इति मया ते गुह्यात् गुह्यतरम् ज्ञानम् એ પ્રમાણે ગુહ્યમાં ગુહ્ય જે જ્ઞાન आख्यातम् કહેવામાં આવ્યું एतत् તે પ્રમાણે विमृश्य વિચાર કરીને यथा इच्छसि જે પ્રમાણે ઇચ્છે तथा कुरु તેમ કર.

પ્રભુ પરમાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને ગત શ્લોકમાં કહ્યું કે. આ જગતનો નિયંતા જે કોઈ ઇશ્વર હોય તેને શરણે જા. પછી પોતાનો પ્રિય સખા અર્જુન ઉપર પ્રેમનો ઉભળકો આવતાં બોલે છે કે, હે અર્જુન ! મારૂં શ્રીકૃષ્ણ પ્રભુનું ગુહ્યમાં ગુહ્ય જે જ્ઞાન તે મેં તને કહ્યુ. હવે તું જે ઇચ્છે તે પ્રમાણે કર. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. हें गीतानाम विख्यात । सर्व वाङ्मयाचे मथित । आत्मा जेणें हस्तगत । रत्न होय ॥ ज्ञान पेसिया रूढी । वेदांतीं जयाची प्रौढी । वानितां कीर्ति चोखडी । पातली जगीं ॥ बुद्ध्यादिकें डोळसें । हे जयाचे कां फडचसें । मी सर्वद्रष्टाही दिसें । पाहला जया ॥ तें हें गा आत्मज्ञान । मज गोप्याचेंही गुप्त धन । परी तू ह्मणूनि आन । केविं करू ॥ या कारण गा पांडवा । आह्मीं आपुला हा गुह्य ठेवा । तुज

दिधला कणवा । जाकळिलेपणें ॥ जैसी भुलली घोरसें । माय बोले बाळादोषें । प्रीति ही परी तैसें । न करूंचि हो ॥ येथ आकाश आणि गाळिजे । अमृताही साली फेडिजे । कां दिव्याकरवीं करविजे । दिव्य जैसें ॥ जयाचेनि अंगप्रकाशें । पाताळींचा परमाणु दिसे । तया सूर्याहि कां जैसें । अंजन सूदलें ॥ तैसें सर्वज्ञेंही मियां । सर्वेही निर्धारूनियां । निकें होय तें धनंजया । सांगितलें तुज ॥ आतां तूं ययावरी । निकें हें निर्धारीं । निर्धारूनि करीं । आवडे तैसें ॥ અર્થ—આ ગીતા રૂપી વાઙ્મય સર્વનું મંથન કરીને જે આત્મારૂપી સાર હસ્તગત કર્યો છે. જેમાં પરમાત્મા સર્વ દ્રષ્ટા છતાં ગીતારૂપી દર્પણમાં તેમનો ભેટો થાય છે. ભગવાન્ કહે કે, હે અર્જુન ! ગીતારૂપી આત્મજ્ઞાન મારૂં ગુહ્યમાં પરમ ગુહ્ય ધન છે. પરંતુ તું મારો પરમ પ્રિય ભક્ત હોવાથી તારી પાસે તે ગુહ્ય રાખ્યું નથી. તેને માટે મારો ગુહ્ય ધનરૂપી કોષ તને આપ્યો છે. જેમ સૂર્યના પ્રકાશવડે પાતાલનાં પરમાણુ પણ દેખાય છે. ત્યાં સૂર્યની આંખોમાં જેમ અંજન' તેમ મેં સર્વજ્ઞે સર્વ સમજીને નિરધાર કરીને તને કહ્યું છે. માટે તને જેમ ગમે તેમ તું અંતઃકરણમાં પકડી રાખ. હવે બીજા શ્લોકમાં ભગવાન્ કહે છે કે, ફરીને પણ હું તને ગુહ્યમાં ગુહ્ય પરમ જ્ઞાન પણ કહું છું, કારણ તું મને ઇષ્ટ છે અને દૃઢ પ્રીતિ મારી તારામાં છે તેથી પુનઃ પણ તને કહુ છું.

હવે આ અધ્યાયની છેલ્લી માંગલિક વાતો આવી છે. જે કાંઈ કહેવાનું હતું તે કહીને ઇતિકાર કર્યો. જ્યાં શાસ્ત્રાર્થ પુરો થયો અને છેવટમાં સાર–તે પ્રભુપ્રેમ શ્રીકૃષ્ણ પ્રભુ પોતેજ ભકત ઉપર પ્રેમ કરે છે. શ્રુતિઓ કે જે 'નેતિ નેતિ, કરતાં જે અસ્તિ સ્વરૂપની તેમને પ્રતીતિ થઈ તે સ્વરૂપને માટે 'જન્માન્તરસહસ્રેષુ તપોધ્યાન સમાધિભિઃ' કરતી આવી ત્યારે તેમના ભક્તિયોગથી જે સ્વરૂપ પ્રગટ થયું તે શ્રીગોકુલમાં નંદરાયજીના કૃષ્ણ પરમ પ્રેમાસ્પદ. જ્યાં કહ્યું છે કે, पुंजीभूतं प्रेम गोपाङ्गनानां मूर्तिभूतं भागधेयं यदूनाम् । सांद्रीभूतं गुप्तवित्तं श्रुतीनां श्यामीभूतं ब्रह्म मे सन्निधत्ताम् ॥ ગોપીઓના પ્રેમની પુંજી યાદવોનાં પરમ ભાગ્યની મૂર્તિ શ્રુતિઓએ જે સંગ્રહ કરેલું જ્ઞાનરૂપી ધન તે શ્યામ સ્વરૂપ પ્રગટ શ્રીકૃષ્ણ તે કૃષ્ણ અર્જુન પાસે ज्ञानमुद्राय कृष्णाय છે. જેને શ્રી વલ્લભાચાર્ય વાસુદેવ સંજ્ઞા આપે છે. તે કૃષ્ણ પરમાત્માનો અર્જુન પ્રત્યે આત્યંતિક પ્રેમ હતો. તેમણે તે ઘણે ઠેકાણે બતાવ્યો છે. ભીષ્મ પ્રતિજ્ઞા પાળતાં પોતાની પ્રતિજ્ઞા અર્જુનના પ્રેમ માટે તોડી. સુધન્વા ભકતને અર્જુન માટે માર્યો. કર્ણને પણ અર્જુન માટે માર્યો. વળી રૂક્મિણીને પણ અર્જુનનો દ્વેષ આવવાથી તેમને સાથે લઈ હસ્તિના પુરમાં ગયા ત્યાં અર્જુન પલંગ ઉપર સ્વમંદિરમાં સૂતો હતો. દ્રૌપદી તેનાં ચરણ ચાપતાં હતાં. તેના કેશ નીચે લટકતા હતા. તેમ જ અર્ધ નેત્રો મિંચેલાં હતાં, ત્યાં શ્રીકૃષ્ણ રૂક્મિણીને લઈ અને પાસે જઈ કેશ ઉપાડી રૂક્મિણીના કર્ણપુટ સમીપ રાખ્યા તેમાંથી શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ, નામધ્વનિ નીકળતો હતો. ત્યારે શ્રીકૃષ્ણે રૂક્મિણીને બતાવ્યું. હુ તેના પ્રેમને વશ છું. માટે ભગવાન્ ફરી ફરીને કહે છે કે, હે અર્જુન ! તારા હિત માટે હુ તને મારૂં ગુહ્ય જ્ઞાન ફરી ફરીને પણ કહીશ. તે જ્ઞાન हें वाक्य जाणोनि बोलीजे।

कां थाव्य मग आई कीजे । नेसें नव्हे परीतुझें । भाग्य परवें ॥ कूर्मीचिया पिलियां दिठी पाहाये धनंजया । कां आकाश वाहे चापीया । धरींचें पाणी वाणीनो विषय नथी. કાનને સાંભળવાનો વિષય નથી. માત્ર તારૂં ભાગ્ય મોટું છે તેથી હું તને આપું છું. જેમ કાંચળી પોતાના પીલાને સ્તનવડે ધવરાવતી નથી. માત્ર પ્રેમ પહાનો ચઢવાથી દૃષ્ટિ વડે પોષણ કરે છે. કાતો આકાશ જેમ ચાતક પક્ષી માટે પાણીને સંગ્રહે છે. તેમ તારા જેવા માટે જ્ઞાન મેં સંગ્રહ કર્યું છે. આ વિષયમાં ભગવાન્ શંકરાચાર્ય પણ શ્રીકૃષ્ણ પ્રેમ પરવશ થઇ માંગે છે सुतरामनन्यशरणाः क्षीराद्याहारमन्तरा यद्वत् । केवलया स्नेहदृशा कच्छपतनयाः प्रजीवन्ति ॥ જેમ કાચબાનો પીલો કાચબીના સ્નેહથી જ ભરેલી દૃષ્ટિથી જીવે છે. તેને દુધનો આહાર મળતો નથી. તેમ અનન્ય શરણ રહેવાથી શ્રીકૃષ્ણ કૃપા વડેજ સમગ્ર જ્ઞાન થાય છે માટે काम्योपासनयार्थयन्त्यनुदिनं किंचित्फल सेप्सितं किंचित्स्वर्गमथापवर्गमपरैर्योगादि यज्ञादिभिः । अस्माकं यदुनन्दनाङ्घ्रियुगलध्यानावधानार्थिनां किं लोकेन दमेन किं नृपतिना स्वर्गापवर्गैश्च किम् ॥ કેટલાકો કામનાથી ઉપાસના કરીને અભ્યુદય ફળ માંગે છે. તે અલ્પસુખ જ જન્મારો કહાડે છે. કેટલાક છે તે સ્વર્ગ લોકને ઇચ્છે છે. કેટલાક અપવર્ગ મોક્ષને ઇચ્છે છે. અમને તો યદુપતિના ચરણ યુગલમાં વાસ જોઇએ છે. કારણ લૌકિક ઇન્દ્રિય દમન ચક્રવર્તિ રાજ્ય સ્વર્ગ અથવા અપવર્ગમાં છે શું ? તેને અમે ઇચ્છતા નથી. એવી જ્યાં દૃઢ ભક્તિ થઈ એવા મહાપુરૂષોને જ શ્રીકૃષ્ણ સ્વરૂપ પરિપૂર્ણ લક્ષમાં આવે છે. તેમ આવતાં શ્રી વલ્લભાચાર્ય કહે છે. आदि मूर्ति कृष्ण एव सेव्यः सायुज्य काम्यया ॥ निर्गुणा मुक्तिरस्माद्धि सगुणा सान्य सेवया ॥ ज्ञानेऽपि सात्विकि मुक्ति जीवन्मुक्ति रथाऽपि वा ॥ ज्ञानि चेदभजने कृष्णं तस्माज्ञात्यधिकः परः ॥ આદિ મૂર્તિ શ્રીકૃષ્ણ જ સેવ્ય છે જેને સાયુજ્ય કામનાથી સેવવા હોય તે પણ કૃષ્ણ જ સેવવા. નિર્ગુણ મુક્તિ જોઇતી હોય તો પણ કૃષ્ણ સેવવા. જ્ઞાની હોય તો સાત્વિકી મુક્તિ મેળવે છે. વલ્લભ સ્વામિ કહે છે. અમને તો સગુણ સેવા જ જોઇએ છે. વળી જ્ઞાની થઇને જો કૃષ્ણ ભજન કરે તો જીવન્મુક્ત થઇને ભજનનો પર લાભ મળે. જેનાથી વિશેષ લાભ કાંઈ પણ છે નહિ. એમ શ્રીકૃષ્ણ ભક્તિ અત્યંત શ્રેષ્ઠ છે. માટે આ શ્લોક નીચે ટીકામાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ બોલે છે; आणि निरुपचारा प्रेमा । विषय होय जें प्रियोत्तमा । तें तुजें नव्हे कीं आत्मा । येरेंचि जाणावें ॥ आरिसाचिया देखिलया । गोमटें कीजे धनंजया । तें तया नोहे आपणयां—। लागीं जैसें ॥ तैसें पार्था तुझेनि मिषें । मी बोलें आपणयाचि उद्देशें । माझ्या तुझ्या ठाईं असे । मीतूं पण गा ॥ म्हणौनि जिव्हारींचें गुज । सांगतसें जीवासी तुज । हे अनन्यगतीचें मज । आथी व्यसन ॥ पैं जळा आपणपें देतां । लवण भुललें पांडुसुता । कीं आघवें तयाचें होतां । न लजेचि तें ॥ तैसा तूं माझ्या ठाईं । राखों नेणसीचि कांहीं । तरी आतां तुज काई । गोप्य मी करूं ॥ म्हणौनि आघवींचि गूढें । जें पाऊनि अति उघडें । तें गोप्य माझें चोखडें । वाक्य आइक ॥ હે પ્રિયોત્તમ ! ઉપચાર રહિત જે અમારો પ્રેમ તે પ્રેમનો તું વિષય થયો છે. તે તું

બીજો કોઈ નહિ, પરંતુ મારો આત્મા જ છે, એમ જ સમજ. માટે હે પાર્થ ! તને નિમિત્ત કરીને મેં મારો જ પ્રેમ તારા વડે ભોગવ્યો છે. તારા અને મારામાં કાંઈ પણ દ્વૈત નથી. માટે જીવ્હારીનું ગુહ્ય તને મારા જીવને હું કહું છું. કારણ મને અનન્ય ભક્તોની હોંસ ઘણી છે અને તેમનો મને નાદ છે. જેમ અરીસાને વારંવાર પુસવું તે અરીસા માટે નહિ પરંતુ સ્વમુખ તેમાં દેખાય તેના માટે છે. તેમ તારામાં મારૂં કૃષ્ણપણાનું સુખ હું ભોગવું છું. માટે મોઢું જેમ જળમાં પોતાપણુ સમર્પે છે. તેમ હું તને મારા પણુ સમર્પું છું. તું પણ મારામાં ભેદ રાખતો નથી. તો હું તારામાં ભેદ કેમ રાખી શકું. માટે જેટલા ગુહ્ય છે, તે મારાં વચનોમાં આવીને તારામાં નાંખું છું.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

અન્વય—मन्मना भव મારામાં મન રાખવાવાળો થા मद्भक्तो भव મારો ભક્ત થા मद्याजी भव મારૂં ભજન કરવાવાળો થા मां नमस्कुरु મને નમસ્કાર કુરુ કર. माम् एव एष्यसि ते सत्यं તું મને જ મળીશ. એમ સત્ય प्रतिजाने મારી પ્રતિજ્ઞા છે કારણ કે मे प्रियोऽसि તું મને પ્રિય છે.

આ શ્લોકમાં ભગવાન્ કહે છે, હે અર્જુન ! તું મન્મના ભવ અર્થાત્ તારૂં સ્વતંત્ર મન રાખ માં. સ્વતંત્ર મન તને દેહાધ્યાસ ઉપર લાવી તેં જેમ પ્રથમ મને કહ્યું તેમ सीदति मम गात्राणि मुखं च परिशुष्यति ॥ वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ આવા પ્રકારના સંકલ્પ વિકલ્પ આપીને તને સતાવશે. કારણ કે 'મન એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયોઃ' હોવાથી તેને જ જો મદ્રૂપ કરશે તો તું સર્વ બંધનોમાંથી છુટશે. જેમ કે મારા ભક્તોનો સ્વભાવ वाग्भि स्तुवन्तो मनसा स्मरन्तस्तन्वा नमन्तोऽप्यनिशं न तृप्ताः । भक्ता स्रवन्नेत्रजलाः समग्रमायुर्हरेरेव समर्पयन्ति ॥ વાણીથી સ્તુતિ કરે છે. મનથી સ્મરણ કરે છે. તનથી નમસ્કાર કરે છે. છતાં તેમને તૃપ્તિ થતી નથી. તેમનાં નેત્રોમાંથી અહર્નિશ અશ્રુ ઝરી તેઓ સમગ્ર આયુષ્ય પરમાત્માના ચિંતનમા અર્પણ કરે છે.

ભગવાને અર્જુનને પહેલાં કહ્યું હતું કે મારા વ્યતિરિક્ત જે કોઈ બીજો પરમેશ્વર હોય તેને શરણ જા. તેમ કહેતાં તો કહ્યું પરંતુ ફરીને પોતાને ભક્ત ઉપર પ્રેમ આવતાં જ આજના શ્લોકમાં તેને કહે છે કે, તે ઇશ્વરઃ હું જ છું. માટે મનેજ શરણે આવ.' તને મેં ૧૮ અધ્યાયમાં જે જે કહ્યું અર્થાત્ તારો ગુરૂ થઈ ને શાસ્ત્રોપદેશ કર્યો તેનો સારજ એ છે કે મને શરણે આવવું. જેમકે संश्रुत्य संचिंत्य गुरोर्वचांसि संदश्य संग्रह्य च शास्त्रसारम् । आलोक्य लोकं सुविचार्य तत्वं श्रीकान्तदास्यं रुचिमातनोति । ગુરૂનાં વચનો જે ગ્રહણ કર્યા હોય તેનો જે સાર તે પરમાત્મામાં પ્રીતિ થવી તે જ છે. આના સારમાં ભગવાન શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે तरी याह्य आणि अंतरा । आपुलिया सर्व व्यापारा । मज व्यापकातें धारा विषयो करी ॥ आघरा आंगीं जैसा । वायु मिळोनि आहे आकाशा । तु सर्व कर्मी

तैसा।मजसींचि असे। किं वहुना आपुलें मन॥करीं माझें एकायतन॥ माझेनि श्रवणें कान। भरूनि घालीं हे અર્જુન ! તારા અંતઃકરણના જ્ઞાને ઇન્દ્રિયોના વ્યાપારો મનના વ્યાપાર બુદ્ધિના વ્યાપાર છે તેમ જ બહારના શરીરના કર્મેન્દ્રિયના જે જે વ્યાપાર છે તે સર્વ હું કે જે વ્યાપક છું. તેને તું તારો વિષય કરશે તો એક દેશી થઈ રહીશ. અર્થાત્ તારામાં ક્ષેત્ર સંન્યાસ કરીને રહીશ. જેમ વાયુ છે તે આકાશમાં સર્વ કર્મો કરતા રહે છે. તેમનું સર્વ કર્મ કર્વા પણું પણ મારામાં જ રહે. હે અર્જુન ! તારા મનમાજ મારૂં ઘર કર. મારા ગુણોમાં કાનોને ભરીદે. વળી आत्म ज्ञानें चोखडीं संत जे माझीं रूपडी तेथ दृष्टि पडो कीं आवडी ॥ कामिनी जैसी ॥ જેમના સ્વરૂપનો બોધ-વિજ્ઞાનરૂપ હોય તેવા સંત કે જે મારાજ રૂપ છે. તેમનામાં જેમ કામિની છે તે પ્રિયપતિમાં પ્રેમ રાખે છે. તેવી વિરહ દશા ઉત્પન્ન કરી પ્રેમ રાખવા-વાળો था मी सर्व वस्तीचें वसौटें ॥ माझी नामें जियें चोखटें ॥ तियें जियावया वाटे वाचेचिये लावीं ॥ હું સર્વ પદાર્થોનું અસ્તિત્વ હોવાથી તેમનું રહેવાનું સ્થાન છું. માટે મારાં જે ચોખટ નામ તારા મુખમાં રાખ અર્થાત્ જે નામ જ એવા હોય, કે જેના ઉચ્ચારથી જ સર્વ ગુણો મારા જેની પછવાડે સ્મરણમાં આવે. જેમકે રામ કૃષ્ણ હરિ વાસુદેવ દામોદર માધવ ગોવિંદ અચ્યુતેતિ રામ એટલે સર્વસ્ય હૃદયે રમતિ પ્રાણી માત્રનો સહજ સ્વભાવ રમન્તિ છે. અર્થાત્ આનંદમાં રહેવું તે શ્રી રામનું સ્વરૂપ છે. હવે કૃષ્ણ વાચક શબ્દ પણ આનંદ વાચક છે. અર્થાત્ આખી સૃષ્ટિ જેની સત્તા વડે ચાલે છે, તે સર્વને આકર્ષિ રાખવાવાળું. વળી ભક્તના જ પ્રેમથી જ ઉત્પન્ન થયેલું ભક્ત ઉપર પ્રેમ કરવાવાળું જે સ્વરૂપ તેનું નામ કૃષ્ણ છે. તે નામ લેવાંજ સમગ્ર ચરિત્ર તેની પછવાડે હોય છે. હરિઃ કહેવાં સર્વનો અહંકાર જે હરિ જાય છે. કોઇનો અહંકાર સ્વતંત્ર રહેવા દેતો નથી. તે પદ હરિઃ છે. વાસુદેવ એટલે સર્વમાં વ્યાપીને રહ્યો છે. અર્થાત્ તેની જ વસ્તી જ્યાં ત્યાં છે. તે વાસુદેવ. માધવ લક્ષ્મીના પતિ દામોદર આખા વિશ્વને નિયમમાં રાખનારા તે યશોદા પ્રેમને આધીન દામણામાં બંધાયેલા. ગોવિંદ એટલે ઇન્દ્રિયોના ઇશ. પૃથ્વીના પતિ, વાણીના પતિ, ગાયોના પતિ. ગો એટલે શ્રુતિના પતિ, એમ ગોવિંદ અચ્યુતનો અર્થ અવતાર ધારણ કરે તદપિ સ્વરૂપમાંથી સહજ પણ ચ્યુત થાય નહિ તે. એમ પવિત્ર નામો લેવાથી તેમના ગુણોનું સ્મરણ થાય. અને ગુણોનું સ્મરણ થતાં હૃદય દ્રવે અને પ્રેમ ઉત્પન્ન થાય. हाताचें करणें। कां पायांचें चालणें। तें होय मज कारणें। तैसें करीं ॥ आपुला अथवा पराचा। ठायीं उपकरसी पांडवा ॥ तेणे यज्ञे होईं वरचा याज्ञिकु माझा ॥ હે અર્જુન ! હાથથી જે જે ક્રિયા કરે પગથી ક્યાં જાય તે પણ મારે માટે. પોતાને માટે અથવા બીજાઓને માટે જે, જે, કાંઈ વ્યાપાર કરે તે મને અર્પણ કરશે તો યજ્ઞ રૂપ થશે અને તું મોટો સહજ યાજ્ઞિક થશે. એમ પરમાત્મા કે જે સર્વના પરમ ગુરૂ જેની વાણી જ એવી છે કે જ્યાં એકનાથ મહારાજ કહે છે કે अगाध सद्गुरू गरिमा ॥ ब्रह्मत्व आलें इन्द्रियकर्मा । सहज भेटी परब्रह्मा ॥ देह धर्म मुरालें चिदत्वें ॥ સદ્ગુરૂ દેવની વાણી અગાધ હોવાથી તેમના પ્રસાદથી ઇન્દ્રિયોનાં કર્મોજ બ્રહ્મરૂપ થઈ ગયા. અને પરબ્રહ્મનો ભેટો પણ સહજ થઈ જ્યાં

દેહ ધર્મ ચિત્સ્વરૂપ થયો. અર્થાત્ દેહ જ પાર્થિવ ન રહેતાં જે તુકારામ મહારાજ કહે છે કે ब्रह्मीभूत काया होतसे कीर्तनें ॥ કાયા છે તેજ બ્રહ્મરૂપ કીર્તન વડે થઈ જાય છે. हें एकैक शिकऊं काई। पैं सेवकें आपुल्या ठाईं । उरूनि येर सर्वही। मी सेव्यचि करीं ॥ तेथ जाऊनि भूतद्वेषु। सर्वत्र नमवेन मीचि एकु। ऐसेनि आश्रयो आत्यंतिकु। लाहसी तूं माझा ॥ मग भरलेया जगाआंतु। जाऊनि तिजयाची मातु। होऊनि ठायील एकांतु। आह्मांतुह्मां ॥ तेव्हां भलतिये अवस्थे। मी तुतें तूं मातें। भोगिसी ऐसें आइतें। वाढेल सुख ॥ હે અર્જુન ! હું તને એક એક શું કેટલુંક શીખવું. તું પોતાને ઠેકાણે સેવક પણ જાણીને પછી વસ્તુ માત્રમાં મારો ભાવ રાખી તેને સેવ્ય જાણ. પછી પ્રાણી માત્રમાં તને દ્વેષ ભાવ નીકળી જઈ સર્વ ઠેકાણે હું જ છું એમ તારા અનુભવમાં આવીને દ્વૈત ભાવ નીકળી જશે. તેથી આવો અનુભવ થતાં તું પોતાની મેળે જ સર્વ ઠેકાણે નમસ્કાર કરશે એટલો મોટો પરમ આશ્રય તને મારો પ્રાપ્ત થશે. આખા વિશ્વમાં બીજું કાંઇજ રહેશે નહીં. હે અર્જુન ! તારો ને મારો એકાંત થશે પછી કોઈ પણ વખતે હું તું મને ને તને એમ પરસ્પર ભોગ થવાથી આત્યંતિક સહજ સુખ તારૂં વધવા માંડશે. પછી તું મને જ પામીશ. કારણ કે ह्मणौनि तूं आणि आह्मी। हे दीसताहे देहधर्मी। मग ययाच्या विरामीं। मींच होसी॥ यया बोला मांझारी। होय नव्हे झणें करीं। येथ आन आथी तरी। तुझीच आण ॥ पैं तुझी आण वहाणें। हें आत्म लिंगातें शिवणें। प्रीतीची जाती लाजणें। आठवो नेदी ॥ तो देवोमी सत्य संकल्पु। आणि जगाच्या हितीं वापु ॥ मां आणेचा आक्षेपु। कां करावा ॥ परि अर्जुना तुझेनी वेधें। मीं देवपणाचीं विरुदें ॥ सांडीलीं गा मीं आधें। सगळेनि तुवां ॥ માટે હે અર્જુન ! તું અને હું દેખવામાં દેહ ધર્મી છીએ. તેના વિરામમાં તું હું જ થઇશ. આ મારા બોલવામાં તું સાચું ખોટું છે એવો વિચાર કરીશ નહિ. જો એમ કાંઈ ફરક પડે તો અર્જુન તારા સમ. એમ તારા સમ ખાવા એટલે મારા પોતાના જ. આત્મલિંગને હાથ અડાડવા જેવું છે. પરંતુ પ્રીતિ-ની રીત જ એવી છે કે, જેમાં કોઈ પણ પ્રકારની લાજ રહેતી નથી. સમ અવિશ્વાસ પાત્ર માણસ ખાય છે. જ્યારે પ્રભુ તો સાક્ષાત્ વેદ મૂર્તિ અને જેની સત્તાથી જગદાભાસ દેખાય છે તે પ્રભુને સમ ખાવાની શી જરૂર. પરંતુ ભગવાન્ કહે છે તારી ભક્તિનો મને જે છંદ લાગ્યો છે, તેથી ભલે મારૂં દેવપણું જાય. હું તારો ભક્ત થઇ અરધો થાઉં અને તું મદ્રૂપ થઈ આખો થા. આમ સાંભળી અર્જુન બોલવા લાગ્યોઃ—तेथ अर्जुन ह्मणे देवें। अचाट हें न बोलावें। जे आमचें काज नावें। तुझेनि एकें ॥ यावरी सांगों बैससी। कां सांगतां भापही देसी। या तुझियां विनोदासी। पारु आहे जी ॥ पृथ्वी निवऊनि सागर। भरीजती येवढें थोर। वर्षे तेथ मिषांतर। चातकु कीं ॥ ह्मणौनि औदार्या तुझे या। मज निमित्त ना ह्मणावया। प्राप्ति असे दानीराया। कृपानिधी ॥ तंव देवो ह्मणती राहें। या बोलाचा प्रस्तावो नोहे। पैं मातें पावसी उपायें। साचचि येणें ॥ ह्मणौनि येणें प्रसादवळें। नोहे झुंजाचेनि आडळें। न ठाकेंचि येकवेळे। भाळलों तुज ॥ जेणें सप्रपंच अज्ञान जाये। येकु मी गोचरु होयें। तें उपपत्तीचेनि उपायें। गीतारूप हें ॥ मियां ज्ञान तुज

आपुलें । नानापरी उपदेशिलें । येणें अज्ञानजात सांडीं वियालें । धर्माधर्म जें ॥
આ અતિશયોક્તિ યુક્ત બોલવાની જરૂર નથી, કેવળ આપના નામ સ્મરણથી જ અમારૂં સર્વ કાર્ય સિદ્ધિને જાય છે. તેમાં વળી આપ જ બોલો છો. વળી સમ પણ ખાઓ છો. એવો આપના વિનોદનો કાંઇ પાર છે કે, ઉદારતા જ્યાં ચાતક માટે મેઘ વર્ષે છે તેમાં સમગ્ર પૃથ્વીને સમુદ્રને જળમય કરે છે. તેની તેમાં ઉદાસી છે ત્યારે આપ તો કૃપાનિધિ છો તે મને નિમિત્ત માત્ર કરી જગત કલ્યાણ માટે ઉપદેશ કરો છો. આપે જે મને આટલું અતિ ઉત્તમ જ્ઞાન કહ્યું તેની સીમા નથી. માટે હું કૃતકૃત્ય છું. આમ અર્જુનનું બોલવું સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા. અર્જુન, મને સ્તુતિની ગરજ નથી. મને તું જેવી રીતે પામે તેજ મેં તને કહ્યું છે. માટે મારા પ્રસાદના બળથી તને યુદ્ધમાં અડચણ આવશે નહિ. ગીતા નિમિત્તે કરી જ્ઞાનની યુક્તિઓ મેં તને કહી તે જ્ઞાનથી પ્રપંચ ભેદસહિત નષ્ટ થશે અને મને એક રૂપવાને પામીશ. ગીતા જ્ઞાનથી ધર્માધર્મ રૂપી અજ્ઞાનતા નીકળી જાય એવું મેં તને શુદ્ધ જ્ઞાન કહ્યું છે. ફરીને પણ સાંભળ.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

અન્વય—सर्वधर्मान् परित्यज्य બધા ધર્મોને મુકી દે मां एकं शरणं व्रज મને એકલાનેજ શરણે આવ अहं त्वा હું તને सर्वपापेभ्यः સર્વ પાપોમાંથી मोक्षयिष्यामि છોડવીશ. मा शुचः શોક કર મા.

શ્રીભગવદ્ ગીતા શાસ્ત્રનો આ છેલ્લો શ્લોક આવ્યો. જેમાં પરમાત્માએ પરમાર્થનો સાર બતાવ્યો. ૧૭—અધ્યાય સુધી અને અઢારમા અધ્યાયમાં પણ વર્ણાશ્રમ ધર્મો બતાવ્યા. હવે આજના શ્લોકમાં પ્રથમ ચરણ આવ્યું તે सर्वधर्मान् परित्यज्य બધા ધર્મોનો પરિત્યાગ કર એમ કહે છે. જેના બારામાં કાંતો અતિ સૂક્ષ્મ બુદ્ધિવાળા દેહાધ્યાસ જેનો છુટયો છે એવા મહાત્માઓ સત્યતત્ત્વ જાણે છે. નહિ તો વર્તમાનકાળનાં લોકોને આ શ્લોક યથેચ્છાચરણ માટે પ્રોત્સાહન કરતો દેખાય છે. તેમને સ્વૈર ઇન્દ્રિયાચરણો કરવાંજ હોય ત્યાં આ શ્લોકનું પ્રમાણ મળે કે, ભગવાને પણ કહ્યું છે કે, सर्वधर्मान् परित्यज्य બધા ધર્મોને મુકી દો. જ્યાં પ્રભુ બોલ્યા છે કે मामेकं शरणं व्रज તે પદ રહી જાય. વસ્તુતઃ જીવાત્મા જે ચૈતન્ય સ્વરૂપ છે તે નિર્ધર્મક છે. છતાં પણ પૂર્વે કથન કરી ગયા તેમ તેણે જ પ્રીતિથી જે, જે, દેહનો સ્વીકાર કર્યો, ત્યાં કર્મો ઉપસ્થિત થયાં. અને સ્વ સ્વરૂપની અજ્ઞાનતામાં દેહમાં અસ્મિતા ઉત્પન્ન થઇ તે અસ્મિતા નીકળી જઇ પુનઃ સ્વરૂપમાં બેઠક થાય. તે માટે ધર્મો એ સાધનમાર્ગો છે. જ્યાં મધુસૂદન સરસ્વતિ લખે છે. केचिद्वर्णधर्माः केचिदाश्रमधर्माः केचि त्सामान्यधर्माः इत्येव सर्वानपि धर्मान्परित्यज्य विद्यमानानविद्यमानान्वा । शरणत्वेनानादृत्य मामीश्वरमेकमद्वितीयं सर्वधर्माणामधिष्ठातारं ॥ फलदातारं च शरणं व्रज धर्माः सन्तु न सन्तु वा किं तैरन्यसापेक्षैर्गमवदनुग्रहादेव त्वन्यनिरपेक्षादहं कृतार्थो भविष्यामीति निश्चयेन परमानंद-

घनमूर्ति मनन्तं श्री वासुदेवमेव भगवन्तमनुक्षणं भावनया भजस्व इदमेव परमं तत्वं नातोऽधिकमस्तीति विचारपूर्वकेण प्रेमप्रकर्षेण सर्वानात्मचिन्ताशून्यमनो· वृत्त्या तैलधारावत् विच्छिन्नया सततं चिन्तयेत्यर्थः ॥ अत्र मामेकं शरणं व्रजयत्य· नेनैव सर्वधर्मशरणत्वपरित्यागे लब्धे सर्वधर्मान्परित्यज्येति ॥ કોઈ વર્ણુધર્મ કોઈ આશ્રમ ધર્મ કોઈ સામાન્ય ધર્મો છે એમ વિદ્યમાન ધર્મો તેમ જ અવિદ્યમાન ધર્મોના પરિત્યાગ કહ્યો છે. જેનો ભાવ એમ સૂચવે છે કે, સ્વરૂપથી ધર્મ ન હોવા છતાં સાધન રૂપ છે. તેને સાધ્ય ગણીને એમ સમજે કે આજ મને પરમ શરણ રૂપ છે. એમ ધર્મનેજ પરમ માને તે બારામાં ભગવાન્ સૂચવે છે કે સર્વ ધર્મોનો સાર એજ કે મારામાં 'વાસુદેવમાં પ્રીતિયુક્ત શરણાગતી એજ પરમ છે માટે ભગવાન્ અત્રે સૂચવે છે કે, હે અર્જુન ! હું ઇશ્વર સર્વ ધર્મોનો ફળદાતા અધિષ્ઠાતાને શરણે આવ. પછી ધર્મો પાળે વા નહિ, તું માત્ર મારા અનુગ્રહથી જ કૃતાર્થ થઇશ. કારણુ તું નિશ્ચય પૂર્વક જાણુ. હું પરમાનંદ ઘનમૂર્તિ અનંત વાસુદેવ છું તેને ભાવના વડે ભજ. અને તેનાથી જ કૃતાર્થ થઇશ એમ જાણ. માટે ધર્મોનો અતિ આદર ન કરીને મારૂં ચિંતન જ પરમ તત્વ છે એમ જાણુ. જ્યાં સુધી મારાથી દૂર છે, ત્યાં સુધી ધર્મની અપેક્ષા છે. મારી શરણાગતિ પછી ધર્મની અપેક્ષા નથી રહેતી. જે વૃત્તિઓ બહાર ભટકવાવાળી છે. તે સર્વને મારામાં જોડીને જેમ દીવામાં તૈલની અખંડ ધારા વહેતી રહે છે તેમ અવિચ્છિન્ન સજાતિ વિચારો વડે મને ભજ. અને પ્રેમથી મારૂં ઐકયે કર તો તારા હાથે જે જે કાંઈ વિધિ નિષેધ કર્મો ઘડાશે, તેનો જોખમદાર·હું જ છું. तस्मात् सर्वधर्मान्परित्यज्य इत्य नुवाद एव सर्वेषां तु शास्त्राणां परमं रहस्यं ईश्वरशरणतैवेति तत्रैव शास्त्रपरिसमाप्तिर्भगवता कृता तामन्तरेण संन्यासस्यापि सफला पर्यवसायित्वात् अर्जुनं च क्षत्रियं संन्यासानधि· कारिणं प्रति संन्यासोपदेशयोगात् ॥ अर्जुनव्याजेनान्यस्योपदेशे तु वक्ष्यामि ते हितं त्वा मोक्षयिष्यामि सर्वपापेभ्यस्त्वं माशुच इति શ્રી મધુસૂદન કહે છે. પરમાત્મા અત્રે ગીતાની સમાપ્તિ કરે છે માટે ઇશ્વર શરણુ કે જે પરમ છે તેમાં ગીતાની સમાપ્તિ કરે છે. તેથી અત્રે मामेकं शरणं व्रज એ પદ મુખ્ય છે. જ્યાં 'સર્વધર્માન્પરિત્યજ્ય' એનું વિશેષ મહત્વ નથી. કારણુ સર્વ ધર્મો સંન્યાસાશ્રમમાં જ પ્રભવે છે. તે સંન્યાસ માટે બ્રાહ્મણુ અધિકારી છે. ત્યારે અર્જુન ક્ષત્રિય હોવાથી તે અનધિકારી છે. જ્યારે અંતઃકરણુથી અહંપદનો લય કરી કર્મ ફળના ત્યાગ માટે ચારે વર્ણો અધિકારી છે. તેથી પ્રભુ અર્જુનને જ ઉદ્દેશીને અત્રે કહે છે કે, અંતઃકરણુમાં તને જે અર્જુન પ્રતીતિ યોગે વ્યામોહ થયો છે કે હું મારા સંબંધીઓને કેમ હણું તેનો શોક કરમા. તું મારો શરણાગત થા. હું તને સર્વ ધર્મોથી મુક્ત કરીશ અને બંધુ વધાદિક પાપોથી છોડવીશ તેમજ સંસારના હેતુભૂત સર્વ પ્રત્યવાયો તારા પ્રાયશ્ચિત્ત વિના નાશ કરીશ. એમ જીવ જે ધર્મથી ઉત્પન્ન થયો છે તે ધર્મજ ઇશ્વર પ્રેમ છે. અર્થાત્ પરમાત્માએ પ્રથમ સૃષ્ટિ નિર્માણુ કરી ત્યારે પોતાના સંકલ્પથી જીવને ઉત્પન્ન કર્યો છે, માટે જીવનો પરમ ધર્મ પ્રભુનું સ્મરણુ. જેણે તને જીવત્વ આપ્યું તે ધર્મમાં તું આવ્યો તો દેહાધ્યાસવાળા જે ધર્મો બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર,

ઓ, પુરૂષાદિક તેમજ વર્ણાશ્રમના ધર્મો, ગૌણ છે. અર્થાત્ સર્વ ધર્મોની સમાપ્તિ પ્રભુપ્રેમ ઉત્પન્ન થવો અને સ્વસ્વરૂપનું ભાન થવું તેજ છે. અત્રે શરણાગતિના બારામાં સર્વ ધર્માન્ પરિત્યજ્ય ભગવાનનું વાક્ય છે. તેના ઉપર એક સમયે મહા-મોટો શાસ્ત્રાર્થ થયો. જ્યાં શાસ્ત્રની દૃષ્ટિથી અનુસરી એક પંડિતે કહ્યું કે, પરમાત્મા અત્રે ક્રમ સંન્યાસ કહ્યો છે. અર્થાત્ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ થયા પછી ક્રમે ક્રમે એક એક ધર્મોનો ત્યાગ કહ્યો છે અર્થાત્ જે, જે, ધર્મ વિધિથી સ્વીકાર્યો તેને તેને, વિધિપૂર્વક ત્યાગ કરવો એમ અર્થ થાય છે. પંડિતે બીજો અર્થ સૂચવે છે કે જેમાં મુખ્ય ધર્મ ઇશ્વર ભક્તિ રાખવી. એમ મુખ્ય બતાવી ભગવાન્ ધર્માચરણ જ ફળ ત્યાગ કરી આચરવો એમ સૂચના છે. નહિ તો વદતો'વ્યાઘાત દોષ ઉપસ્થિત થશે. કારણ અત્યાર સુધીમાં ભગવાન્ અર્જુનને કહેતા આવ્યા કે તું તારા ધર્મ માટે લડ, એમ કહ્યું છે. ત્યા સર્વ ધર્માન્ પરિત્યજ્યની સંગતિ લાગશે નહિ એમ વેદ વ્યાસાદિ સ્મૃતિકારોનો મત થયો. હવે શરણનાં બારામા ત્રણ પ્રકારની માન-સિક ભાવના છે. જેમકે तस्यैवाहम् ममैवासौ स एवाह मिति હું તેનો છુ. તે મારો છે. હું તેજ છું. જ્યાં પ્રથમ ભગવત શરણ મૃદુ કહેવાય છે. જેમકે શ્રી શંકરાચાર્ય બોલે છે सत्यऽपि भेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्व ॥ सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः હે નાથ ! મારો અને તારો અભેદ સત્ય છે છતાં હે નાથ ! હું તારો છુ. મારા અસ્મદ્ પદમાં તું નથી. કારણ સમુદ્રમાં તરંગ છે. તરંગમાં સમુદ્ર હોતો નથી. એમ ભગવાન્ શંકરાચાર્ય પ્રભુ સાથે મૃદુ સંબંધ બતાવે છે. અને આ શ્લોક ઉપર તેમની ટીકામાં સર્વ ધર્માન પરિત્યજ્યનો અર્થ એજ છે કે સ્વરૂપને નિર-ધર્મક જાણી તેની સ્મૃતિ રાખી અર્જુનને પરમાત્મા સૂચવે છે, કે મારી એક પર-મેશ્વરની આજ્ઞા માની દેહધર્મો કે જે કુટુંબના પ્રત્યેના ધર્મો દેશધર્મ આશ્રમ ધર્મ વર્ણ ધર્મ સર્વનો પરિત્યાગ કર.

હવે બીજું શરણાગતિનું સ્વરૂપ જે મધ્યમ છે તે શ્રી વલ્લભાચાર્ય સુરદાસજી ઇત્યાદિકે ગ્રહણ કર્યું છે. જેમાં હું પરમાત્માનો છું, એમ સૂચના છે. જ્યાં શ્રી વલ્લભા-ચાર્ય બતાવે છે કે, यदि श्री गोकुलाधीशो धृतसर्वात्मना हृदि ततः किं परं ब्रूहि लौकिकैर्वैदिकैरपि એ શ્રીગોકુળના અધિપતિ અર્થાત્ ઇન્દ્રિયોના દેવતા શ્રુતિના દેવતા શ્રીકૃષ્ણ પરમાત્માને હૃદયમાં ધારણ કર્યાથી લૌકિક ધર્મોની અને વૈદિક ધર્મોની શી અપેક્ષા છે. માટે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' ભગવદ્ ગીતાના સારરૂપ જે છેલ્લો શ્લોક તેમાથી શ્રી વલ્લભાચાર્યે मामेकं शरणं व्रज પકડીને મંત્ર જે જીવોને આપ્યો તે એજ श्रीकृष्णं शरणं व्रज અર્થાત શ્રીકૃષ્ણનું શરણ રાખ. તેવીજ રીતે સુરદાસજી પણ જ્યારે વ્રજ જતા હતા ત્યારે તેઓ આંધળા હોવાથી ભગવાન્ ગોપાલ થઇને દોરતા હતા. ત્યાં વ્રજમાં આવ્યા પછી ભગવાને તેમનો હાથ મુકી દેવા માંડ્યો ત્યારે પ્રેમથી સુરદાસજી બોલ્યા છે કે, हस्तमुत्क्षिप्य यातोऽसि बलात्कृष्ण! किमद्भुतम ॥ हृदयाद्यदि निर्यासि पौरुषं गणयामिते ॥ હે પ્રભુ ! હસ્ત તરછોડી ચાલ્યા જશો તેમાં તમારૂં પૌરુષ શું. અદ્ભુત ગણાશે. જ્યારે હૃદયમાંથી નીકળી શકો ત્યારે જ ઘણું. અર્થાત મેં તમને હૃદયમાં એવા પુર્યા છે કે ત્યાંથી નીકળવું

કઠણુ થઈ જશે. એમ હું તેનો છું એ શરણાગતિ છે. હવે ઉત્તમ શરણાગતિ શાસ્ત્રોક્ત જે છે તે જ્ઞાની પુરૂષોનો અહંકાર પરમાત્મા સ્વરૂપમાં વીલીન થાય તે છે. જ્યાં સિદ્ધાંત છે કે, सकलमिदमहं च वासुदेवः परमपुमान्परमेश्वरः स एकः ॥ इति मतिरचला भवत्यनन्ते हृदयगते व्रज तान्विहाय दूरात् ॥ યમરાજાએ પોતાના દૂતો પ્રત્યે કહ્યું હતું. અંબરિષ પ્રહ્લાદ ગોપિકા શુક પ્રભૃતિનાં હૃદયોની ભૂમિકામાં સ્થાવર જંગમ સર્વેજ પોતાના સહિત વાસુદેવ રૂપ છે. તેમના પ્રત્યે તમારે જવું નહિ. તેમને દૂરથી જ નમસ્કાર કરવા. એમ યમરાજે દૂતોને આજ્ઞા કરી. હવે શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કે જેઓ પૂર્ણયોગી સંત શિરોમણિએ આ શ્લોક ઉપર પોતાની ઓવીઓ લખી. છે. ત્યાં ધ્યાન નાખીએ तैसें स्वर्गनरकसूचक । अज्ञान व्यालें धर्मादिक । तें सांडूनि घालीं अशेख । ज्ञानें येणें ॥ हातीं घेऊनि तो दोरु । सांडिजे जैसा सर्पाकारु । कां निद्रात्यागें घराचारु । स्वप्नींचा जैसा ॥ तैसें धर्माधर्माचें टवाळ । दावी अज्ञान जें कां मूळ । तें त्यजूनि त्यजीं सकळ । धर्मजात ॥ मग अज्ञान निमालिया । मीचि येकु असें अपैसया । सनिद्र स्वप्न गेलया । आपणपें जैसें ॥ तैसा मी एकवांचूनि कांहीं । मग भिन्नाभिन्न आन नाहीं । सोऽहंबोधें तयाच्या ठायीं । अनन्यु होय ॥ पैं आपुलेनि भेदेंविण । माझें जाणिजे जें एकपण । तयाचि नांव शरण । मज येणें गा ॥ जैसें घटाचेनि नाशें । गगनीं गगन प्रवेशे । मज शरण येणें तैसें । ऐक्य करी ॥ मजही शरण रिघिजे । आणि जीवत्वेंचि असिजे ॥ धिग् बोली यिया न लजे । प्रज्ञा केवीं ॥ अगा प्राकृताही राया–। आंगीं पडे जे धनंजया । तें दासिरूंहि कीं तया–। समान होय ॥ मा मी विश्वेश्वरु भेटे । आणि जीवग्रंथी न सुटे । हे बोलं नको वोखटें । कानीं लाऊं ॥ म्हणोनि मी होऊनि मातें । सेवणें आहे आयितें । तें करीं हाता येतें । ज्ञान येणें ॥ मग ताकौनियां काढिलें । लोणी मागौतें ताकीं घातलें । परि न घेपेचि कांहीं केलें । तेणें जेवीं ॥ तैसें अद्वयत्वें मज । शरण रिघालिया तुज । धर्माधर्म हे सहज । लागतील ना ॥ અર્થ—અજ્ઞાને જ ધર્માધર્મ સ્વર્ગનરકાદિ ઉત્પન્ન કર્યા છે તેને હે અર્જુન ! છોડી દે. હાથમાં દોરી ઉંચકતાં જેમ સર્પ તેનો આભાસ ભય મત્ર ઈત્યાદિક નીકળી જાય છે. તેમ જ્ઞાન પ્રાપ્ત થતાં ધર્માધર્મનો નાશ પોતાની મેળે થશે. જેમ જાગ્રત થયા પછી સ્વપ્નનો સંસાર લુપ્ત થાય છે. તેમ અજ્ઞાન ધર્માધર્મ ગયા પછી હું જ એકલો રહીશ પછી મારા ઠેકાણે ભિન્નાભિન્ન કાંહી જ નથી. માટે પોતાના ભેદવિના મને શરણ આવ. તેનું જ નામ શરણ છે. પોતાપણું કાયમ રાખીને શરણ પરિપૂર્ણ થવાતું નથી. જેમ ઘર, મઠ ફૂટવાથી ગગન ગગનને મળે છે તેમ તારૂં અહંત્વ દૂર થવાથી મનેજ મળશે. એમ મને શરણ થયા પછી જીવિત્વ રૂપે રહેવું એમ જે બોલવું તેની પ્રજ્ઞા લજ્જા કેમ પામતી નથી. જેમ રાજાનું અંગ દાસીને લાગ્યા પછી દાસીત્વ ન જાય એમ શક્ય નથી. તેમ હું વિશ્વેશ્વરનો ભેટો થયા પછી જીવ ગ્રન્થી ન છુટે તે બોલ અપશબ્દો છે. તે કાને પણ સાંભળવા નહિ. માટે મદ્રૂપ થઈ મારી જ સેવા કર. એમ જ્ઞાનથી હથવટી તારી રાખ પછી જેમ છાસમાંથી માંખણ નીકળ્યા પછી પુનઃ છાસમાં ભળતું નથી તેમ તું મને અદ્વૈત રૂપે શરણ થશે તો ધર્માધર્મ તને કાંહી જ બાધ કરશે નહિ. તું જાણ સર્વ

यत्र लक्षणें पावें उरावें जें दूजें पणें ॥ तें माझ्या योगीं वायाणें होउनि जाईल ॥ सर्व बंध लक्षणो ते ते के माराथी पृथक् पडवुं अने तेज पाप छे. ते मारा ज्ञानथी नाश पामशे एम श्रीकृष्ण भगवान् अर्जुनने कहीने पछी तेने शरण लेतां शुं कर्युं त्या श्री ज्ञानेश्वर महाराज कहे छे. ऐसें सर्वरूपरूपसें । सर्वदृष्टिडोळसें । सर्वदेशनिवासें । बोलिलें श्रीकृष्णें ॥ मग सांवळा सकंकणु । बाहु पसरोनि दक्षिणु । आलिंगिला स्वशरणु । भक्तराजु तो ॥ न पवतां जयातें । काखे सूनि बुद्धीतें बोलणें मागौत । बोसरलें ॥ ऐसें जें कांहीं येक । बोला बुद्धीसीही अटक । तें द्यावया मिख । सेंवाचें केलें ॥ हृदया हृदय येक जालें । ये हृदयींचें ते हृदयीं घातलें । द्वैत न मोडितां केलें । आपणा ऐसें अर्जुना ॥ दीपें दीपु लाविला । तैसा परिष्वंगु तो जाला । द्वैत न मोडितां केला । आपणपें पार्थु ॥ तेव्हां सुखाचा मग तया । पूरु आला जो धनंजया । तेथ वाडु तऱ्हीं बुडोनियां । ठेला देवो ॥ सर्व रूपोनुं जे रूप सर्व दृष्टिओनी जे दृष्टि सर्व देशमा वसवावाळा श्रीकृष्ण बोल्याः पछी श्यामरूप जेना हाथमा कंकण छे भक्त उद्धारनो एवा भगवान् जमणा हाथे भक्तराज अर्जुनने आलिंगन करी जे स्वरूप यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह आलिंगन वडे आप्युं. पछी अर्जुननुं अने पोतानु हृदय एक करी पोतानुं ज्ञान अर्जुनना हृदयमां मुक्युं छता पण देव भक्तनो द्वैत कायम राख्यो जेथी पार्थने जे सुखनुं पुर आव्यो तेमां सर्व व्यापक भगवान् पोते डुबी गया एम श्री गीतासार जे वेदनुं मूळ छे, ते भगवाने अर्जुनने पायुं. हरिः ॐ तत् सत् परमात्मने नम

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्य न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥
य इमं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥
न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

अन्वय—इदं ते आ ज्ञान छे ते अतपस्काय तपश्चर्या वगरनाने न वाच्यं कहेतो नहि अभक्ताय कदाचन न अभक्तने पण कोई दिवस कहेतो नहि अशुश्रूषवे च य माम् जे गुरुईश्वरनी सेवा करे नहि तथा मारी तेमज अभ्यसूयति असूया करे न च तेने पण कहेतो नहि

यः इदं परमं गुह्यम् आ जे गुह्य परम ज्ञान छे ते मद्भक्तेषु अभिधास्यति मारा भक्तोमां रेडे मयि परां भक्तिं कृत्वा ते मारी परम भक्ति करवावाळो छे मां एव एष्यसि असंशय ते मने ज पामे तेमां संशय नथी मनुष्येषु मनुष्योमां कश्चित् मे तस्मात् प्रियकृत्तम तेनाथी वधारे मारुं प्रिय करवावाळो कोई नथी च भुवि तस्मात् अन्य मे प्रियतरः न भविता पृथ्वीपर तेनाथी बीजो कोई मारो अधिक प्रिय थवानो नथी.

હવે ફળશ્રુતિ કહે છે.—

ઉપલા શ્લોકમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે, તારા હૃદયમાં જે તને બધા ધર્મો સતાવે છે તે સર્વને મુકીદે અને એક જ મારે શરણે આવ. હું તને તે સર્વ પાપોમાંથી મુક્ત કરીશ. તે સાંભળીને અર્જુન ફરીને હર્ષમાં આવી ગયો અને જાણે કે શ્રીકૃષ્ણને બતાવતો હોય કે તમે જો મારાં સર્વ પાપોનો ઠેકો લેતા હો તો પછી આપ જેમ કહો તેમ કરવા હું તૈયાર છું. મને અત્યાર'સુધી આપથી દૂર કરી ધર્મ અધર્મ આચરણ કરવાવાળો કરતા હતા ત્યાં સુધી આપનાથી સ્વતંત્ર કર્તા થઇને ક્ષત્રિય ધર્મ આચરવો પણ મને ગમતો હતો નહિ. હવે આપે મને શરણે લીધો ત્યારે હું આપનામાં રહ્યો છતો આપની સેવા સમજીને ક્ષત્રિય ધર્મ નિષ્કામપણે આ-ચરીશ. એમ અર્જુનના અંતર્યામિ પ્રભુ તેનો અભિપ્રાય જાણી લીધા પછી આ ભગવદ્ ગીતા શાસ્ત્રની ઉત્તમતા બતાવતા અધિકારીને જ આપવાની સૂચના કરે છે. જ્યાં પહેલા શ્લોકમાં કહે છે કે જેની કાયા તપસ્વિ ન હોય જે મારો ભક્ત ન હોય જે વડીલોને પૂજ્ય માનતો ન હોય. વળી મારી નિંદા કરવાવાળો હોય તેને કદાપિ પણ આ ગીતાનું જ્ઞાન કહેતો નહિ. જેમ સિંહનું દુધ છે તે સોનાના પાત્રમાંજ ઠરે છે તેમજ આ ગુહ્યતર પરમ અદ્ભુત ઉત્તમોત્તમ અલૌકિક દિવ્ય જ્ઞાન અલાકિક દિવ્ય તેજસ તપઃ શક્તિવાળા મનુષ્યોમાં જ ઠરે છે. પ્રથમ શારીરિક તપ વિના ઇન્દ્રિયોનો જય થતો નથી અને ઇન્દ્રિયોના જય વિના ચિત્ત ભોગેચ્છામાં પડયું રહે છે. તેથી મલીન હોય છે. તે જ્ઞાન ગ્રહણ કરવાને પાત્ર નથી. મેલા આરી સામાં જેમ પ્રતિબિંબદેખાતું નથી તેમ न मलिनचेतस्नि उपदेशबीजं प्रहरोति अजचत् માટે પૂર્વે કહ્યું હતું તેમ ઇન્દ્ર અને વિરોચન ઉભય પ્રજાપતિ પાસે ગયા ત્યારે પ્રજાપતિએ તેમને ૩૨ ૩૨ વર્ષ તપ કરાવ્યું છતાં વિરોચનને જ્ઞાન થયું નહિ તેણે તો શરીરને આત્મા સમજીને ચારવાક મતનો વિશેષ પ્રચાર કર્યો. માટે જ્ઞાનનો અધિકારી તપસ્વી જોઇએ.

હવે બીજું ભક્ત જોઇએ જ્યાં સુધી ઇશ્વર પ્રેમ હોતો નથી ત્યાં સુધી હૃદયમાં શ્રદ્ધા હોતી નથી અને વિના શ્રદ્ધા શ્રવણમાં તત્પરતા હોતી નથી. તત્પરતા વિના *જ્ઞાન ઠરતું નથી માટે જે સાંભળવા ઇચ્છતો ન હોય તેને પણ જ્ઞાન કહેવું નહિ.* જ્યાં રાજા ભરથરી કહે છે કે येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न न गुणो न धर्मः ॥ ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति જેને વિદ્યા તપ દાન જ્ઞાન શીલ ગુણ ધર્મ હોય નહિ તે ભૂમિમાં ભારરૂપ હોઇને મનુષ્ય રૂપે મૃગલાઓ છે.

ત્રીજામાં કહે છે કે જેઓ જુવાનીના મદમાં પોતાને ईश्वरोऽहं अहम् भोगी सिद्धः अहम् बलवान् सुखी कोन्योस्ति सदृशो मया હું જ ઇશ્વર છું, હું જ બળવાન છું, હું જ સિદ્ધ છું, હું જ ધનાઢ્ય છું. મારાથી વિશેષ કોણ છે ? કારણ મારાતુલ્યજ કોઈ નથી એમ માને છે. તેઓને અન્ય મહાપુરૂષો માટે આદર હોતો નથી તેમને જ્ઞાન કહેવું નહિ,

ચોથામાં કહે છે કે જે મારી અસૂયા કરે તેને પણ કહેવું નહિ. જેમ શ્રીકૃષ્ણમાં દુર્યોધન શાલ્વ જરાસંઘ શિશુપાલાદિક તેમના ગુણોમાં દોષ જોતા હતા તેમનો છેવટે તેમનાં જ હાથે નાશ થયો. તેમજ આધુનિક કાળમાં નેચર વાદિ લોકો ભગવાનને માનતા નથી. તેઓ સર્વ કુદરત જ કરે છે. સૃષ્ટીના મૂળમાં કોઈ જ છે નહિ, હોય તો દેખાવું જોઇએ એમ તેમનું માનવું છે. તેઓને પણ આ જ્ઞાન કહેવું નહિ.

આમ પ્રથમ નિષેધ મુખે વર્ણવી ઉપરના બીજા શ્લોકમાં વિધિવત કહે છે. આ મારૂં પરમ ગુહ્ય જ્ઞાન જે કોઈ મારા ભક્તમાં સ્થાપન કરે છે તે મારી પરમ ભક્તિ કરવાવાળો છે. અને તે મને જ પામવાવાળો છે તેમાં કાંઇ પણ સંશય નથી.

ગીતાજ્ઞાન આપવાવાળો પ્રથમ તો પોતે જ અપરોક્ષાનુભવી જોઇએ. જેમ પૂર્વે શ્રીકૃષ્ણે કહ્યું છે કે, स्त्वन्योः तत्वदर्शिभि: पुरुषैः ते ज्ञानं उपदेक्ष्यन्ति તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને આ જ્ઞાનનો ઉપદેશ કરશે. આ ગીતા કેવી ત્યાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે सर्वशास्त्ररत्नदीप्ति उजळीता हा श्रीजगतीं ॥ सूर्य नव्हे लक्ष्मीपति ॥ वस्त्रा काशीचा ॥ तेसें अर्जुनाचेनि व्याजें॥ गीता प्रकाशूनि श्रीराजें । संसारा येवढें थोर ओझें । फेडिलें जगाचें ॥ શ્રીકૃષ્ણે અર્જુનના નિમિત્તથી સંસારરૂપી ભાર જગતનો ઉતારી નાખ્યો અને સર્વ શાસ્ત્રના રત્નોનો દીપ પ્રકાશ કર્યો. જે શ્રીકૃષ્ણ ભગવાનના મુખરૂપી આકાશમાં ગીતારૂપી સૂર્યનો પ્રકાશ થયો एवं वेदाचें मूळ सूत्र सर्वाधिकारैकपवित्र श्रीकृष्णें गीताशास्त्र । प्रकट केलें ॥ तरी जयाच्या निश्वासीं जन्म झालें वेदराशी । तो सत्यप्रतिज्ञ पैजेसीं । बोलिला स्वमुखें ॥ આ ગીતા વેદનું મૂળ છે અને સર્વને અધિકાર કરવાવાળું છે. જે શ્રીકૃષ્ણે પ્રગટ કર્યું. વેદનું મૂળ કેમ તો વેદતો નિર્ગુણ પરબ્રહ્મના નિશ્વાસમાંથી થયા. જ્યારે આ તો સત્ય પ્રતિજ્ઞાવાળા ઇશ્વરના સ્વમુખમાંથી પ્રગટ થઇ છે. વળી ત્રિકાંડ વેદ આ ગીતામાં શબ્દરૂપે ગુપ્ત છે. જેમ બીજમાં વૃક્ષ ગુપ્ત હોય છે તેમ આ વેદનું બીજ છે તથા વળી વેદ કરતાં પણ ઉદાર છે वेदु संपन्नु होय ठाईं ॥ परि कृपणु पैसा आनु नाहीं ॥ जे कानीं लागला तिहीं । वर्णाच्याची ॥ येरां भवव्यथा ठेलियां ॥ स्त्रीशूद्रादिकां प्राणियां ॥ अनवसरू मांडूनियां । राहिला आहे । तरी मज पहातां तें मागील उणें । फेडावया गीतापणें । वेदु वेटलाभल तेणें । सेव्य होआवया ॥ વેદ સર્વ સંપન્ન હોય કૃપાળુ તેના જેવો કોઈ નહિ છતાં તેનામાં જે કૃપણપણું તે એ કે ત્રણ વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને માટે જ રહ્યો. જ્યારે સ્રી શૂદ્રાદિક પ્રાણીઓ ભવવ્યથામાં જેમના તેમ રહ્યા. તેથી પોતાની પાછલી ઉણપ નીકળી જવાને માટે તેજ ગીતારૂપે પ્રગટ થઈ પોતાની કીર્તિ જગતમાં પ્રસિદ્ધ કરી. એમ જે ગીતા कांजे एकाक्षरपणेंसीं । त्रिमात्र· केंचिये कुशीं प्रणवु होत गर्भवासीं । सांकडला तो गीते चिया वाह हाळी ॥ वेद· बीज गेलें पाहाळीं । कीं गायत्री फूलीं फळीं । श्लोकांच्या आली ॥ तें हे मंत्ररत्न गीता । मेळवी जो माझिया भक्ता । अनन्यजीवना माता । बालका जैसी ભક્તરૂપી દેવળમાં એક અકાર ઉકાર અને મકાર એ ત્રણ માત્રાના મૂળમાં ૐકાર ગર્ભવાસમાં અટકેલો હતો તે વેદનું બીજ જે ૐકાર તેને ગીતારૂપી વૃક્ષમાં વિસ્તાર પામીને તેમાંના જે શ્લોકો તે ગાયત્રીના મંત્રરૂપ ફળ અને ફૂલ છે. આવી મંત્રરૂપ જે

ગીતા તે મારા ભક્તને કહે છે, ભગવાન્ કહે છે કે તે મારી પરમ સેવા કરે છે. જેમ મૃત બાળકની માતાને માતા મેળવવી આપવી તેવો ઉપકાર કરે છે.

અર્થાત્ જે ભક્તમાં કાયિક વાચિક તપરૂપી શરીર ઘરના પાયા વૈરાગ્યરૂપી મંદિરમાં ભક્તિરૂપી હૃદયમાં આ જ્ઞાનરૂપી દેવને પધરાવજે. એમ જે કરે તે મને જ પામે એમાં કાંઈ પણ સંશય નહિ.

હવે ત્રીજા શ્લોકમાં કહે છે કે જેણે આમ ગીતાજ્ઞાન અધિકારીમાં સ્થાપન કર્યું હોય તેનાથી વિશેષ મને આ ભૂમિમાં બીજો કોઈ પણ પ્રિયકર નથી. અને તેણે જે મારૂં પ્રિય કાર્ય કર્યું એવું બીજાએ કાંઇ પણ કર્યું નહિ. મારી ઉત્તરોત્તર સેવા તેણે કરી જેવો હુ તેનાથી પ્રસન્ન થાઉં છું તેવો યજ્ઞ દાન તપઃ કર્મથી પણ થતો નથી. અને તજ્ઞ પુરૂષ ઉપર જવાબદારી પણ છે કે, તેણે ભક્તને મારૂં જ્ઞાન આપવું. એમ વિધિ નિષેધ મુખથી જ્ઞાનની સ્થાપના કરવાનું કહી કરવાવાળાની પ્રશંસા કરે છે.

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥
श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

અન્વય—

च यः आवयोः જે કોઈ આપણું આ इमं धर्म्यं संवादम् ધર્મરૂપી સંવાદને अध्येष्यते બીજામાં સ્થાપન કરે છે तेन ज्ञानयज्ञेन તે જ્ઞાનરૂપી યજ્ઞવડે अहम् इष्टः स्याम् પ્રિય થઇને મારી પૂજા કરે છે इति मे मति એમ મારો મત છે.

यः श्रद्धावान् એમ શ્રદ્ધાવાળો अनसूयः नर. અસૂયા રહિત નર છે તે शृणुयात् अपि સાંભળીને सः अपि તે પણ मुक्तः મુક્ત થઇને पुण्यकर्मणाम् પુણ્ય કર્મો કરવાવાળાઓના शुभान् लोकान् શુભ લોકોને प्राप्नुयात् પ્રાપ્ત થાય છે.

ક્ષીર સમુદ્રના મંથનના સારરૂપ જેમ અમૃત તેમ ગીતારૂપી સમુદ્ર મંથનના સારરૂપ 'સર્વધર્માન્ પરિત્યજ્ય' શ્લોકથી આરંભી ભગવાન્ બોલે છે. જ્યાં આજના શ્લોકમાં ભગવાન્ કહે છે કે, હે અર્જુન ! તારા અને મારામાં ચાલેલો જે આ ધર્મરૂપી સંવાદ છે તે જે કોઈ અધિકારીને આપશે તેનાવડે જ્ઞાનયજ્ઞે કરીને હું પૂજિત થાઉં છું એવી મારી મતિ છે.

અત્રે પરમાત્મા સંવાદ એમ બોલ્યા છે વાદ અનેક પ્રકારે થાય છે. જેમકે વાદ વિવાદ જલ્પ વિતંડા અને સંવાદ જેમાં સંવાદ સર્વોપરિ છે, તે ગ્રાહ્ય છે. ગુરૂશિષ્યનો પરસ્પર જ્ઞાનની આપલે તે સંવાદ છે. જેમાં અત્રે અર્જુન શ્રીકૃષ્ણનો બહારનો સંબંધી મિત્ર છે. તેમજ અંતર સંબંધે પણ મિત્ર છે. વળી નર નારાયણ રૂપે એક છે. તેમનામાં સંવાદ કેવો તો. ધર્મ્યમ્ અર્થાત્ પૂર્વે કહી ગયા તેમ જીવને પરમાત્માએ સ્વપ્રેમ ભોગવવાને માટે ઉત્પન્ન કર્યો છે. તે પ્રેમ દિવ્ય અલૌકિક પાર્થિવ સ્વર્ગીય અથવા તો તેથી પણ બ્રહ્મ લોકાદિકના ઇષ્ટ કરતા એ વિશેષ તે ધર્મ્ય જેનાથી પરે

નહિ તેવું. જેમાં અર્જુનને તો સાક્ષાત્ શ્રીકૃષ્ણુ કેવા ત્યાં તે પોતાનાં જ મોઢામાંથી કહે છે કે, योगिमृग्यं परब्रह्म मत्सारथ्यमुपागतम् ॥ सचित्वेन गुरुत्वेन मयि कारुणिकं परम् યોગીઓ જે પરબ્રહ્મને શોધે છે જે મને સખા રૂપે તથા ગુરૂ રૂપે સાક્ષાત્ મળ્યા છે. વળી મારા રથના સારથી છે. અર્થાત્ અર્જુનના બહારના રથના તેમજ શરીર રૂપી રથના સારથી પણુ શ્રીકૃષ્ણુ આ ગીતારૂપી જ્ઞાન આપીને થયા. ગુરૂ પદે બિરાજેલા જે કોઇ હોય તેનામાં જે જ્ઞાન તે પણ ગુરૂપદેજ હોય છે. અર્થાત્ દિવ્ય હોય છે. તેને મુકવાને સ્થાન પણ ઉંચું જ જોઈએ. માટે શ્રીકૃષ્ણુ ભગવાનને સમગ્ર શાસ્ત્રોરૂપી સમુદ્રનું મંથનરૂપી અમૃત પાવા માટે અર્જુન જેવો પ્રિય સખા કોણુ હોય ? વસ્તુતઃ ગુરૂપરંપરાએ જે જ્ઞાન અપાય તેજ યથાર્થ છે. માટે તો શાસ્ત્રમાં વંશ બે નક્કી કર્યા છે જેમાં એક પિતૃવંશ અને બીજો વિદ્યા વંશ. વિદ્યા પૂર્વે ઋષિ મુનિઓ કંઠમાં રાખતા. જ્યારે હાલમાં તે પુસ્તકમાં ગઈ છે. જ્યાં કહેવામાં આવ્યું છે કે, पुस्तकस्था तु या विद्या परहस्ते गतं धनम् कार्यकाले समुत्पन्ने न सा विद्या न तद्धनम् ॥ પુસ્તકમાં રહેલી વિદ્યા અને પરહસ્તમાં ગયેલું ધન ખરે વખતે કામ આવતું નથી માટે તે વિદ્યા પણુ નથી અને તે ધન પણુ નથી. જે વિદ્યા કંઠસ્થ થઇ તેજ મનન વડે હૃદયસ્થ થાય જેમકે ગ્રહણ કાલ અધ્યયન કાલ પ્રવચન કાલ અને વ્યવહાર કાલ ગ્રહણ કર્યા પછી અધ્યયન થાય. પછી બીજા-ને કહેવા માંડે અને પછી આચરણુમાં આવે. જેમાં અન્યોના મતોનું ખંડન કરવું તે વાદ. પોતાના ખોટા મતને પણુ બુદ્ધિમત્તાથી સ્થાપન કરવું તે વિતંડા. સહજ સહજ બુદ્ધિમત્તા બતાવવા જે શાસ્ત્રોના શબ્દો વાપરવા તે વિવાદ અને જેનાથી વક્તાને સુખ થાય અને શ્રોતાને જ્ઞાન પ્રાપ્ત થાય તે સંવાદ. એમ જે થાય ત્યાં શાસ્ત્રકારો કહે છે કે वादे वादे जायते तत्त्वबोधः છતાં જે સંવાદમાં પ્રેમ છે તે વાદમા હોતો નથી માટે વાદ ઉતરતો છે. સંવાદ વિનાના સર્વમાં છેવટે વાનરાની સભા જેવું થાય. છેવટે મત ભિન્ન થયા કે લડાઈ થાય છે. જેમ મુંબઇના માધવ બાગમાં મોટી મોટી સભા ભરાય છે. જ્યાં શંકરાચાર્યના પંડિતો વલ્લભા-ચાર્યના પંડિતો સાથે તેમજ રામાનુજના મતવાળાઓ મધ્વ નિંબારક જૈન બુદ્ધ વિગેરે ભેળા મળીને છેવટે દંડુકા જ ઉડે છે. માટે તે સર્વ ત્યાજ્ય છે. ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કય મૈત્રીનો સંવાદ છે. તેમજ જનક યાજ્ઞવલ્કયનો પણુ સંવાદ જ છે. તેમ અર્જુન શ્રીકૃષ્ણુનો સખા ગુરૂશિષ્યના અત્યંત પ્રિય પ્રેમીનું પરસ્પરનાં દર્શન માટેનું વાણીરૂપી અમૃતથી ભગવાને તેના હૃદયને ભીંજવ્યું તે અદ્ભુત જ છે. માટે તો ગીતા એ અદ્વિતીય શાસ્ત્ર છે. તેથી જ ભગવાને અત્રે ધર્મ્યમ્ કહ્યું છે. કારણુ આ સિદ્ધાંત શાસ્ત્ર છે. ખંડન મંડન અત્રે નથી. માટે જેના હૃદયમાં મારી પ્રીતિ હશે તેજ આને જાણુશે. મેં પૂર્વે જ કહ્યુ છે કે मद्भक्त एतद्विज्ञाय મારો ભક્ત જ તે જાણુશે અને પાત્ર જોઈ બીજાને આપશે તો તે મારો ઉંચામાં ઉંચો યજ્ઞ કરનાર છે. શુદ્ધ સત્વ ગુણી મનુષ્ય હૃદય એ મારો અગ્નિકુંડ છે અને ભક્તની વાણી તે આહુતિ છે તદ્દ્વારા મારૂં પરમોત્કૃષ્ટ પૂજન થશે. જેમ કેરીના મુરબામાં સાકર નાંખવાથી તેની ખટાસ નીકળી મીઠાસ થાય છે તેમ અજ્ઞાનીમાં આ જ્ઞાન જવાથી

તે પરમ જ્ઞાની થાય છે. અંતે તેનાથી વ્યવહાર કાળ આવે છે. અને ઘડો જેમ ભરાય ત્યારે છલકાય છે તેમ જ્ઞાન જેમાં પરિપૂર્ણ થયું તે બીજાને જરૂર આપે છે, એમ કામ્ય યજ્ઞો કરતાં આ જ્ઞાનયજ્ઞ અત્યુત્તમ પરે છે.

હવે નીચેના શ્લોકમાં કહે છે કે શ્રદ્ધાથી આ જ્ઞાન જે કોઈ સાંભળે અને ઇન્દ્રિય નિગ્રહવાળો થઈ જાય તો તે નરઃ છે. અને તે પણ મુક્ત થઇને પુણ્ય કર્મવાળા લોકમાં જાય છે. અત્રે ભગવાને જે યજ્ઞભાવના લીધી છે ત્યાં ભવરૂપી હુતદ્રવ્ય, જ્ઞાનરૂપી હવી વડે પરમાત્મારૂપી અગ્નિમાં હોમવાનું છે કારણ પરમાત્મા જીવનો અહંકાર સહજ પણ ખમી શકતા નથી. હે અર્જુન! આ શાસ્ત્ર અર્થ સહિત પાઠ કરે તે તો પરમ શ્રેષ્ઠ છે છતાં અર્થ ન આ વડે તો પણ એમ જ પાઠ કરે તો પણ શ્રદ્ધાથીકરેલો હોવાથી તે મને જ પામે છે. વળી કોઈ અસૂયા દોષ રહિત થઈને સાંભળે તો પણ મને ઇષ્ટ છે. તે પણ મુક્ત થઈને પુણ્યાત્મા લોકને પામે છે. આ શ્રીકૃષ્ણ અર્જુનનો સંવાદ ચાલતો હતો ત્યાં ઝાડ ઉપર એક પિશાચ બેઠો હતો તે માત્ર શ્રવણની ઇચ્છાથી જ બેઠો હતો. જ્યારે પરમાત્માએ અર્જુનને આખી ગીતા કહી અને આ શ્લોક બોલતા હતા તેજ વખતે પિશાચ યોનીમાંથી છુટી દિવ્ય શરીર ધારણ કરી શ્રીકૃષ્ણ તથા અર્જુનને પ્રણામ કરવા સામે આવ્યો ભગવાને અર્જુનને તેજ વખતે તેને બતાવ્યો કે 'જો તને તો જ્ઞાન આપવાનો મારો પ્રયાસ હતો' બીજે ઠેકાણે મારૂં ધ્યાન પણ ન હતું, તારામાં જ કેવળ હતું. જ્યાં આ પિશાચને ઉદ્દેશીને વા તેને જ્ઞાન થાય એ ઇચ્છાએ ન હતી છતાં આ પિશાચ શ્રદ્ધાવાન્ થઈને માત્ર ધર્મ સંવાદ શ્રવણથી જ આ પિશાચ યોનિમાંથી છુટી ગયો. ત્યારે હે અર્જુન! તને તો હું પ્રત્યક્ષ દેવજ હાજર છું તો તું પુણ્ય લોકને પામીશ તેમાં કિં આશ્ચર્ય. આમ્ર વૃક્ષ કાળે કરીને ફળ આપે છે તેમ જ ધર્મના કાર્યો પણ કાળે કરીને ફળ આપે છે પણ હું તો તને હાજર ફળ છું.' હવે તેને પૂછે છે કે તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યું છે કે નહિ.

कच्चिदेतच्छ्रुतं पार्थ! त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय! ॥ ७२ ॥

अर्जुन उवाच—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ! ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

અન્વયઃ—પાર્થ હે પૃથાપુત્ર અર્જુન! त्वया एकाग्रेण चेतसा श्रुतं કેમ कच्चित् તેં એકાગ્ર ચિત્તથી સાંભળ્યું છે કે નહિ? धनंजय હે ધનંજય! તેં अज्ञानसंमोहः प्रनष्टः कच्चित् તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ પામ્યો કે નહિ?

અન્વય—हे अच्युत હે અચ્યુત! त्वत् प्रसादात् તમારા પ્રસાદથી मोहः नष्टः स्मृतिः लब्धा મોહ નાશ પામ્યો અને સ્મૃતિ મેળવી. अस्मि गतसंदेहः स्थितः

હું છું તે સદેહ રહિત થઈ સ્થિર થયો તવ વચનં કરિષ્યે તમારા વચન પ્રમાણે હવે હું કરીશ.

૭૧ મો શ્લોક ભગવાનની વાણીનો છેલ્લો છે જેમાં પ્રભુ અર્જુનને પૂછે છે કે તારો મોહ અજ્ઞાન જનક હતો તે નાશ પામ્યો કે નહિ. તેનું જ્ઞાન એકાગ્રતાથી સાંભળ્યું હશે તોજ મોહનાશ પામશે. અર્જુનનાં પ્રશ્ન વડે ભગવાન્ શ્રવણની રીત બતાવે છે. અર્થાત્ જો ચિત્ત એકાગ્ર હોય તોજ શ્રવણ કરેલું અંતઃકરણમાં ઉતરે છે. નહિ તો એક કાનમાં પડીને બીજા કાનમાંથી નીકળી જાય છે. જ્યાં દૃષ્ટાંત એક વખતે:-- રાજાઅકબરે એક સોનીને બોલાવ્યો અને કહ્યું કે '૧ા શેર ૧ા શેર સોનાની પાંચ પુતળી બનાવ. તેમાં એક વાળનો પણ ફરક જોઈએ નહિ. છતાં તેમાં પરસ્પર ભેદ બતાવ. એમ જો તારી કળા અને બતાવશે તો હું તને મોટું ઇનામ આપીશ.' અકબર બાદશાહ વિદ્યાકળાનો શોખિન હતો, તેથી તેવા શીલ્પિ મનુષ્યોને ઉત્તેજન આપી પોતાના દરબારમાં રાખતો હતો. સોની બાદશાહની આજ્ઞા પ્રમાણે પાંચ પુતળીઓ તૈયાર કરી દરબારમાં લાવ્યો. જ્યાં બાદશાહે તેને સર્વ રીતે જોઈ તોલાવી જોઈ, તેના રૂપ, કાન, નાક, મોઢાની આકૃતિ, હાથ, પગ, પેટ, ઉંચી નીચી સર્વ પ્રકારે સરખી જોઈ જ્યારે ઇતર દરબારીઓ કે જેમાં બીરબલ જેવા કુશળ પુરૂષો હતા તેમને કહ્યુ કે 'આમાં ફરક શું છે તે બતાવો.' જયારે કોઈને તેમાં કાંઇ પણ ભેદ સમજાયો નહિ ત્યારે બાદશાહે સોનીને કહ્યુ કે 'શું ભેદ રાખ્યો છે તે બતાવ.' સોનીએ દરબારમા પાણી મંગાવ્યું અને એક પુતળીના મોઢામાં આપ્યું તો નાંખતાં તેજ કાનમાંથી પાછુ આવ્યું. બીજામાં નાંખ્યું તો બીજા કાનમાંથી નીકળી ગયું. ત્રીજામાં નાખ્યું તો મોઢામાં અંદર ગયું તે પાછુ નીકળ્યું. ચોથામાં નાંખ્યું તો થોડો સમય ઠરીને પાછુ નીકળ્યું. જ્યારે પાંચમા ગયું ત્યાં તેનો પત્તો નહિ છતાં તેને પણ તોલી તો ભાર વધ્યો નહિ. આ કળા જોઇ બાદશાહે તેને મોટું ઇનામ આપ્યું. આ બારામાં સિદ્ધાન્ત જોતાં એમ છે કે શ્રવણ કરવાવાળામાં ઉપરોક્ત ભેદ છે. કેટલાકને તો કાનમાં જતું નથી. કેટલા એક કાને સાંભળીને બીજા કાનમાંથી કાઢી નાંખે છે જ્યારે કેટલાકના મોઢામાંથી નીકળી જાય છે કેટલાકોને થોડો સમય જ્ઞાન અસર રહીને નીકળી જાય છે. જ્યારે વિરલ જ એવા હોયછે કે જેમને ઉપદેશ ગ્રહણ કરી વિજ્ઞાનરૂપ થાય છે જ્યાં એક મહાત્મા કહે છે કે, 'સૂર્ય ચંદ્ર ચાલતા નદીસે વધતી ન દીસે વેલ. શ્રવણ કરતાં સાધુ ન દીસે એ છે દુનિયાના ખેલ' અર્થાત્ સૂર્ય ચંદ્ર ની ગતિ ગણિત શાસ્ત્રથી જાણીએ છીએ, પરતુ ચાલતા તેઓ દેખાતા નથી તેમજ પુષ્પો ફળોની વેલ વધતિ હોય છે પરંતુ આંખો વડે તે દેખાતી નથી. તેમજ સાધુ પુરૂષો પણ શ્રવણ કરવાવાળામાં કોણ છે તે દેખાતા નથી. કારણ ભગવાને અંતર સર્વેનું ગુહ્ય રાખ્યું છે માટે ભગવાન્ અત્રે પ્રશ્ન પૂછે છે. હે અર્જુન! તેં એકાગ્રચિત્તથી સાભળ્યું તો છે ને જો તેમ સાંભળ્યું હશે તોજ તારૂં અજ્ઞાન નીકળી જશે આ શ્લોકના ઉપર શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કે જેઓ શ્રીકૃષ્ણ અને અર્જુન ઉભયના અંતઃકરણના રહસ્યને જાણતા હતા. તેઓ ઓવીઓ દ્વારા ભાવાર્થ સૂચના કરે છે जेसें आहि सांगितलें । तैसेंचि हृदयीं फावलें । तरी सांग पां वहिलें ॥ पुसेन

તે મીં ॥ तरी स्वाज्ञानजनीतें ॥ मागिले मोहें तूतें ॥ भुलविलें तो पर्थे। असे कीं नाहिं ॥ ભગવાન્ પૂછે છે કે, હે પાર્થ ! કહે જોઇએ મે તને જેમ જ્ઞાન મુદ્રાવડે જ્ઞાનરૂપ થઈને કહ્યું તેમજ તારા હૃદયમાં ઉતર્યું કે નહિ અથવા તારા પોતાના સ્વજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ હજી પણ તારા હૃદયમાં વશીને રહ્યો છે. हे बहु पुसो काई सांगें तूं आपल्या ठाईं। कर्माकर्म कांहीं देखतासी ॥ હું વિશેષ શું પૂછું તું બોલ તારામાં હજી કર્માકર્મરૂપી પાપો આરોપ કરે છે કે કેમ ? આમ પૂછયા પછી પ્રભુ સાવધ થઈને બોલ્યા पार्थु स्वानंदेकरसें। चीरेल पेसा भेद दशे ।आणीला येण मिर्षे प्रश्नाचेनि ॥ पूर्ण ब्रह्म जाला पार्थु ॥ तरी पुढील साधवया कार्यार्थु ॥ मर्यादा श्रीकृष्ण नाथु उल्लगो नेदी ॥ પાર્થ ! જો સ્વાનંદરસમાં ડુબીને અર્જુનપણામાંથી વિરાજશે અને પૂર્ણ બ્રહ્મ થઇ જશે તો તેના હાથે કાર્ય ઘણું કરાવવું છે તેમાં ભંગ પડશે માટે મર્યાદા ઉલ્લંઘન ન થવા દેતાં પાર્થને સંબોધન આપી ફરીને શ્રીકૃષ્ણનાથે તેને સાવધ કર્યો तैसा ब्रह्म मीं हें विसरें। तेथ जगची ब्रह्मत्वें भरे ॥ हें सांडी तरी वीरें। ब्रह्म पण ही ॥ पेसा मोडतुं मांडतुं ब्रह्मे ॥ नो दुःखें देहाचिये सीमें ॥ मीं अर्जुन येणे। नामे उभा ठेला તેથી હું બ્રહ્મ છું તે ભુલી જઈને પછી આખું વિશ્વ બ્રહ્મરૂપ છે તે પણ ભુલી જઈને બ્રહ્મપણું પોતાની પેઠે નીકળી ગયી છતાં પણ તેમાં ડુબકી મારેલો અર્જુન જેમ તેમ પણ સાવધ થઇ દેહની સીમા ઉપર આવી ઉભો રહ્યો. मंग कांपतां करतलीं।पडपूनि रोमांचळी पुलीक स्वेदजलीं जिरउनीयां ॥ प्राणक्षोभें डोलतया ॥ आंगा आंगची टेकया। सूनि स्तंभु चालया। भुलोनियां ॥ नेत्रयुगलचेनि वोते। आनंदामृताचेनि भरीतें ॥ बोसंडत तें मांगुतें। काढूनियां॥ विविधा औत्सुक्यांची दाटी। चीप दाटत होती कंठीं। ते करूनिया पैठी। हृदयामांजी ॥ वाचेंचें वितुळणें। सांवरूनि प्राणे ॥ अक्रमांचेश्वसणें। ठेवुनि ठायीं ॥ પછી કાંપતો હાથ પગને સ્થિર કરતો સ્વેદજને પુસતો રોમાંચને સ્થિર કરતો પ્રાણો કે જે ક્ષોભથી ડોલતા હતા તેને તેમજ— અંગોને અંગના ટેકાવડે આનંદ અમૃતમાં નેત્ર યુગલ સાધુ ભાવ થતો તે અને કંઠમાં જે બાષ્પ થયો હતો તેને સાવરીને શ્વાવસોશ્વાસની ગતિને ઠેકાણે લાવી અર્જુન બોલવા લાગ્યો. અત્રે બીજો અર્થ એમ પણ છે કે આપણે પહેલા અધ્યાયમાં જોઇ ગયા છીએ કે અર્જુન ઉપર પરમાત્માએ પરા એવી કૃપા રેડી તેથી તે મોહગ્રસ્ત થયો હતો. હવે તેનો સ્વતંત્ર અહંકાર કાઢી લઇને પ્રભુએ તેના ઉપર જે મોહનું આચ્છાદાન નાંખ્યું હતું તે ઉપરોક્ત ભાષણ વડે ખેંચી લીધું. જેથી અર્જુન પુનઃ નિરંહકાર વૃત્તિમાં જાગ્રત થઇ બોલવા લાગ્યો.

હે અચ્યુત ! મેં મારી સ્મૃતિ પુનઃ મેળવી છે અને મારો મોહપણ નષ્ટ થયો છે. જેથી ગત સંદેહ થઇ સ્થિત થયો છુ, તેથી હવે આપ જેમ કહેશો તેમ કરીશ.

અત્રે વિશેષ ધ્યાનમાં રાખવા યુક્ત શબ્દ સ્મૃતિ છે. કારણ આપણને સ્વરૂપની વિસ્મૃતિ એજ અધઃપતન છે. જ્યાં ઉપરોક્ત મોહનું રાજ્ય થાય છે. જો સ્મૃતિ આવી તો પછી યોગાદિક કોઇ પણ સાધનની જરૂર નથી. જેમકે, यदि हरिः तपसा ततः किम् જો હરિની પ્રાપ્તિ થઇ તો તપની જરૂર શી ? न यदि हरिस्तपसा ततः किम्

જો તપ કર્યાં છતાં પણ હરિ મળે નહિ તો તપનુ પ્રયોજન શું ? માટે ઉલટું જ્ઞાન સુલટું થવા રૂપીજ પરમાર્થ છે. જ્યાં શ્રી તુકારામ મહારાજ કહે છે. जरी हाची कृपा करील नारायण ॥ तरि हेंची ज्ञान ब्रह्म होये ॥ कोटोनियां कांहीं न लगे आणावें ॥ न लगे कोठे जावें तरावया ॥ जरी देव कांहीं धरील पैं चित्तीं तरी हेंची होती दिव्य चक्षु ॥ तुका ह्मणे देव दावील आपणा ॥ तरी जीवपणा ठाव नाहिं જ્યારે પરમાત્મા કૃપા કરે ત્યારે આજ જ્ઞાન બ્રહ્મ થાય પછી ક્યાંથી પ્રભુને લાવવો ન પડે, તેમજ ક્યા પણ સંસાર સમુદ્ર તરવા જવું પણ ન પડે, જો દેવ આપણને ચિત્તમા ધારણ કરે તો આજ દિવ્ય ચક્ષુ થાય. જો દેવ આપણને પોતાપણુ બતાવે તો જીવપણાનું અસ્તિત્વ નથી પરંતુ પૂર્વે શું કરવું ત્યાં કહે છે -दिला जीवभाव ॥ तेव्हां सांडी लया म्यां ठाव ॥ आतां वर्ते तुझी सत्ता येथें सकळ अनंता ॥ माझीया मरणें तुहि वैसचीलें ठाणें ॥ तुका ह्मणे कांहीं ॥ मीं हें माझें नाहीं જ્યારે જીવ ભાવ આપ્યો ત્યારે મારામાં પરમાત્માની સત્તા વર્તાવા લાગી અને મારા પણુ મને ભેટ્યું. અર્થાત્ અહંતાનું મરણ જ્યાં થયું ત્યાં પરમાત્માનો ભેટો થયો. પછી હું નહિ ત્યાં મારા પણું પણ નીકળી ગયું. તેમજ અર્જુન પણ કહે છે કેઃ- अकर्ताहमभोक्ताहमसंग परमेश्वर ॥ सदा मत्सन्निधानेन चेष्टते सर्वमिन्द्रि-यम् અકર્તા અભોક્તા અસંગ પરમેશ્વર મહા મારા સાન્નિધ્યમાં ચેષ્ટા કરે છે જેનાથી જ ઇન્દ્રિયોની ક્રિયા થાય છે. આમ અર્જુનના બોધ ઉપર એક મહાત્માની સુંદર સવાઈ છે. अर्जुन विनवितो हरि अच्युत वोलतसे रवि कोटि प्रकाशें॥ मोह समूळ नसे स्मृति सावध संशय ही हरला अनायासें ॥ कर्म अकर्मविवर्जित होउनि आत्मपणें तुज भीसळलासे ॥ तूं वचनें करवीशिल तें करितीं कळ वाहुलिया मुळ जैसें હે અચ્યુત ! હે હરે તેં કોટી સૂર્યના પ્રકાશ રૂપી જ્ઞાન મારામાં રેડયું જેથી મારો સશય દૂર થઈને મોહ નાશ પામ્યો અને સાવધ થઈને અહમ્ બ્રહ્માસ્મિનું સ્ફૂર્ણુ થવા રૂપી સ્મૃતિ પ્રાપ્ત થવાથી કર્માકર્મ તું કે જે મારો આત્મા છે તેમા સમર્પણ થઈ ગયો અને હવે તમારા વચનો પ્રમાણે વર્તીશ. અત્રે શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. गुंतलों होतों अर्जुनगुणें । तो मुक्त जालों तुझेपणें । आतां पुसणें सांगणें । दोन्ही नाहीं ॥ मी तुझेनि प्रसादें । लाधलेनि आत्मवोधें । मोहाचे तया कांदे । नेदींच उरों ॥ आतां करणें कां न करणें । हें जेणें उठी दुजेपणें । तें तुवाचूनि नेणें । सर्वत्र मा ॥ जयाचेनि सबंधें बधु फिटे । जयाचिया आशा आस तुटे । जें भेटलया सर्व भेटे । आपणपांचि ॥ तें तूं गुरुलिंग जी माझें । जें येकलेंपणींचें विरजें । जयालागीं वोलांडिजे । अद्वैतवोधु ॥ गंगा सिंधुसेवूं गेली । पावतांचि समुद्र जाली । तेंवि भक्तां सेल दिधली । निजपदाची ॥ तो तूं माझा जी निरुपचार। श्रीकृष्णा सेव्य सद्गुरु । मा ब्रह्मतेचा उपकारु । हाचि मानीं ॥ जें मज तुलां आड । होतें भेदाचें कवाड । तें फेडोनि केलें गोड । सेवासुख ॥ तरी आतां तुझी आज्ञा । सकळ देवाधिदेवराज्ञा । करीन देईं अनुज्ञा । भलतियेविषयीं ॥ यया अर्जुनाचिया बोला । देवो नाचे सुखें भुलला । ह्मणे विश्वफळा जाला । फळ हा मज ॥ अर्जुन

પણ ગુણોથી ગુંથેલો હતો તે હે શ્રીકૃષ્ણ કૃષ્ણ પણે થઇને મુક્ત થયો, જેથી પૂછવું અને કહેવું રહ્યું નથી. તારા પ્રસાદથી આત્મબોધ મેળવ્યો જેથી મોહ સમૂળો નીકળી ગયો. જેનો સંબંધ થવાથી બીજાઓનો સંબંધ છુટી જાય તે તું શ્રીકૃષ્ણનાથ મને સદ્ગુરૂ થઇને મળવાથી મારામાં હવે તું જ વિરાજે છે. અને સર્વ આશાઓ નીકળી ગઇ છે. એમ અદ્વૈત બોધ પણ તારા સુખ માટે ઉલ્લંઘી ગયો છું અને જેમ ગંગા સમુદ્રમાં જવાથી સમુદ્ર થઈ, તેમ હું તારા રૂપ થયો માટે હવે તેં મને નિજપદે બેસાડયો છે તેથી હું તારી નિષ્કામ સેવા કરીશ. તારો મારા ઉપર અનહદ ઉપકાર આ બોધ આપવારૂપી થયો છે. મારામાં અને આપમાં જે ભેદનો પડદો હતો તે નીકળી જઈ હવે આપની આજ્ઞા પાળવારૂપી મીઠી સેવા કરીશ. હે દેવાધિદેવરાય! આપનાં વચનો હું પાળીશ અને બીજો વિષય અંતઃકરણમાં અડકવા નહિ દઉં શ્રી જ્ઞાનેશ્વર મહાજ કહે છે આમ અર્જુનનું વચન સાંભળીને દેવ સુખથી ડોલવા લાગ્યા અને તેમને લાગ્યું કે વિશ્વરૂપી મારા વૃક્ષમાં સુંદર ફળ મને પ્રાપ્ત થયું.

संजय उवाच—

> इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
> संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥
> व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
> योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

અન્વય—

इति अहम् वासुदेवस्य એ પ્રકારે હું વાસુદેવ વડે च महात्मनः पार्थस्य વાસુદેવની તેમ જ પાર્થના! અર્જુનના इमम् अद्भुतम् આ અર્જુન इति रोमहर्षणम् संवादम् રોમ હર્ષ સંવાદને अश्रौषम् સાંભળતો હતો.

અન્વય—

अहम् एतत् परं गुह्यम् योगम् હું છે તે આ પરમ ગુહ્ય એવા યોગને વ્યાસપ્રસાદાત્ વ્યાસના પ્રસાદથી कथयतः योगेश्वरात्कृष्णात् બોલતા એવા યોગેશ્વર શ્રીકૃષ્ણ વડે स्वयंम् साक्षात् श्रुतवान् પોતાના કાનોથી સાંભળતો હતો.

સજય રાજા ધૃતરાષ્ટ્ર પ્રત્યે ઉપરોક્ત કથન કરે છે જેમાં પોતાનો અનુભવ કહે છે કે મહાત્મા પાર્થ પ્રત્યે શ્રીકૃષ્ણ ભગવાને જે અદ્ભુત રોમ હર્ષણ યુક્ત સંવાદ કર્યો તે વ્યાસ ભગવાનના પ્રસાદથી સ્વયં યોગેશ્વર શ્રીકૃષ્ણના મુખમાંથી પરમ ગુહ્ય તત્ત્વ યોગ મેં સાક્ષાત્ દિવ્ય કાનોવડે સાંભળ્યો હતો.

અત્રે સંજય રાજા ધૃતરાષ્ટ્ર પ્રત્યે સૂચના કરે છે કે, તમને વેદવ્યાસ દિવ્ય ચક્ષુ આપવા આવ્યા હતા તે નહિ લીધા જેથી મારૂં ભાગ્ય ખુલ્યું અને તેમણે કૃપા કરીને મને દિવ્ય ચક્ષુ આપ્યાં તેથી સાક્ષાત્ શ્રીકૃષ્ણ કે જેને હું અત્યાર સુધી વૃષ્ણીકુલોત્પન્ન વસુદેવના દીકરા જાણતો હતો, જ્યારે મેં તેમના મુખથી

મહાત્મા એવા પાર્થને ઉપદેશ કરતાં સાંભળ્યા ત્યારે सर्वभूतस्थितः वासुदेव રૂપ દર્શન થયાં. જેથી મારા અંગમાં પણ રજઃ તમઃ નીકળી જઈને સાત્વિક અષ્ટ ભાવ ઉત્પન્ન થયો. જેમકે स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः। वैवर्ण्यमश्रुप्रलय इत्यष्टौ सात्विका गुणाः ॥ અર્થાત્ જ્યારે ચિત્ત છે તે भक्तिश्च द्रवतां विनां कथं स्यात् જ્યારે ભક્તિથી દ્રવે ત્યારે જ ચિત્તમાં द्रविता चित्तस्य રસ ઉત્પન્ન થાય ત્યારેજ સ્તંભ,[1] સ્વેદર[2] રોમહર્ષ[3] સ્વરભંગ[4] વેપથુ[5] વૈવર્ણ્ય[6] અશ્રુ[7] પ્રલય[8]. એમ અષ્ટ સાત્વિક ભાવો આવે. પરમાત્માના અદ્દભુત દર્શનવડે સ્તંભ થાય, તદાકાર થવાથી શરીરમાં શ્રમ ઉત્પન્ન થઇ પસીનો છૂટે અને પોતાને કૃત કૃત્ય માની નિષ્પાપ થાય ત્યારે રોમાંચ ખડાં થાય, સ્તુતિ કરતાં કંઠનો રોધ થાય, પ્રભુદર્શન અદ્દભુત આનંદ લાગતાં કંપ થાય, વિષયો કારવા નીકળી જાય ત્યારે વૈવર્ણ્ય ચિત્ત થાય અને પ્રભુ પ્રેમ ઉત્પન્ન થતાં અશ્રુ શ્રાવ થાય. અને પોતાના જીવભાવનો પ્રભુચરણમાં પ્રલય થાય. એ સર્વ મધુસૂદન સરસ્વતિ લખે છે કે, कथं विना रोमहर्षो द्रवता चेतसा विना। विनाऽऽनन्दाश्रुकलया शुध्येद्भक्त्या विनाऽऽशयः ॥ દ્રવતા ચેતસા વિના રોમહર્ષ કયાંથી થાય અને આનંદાશ્રુના અંશવાળી ભક્તિ વિના અંતઃકરણ શુદ્ધ કયાંથી થાય. એમ સંજય કહે છે કે, મારામાં ભગવાનના મોઢામાંથી જ્ઞાનરૂપી આખ્યાન સાંભળીને ઉપરોક્ત સાત્વિક અષ્ટભાવ ઉત્પન્ન થયા. આશ્લોકની ટીકામાં વામન પંડિત લખે છે કે, तो पार्थ आपुलया हातें ॥ साडे तीन हात हंतकेंची त्यातें। तूं जाणसी राया परंतु मातें। दीसतो आतां तो ही वासुदेव। या भावें करूनी। ह्मणे महात्मा ह्मणोनि। आत्मशब्दें बुद्धि सूचवनी। अनुभवें वासु- देव तोही ह्मणतसे ॥ પાર્થે પોતાને મોઢે જ કહ્યું છે કે હું સાડાત્રણ હાથનો હતો તે શ્રીકૃષ્ણ વારા રૂપ થયો છું. માટે હે રાજા! તું તેને અર્જુન સમજતો હોતો ભૂલ છે. મને હવે તે મહાત્માજ દેખાય છે. જે સ્વસ્વરૂપે વાસુદેવ રૂપ થયો માટે તેની વ્યાપ્તિ પણ મોટી થઇ. જેનાં માટે શ્રીકૃષ્ણ ભગવાન્ સગુણ નિર્ગુણ ઉભય સ્વરૂપ ધરી તેને ભેટયા. જેના અદ્દભુત દર્શન મને પણ થયાં. कीं संवाद महाअद्भुत। कीं सगुण रूपीं अद्वैत। मिथ्याभासरूपें हें द्वैत। उुरें जेथें॥ कीं सर्व ही ह्मणतां निर्गुण। निर्गुण नव्हे साकारपण। तेव्हां तद्विलक्षण। मृषा हें ही॥ सगुण अद्वैत अद्भुत। तें वाटें शिष्य अर्जुन गुरु भगवन्त। संवाद त्याचा अद्भुत। जो अनुभव झांकला होता आज पर्यन्त। वेशीया प्रसंगें प्रगटला॥ અદ્દભુત સંવાદ એટલે તે કે શ્રીકૃષ્ણ અર્જુન ઉભયથી સગુણ રૂપે એક છતાં ઉભયમાં મિથ્યા આભાસ રૂપે દ્વૈત દેખાય છે. પરમાત્મા શ્રીકૃષ્ણ સર્વરૂપે નિર્ગુણ છતાં સાકાર પણે નિર્ગુણ નહિ તેથી નિર્ગુણ સગુણથી વિલક્ષણ સ્વરૂપ માટે તે અદ્વૈત અદ્દભુત દેખાવા લાગ્યું તેમાં વળી શિષ્ય અર્જુન અને ગુરૂ શ્રીકૃષ્ણ એમનો સંવાદ સાંભળતાં મારા ઠેકાણે જે અનુભવ સ્વરૂપ જ્ઞાનનો ઢાંકેલો હતો તે પ્રગટ થયો જેથી મને રોમહર્ષ પ્રાપ્ત થયો. એમ પ્રથમના શ્લોકમાં કહીને હવે બીજા શ્લોકમાં જણાવે છે કે,

શ્રીગુરૂ વ્યાસના પ્રસાદથી અદ્દભુતમ્ પરમ્ ગુહ્યતમ્ જ્ઞાનયોગેશ્વર શ્રીકૃષ્ણનાં મુખથી સાક્ષાત્ સાંભળ્યું.

જ્યાં કથાનક પૂર્વે ગીતા આરંભમાં આવી ગઈ છે કે, શ્રીકૃષ્ણ ભગવાને હસ્તિના પૂર જઇ દુર્યોધનની સભામાં વિષ્ટિ કરી ત્યારે દુર્યોધન પાસેથી પાંડવોને માટે પાંચ ગામો આજીવિકા માટે માંગ્યાં. જેના પ્રત્યુત્તરમાં દુર્યોધન બોલ્યો હતો કે પાંચ સૂઈના અગ્રભાગ જેટલી જમીન પણ હું આપીશ નહિ. ત્યાર પછી યુદ્ધ કરવાનું નક્કી કરી પાંડવ કૌરવ સેના ધર્મ ક્ષેત્રમાં આવી જ્યાં ધર્મથી પરસ્પર યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી પડાવ નાંખ્યો. તે વખતે ભગવાન્ વેદવ્યાસ પુત્રસ્નેહથી દોરાઈને હસ્તીના પુર ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા અને તેને કહ્યું કે હજી પણ તું દુર્યોધનનો ત્યાગ કર, તો આ ભયંકર લડાઇ ઉત્પન્ન થાય નહિ. ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યા કે–જેમ તમે મારા સ્નેહથી ખેંચાઇ મને ઉપદેશ કરવા આવ્યા છો, તેમ હું પણ પુત્ર સ્નેહથી ખેંચાઇ તેનો ત્યાગ કરી શકતો નથી. ત્યારે વેદવ્યાસે કહ્યું કે તને જો મહાભારતની લડાઇ જોવી હોય તો દીવ્ય ચક્ષુ તથા શ્રોત્ર આપું કે જેથી તું અત્રે બેઠો બેઠો જોઇ શકે. જ્યારે ધૃતરાષ્ટ્રે જાણ્યું કે છેવટમાં તો મારાજ પુત્રોનો પરાભવ છે માટે તે દિવ્ય ચક્ષુઓ વડે જોવાનું શું પ્રયોજન. તેથી ના પાડી ત્યારે વેદવ્યાસે કહ્યું કે સંજય પવિત્ર છે તેને હું દિવ્ય ચક્ષુ અને શ્રોત્ર આપું છું તે જોશે. જેમાં શ્રીકૃષ્ણ અર્જુનનો પરમ અદ્દભુત સંવાદ પણ સાંભળશે. અને તેનાથી તેને સાક્ષાત્કાર પણ થશે અને તને સર્વ વ્રતાન્ત તે કહેશે.

તે વાતનું સ્મરણ કરતો સંજય કહે છે કે, तेव्हां वैसतेनि आनंदें । ह्मणें जो जें उपनिषदें । नेणती तें व्यास प्रसादें । पेकिले मियां ॥ पैकताचि ते गोठी । ब्रह्मत्वाचि पडीली मीठी । मीं तूं पणेची दोठी । विरोनि गेली ॥ આનંદમાં બેઠક થવાથી સંજય કહેવા લાગ્યે કે, મને જે, જે, ઉપનિષદોનો સાર ખબર ન હતો તે વ્યાસની કૃપાથી શ્રીકૃષ્ણ કે જે યોગીઓનાં ઇશ્વર છે જેમનાં મોઢામાંથી સાર સાંભળીને મને બ્રહ્મ સ્વરૂપનો ભીડી પડી અને અહમ્ મમની ભ્રાન્તિ નીકળી ગઈ. યોગેશ્વર શ્રીકૃષ્ણ કેવા તેના બારામાં શ્રીશંકરાચાર્ય કહે છે असुनायम्यादौ यमनियममुख्यैः सुकरणैर्निरुध्येदं चित्तं हृदि विलयमानीय संकलम् ॥ यमोऽयं पश्यन्ति प्रवरमतयो मायिनमसौ शरण्यो लोकेशो मम भवतु कृष्णोऽक्षिविषयः ॥ પ્રાણાયામ કાળમાં સુખથી યમ અને નિયમ સાધના યુક્ત યોગીઓ ચિત્તનો નિરોધ કરી હૃદયમાંથી સર્વ પ્રપંચનો પરિત્યાગ કરી માયા પ્રપંચને વિસારી આનંદ યુક્ત થઇને જે માયાના પતિનો સાક્ષાત્કાર કરે છે તે શ્રીકૃષ્ણ ભગવાન્ મારા અક્ષિનો વિષય થાઓ હું તેમને શરણ છું.

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥
तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान्राजन्हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥

અન્વય—हे राजन હે રાજા ! केशवार्जुनयोः કેશવ અને અર્જુનનો इमम् अद्भुतम् पुण्यम् संवादम् આ અદ્ભુત પુણ્ય સંવાદને संस्मृत्य संस्मृत्य સંભારી સંભારીને च मुहुः मुहुः ફરી ફરીને हृष्यामि આનંદિત થાઉં છું.

અન્વય—च તથા हे राजन तत् हरेः अत्यद्भुतम् रूपम् હરિના અતિ અદ્ભુત રૂપને જોઈને संस्मृत्य संस्मृत्य સંભારી સંભારીને मे महान् विस्मयो મને ઘણો વિસ્મય થયો છે. च તથા पुनः पुनः ફરી ફરીને हृष्यामि હર્ષ પામું છું.

સંજયને આનંદના આવેશમાં શું બોલું છું તેનું વિસ્મરણ થવાથી ફરી ફરીને તેના તેજ વાક્યો બોલે છે. જેમકે હે ધૃતરાષ્ટ્ર રાજા તારો ભત્રીજો અર્જુન અને કેશવ શ્રીકૃષ્ણ ભગવાનના અદ્ભુત પુણ્ય સંવાદ વડે મને રોમહર્ષ ઉત્પન્ન થઈને હું ક્ષણે ક્ષણે આનંદને પામું છું

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર રાજા ! તે પરમાત્મા શ્રીકૃષ્ણના અતિ અદ્ભુત વિશ્વરૂપ દર્શનને સંભારી સંભારી મને મહા વિસ્મય થયો છે તથા ફરી ફરીને હર્ષને પામું છું.

આ બે શ્લોકોમાં સંજય પોતાના હૃદયમાં ઉત્પન્ન થતા બે ભાવો આનંદ રસ અને અદ્ભુત રસનું વર્ણન વાણી વડે કરે છે. અને તેમ કરતાં કરતાં તેનાં હૃદયમાં તે રસો ઝરણાની પેઠે વિશેષ અને વિશેષ ઉદ્ભવે છે. જ્યાં તેને એકતો વાણીનો વિલાસ શ્રીકૃષ્ણ અર્જુનના સંવાદનું સુખ વારંવાર સ્મરણ થાય છે. તેથી તે નિષ્પાપ થઈ મનુષ્યત્વ ઓળંગી જઈ દેવત્વ ઓળંગી જઈ બ્રહ્મમાં ડુબકી મારી પ્રભુ પ્રેમમાં નિમજ્જન કરતો છતો તેના મોઢામાંથી તે આનંદના ઉદ્ગારો બહાર પડે છે. જેમ પંચદશીકાર વિદ્યારણ્ય સ્વામીને જ્યારે બ્રહ્માનંદનો સાક્ષાત્કાર થયો ત્યારે તેઓ પણ આનંદના સાગરમાં ડુબકી મારી બોલવા લાગ્યા હતા જેમકે कृतं कृततया प्राप्तं तृप्त· प्राप्यया पुन. । तृप्यन्नेवं स मनसा मन्यतेऽसौ निरंतरम् ॥ धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मनमञ्जसा वेद्मि ॥ धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति;मे स्पष्टम् ॥ धन्योऽहं धन्योऽहं दुःखं.सांसारिकं न वीक्षेऽहं ॥ धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ धन्योऽहं धन्योऽहं कर्तव्य मे न विद्यते किंचित् ॥ धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ॥ धन्योऽहं धन्योऽहं धन्यो धन्य· पुनर्धन्यः ॥ अहो पुण्यमहो पुण्य फलितं फलितं दृढम् ॥ अस्य पुण्यस्य संपत्तेरहो वयमहोवयम् હું કરવાનું કરી ચૂકયો અને પામવાનું પામી ચૂકયો એવી રીતે તૃપ્ત થવાથી તે જ્ઞાની પોતાના મનમાં નિરંતર એમ માને છે કે, હું ધન્ય છું હું ધન્ય છું. હું મારા આત્માને નિત્ય સાક્ષાત જાણું છું. હું ધન્ય છુ. હું ધન્ય છું. હું મારા આત્માને નિત્ય સાક્ષાત્ જાણું છું. હું ધન્ય છું મને બ્રહ્માનંદ સ્પષ્ટ સ્ફૂરે છે. હું ધન્ય છું હું ધન્ય છું. કારણકે હું આજે સાંસારિક દુઃખ નજરે જોતો નથી. હું ધન્ય છું હું ધન્ય છું. કારણ મારૂં અજ્ઞાન કયાંએ પલાયન કરી ગયું છે. હું ધન્ય છું હું ધન્ય છું. કારણ મને કાંઈ પણ કર્તવ્ય રહ્યું નથી. હું ધન્ય છું હું ધન્ય છું. કારણ મને મળવા યોગ સર્વ મળી ચૂકયું છે. હું ધન્ય છું હું ધન્ય છું. આ લોકમાં મારી તૃપ્તિની શાની ઉપમા થાય. હું ધન્ય છું

હું ધન્ય છું અને વારંવાર ધન્ય છું. અહો પુણ્ય અહો પુણ્ય જે મને ફળ્યું અને દૃઢ રીતે ફળ્યું: પુણ્યની સંપત્તિથી (અમે ભાગ્યશાળી છીએ) તેમજ શાસ્ત્ર ગુરૂ જ્ઞાનથી થયેલું સુખ વર્ણન કરતા કહે છે.

> अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः।
> अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥

અહો શાસ્ત્ર ! અહો શાસ્ત્ર ! અહો ગુરૂ ! અહો ગુરૂ ! અહો જ્ઞાન ! અહો જ્ઞાન ! અહો સુખ ! અહો સુખ !

એમ દિવ્ય સુખ હૃદયમાં વિલસવામાંડે ત્યારે સિદ્ધ પુરૂષોનાં મોઢામાંથી ઉદ્‌ગારો નીકળે છે. તેમજ સંજયને પણ ભગવાને પરમ સુખ એક તો વિશ્વરૂપદર્શન અર્જુનને કરાવતાં તેને શ્રીવેદવ્યાસની કૃપાથી થયાં હતા. તે દર્શનને માટે ભક્તો સર્વ ઝંખતા હોય છે. જ્યાં શ્રી શંકરાચાર્ય પણ કહે છે કે, शरण्यो लोकेशो मम भवतु कृष्णोऽक्षिविषयः લોકના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ મારી અક્ષિના વિષય થાઓ એમ ઈચ્છા દર્શાવે છે. તે જેને પ્રત્યક્ષ થયું છે એવો ભાગ્યશાળી સંજય આમ આનંદના આવેશમાં આવીને બોલે તેમાં શી નવાઇ ? જ્યાં પરમાત્માએ પોતે જ અઢારમા અધ્યાયમાં તે રૂપની દુર્લભતાના વર્ણનમાં બોલ્યા હતા. नाऽहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्यं एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ હે અર્જુન તેં જે આ વિશ્વરૂપનાં દર્શન કર્યા તે પ્રમાણે વેદાધ્યયનથી, તપથી, દાનથી, યજ્ઞથી આ પ્રકારના દર્શન કરવા કોઈ પણ સમર્થ થતો નથી. માત્ર તેં મને ભક્તિથી વશ કરી દર્શન કર્યાં છે. એમ અર્જુન માટે ધરેલાં વિશ્વરૂપનું દર્શન સંજયને સહજ પ્રાપ્ત થયું. જે સંજય એટલે માત્ર ધૃતરાષ્ટ્ર રાજાનો ઘોડેવાલો, જેનાં મુખમાંથી ભગવદ્ગીતા તે દર્શનના જ પ્રસાદથી બહાર પડી. શ્રીમદ્‌ભાગવતમાં જેમ સૂત પુરાણી કે જે શૂદ્ર હતા છતાં ગુરૂપ્રસાદથી શૌનકાદિક ઋષિઓને ભાગવતરસનું કથન કરતા હતા તેમજ વેદવ્યાસના પ્રસાદથી આ ભાગ્યશાળી સંજય ગીતાના અંતભાગમાં પ્રભુના દર્શન અને તેમની વાણીને વારંવાર સ્મર્ણ કરી પુન. પુન. પુલકિત થતો હતો. જ્યાં ભાવમાં એમ પણ સૂચના ધૃતરાષ્ટ્ર પ્રતે કરતો હતો કે તેં મને અજ્ઞાનવડે એમ પ્રશ્ન પૂછયો હતો કે मामकाः અને पांडवा· किं अकुर्वत અરે જ્ઞાની પાંડુ રાજા મરી ગયા ત્યારે વને પોતાના પાંચ પુત્રો સોંપી ગયા હતા. ત્યાં તારી દેહમમતામાં તેં ભેદ પાડી ૧૦૧-મારા અને પાંચ પાંડવના એ અજ્ઞાનવા માટે તને પૂર્વે જ કહ્યું હતું કે, यतो धर्मस्ततो जयः તારા હૃદયના અધર્મવડેજ તારૂં કુળ નાશ પામશે. મેં અદ્ભુત સ્વરૂપ કાળમૂર્તિ શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં. એમ સંજય કૃષ્ણરૂપ સભારી સંભારીને તેને તાજું કરે છે. તેમજ અર્જુન પણ મહાભારત યુદ્ધ સમાપ્ત થયા પછી ધર્મરાજા ગાદીએ બેઠા અને થોડાંક વર્ષો ગયા પછી શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વધામ પધાર્યા ત્યારે પ્રભાસ પાટણમાંથી પાછો સંકુચિત ગાત્રવાળો થઈ હસ્તિનાપુરમાં રાજા ધર્મ પાસે મ્લાન મુખ કરી આંખોમાંથી અશ્રુસ્રાવ કરતો કરતો તેમનાં રૂપ ગુણને સંભારી સંભારી બોલવા લાગ્યો હતા यद्बान्धवः कुरुबलाब्धिमनन्तपारमेको रथेन ततरेऽहमतीर्यसत्त्वम् ॥ प्रत्याहृतं बहु

धनं च मया परेषां तेजास्पदं मणिमयं च हृतं शिरोभ्यः ॥ यो भीष्मकर्णगुरुशल्यचमूष्वदभ्रराजन्यवर्यरथमंडलमंडितासु ॥ अग्रेचरो मम विभो रथयूथपानामायुर्मनांसि च दृशा सह ओज आर्च्छत् । यद्दोष्षु मा प्रणिहितं गुरुभीष्मकर्णद्रौणित्रिगर्तशलसैन्धवबाह्लिकाद्यैः ॥ अस्त्राण्यमोघमहिमानि निरूपितानि नोपस्पृशुर्नृहरिदासमिवासुराणि । सौत्ये वृतः कुमतिनाऽऽत्मद ईश्वरो मे यत्पादपद्ममभवाय भजन्ति भव्याः । मां श्रान्तवाहमरयो रथिनो भुविष्ठं न प्राहरन्यदनुभावनिरस्तचित्ताः । नर्माण्युदाररुचिरस्मितशोभितानि हे पार्थ हेऽर्जुन सखे कुरुनंदनेति । संजल्पितानि नरदेव हृदिस्पृशानि स्मर्तुर्लुठन्ति हृदयं मम माधवस्य ॥ शय्यासनाटनविकत्थनभोजनादिष्वैक्याद्वयस्य ऋतवानिति विप्रलब्धः । सख्युः सखेव पितृवत्तनयस्य सर्वं सेहे महान्महितया कुमतेरघं मे । सोऽहं नृपेन्द्र रहितः पुरुषोत्तमेन सख्या प्रियेण सुहृदा हृदयेन शून्यः । अध्वन्युरुक्रमपरिग्रहमङ्ग रक्षन्गोपैरसद्भिरबलेव विनिर्जितोऽस्मि । तद्वैधनुस्त इषवः स रथो हयास्ते सोऽहं रथी नृपतयो यत आनमन्ति ॥ सर्वं क्षणेन तदभूदसदीशरिक्तं भस्मन्हुतं कुहकराद्धमिवोप्तमुर्व्याम् ॥ અર્થ—ભીષ્મ પિતામહાદિ ભયંકર મગર મત્સ્યને લીધે ન તરી શકાય તેવા કુરૂસેનારૂપી સમુદ્રને જેની સહાયતાથી રથવડે એકલોજ પાર ઉતરી ગયો. હું ધન જે શત્રુઓ લઈ જતા હતા તેને પાછું લઈ આવ્યો તથા તેમના માથા ઉપરનાં મણિમય મુકુટરૂપ ધન ધાતુ હરિ લાવ્યો. તે એ શ્રીકૃષ્ણ ભગવાનની સહાયતાથી ઉત્તમ રાજાઓના રથવડે શોભતા ભીષ્મ કર્ણ દ્રોણાચાર્ય અને શલ્યની સેનાને વિષે મારાં સારથિરૂપ બની આગળ ચાલનારા થઇને જે ભગવાને પોતાની દૃષ્ટિવડે શત્રુઓના આયુષ્ય, મન, બળ અને શસ્ત્રાદિકનું કુશળપણું હે યુધિષ્ઠિર રાજા હરિ લીધું હતું. જેણે મને પોતાની ભુજામાં રાખ્યો હતો તેથી મને ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા, સુશર્મા, શલ, જયદ્રથને બાલ્હિક આદિએ નાંખેલાં નિરર્થક ન જાય તેવાં અસ્ત્રો જેમ પ્રહ્લાદનો પરાભવ અસુરનાં અસ્ત્રો કરી શકયાં ન હોતાં. એ ભગવાને મને છેતર્યો છે. જે ભગવાનનાં ચરણકમળને સૃષ્ટિમાંના પુરૂષો મોક્ષ માટે સેવે છે તે મોક્ષદાયી ભગવાનની પાસે મેં દુષ્ટ બુદ્ધિથી સારથિ પણું માંગી લીધું અને જ્યારે મારા અશ્વો થાકી ગયા અને હું રથમાંથી નીચે ઉતર્યો ત્યારે શત્રુઓ રથમાં બેઠેલા છતાં જે ભગવાનના પ્રભાવથી તેઓ મૂઢ બુદ્ધિના થઇને મને કંઈ પણ કરી શકયા નહિ. વળી ગંભીર સુંદર હાસ્યપૂર્વક ભગવાનનાં શોભિત એવાં સંબોધનો હે ! પાર્થ હે અર્જુન ! હે સખે ! હે કુરૂનંદન એ રીતનાં વચનો મને જ્યારે યાદ આવે છે ત્યારે તે મારાં મનને વ્યાપ્ત કરે છે. શયન આસન, હરવું ફરવું, વાતો કરવી તથા ભોજનાદિકમાં બન્નેની એકત્ર પ્રવૃત્તિ હતી તો કોઈવાર તેમ ન બનતું તો હે વયસ્ય ! તમારામાં સમતા બહુ છે એમ કહી હું હસતો ત્યારે જેમ મિત્ર મિત્રનું અને પિતા પુત્રનું સહન કરે તેમ દુષ્ટ બુદ્ધિથી મારા કરેલા અપરાધોને પોતાની મોટાઇથી સહન કરતા હતા. હે નૃપેન્દ્ર પુરૂપોત્તમરૂપ પ્રિય મિત્ર અને સખા વિનાનો હું હૃદયશૂન્ય બની ગયો છું. તેથી હું શ્રીકૃષ્ણની પત્નીઓની રક્ષા કરતો આવતો હતો તેવામાં દુષ્ટ ગોવાળીયાએ માર્ગમાં બલવગરની સ્ત્રીની પેઠે મારો

પરાજય કર્યો છે. હે રાજા! તેજ ધનુષ, તેજ બાણુ, તેજ રથ તથા ઘોડા પણ તેજ છે. તથા હું રથી પણ એનો એજ છું. કે જેને રાજાઓ નમે છે. તો પણ જેમ રાખમાં હોમેલું દ્રવ્ય, જાદુગર પાસેથી મળેલી વસ્તુ અને ખારી જમીનમાં વાવેલાં બીજ ફોકટ જાય છે એમ શ્રીકૃષ્ણુ વિના મારા શૌર્યાદિ સર્વ સ્વકાર્ય કરવામાં અસમર્થ છે. એમ અર્જુન શ્રીકૃષ્ણુ ભગવાન્ ગુણોને જેમ શોકથી વારંવાર સંભારતો હતો તેમજ સંજય અત્રે આનંદથી સંભારે છે અને છેવટમાં શ્રીકૃષ્ણુ અર્જુન જ્યાં છે ત્યાંજ જય છે એમ બોલતાં છેવટનો શ્લોક કહે છે. ऐसा श्रीकृष्णार्जुन । संवाद् संगमीं स्नान । करूनि देतसे तिलदान । अहंतेचा જ્ઞાનેશ્વર મહારાજ કહે છે સંજય શ્રીકૃષ્ણાર્જુનના સંવાદ રૂપી જલમાં સ્નાન કરીને અહં રૂપનું તિલાંજલ કરે છે.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

અન્વય—यत्र योगेश्वरः कृष्णः જ્યાં યોગેશ્વર કૃષ્ણ હોય यत्र धनुर्धरः पार्थः જ્યાં ધનુર્ધારી પૃથાનો પુત્ર હોય. तत्र ત્યાં श्रीः સંપત્તિ विजयः વિજય भूतिः ઐશ્વર્ય ध्रुवा નિશ્ચળ नीतिः નીતિ હોય मम मतिः એમ મારો નિશ્ચય છે.

સંજય અત્યંત આનંદના આવેશમાં આવી ઉપરોક્ત ભાષણ કરવા લાગ્યો. પછી રાજાના ચહેરા પર જોતાં તેને જ્યાં કાંઈ પણ દૈવ ઉચ્ચ ભાવ દેખાયો નહિ. જ્યાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, ऐसें संजय बोलिला । परि न द्रवे येरू उगाला । चंद्रकिरणीं न द्रवे पापाण जैसा ॥ हे देखोनि तयाची दशा । मग करीचिना सरिसा ॥ परि सुखें जालावै पिसा । बोलतसे ॥ सुलविला हर्पवेगें । म्हणोनि धृतराष्ट्र सांगे ॥ पन्हर्वी नव्हे तया जोगें । हें कीर जाणे ॥ સંજયનું આવું ગીતારૂપી અમૃત ભાષણ સાંભળીને પણ ચંદ્ર કિરણો જેમ પથ્થર ઉપર પડે છતાં જેમ પથ્થર પાજરતો નથી તેમ પાષાણુહૃદયી ધૃતરાષ્ટ્ર રાજા સહજ પણ પાજર્યો નહિ. આવું જોઈને સંજયને તેનાથી ભાષણ કરવું યોગ્ય લાગ્યું નહિ છતાં સુખના ભરમાં આવીને કહેવા લાગ્યો કે હે રાજા ! તારા અંતઃકરણમાં શ્રીકૃષ્ણુ પરમાત્માની વિશ્વરૂપ દર્શનનું વર્ણુન સાંભળીને પણ પુત્રોનો જય થયો એવી દુરાશા છુટતી નથી. તો જાણુ કે જ્યાં યોગેશ્વર એવા શ્રીકૃષ્ણુ અને ધનુર્ધારી પાર્થ હોય ત્યાંજ લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય તથા અચળ નીતિ રહેલાં છે એમ મારો નિશ્ચય છે. અર્થાત્ પાંડવોનોજ વિજય છે એમ મારી મતિ છે.

જ્યાં રાજાને સૂચવે છે કે તુ વિચારતો કર જે શ્રીકૃષ્ણુ ભગવાને પાંડવોને यो लाक्षावेश्मदाहादतिविपमविपाद्विप्रशापाद्वनान्ते धृष्टद्युम्नात्समायां युवति परिभवात्संजुगोप स्वभक्तान् । दूतः सूतश्च भूत्वा स युधि निजजने किं करिष्यत्युपेक्षां सत्येवं तावकानां त्रिगुणहतधियां जीवितेच्छाऽधुनाऽपि ॥ લાક્ષા ગૃહમાંથી અત્યંત હલાહલ વિષપાનમાંથી વનમાં બ્રાહ્મણ દુર્વાસાના શાપમાંથી મહા દુષ્ટ ઠગાઈ વાળા જુગારથી અને યુવતિ દ્રૌપદીના અપમાનથી પોતાના ભક્તો કે જેને સારી રીતે રક્ષા કરી તથા જે દૂત સમાચાર આપે જ શિષ્ટાઈ કરી નોકર અને

જેને પીતા મનુષ્યોમાં ગુણ દોષ તે નીકળી જઇ મોહ નીકળી
જઇ સંસાર તૃણવત્ થઇ જાય. અને પરમાનંદ સ્વરૂપને પામે. હવે છેવટમાં શ્રી-
જ્ઞાનેશ્વર મહારાજ આ શ્લોકમાં ટીકામાં વિશેષ શું કથન કરે છે. તેમજ
પોતાના શ્રીગુરૂ પાસેથી આશીર્વાદ માંગે છે તે જોઇએ. तयांचे पिसाट शब्द। कां नोहावे ते। पैं स्वर्ग॥ पवर्गादीन्ही। इयें
स्मृतीं लाणां येति पेद॥ सदेदें सच्चिदानंद। वई तया आधीनीं। जे श्रीकृष्ण बाप जननी। कमळाजया॥ ह्मणोनि जिया वाहीं उमा।
तो लक्ष्मियेचा पालगा। तेथ सर्व सिद्धि स्वयंभा। येर मी नेणे॥ તે પરમાત્માના
મોઢામાંથી નીકળનારા સહજ શબ્દો તેજ વેદ વાક્યો છે. જેને સાંભળીને દેહ છતાં
અર્જુન સચ્ચિદાનંદ સ્વરૂપ થઇ ગયો. જે શ્રીકૃષ્ણ ભગવાનને આધિ સ્વર્ગ અપ-
વર્ગાદિક બે જેને આધીન તે શ્રીકૃષ્ણ દેખાય અને માતા લક્ષ્મીજીને ઉભય છે તે
અર્જુનનાં પક્ષમાં સર્વસ્વ જય છે એ હે રાજા હું સમજુછું. માટે जेथ तो श्री
पाहु। जेथ भक्त कदंबु॥ तेथ सुख आणि लाभु॥ मंगलाचा॥ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ
અને ભક્ત શિરોમણી અર્જુન ત્યાં સુખ અને લાભ ઉભય છે. ऐसे श्लोक हातें
सात॥ गीतेचीं पदें आंगें याहत। पदें ह्मणों कीं परमामृत॥ गीताकाशींचें॥ कीं
आत्मराजाचीयें। सभे गीतें वीडनलें हें खांबे॥ मज श्लोक प्रतिभे ऐसें येत॥ આમ
જે સાવસો શ્લોક છે ગીતાના પદ રૂપી ગંગાવહે છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે
પદ દેહુ કે પરમામૃત છે, આ ગીતા રૂપી કાશીમાં આત્મરાજાની સભામાં સદા-
શિવ ભગવાન રૂપ સર્વ શ્લોકો છે. એમ મને પ્રતીતિ થાય છે. ह्मणोनि मनें कायें
वाचा। जो सेवक होईल इयेचा॥ तो स्वानंदसाम्राज्याचा। चक्रवर्ती करी॥ कीं
अविद्यातिमिर रोगें॥ श्लोक सूर्या तें पैजा जिंके॥ ऐसें प्रकाशिले गीतामिखें॥ रायें
श्रीकृष्णें॥ માટે મનથી કાયાથી ને વાચાથી જે ગીતાનો સેવક થાય તે સ્વાનંદ
રાજ્યના સામ્રાજ્યનો ચક્રવર્તી રાજા થાય અને અવિદ્યા રૂપી રાત્રિનો નાશ કર-
વાને શ્લોક રૂપી સૂર્ય સાવસો શ્રીકૃષ્ણ ભગવાને પ્રગટ કર્યા છે. ह्मणोनि मज
[illegible] आतां विषय नाहीं॥ गीता जाण हें वाङ्मयी॥ श्रीमूर्ति प्रभूची॥
[illegible] मग आपण मावळे॥ तैसें नव्हे हें सगळें। परब्रह्मचि॥ कैसा
[illegible] करूनि महानद सोपा। अर्जुन व्याजें रूपा आणीला देवें॥ चकोराचेनि
[illegible] संतनें॥ निववीलीं कळावतें। चंद्र जेवीं॥ શ્રીજ્ઞાનદેવ કહે છે
[illegible] શું બતાવું? જે સાક્ષાત્ વાંગમયી પ્રભુનું જ સ્વરૂપ છે. બીજા
[illegible] કર્યા પછી અર્થ પ્રાપ્ત થઇ પોતે નાશ પામે છે તેમ આ
[illegible] આ તો સાક્ષાત પરબ્રહ્મ છે. કોણ જાણે કેમ વિશ્વ ઉપર પ્રભુની
[illegible] નિમિત્તથી પ્રભુએ ગીતા કહી. જેમ ચકોરનાં નિમિત્તથી ચંદ્રમા
[illegible] તેમ અર્જુનરૂપી ચકોરના નિમિત્તથી ભગવાનરૂપી ચંદ્રે ત્રૈલોક્યને
[illegible] ज्यां तैसें शब्दें जें नलभे। तें घडुनियां अनुष्टुभें। स्त्रीशूद्रादि
[illegible] વેદ જે શબ્દથી જાણવામાં આવે નહિ તે શ્રી ભગવાને અનુષ્ટુપ
કર્યું. તે [illegible] જ ગીતાશાસ્ત્ર ભણી તેનીજ
एकं शास्त्र देवकी·

સૂત સારથી ઘોડાને હાંકનાર બન્યા તે ભગવાન્ શું યુદ્ધમાં ભક્તને મિત્રોનો ત્યાગ કરશે ? ના એમજ છે તો ત્રણે ગુણો વડે જેમની બુદ્ધિ મારી ગઈ છે. એવા તમારા દુર્યોધનાદિક પુત્રોનો હુજી પણ જીવવાની ઇચ્છા છે તે ખોટી અને તેમને કદીપણ વિજય મળી શકે નહિ એમ તમારે માનવું.

આ દર્શાવવાને માટે પ્રથમ શ્રીકૃષ્ણ ભગવાનને પહેલું.જે વિશેષણ આપ્યું તેઓકે योगेश्वरः અર્થાત્ યોગીઓમાં જ્યારે યોગ પૂર્ણ દશાએ આવે છે, જ્યારે તેમનામાં अष्ट सिद्धिः અને નવ નિધિ આવે છે. છતાં તેમનો તેઓ ખર્ચ કરે છે. તો પુણ્યનો નાશ થઇ અંતમાં સિદ્ધિનો પણ નાશ થાય છે. જ્યારે આ યોગેશ્વર ભગવાનમાં અવતાર સાથે સહજ અષ્ટ મહાસિદ્ધિઓ હતી. જેમણે બાળક અવસ્થામાંજ વ્રજમાં બતાવી. જ્યાં પરમ સિદ્ધિ તો ગોપીઓ સાથેના રાસમાં બતાવી હતી. રાસ રમીને કામદેવને તેમણે જીત્યો હતો. જેમકે, विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णो' श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः। भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ જે ધીરપુરુષ વ્રજબાલાઓની સાથે ભગવાન્ શ્રીકૃષ્ણ રાસ વિહારીની કથાનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે તે શીઘ્ર ભક્તિમાન થઈ પરા ભક્તિને પામી હૃદયમાં રહેલા કામરૂપી રોગ વિકારથી છૂટી જાય છે.

જ્યારે એમની રાસલીલાનું દશ્ય ચરિત્ર તત્વવિત્ દૃષ્ટિથી અનુભવતાં ભકતોમાં જો કામવિકાર નષ્ટ પામે ત્યારે પ્રભુએ સાક્ષાત્ પાર્થિવ દૃષ્ટિથી પરસ્ત્રીઓ સાથેના વિલાસમાં કામદેવને જીત્યો. તે એમનો યોગેશ્વર સ્વરૂપનો અદ્ભુત સ્વરૂપ છે. વળી જેમણે દુર્યોધનની સભામાં પણ તેમને પકડવા જતાં હજાર નારાયણ સ્વરૂપ બતાવી કૌરવોને ત્યાંજ બુદ્ધિમાં ભાવ કર્યો હતો કે હું પાંડવોનો કૈવારી તેમનાજ કલ્યાણમાં છું. તેમજ યુદ્ધ પ્રસંગમાં પણ અર્જુન પ્રત્યે વિશ્વરૂપ દર્શનમાં પોતાનો પ્રભાવ બતાવ્યો. ત્યાં અર્જુન જ બોલ્યો છે કે, रूद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनो मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ અગ્યાર રૂદ્રો, બાર આદિત્યો, આઠ વસુઓ, સાધ્ય દેવતાઓ, વિશ્વદેવ અશ્વિનીકુમારો મરુતગણ ઉષ્મપા., પિતરઃ, ગંધર્વ યક્ષ, આસુર સિદ્ધોનો સંઘ સર્વે વિસ્મય થઇને ભગવાન્ પ્રત્યે જોતા હતા. એમ કૃષ્ણાવતારમાં જો તેમના ચારીત્રોમાં દૃષ્ટિ નાંખીએ તો સર્વે ચરીત્રમાં યોગેશ્વર સ્વરૂપનાજ દર્શન છે.

હવે બીજા ચરણમાં અર્જુન કે જે નરરૂપ છે તેનો પ્રભાવ ધૃતરાષ્ટ્ર પ્રત્યે બતાવતાં સંજય કહે છે. તે धनुर्धरः पार्थ. અર્થાત્ ગાંડીવ ધનુષ જેને ખાંડવ વન બાળતાં અગ્નિએ આપ્યું છે અને પાશુપતાસ્ત્ર ભગવાન્ શંકરે આપ્યું હતું, વળી કીરીટી જેનું નામ છે, એવા અર્જુનને ઇન્દ્રે તે કીરીટ તેને આપ્યું હતું. તેમજ તેના જે દશ નામ જેવાંકે અર્જુન[૧] ફાલ્ગુન[૨] જીષ્ણુ[૩] કિરીટી[૪] શ્વેતવાહન[૫] વિજય[૬] કૃષ્ણ[૭] ધનંજય[૮] ગુડાકેશ[૯] આજાનુબાહુ ઇત્યાદિક નામ તેમાં વિજય એ પણ તેનું નામ છે. કારણ ઘણો ખરો અર્જુનનો યુદ્ધમાં વિજયજ થતો. જેમકે

વિરાટ રાજાના નગરમાં ઉત્તરના રથમાં બૃહન્નટા રૂપે હતો છતાં ત્યાં એકલાએજ કૌરવોને રણમાં હરાવ્યા હતા. ચિત્રસેન ગંધર્વને પણ તેણે જ હરાવ્યો હતો. સુધન્વાને પણ તેણે જ હરાવ્યો હતો. ગુરૂની પ્રીતિ તેના ઉપર અદ્ભુત હતી. તે ગુરૂને ગુરૂદક્ષણામાં દ્રુપદ રાજાને હરાવીને તેજ પકડી લાવ્યો હતો. અને ઘણા રાજાઓને જીતીને રાજસૂય યજ્ઞમાં તે ધન લાવ્યો હતો માટે તેનું નામ ધનંજય પડ્યું હતું. એમ વિજય સદા ધર્માત્મા અર્જુનનાં જ પક્ષમાં રહેતો હતો. જ્યાં સંજય કહે છે કે, તત્ર શ્રી અર્થાત્ લક્ષ્મીજી પણ ત્યાંજ છે. જ્યાં શ્રી વલ્લભાચાર્ય પોતાની કારીકામાં શ્રીકૃષ્ણ ભગવાનનાં ધ્યાનમાં લખે છે કે, नमामि हृदयशेषे लीलाक्षिराब्धिशायिनम् ॥ लक्ष्मीसहस्त्रलीलाभिः सेव्यमानकलानिधिम् ॥ મારા હૃદયરૂપી શેષમાં લીલારૂપી દુધના સમુદ્રમાં સ્થિત કરી રહેલા કૃષ્ણ ભગવાનને હજાર રૂપ ધારણ કરી લક્ષ્મીજી સેવા કરે છે. એવા લીલા કરવાવાળા શ્રીકૃષ્ણ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. વિજયના બારામાં તો શું જ કહેવું. એકલા પોતે ચાલ્યા જતા હતા અને પછવાડે કાલયવન દોડતો આવતો હતો છતાં તેમને પાંચ્યો નહિ. અને મુચુકુંદ દ્વારા જેનો નાશ કરાવ્યો એવા પ્રભુ વિજયરૂપ જ હતા. ષડ્ ઐશ્વર્યરૂપી ભૂમિ તો તેમનાં નામ જ હતાં ऐश्वर्यस्य समग्रस्य। धर्मस्य यशसः श्रियः ॥ वैराग्यस्य मोक्षस्य षडेते भग इतीअंगना ॥ એમના હતાં જ. જ્યાં સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર મારી બુદ્ધિમાં તે દર્શનથી નિશ્ચય થયો છે કે નીતિ તથા વિજય ત્યાં અચલ જ છે. આ નીતિના બારામાં દુર્યોધને શ્રીકૃષ્ણ ભગવાનને પ્રશ્ન પૂછ્યો હતો કે, તમે મારા તેમજ પાંડવોના સમાન આપ્ત છતાં પાંડવો પ્રત્યે તમારો પ્રેમ વિશેષ કેમ ? જ્યાં પ્રભુએ પ્રત્યુત્તર આપતાં કહ્યું હતું કે, एकत्वं मां विद्धि पांडवैर्धर्मचारिभिः ॥ यस्मान्नुनु समान्नुनु । यस्तान्द्वेष्टि स मां द्वेष्टि ॥ મારૂં અને પાંડવોનું એકત્વ થયું છે કારણ પાંડવો ધર્મચારી હોવાથી મારી પ્રીતિને પાત્ર થયા છે. માટે તેમના મિત્રો તે મારા મિત્રો અને તેમના દ્વેષી તે મારા દ્વેષી જાણ. એમ શ્રીકૃષ્ણ પરમાત્મા પાંડવોના વહાલા હતા જ્યાં સંતો કહે છે કે देवकीने वाहिला यशोदेने सायासें पाळिला ॥ सेखी उपयोगी घेला पांडवासी ॥ દેવકીએ જન્મ આપ્યો. યશોદાએ મહેનતથી મોટા કર્યા જ્યારે પ્રભુ કૃષ્ણ પાંડવોના માટે જ જાણે હોય તેમ તેમની જ સેવા કરી એમ આ ભગવદ્ગીતા શ્રીકૃષ્ણ અર્જુનના સંવાદરૂપે ભગવાન્ બાદરાયણ ગુરૂએ વિશ્વ ઉપર પરમ ઉપકાર કર્યો. જ્યાં મધુસૂદન સરસ્વતિ કહે છે. श्रीगोविन्दमुखारविन्दमधुना मिष्टं महाभारते गीताख्यं परमं रहस्यमृषिणा व्यासेन विख्यापितम् ॥ व्याख्यातं भगवत्पदैः प्रतिपदं श्रीशंकराख्यो पुनार्वष्टं मधुसूदनेन मुनिना स्वज्ञानशुद्धये कृतम् ॥ इह योऽस्ति विमोहयन्मनः परमानन्दघनः सनातनः ॥ गुणदोषभृदेष एव स्तृण तुल्यो यदयं स्वयंननः श्री ગોવિન્દનાં મુખમાંથી અપૂર્વ અમૃત રસ મહાભારતમાં ગીતાખ્યાન રૂપી જે પરમ રહસ્ય શ્રી મહર્ષિ એવા વેદવ્યાસે ગુંથીને બહાર પાડ્યો તેમનાં ચરણમાં નમસ્કાર છે. અને ત્યાર પછી શંકરાચાર્યની વ્યાખ્યામાંથી મધુસૂદન સરસ્વતિએ સ્વજ્ઞાનની શુદ્ધિ માટે વ્યાખ્યાન કરી પરમાનંદઘન

સૂત સારથી ઘોડાને હાંકનાર બન્યા તે ભગવાન્ શું યુદ્ધમાં ભક્તને મિત્રોનો ત્યાગ કરશે? જો એમજ છે તો ત્રણે ગુણો વડે જેમની બુદ્ધિ મારી ગઈ છે. એવા તમારા દુર્યોધનાદિક પુત્રોનો હજી પણ જીવવાની ઇચ્છા છે તે ખોટી અને તેમને કદીપણ વિજય મળી શકે નહિ એમ તમારે માનવું.

આ દર્શાવવાને માટે પ્રથમ શ્રીકૃષ્ણ ભગવાનને પહેલું જે વિશેષણ આપ્યું તેઓકે યોગેશ્વરઃ અર્થાત્ યોગીઓમાં જ્યારે યોગ પૂર્ણ દશાએ આવે છે, જ્યારે તેમનામાં अष्ट सिद्धि અને नव निधि આવે છે. છતાં તેમનો તેઓ ખર્ચ કરે છે. તો પુણ્યનો નાશ થઇ અંતમાં સિદ્ધિનો પણ નાશ થાય છે. જ્યારે આ યોગેશ્વર ભગવાનમાં અવતાર સાથે સહજ અષ્ટ મહાસિદ્ધિઓ હતી. જેમણે બાળક અવસ્થામાંજ વ્રજમાં બતાવી. જ્યાં પરમ સિદ્ધિ તો ગોપીઓ સાથેના રાસમાં બતાવી હતી. રાસ રમીને કામદેવને તેમણે જીત્યો હતો. જેમકે, विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णो श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः। भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ જે ધીરપુરૂષ વ્રજબાલાઓની સાથે ભગવાન્ શ્રીકૃષ્ણ રાસ વિહારીની કથાનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે તે શીઘ્ર ભક્તિમાન થઈ પરા ભક્તિને પામી હૃદયમાં રહેલા કામરૂપી રોગ વિકારથી છૂટી જાય છે.

જ્યારે એમની રાસલીલાનું દૃશ્ય ચરિત્ર તત્વવિત્ દૃષ્ટિથી અનુભવતાં ભક્તોમાં જો કામવિકાર નષ્ટ પામે ત્યારે પ્રભુએ સાક્ષાત્ પાર્થિવ દૃષ્ટિથી પરસ્ત્રીઓ સાથેના વિલાસમાં કામદેવને જીત્યો. તે એમનો યોગેશ્વર સ્વરૂપનો અદ્ભુત સ્વરૂપ છે. વળી જેમણે દુર્યોધનની સભામાં પણ તેમને પકડવા જવાં હજાર નારાયણ સ્વરૂપ બતાવી કૌરવોને ત્યાંજ બુદ્ધિમાં ભાવ કર્યો હતો કે હું પાંડવોનો કૈવારી તેમનાજ કલ્યાણમાં છું. તેમજ યુદ્ધ પ્રસંગમાં પણ અર્જુન પ્રત્યે વિશ્વરૂપ દર્શનમાં પોતાનો પ્રભાવ બતાવ્યો. ત્યાં અર્જુન જ બોલ્યો છે કે, रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ અગ્યાર રૂદ્રો. બાર આદિત્યો, આઠ વસુઓ, સાધ્ય દેવતાઓ, વિશ્વદેવ અશ્વિનીકુમારો મરૂતગણ ઉષ્મપાઃ, પિતરઃ, ગંધર્વ યક્ષ, આસુર સિદ્ધોનો સંઘ સર્વે વિસ્મય થઇને ભગવાન્ પ્રત્યે જોતા હવા. એમ કૃષ્ણાવતારમાં જો તેમના ચારીત્રોમાં દૃષ્ટિ નાંખીએ તો સર્વ ચરીત્રમાં યોગેશ્વર સ્વરૂપનાજ દર્શન છે.

હવે બીજા ચરણમાં અર્જુન કે જે નરરૂપ છે તેનો પ્રભાવ ધૃતરાષ્ટ્ર પ્રત્યે બતાવતાં સંજય કહે છે. તે धनुर्धरः पार्थ અર્થાત્ ગાંડીવ ધનુષ જેને ખાંડવ વન બાળવાં અગ્નિએ આપ્યું છે અને પાશુપતાસ્ત્ર ભગવાન્ શંકરે આપ્યું હતું, વળી કીરીટી જેનું નામ છે, એવા અર્જુનને ઇન્દ્રે તે કીરીટ તેને આપ્યું હતું. તેમજ તેના જે દશ નામ જેવાંકે અર્જુન[1] ફાલ્ગુન[2] જીષ્ણુ[3] કિરીટી[4] શ્વેતવાહન[5] વિજય[6] કૃષ્ણ[7] ધનંજય[8] ગુડાકેશ[9] આજાનુબાહુ ઇત્યાદિક નામ તેમાં વિજય એ પણ તેનું નામ છે. કારણ ઘણો ખરો અર્જુનનો યુદ્ધમાં વિજયજ થતો. જેમકે

વિરાટ રાજાના નગરમાં ઉત્તરના રથમાં બૃહન્નટા રૂપે હતો છતાં ત્યાં એકલાએજ કૌરવોને રણમાં હરાવ્યા હતા. ચિત્રસેન ગંધર્વને પણ તેણે જ હરાવ્યો હતો. સુધન્વાને પણ તેણે જ હરાવ્યો હતો. ગુરૂની પ્રીતિ તેના ઉપર અદ્ભુત હતી. તે ગુરૂને ગુરૂદક્ષણમાં દ્રુપદ રાજાને હરાવીને તેજ પકડી લાવ્યો હતો. અને ઘણા રાજાઓને જીતીને રાજસૂય યજ્ઞમાં તે ધન લાવ્યો હતો માટે તેનું નામ ધનંજય પડ્યું હતું. એમ વિજય સદા ધર્માત્મા અર્જુનનાં જ પક્ષમાં રહેતો હતો. જ્યાં સંજય કહે છે કે, તત્ર શ્રી અર્થાત્ લક્ષ્મીજી પણ ત્યાંજ છે. જ્યાં શ્રી વલ્લભાચાર્ય પોતાની કારીકામાં શ્રીકૃષ્ણ ભગવાનનાં ધ્યાનમાં લખે છે કે, नमामि हृदयशेषे लीलाक्षिराब्धिशायिनम् ॥ लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानकलानिधिम् ॥ મારા હૃદયરૂપી શેષમાં લીલારૂપી દુધના સમુદ્રમા સ્થિત કરી રહેલા કૃષ્ણ ભગવાનને હજાર રૂપ ધારણ કરી લક્ષ્મીજી સેવા કરે છે. એવા લીલા કરવાવાળા શ્રીકૃષ્ણ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. વિજયના બારામાં તો શું જ કહેવું. એકલા પોતે ચાલ્યા જતા હતા અને પછવાડે કાલયવન દોડતો આવતો હતો છતાં તેમને પાંચ્યો નહિ. અને મુચુકુંદ દ્વારા જેનો નાશ કરાવ્યો એવા પ્રભુ વિજયરૂપ જ હતા. ષડ્ ઐશ્વર્યરૂપી ભૂમિ તો તેમનાં નામ જ હતાં ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः ॥ वैराग्यस्य मोक्षस्य षडेते भग इतींगना ॥ એમના હતાં જ. જ્યાં સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર મારી બુદ્ધિમાં તે દર્શનથી નિશ્ચય થયો છે કે નીતિ તથા વિજય ત્યાં અચલ જ છે. આ નીતિના બારામાં દુર્યોધને શ્રીકૃષ્ણ ભગવાનને પ્રશ્ન પૂછયો હતો કે, તમે મારા તેમજ પાંડવોના સમાન આપ્ત છતાં પાંડવો પ્રત્યે તમારો પ્રેમ વિશેષ કેમ ? જ્યાં પ્રભુએ પ્રત્યુત્તર આપતાં કહ્યુ હતું કે, एकत्वं मां विद्धि पांडवैर्धर्मचारिभिः ॥ यस्मात्रनु समान्ननु । यस्तान्द्वेष्टि स मां द्वेष्टि ॥ મારૂં અને પાંડવોનું એકત્વ થયું છે કારણ પાંડવો ધર્મચારી હોવાથી મારી પ્રીતિને પાત્ર થયા છે. માટે તેમના મિત્રો તે મારા મિત્રો અને તેમના દ્વેષી તે મારા દ્વેષી જાણ. એમ શ્રીકૃષ્ણ પરમાત્મા પાંડવોના વહાલા હતા જ્યાં સંતો કહે છે કે देवकीने वाहिला यशोदेने सायासें पाळिला ॥ सेवी उपयोगी घेला पांडवासी ॥ દેવકીએ જન્મ આપ્યો યશોદાએ મહેનતથી મોટા કર્યા જ્યારે પ્રભુ કૃષ્ણ પાંડવોના માટે જ જાણે હોય તેમ તેમની જ સેવા કરી એમ આ ભગવદ્ગીતા શ્રીકૃષ્ણ અર્જુનના સંવાદરૂપે ભગવાન્ બાદરાયણ ગુરૂએ વિશ્વ ઉપર પરમ ઉપકાર કર્યો. જ્યાં મધુસૂદન સરસ્વતિ કહે છે. श्रीगोविन्दमुखारविन्दमधुना मिष्टं महाभारते गीताख्यं परमं रहस्यमृषिणा व्यासेन विख्यापितम् ॥ व्याख्यातं भगवत्पदैः प्रतिपदं श्रीशंकराख्यो पुनावष्टं मधुसूदनेन मुनिना स्वज्ञानशुद्ध्यै कृतम् ॥ इह योऽस्ति विमोहयन्मनः परमानन्दघनः सनातन ॥ गुणदोषभृदेष एव स्तृण तुल्यो यदयं स्वयंननः શ્રી ગોવિન્દનાં મુખમાંથી અપૂર્વ અમૃત રસ મહાભારતમાં ગીતાખ્યાન રૂપી જે પરમ રહસ્ય શ્રી મહર્ષિ એવા વેદવ્યાસે ગુંથીને બહાર પાડયો તેમનાં ચરણમાં નમસ્કાર છે. અને ત્યાર પછી શંકરાચાર્યની વ્યાખ્યામાંથી મધુસૂદન સરસ્વતિએ સ્વજ્ઞાનની શુદ્ધિ માટે વ્યાખ્યાન કરી પરમાનંદઘન

સનાતન રસ પીધો. જેને પીતા મનુષ્યોમાં ગુણ હોય તે નીકળી જઇ મોહ નીકળી જઇ સંસાર તૃણવત્ થઈ જાય. અને પરમાનંદ સ્વરૂપને પામે. હવે છેવટમાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજ આ શ્લોકમાં ટીકામાં વિશેષ શું કથન કરે છે. તેમજ પોતાના શ્રીગુરૂ પાસેથી આશીર્વાદ માંગે છે તે જોઈએ. तयांचे पिसाट शब्द। सुरें ह्मणो येति वेद ॥ सदेहे सच्चिदानंद। कां नोहावे ते। पैं स्वर्ग ॥ पवर्गादोन्ही। इयें पदें तया अधीनीं। जे श्रीकृष्ण बाप जननी। कमळाजया ॥ ह्मणोनि जिया बाहीं उमा। तो लक्ष्मियेचा वल्लभा। तेथ सर्व सिद्धि स्वयंभा। येर मी नेणे ॥ તે પરમાત્માના મોઢામાંથી નીકળનારા સહજ શબ્દો તેજ વેદ વાક્યો છે. જેને સાંભળીને દેહ છતાં અર્જુન સચ્ચિદાનંદ સ્વરૂપ થઇ ગયો. જે શ્રીકૃષ્ણ ભગવાનને આધિ સ્વર્ગ અપવર્ગાદિક બે જેને આધીન તે શ્રીકૃષ્ણ દેખાય અને માતા લક્ષ્મીજીને ઉભય છે તે અર્જુનનાં પક્ષમાં સર્વસ્વ જય છે એ હે રાજા હું સમજુછું. માટે जेथ तो श्री वल्लभु। जेथ भक्त कदंबु ॥ तेथ सुख आणि लाभु ॥ मंगलाचा ॥ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ અને ભક્ત શિરોમણી અર્જુન ત્યાં સુખ અને લાભ ઉભય છે. पेसे श्लोक शतें सात ॥ गीतेचीं पदें आंगें वाहत। पदें ह्मणो कीं परमामृत ॥ गीताकाशींचें ॥ कीं आत्मराजाचीयें। सभें गीतें वीडवलें हें सांचे ॥ मज श्लोक प्रतिभे पेसें येत ॥ આમ જે સાતસો શ્લોક છે ગીતાના પદ રૂપી ગંગાવહે છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે પદ કહું કે પરમામૃત કહું. આ ગીતા રૂપી કાશીમાં આત્મરાજાની સભામાં સદાશિવ ભગવાન્ રૂપ સર્વ શ્લોકો છે. એમ મને પ્રતીતિ થાય છે. ह्मणोनि मनें कायें वाचा। जो सेवक होईल इयेचा ॥ तो स्वानंदसाम्राज्याचा। चक्रवर्ती करी ॥ कीं अविद्यातिमिर रोखें ॥ श्लोक सूर्या तें पैजा जिंके ॥ पेसें प्रकाशिले गीतामिसें ॥ रायें श्रीकृष्णें ॥ માટે મનથી કાયાથી ને વાચાથી જે ગીતાનો સેવક થાય તે સ્વાનંદ રસના સામરાજ્યનો ચક્રવર્તી રાજા થાય અને અવિદ્યા રૂપી રાત્રિનો નાશ કરવાને શ્લોક રૂપી સૂર્ય સાતસો શ્રીકૃષ્ણ ભગવાને પ્રગટ કર્યા છે. ह्मणोनि मज कांहीं ॥ समर्थंनी आतां विपय नाहीं ॥ गीता जाण हें वाङमयी ॥ श्रीमूर्ति प्रभूची ॥ शास्त्र वाच्यें अर्थें फळे ॥ मग आप्पण मावळें ॥ तैसें नव्हे हें सगळें। परब्रह्मचि ॥ केसा विश्वाचिया कृपा। करूनि महानंद सोपा। अर्जुन व्याजें रूपा आणीला देवें॥ चकोराचेनि निमित्तें ॥ तिन्ही भुवनें संतसें ॥ निववलीं कळावंतें। चंद्र जेवीं ॥ શ્રીજ્ઞાનદેવ કહે છે ગીતાનું વિશેષ મહત્વ શું બતાવુ? જે સાક્ષાત્ વાંગમથી પ્રભુનું જ સ્વરૂપ છે. બીજા શાસ્ત્રો છે તે વાચન કર્યા પછી અર્થ પ્રાપ્ત થઇ પોતે નાશ પામે છે તેમ આ ગીતાશાસ્ત્ર નથી. આ તો સાક્ષાત પરબ્રહ્મ છે. કોણ જાણે કેમ વિશ્વ ઉપર પ્રભુની કૃપા ઉતરી તે અર્જુન નિમિત્તથી પ્રભુએ ગીતા કહી. જેમ ચકોરના નિમિત્તથી ચંદ્રમા અમૃત સ્રાવ કરે છે. તેમ અર્જુનરૂપી ચકોરના નિમિત્તથી ભગવાનરૂપી ચંદ્રે ત્રૈલોકયને પોતાનું અમૃત આપ્યું. જ્યાં तैसें शब्दें जें नलभे। तें घडुनियां अनुष्टुभें। स्त्रीशूद्रादि प्रतिभे। सामाविलें ॥ વેદ જે શબ્દથી જાણવામાં આવે નહિ તે શ્રી ભગવાને અનુષ્ટુપ છંદ વડે સ્ત્રી શૂદ્રાદિક માટે પણ સુલભ કર્યું. તે એક જ ગીતાશાસ્ત્ર ભણી તેનીજ સેવામાં સર્વસ્વ છે. બીજા શાસ્ત્રોની કાંઇ પણ જરૂર નથી. જેમકે एकं शास्त्र देवकी-

पुत्रगीतं एको देवो देवकीपुत्र एव ॥ एको मंत्रस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥ હવે છેવટમાં પોતાના ગુરૂ નિવૃત્તિ નાથ પાસે પ્રસાદ માંગે છે. ॥ किं वहुना तुमचें केलें । धर्मकीर्तन हें सिद्धि नेलें ॥ येथ मांजें कीं उरलें । पाइक पण ॥ आतां विश्वात्मकें देवें । येणे वाग्यज्ञे तो पावे ॥ तोपोनि मज घ्यावें । पसायधन हें जें खळाचीं व्यंकटी सांडो ॥ तया सत्कर्मीं रतो वाढो ॥ भूता परस्परें पडो । मैत्र जीवांचें ॥ दुरितांचें तिमिर जावो ॥ विश्वस्वधर्म सूर्य पाहो ॥ जो जो वांच्छील तें लाहो । पाणी जात ॥ वर्षत सर्व मंगली । इश्वरनिष्ठांची मांडीयाळी ॥ अनवरत भूमंडळीं ॥ भेटे तयां भूतां ॥ चला कल्पतरूचें खरा ॥ चेतना चिंतामणींचें गांव ॥ बोलतें जें अर्णव । पीयुषाचे ॥ चन्द्र मेजे अलांछन ॥ मार्तंड जें तापहीन ॥ तें सर्वा ही सदा-सजन । सोयरे होतु ॥ किं वहुना सर्वसुखी ॥ पूर्ण होउनी त्रिलोकीं । भजी जो आदि पुरूखीं । अखंडीत ॥ तेन ह्मणे श्री विश्वेश्वर राहो ॥ हा होईल दानपसावो ॥ येणे वरें *ज्ञानदेवो । सुखी आला जाला ॥* વિશેષ શું કહું. હે ગુરો તમારીજ કૃપાથી મારો આ ધર્મયજ્ઞ પુરો થયો માટે મારૂં કામ એજ એક ગીતા સેવા રહો માટે વિશ્વાત્મક દેવ આ વાક્યજ્ઞથી પ્રસન્ન થઈને મને આ પ્રસાદ આપવો કે ખળ માણસોનું ખળપણું નીકળી જાય. તેઓ સત્કર્મમાં લાગે. પ્રાણી માત્રની મૈત્રી પરસ્પર થાય. વિશ્વમાં પાપરૂપી અંધકાર નીકળી જાય અને સ્વધર્મ રૂપી સેવા કરે. અને આ જ્ઞાનસૂર્ય તેમનાં હૃદયમાં પ્રગટો. તેમની જે જે ઇચ્છા હોય તે તૃપ્ત થાયે. ભુતલમાં અખંડ મંગળનો વર્ષાદ વર્ષો ભગવદ્‌ભકતોનો સમુદાય વધો અને સર્વ ભૂતોનો સદ્ભાવથી ભેટ થાય. ભક્તજનો કલ્પતરૂના બોલતા ચાલતા વૃક્ષ રૂપ છે. જીવતા ચિંતામણી છે. અમૃતના ચાલતા બોલતા સમુદ્ર રૂપ છે. જેઓ કલંકરહિત ચંદ્રની પેઠે સંસારને શાન્તિ આપે છે. અને અધકારનો નાશ કરો. જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય કરવાવાળા તેઓ પ્રાણી માત્રને પ્રિય થાય. વિશેષ શું માંગુ? સર્વ વિશ્વ પરમ સુખથી, પૂર્ણ ભરાઈને આદિ પુરૂષને અખંડ ભજવાવાળા થાય. એમ શ્રી જ્ઞાનેશ્વર મહારાજે માંગ્યું. ત્યાં નિવૃત્તિનાથે હા પાડી કે તારી ઇચ્છા પ્રભુ પૂર્ણ કરશે. અસ્તુ શ્રી જ્ઞાનેશ્વર મહારાજની પેઠે હું પણ સમર્થ શ્રી ગુરૂ નરહરિશર્મા પાસે માગુ છું કે, આપની કૃપાથી સાધારણ હોડી જેમ સમુદ્ર ઓળંગી જાય, તેમ ગીતા કે જે મહાસાગર છે તે મહાપુરૂષોની મતિને મુંજવે છે. ત્યાં મારી અલ્પ મતી મેં આપની મતિમાં રેડવાથી આપની કૃપાથી આજે વર્ષ સંવત્ ૧૯૯૨ ની વસંત પંચમીને દિવસે સંપૂર્ણ થઇ. તે જેમ આપની ઇચ્છા હતી તેમ મનુષ્યોમાં ઉઠે અને તે વડે મારી આપના ચરણમાં મારા શ્રીઇષ્ટદેવ શ્રીકૃષ્ણ પ્રભુના ચરણની સેવા વડે હું કૃતાર્થ થઇ છું. જે કૃષ્ણ સ્વરૂપ માટે શ્રી મધુસૂદન લખે છે જ્યાં મારી પણ સંમતિ છેકે,

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ॥
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥ १ ॥

काण्डत्रयात्मकं शास्त्रं गीताख्यं येन निर्मितम् ।
आदिमध्यान्तषट्केषु तस्मै भगवते नम ।

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે હે નાથ નારાયણ વાસુદેવ.

अच्युतं केशव रामनारायणं कृष्णदामोदरं वासुदेवं हरिम् ॥
श्रीधरं माधव गोपिकावल्लभं जानकीनायकं श्रीरामचंद्रं भजे ॥

इति विद्या तपोयोनिरयोनिर्विष्णुरीडित ।
वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां मे जनार्दन ॥

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

काम्योपासनयार्थयन्त्यनुदिन किंचित्फलं सेप्सितम् किंचित्स्वर्गमथापवर्गमपरैर्योगादि यज्ञादिभि· । अस्माकं यदुनन्दनाऽङ्घ्रियुगलध्यानावधानार्थिना किं लोकेन दमेन किं नृपतिना स्वर्गापवर्गैश्च किम् ॥

અર્થ–

કામ્યઉપાસનાથી કેટલાકો ફળની ઇચ્છામાં તૃપ્ત હોય છે, કેટલાક સ્વર્ગાદિક ઇચ્છે છે. કેટલાક યોગાદિક યજ્ઞાદિક કરે છે. અમને તો યદુનન્દન શ્રીકૃષ્ણના ચરણયુગલમા રતિ પ્રીતિ રહો એજ ઇચ્છા છે. આ લોકથી શું, વિશેષ દમથી શું, રાજા પદને પણ શુ, તેમજ સ્વર્ગ અપવર્ગથી પણ શુ.

श्रीकृष्णाय वासुदेवाय हरये परमात्मने ।
प्रणतक्लेशनाशाय गोविन्दाय नमोनम ॥

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.